શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇ સ્મારક ગ્રંથમાળા નં. ૩૨

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનું

# બુદ્ધિપ્રકાશ

[ લેખસંગ્રહ—ઇ. સ. ૧૮૫૪—૧૯૦૮

ભાગ ૧ લો

સંપાદકો

નવલરામ જ. ત્રિવેદી એમ. એ.

અધ્યાપક, મહિલા પાઠશાળા, અમદાવાદ

અનંતરાય મ. રાવળ. એમ. એ.

અધ્યાપક, ગુજરાત કૉલેજ, અમદાવાદ

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી : અમદાવાદ

પ્રકાશક :
રસિકલાલ છોટાલાલ પરીખ
અધ્યક્ષ : ઉચ્ચ અભ્યાસ અને સંશોધન વિભાગ
ગુજરાત વર્નાક્યુલર સોસાયટી
ભદ્ર, અમદાવાદ



પ્રત ૧૬૦૦ ઇ. સ. ૧૯૪૧
૧ લી આવૃત્તિ વિ. સં. ૧૯૯૭

કીંમત ૧ રૂપિયો

મુદ્રક:
કેશવલાલ સાં. શાહ
વીરવિજય પ્રિન્ટિંગ પ્રેસ
સલાપોસ ક્રોસરોડ—અમદાવાદ

## ૧૯ સોરાબજી જમશેદજી જીજીભાઇ સ્મારક ગ્રંથમાળાનો

# પરિચય

ઈ. સ. ૧૮૬૪માં મુંબાઇના મશહુર શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઇ અમદાવાદ પધાર્યા હતા, ત્યારે તેમણે ગુજરાતના જુવાન માણસોમાં બુદ્ધિનાં કામ કરવાની હોંશ વધારવાને તથા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં ઉપયોગી કામને પુષ્ટિ આપવા સારુ રૂ. ૨૫૦૦) સોસાયટીને સોંપ્યા હતા અને એવી ઇચ્છા જણાવી હતી કે તેની પ્રોમિસરી નોટો લઇ તેના વ્યાજમાંથી ઈનામ આપી શુદ્ધ ગુજરાતીમાં સારા નિબંધ તથા પુસ્તક રચાવવાં. તે પ્રમાણે આ ફંડમાંથી આજ સુધીમાં નીચેનાં પુસ્તકો તૈયાર કરાવી સોસાયટીએ છપાવેલાં છે:

૧. ગુજરાતી ભાષાનો ઇતિહાસ ( ૩જી આવૃત્તિ )
૨. દૈવજ્ઞદર્પણ
૩. ગુજરાતના ભિખારીઓ
૪. ભિક્ષુક વિષે નિબંધ
૫. અર્થશાસ્ત્ર
૬. સ્ત્રીનીતિધર્મ ( ૫ મી આવૃત્તિ )
૭. ગુજરાતના ઉત્કર્ષનાં સાધન વિષે નિબંધ
૮. દુકાળ વિષે નિબંધ
૯. સેવિંગ બેંકની અગત્ય વિષે
૧૦. સ્થાનિક સ્વરાજ્ય
૧૧. અર્થશાસ્ત્રોનાં મૂળતત્ત્વો ( ૩જી આવૃત્તિ )
૧૨. જ્ઞાનવચન
૧૩. પ્રાચીન ભરતખંડનો મહિમા

૧૪. પ્રેસિડંટ લિંકનનું ચરિત્ર
૧૫. મોહસિનીનાં નીતિવચનો
૧૬. માર્કો પોલોનો પ્રવાસ
૧૭. જીવતત્ત્વ
૧૮. વનસ્પતિતત્ત્વજ્ઞાન
૧૯. નવરાશના વખતમાં ગમ્મત અને જ્ઞાન
૨૦. ખેતીવાડી અને બગીચાની ઊપજ વધારનારાં ખાતર વિષે નિબંધ
૨૧. બ્રિટિશ હિન્દનો આર્થિક ઇતિહાસ, ભાગ ૧
૨૨. અગ્નિમાંદ્ય
૨૩. નીરોગી રહેવાના ઉપાય
૨૪. યજ્ઞરહસ્ય
૨૫. સૌન્દર્ય અને લલિતકળા
૨૬. વિચારસ્વાતંત્ર્યનો ઇતિહાસ
૨૭. વિજ્ઞાન વ્યાખ્યાનમાળા નં. ૧
( રેડિયો, વાયરલેસ, પિક્ચર્સ અને ટેલીવિઝન )
૨૮. વિજ્ઞાન વ્યાખ્યાનમાળા નં. ૨
( મજ્જાતંત્ર, ચિત્તશાસ્ત્ર અને ભૌતિકવિજ્ઞાન અને ચિત્તશાસ્ત્ર )
૨૯. વિજ્ઞાન વ્યાખ્યાનમાળા નં. ૩
( ગુજરાતની વનસ્પતિઓ )
૩૦. ગુજરાતીઓએ હિન્દી સાહિત્યમાં આપેલો ફાળો
૩૧. ભારતીય અર્થશાસ્ત્ર
૩૨. બુદ્ધિપ્રકાશ–લેખસંગ્રહ, ભાગ ૧ લો

ગુ. વ. સોસાયટી,
અમદાવાદ
તા. ૨૦–૧૨–૧૯૪૦

**રસિકલાલ છો. પરીખ**

# નિવેદન

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ તેના મુખપત્ર 'બુદ્ધિપ્રકાશ'ના જન્મથી માંડી અત્યાર સુધીના તેના અંકોમાં પ્રકટ થયેલી સામગ્રીમાંથી 'બુદ્ધિપ્રકાશ'નું કર્યુંકારવ્યું સારી રીતે બતાવી શકે તેવું સંદોહન બે ભાગમાં ગ્રંથાકારે કરી આપવાનું અમને સોંપ્યું છે. એ યોજના અનુસાર આ પ્રથમ ભાગ પ્રકટ થાય છે. એમાં ઈ. સ. ૧૮૫૪ થી એટલે કે 'બુદ્ધિપ્રકાશ'ના પ્રારંભથી માંડી ઈ. સ. ૧૯૦૮ સુધીના એટલે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના હીરક મહોત્સવ સુધીનાં 'બુદ્ધિપ્રકાશ'નાં પ્રથમ પંચાવન વર્ષના અંકોમાંની લેખસામગ્રીનું તારણ રજૂ કર્યું છે. ઈ. સ. ૧૯૦૯ થી ૧૯૪૦ સુધીના ગાળાની લેખસામગ્રીનું તારણ બીજા ભાગરૂપે પ્રસિદ્ધ થશે. સમયાવધિની દૃષ્ટિએ અસમાન લાગતા આ બે ગાળાની ચૂંટવાયોગ્ય સામગ્રી લગભગ સરખી થશે એમ માની અમે આવી વ્યવસ્થા કરી છે.

છાપવાયોગ્ય સામગ્રીની પ્રથમ કરેલી ચૂંટણી પર બબ્બે વાર કાપ મૂકયા છતાં આ ગ્રંથ નિર્ધારેલા વીસ ફરમાની હદને વટાવી પચીસ ફરમા સુધી પહોંચી ગયો છે, પણ એક માસિક પત્રના માટે એટલો વિસ્તાર વધુ પડતો ગણાય નહિ એમ અમારું માનવું છે. અહીં આટલું સ્પષ્ટ કરી દેવું જરૂરી લાગે છે કે જુદા જુદા તંત્રીઓને હાથે જે જે વિષયોને ન્યૂનાધિક મહત્ત્વ 'બુદ્ધિપ્રકાશ'માં મળતું ગયું છે તેનું યોગ્ય પ્રતિનિધિત્વ જળવાય, અર્વાચીન ગુજરાતના સંસ્કારઘડતરમાં જેણે થોડોઘણો ગણનાપાત્ર ફાળો આપ્યો છે એવા 'બુદ્ધિપ્રકાશ'નાં સેવા અને પ્રવૃત્તિ, આશય અને સિદ્ધિ જેવાં

હતાં તેવાં બતાવી શકાય, અને 'બુદ્ધિપ્રકાશ'નો તેમ જ તેનાં લખાણોની ભીતરમાંથી તારવી શકાય તેવો ગુજરાતી ગદ્યનો વિકાસક્રમ પારખી શકવા જરૂરી એવી સામગ્રી રજૂ કરાય, એ જોવાની ચૂંટણી કરતી વેળા અમે બનતી કાળજી રાખી છે. આમ હોવાથી નાટક, સમાજસુધારો, વાર્તા, ગ્રંથાવલોકન વગેરે બધા જ વિભાગમાં નિરપેક્ષ ધોરણે અત્યારની દૃષ્ટિને સત્ત્વ વગરનું કે કાચું લાગે તેવું કેટલુંક લખાણ પણ, તે વેળા 'બુદ્ધિપ્રકાશ'માં શું, કેવું, લખાતું તે બતાવવાના આશયથી, કહો કે મોહથી, અમે તો ચૂંટ્યું છે. આ કારણે આ ગ્રંથને 'બુદ્ધિપ્રકાશ'નો અર્ક કહેવા કરતાં તેનો પ્રતિનિધિ સંગ્રહ લેખવો વધુ ઉચિત થશે. અર્ક જ રજૂ કરવાનો આશય રાખ્યો હોત તો ચૂંટણી વધુ કડક ધોરણે કરી હોત.

છતાં આમાંના લેખોની ચૂંટણીને ઘણી રીતે મર્યાદિત કર્યા વિના રહેવાયું નથી. ઉપરકહ્યા દૃષ્ટિબિંદુથી ચૂંટણી કરવા જતાં તો ખૂબ વિસ્તાર થઈ જાય. એ ટાળવા તથા સોસાયટીએ નક્કી કરી આપેલી ગ્રંથમર્યાદાનું પાલન કરવા, જે લેખો ત્યારપછી નાની પુસ્તિકા-રૂપે કે તેના લેખકના અન્ય લેખો જોડે ગ્રંથસ્થ થઈ ગયા છે તેને અત્ર લીધા નથી. નરસિંહરાવના 'ઉત્તરરામચરિતના ભાષાંતરનું અવલોકન' તથા 'એક ચિત્ર જોઈ સૂઝેલા વિચાર', રમણભાઈના 'કવિતા' અને 'સરસ્વતીચંદ્રનું અવલોકન', કેશવલાલ ધ્રુવના 'પ્રેમાનંદ' ને 'પદ્યરચનાના પ્રકાર', તથા દી. બ. કૃષ્ણલાલ ઝવેરીનો 'દયારામ અને હાફેઝ', જેવા ઘણા લેખો પ્રથમ 'બુદ્ધિપ્રકાશ'માં પ્રકટ થયેલા છતાં આ લેખસંગ્રહમાં ન લેવાયાનો એ ખુલાસો છે. આ જ કારણથી 'પ્રેમાનંદની કવિતા સરસ કે શામળની' એ દલપતરામે ઉપાડેલી ચર્ચા વડોદરા સાહિત્ય સભાએ પ્રકટ કરેલા 'કવિ શામળ' ગ્રંથમાં છપાઈ ગઈ જાણી અમે તેને ચૂંટણીમાં લીધેલ છતાં છેલ્લી ઘડીએ આમાંથી કાઢી નાખી છે. એ જ રીતે, 'બુદ્ધિપ્રકાશ'ના અંકોમાં હપ્તાથી લંબાયા કરેલા વિસ્તારી લેખોને તેમ જ સ્વયંપૂર્ણ પણ લાંબાં લખાણોને ય

અમારે, કેટલીક વાર તો લાચારીથી, જતાં કરવાં પડ્યાં છે. 'જીવન-ગતિનિર્ણય', 'લેખનશૈલી', 'પંદરમા તથા સોળમા સૈકાના ભક્ત-કવિઓ', 'વિક્રમ સંવતના અઢારમા સૈકામાં ગુજરાતનું સાંસારિક અને ધાર્મિક દર્શન' જેવા અનેક લેખોને અત્ર સ્થાન નથી મળ્યું તે આ કારણે. આમાંના આઠ ખંડો જે અમે પ્રથમથી નક્કી કરેલ તેમાંની ચૂંટેલી સામગ્રીનો અમારે આ આઠ ખંડોમાં જ ઘટતે સ્થળે સમાવેશ કરવો પડ્યો છે તે પણ આ મર્યાદાને લીધે.

એ છોડી દેવાયેલા ત્રણ ખંડો ઉપરાંત આમાંના સમાજસુધારો, વાર્તા અને ચરિત્ર એટલા ખંડોની સામગ્રી અમારામાંથી શ્રી. નવલ-રામ ત્રિવેદીએ ચૂંટી છે, અને ધર્મવિચાર, ભાષા અને સાહિત્ય, ઈતિહાસ, નાટક તથા વિજ્ઞાનના ખંડોમાંની લેખસામગ્રીની ચૂંટણી શ્રી. અનંતરાય રાવળે કરી છે. અહીં છાપતી વેળા બધા લેખોની ભાષા તથા જોડણીને જરા ય ન સંસ્કારતાં અમે તે મૂળ લેખોમાં હતી તેવી રાખી છે. આપણા ગદ્યના વિકાસનો અભ્યાસ કરવા ચાહનારાઓને ઓગણીસમી સદીના ઉત્તરાર્દ્ધના આપણા ઘડાતા ગદ્યનો સાચો ખ્યાલ મેળવવાની એથી સુગમતા થશે એમ અમે માન્યું છે. લેખો પણ જેમ 'બુદ્ધિપ્રકાશ'ના અંકોમાં છપાયેલા તે જ સ્વરૂપે છાપ્યા છે. કેટલાક લેખો નીચે લેખકનું નામ છે અને કેટ-લાકની નીચે નહિ હોય તેનું કારણ આ છે. (લેખો નનામા રહેવાનું કારણ તે સમયના લેખકોનું કર્તૃત્વઅભિમાન અત્યારના જેવું સતેજ નહિ હોય તે હશે?) વિરામચિહ્નોની અવ્યવસ્થામાં વાક્યાર્થની સુગમતાને સારુ ક્યાંક ક્યાંક ફેરફાર કર્યા છે, પણ તે જૂજ જ.

'બુદ્ધિપ્રકાશ' પત્રનાં આશય, પ્રવૃત્તિ, પત્રનીતિ, તંત્રીઓ, તેનાં લખાણોના વિષયો, તેમાંથી જોઈ શકાય તેવો ને તેટલો ગદ્યવિકાસ વગેરે મુદ્દાઓને સ્પર્શતો એક વિસ્તૃત ઉપોદ્ઘાત બીજા ભાગના આરંભમાં મૂકવાની અમારી ઉમેદ છે.

સંપાદકો

# અનુક્રમણિકા

## ખંડ ૨ : ધર્મવિચાર



## ખંડ ૩ : ભાષા અને સાહિત્ય

### ૧. ભાષાવિચાર

૨. સાહિત્યતત્ત્વચર્ચા



૩. વિવેચન



૪. ગ્રંથાવલોકન



૫. ચર્ચા

## ખંડ ૪ : વાર્તા



## ખંડ ૫ : નાટક



## ખંડ ૬ : ચરિત્ર



## ખંડ ૭ : ઇતિહાસ

## ખંડ ૮ : વિજ્ઞાન

# ખંડ ૧ : સમાજ–સુધારો

## ×જાહેર વિજ્ઞપ્તિ

હુ. કાં. દલપતરાંમ ડાહ્યાભાઈ મારા પ્યારા સ્વદેશી દોસ્તદારોનો વેહેમ મટાડવા સારૂ આ ઝાહેર ખબર આપુ છું કે–દુનીયામાં મંત્ર અથવા જાદુથી કાંઈ થઈ સકે એ વાત જુઠી છે. માટે નીચે લખ્યા પ્રમાણે જાદુ શાબીત કરી આપશે તેને રૂા. ૧૦૦) સો રૂપીયા કંપની નજરાના દાખલ હું મારા પદરના આપીશ

૧ મુઠ મારાથી માણુસ–પશુ-પક્ષી વીગેરે મરી જાય એ વાત જુઠી છે માટે અમારા બતાવ્યા પ્રમાણે કિડી અથવા માંખીને પણ મુઠથી કોઈ મારી બતાવશે.

૧ અથવા જાદુ વડે કાંઈ જીણુશો ઊડાવ્યાની વાત કેહે છે તે બીલકુલ જુઠી છે માટે અમારા દેખતાં અમે કહીયે તે જીણુશ પડી હોય ત્યાંહાંથી ઈલમ વડે એક હાથ જેટલે પણ આઘી પાછી ખેશવશે અથવા.

૧ અમારી મુઠીમાંથી ઈલમ વડે કોઈ જીણુશ ઊડાવશે અથવા

૧ અમારી મુઠીમાં કાગલની ચકતી આપી તેનો પૈશો કે રૂપીયો કે કાંઈ બીજી જીણુશ બનાવી દેશે તથા

૧ ઈલમવાલા લોકો માણુસનું માંથું કાપી ધડ માથું જુદાં કરીને પાછું સાજુ કરી બતાવે છે. એ વાતમાં જરૂર દગલબાજી છે

માટે અમારી ખાતરી થાય એમ તપાશ કરવા દેઈ એ વાત સાબીત કરી આપશે. અથવા

૧ ઈલમવાલા પેટમાં તરવાર મારી વાંસામાં વચોવચ સોસરી કાહાડી બતાવે છે તેમાં પણ દગલબાજી છે. માટે અમારી ખાતરી થાય એમ તપાશ કરવા દેઈ સાબીત કરી આપશે.

એ રીતે જાદુ સાબીત કરી આપશે તેનેં ઊપર લખેલા સો રૂપૈયા હું આપીશ. તા. ૮ અપરેલ સંનેં ૧૮૫૫ સંવત્ ૧૯૧૧ ના ચૈત્ર વદી ૬ રવીવાર મુકામ સાદરા.

દલપતરાંમ ડાહ્યાભાઈ સહી.

(પુ. ૨ જું, માહે મે, ૧૮૫૫)

## જાદુ વિષે

નાંમદાર ગવરનર સાહેબ અહીં પધારા હતા, તેમની મુલાખાતે ઈડરના દરબાર પધારા હતા, તેવામાં અહીં એક મંત્રશાસ્ત્રી પરગાંમનો આવ્યો હતો. તેંણેં દરબારનેં જાહેર કરાવ્યું. જે તમે મંત્રની વાત માંનતા નથી, માટે મંત્રની વાત સાબીત કરી આપવાનેં હું તૈયાર છું. એવું દરબારના બારોટની મારફતે કેહેવરાવ્યું. ત્યારે માહારાજશ્રીએ ફરમાવ્યું કે એ વાતમાં અમેં કવેસર દલપતરાંમ ડાયાભાઈનેં સાંમેલ રાખીશું, તે વાત મંત્રશાસ્ત્રી કબુલ કરે તો, તા. ૨૬ ડીસેંબરનેં રોજ દીવસના ૧૦ વાગતાં બોલાવી લાવજો. પછી બારોટે મંત્રશાસ્ત્રીને પુછયું, ત્યારે તેંણેં કહ્યું જે દલપતરાંમ જેવાં ૧૦૦ માંણસોને સામેલ રાખે, તો પણ હું મંત્રની વાત સાબીત કરી

× આ જાહેરનામુ કરવાનું કારણ એ છે કે હાલમાં એક બે ઠેકાણે જાદુગરે લોકોનેં ઠગા છે. ને વલી કોઈ ઠગાય નહીં માટે કરૂ છે.

આપીશ. પછી તે ઠરાવેલી વખતે મંત્રશાસ્ત્રી માહારાજશ્રીની હજુરમાં હાજર થયો અમેં એ વખત ઊપર દલપતરાંમનેં પણ અગાઊથી માહારાજે બોલાવ્યા. દલપતરાંમે જૈનેં પોતાના ભરૂસાના માણસોનેં ત્યાંહાં બેસારાં, અનેં ઠરાવ કરી રાખ્યો જે મંત્રવાલાના જમણા હાથ સાંમું બે જણાયે જોઈ રેહેવું, અનેં ડાબા હાથ સાંમું બીજા બે જણાયે જોઈ રેહેવું, તે ચાહે તેવો તમાસો થાય તો પણ નજર ચુકવી નહીં, પછી મંત્રશાસ્ત્રીનો ઝાડો લેવા સારૂં તંબુમાં બોલાવ્યો, ત્યાંહાં દરબારશ્રી તથા દલપતરાંમ એ બેજ જણ હતા, તે વખતે મંત્રશાસ્ત્રીએ કહ્યું, કે ઈષ્ટ ઉપાસનાની જે સાચી વાત છે, તે તો હું તમને બે જણને જ એકાંતે ચમત્કાર દેખાડીશ, પણ માહારી હસ્તક્રિયાની ચતુરાઈ આ સઘળા લોકોનેં હું દેખાડું, તેમાં કાંઈ વાત તમારા જાંણવામાં આવે તો પણ મારી આબરૂ લેવી નહીં. પછી માહારાજે એ વાત કબુલ રાખી. અનેં પેલો બંદોબસ્ત કરી રાખ્યો હતો, તે તોડી નાંખ્યો. પછી તે જાદુગરે હસ્તક્રીયાના તમાસા કરી બતાવ્યા, તેમાં સાકર, સોપારી, પેંડા, પાન, ફુલ, વીગેરે કાઢી દેખાડાં. તેમાં એક બે વાર દરબારના કળામાં વાત આવી, એટલે દરબારે હુંકારો કરો ત્યારે દલપતરાંમેં કહ્યું કે નહી માહારાજ આપણે બોલવું ન જોઈયે, પછી જાદુગરે કહ્યું, કે મેં ઘણાં રાજ્યસ્થાન જોયાં છે, તેમાં આટલો હુંકારો કોઈએ મનેં કરો નથી. માટે હું ખાતરીથી કહું છું, કે આટલી હુશિયારીવાળો રાજા બીજો કોઈ નથી.

એ તમાસો થૈ રહ્યા પછી જાદુગરને તંબુમાં બોલાવીનેં દરબારશ્રીએ તથા દલપતરાંમે કહ્યું કે એ તો સઘળી તમારી હુશિયારી જાંણી, પણ હવે સાચી વાત હોય તે બતાવો.

જાદુગર બોલ્યો કે મારી ઊમર ધરીનેં સાક્ષાત જુગતંબાનેં તો મેં બે ત્રણવાર તસદી આપી છે, કાંઈ ઘડીયે ઘડીયે બોલાવતો નથી. તેમાં વડોદરાના દરબારમાં મેં માતાજીનેં બોલાવ્યાં હતાં, ત્યારે એક ઠીકરાનો મોટો ઘડો પાણીનો ભરીનેં તેનેં કંકુનો ચાંલો કરો, નેં

ઊપર શાલ ઢાંકીને હું સઊ દેખતાં વેગલે બેઠો, એટલે યાં થોડીકવાર પછી જુગતંબા આવીને એ ઘડો પાતાળમાં લેઈ ગયાં, પછી તેજ ઘડો ગાંમ બાહાર એક ઝાડ પાસેથી, મેં ખોદીને કઢાવ્યો. એવો મોટો ચમત્કાર ફકત વડોદરામાં મેં દેખાડ્યો હતો તેથી મને રૂ. ૫૦૦૦ ત્યાંહાંથી મળ્યા હતા. માટે આપ પણ ઈડરના માહારાજ છો, મારી ઇચ્છા પુરી કરશો, એ ચમત્કાર આપને દેખાડું ત્યારે આપ ઈષ્ટ ઊપાસનાની વાત સાચી માંનશો કે નહીં?

માહારાજે કહ્યું કે જમીનમાં પોલ હશે, માટે ઘડો તેમાં પેશી જતો હશે.

જાદુગરે કહ્યું કે આપ જ્યાંહાં ફરમાવશો ત્યાંહાં એ ઘડાની સ્થાપના કરીશુ. અને ઘડો પાતાલમાં ગયા પછી એટલામાં ચાહે તેટલી જમીનમાં ખોદીને તપાસ કરાવજો. મહારાજશ્રીએ દલપતરાંમને પુછ્યું કે એ વાત બની સકશે? દલપતરાંમે કહ્યું કે જાદુગરની સઘળી હીકમતો કાંઈ આપણે કળી સકીયે નહીં. પણ આ હીકમત તો મારા જાંણ્યામાં છે ખરી. તથાપી એથી બીજી રીતે એ કરતા હોય તો કોણ જાંણે.

પછી માહારાજે દલપતરાંમને વેગળે બોલાવીને પુછ્યું કે શી રીતે એવું થૈ સકે? દલપતરાંમે કહ્યું કે

કુભારને ઘેરથી કાચો ઘડો રંગાવીને પાકો જણાય એવો લાવે, પછી તેમાં પાંણી ભરીને શાળ ઓઢાડે, એટલે ઘડીક રહીને તે ઘડો ગળીને કાદવ થૈ જાય. અને બીજો ઘડો કયાંક ડાટી આવો હોય, તે ત્યાંહાંથી કાઢી બતાવે છે. પછી મંત્રવાળાને કહ્યું કે અમે ખૂબ તપાસ રાખીશું. અને કાચો ઘડો મુકવા નહી દેઈએ.

જાદુગરે એ કબુલ કર્યું, કે હા એ તો વાત એજ રીતે થાય છે. વારૂ એ વાત તમારા જાણ્યામાં છે, તો હવે બીજો ચમત્કાર બતાવું. પછી માહારાજશ્રીએ કહ્યું કે તમે કેહેતા હતા કે સઊથી

મોટો ચમત્કાર એ છે. ત્યારે હવે એથી નાના બીજા ચમત્કાર બતાવશો. તે કદાપી અમારા કળામાં નહીં આવે તો પણ તતબીર એવી નેં એવી જ હશે, એમાં કાંઈ શક નથી. પણ મંત્રની વાતો દુનીયામાં જુઠી ચાલે છે. એ વાતની અમનેં પકી ખાતરી થઇ.

પછી તે મંત્રવાળે યાંચના કરી તેથી માહારાજે પાઘડી, શેલું આપ્યું.

આ વાત લખવાનું કારણ એ છે, કે આ ચોપાન્યું વાંચનારાઓનેં અમે ચેતાવીયે છીયે કે મંત્રની વાતોથી તથા કિમિયાગરથી કોઈ ઠગાશો નહીં. એ વાતો કેવળ જુઠી છે, અનેં જેટલી સાચી વાતો છે, તે ઊપર હજારો રૂપૈયા ખરચીનેં અંગ્રેજ લોકોએ પોતાના હાથમાં લીધી છે, કાંઇ બાકી રેહેવા દીધી નથી.

( વર્ષ ૩ જું, માહે માર્ચ, ૧૮૫૬ )

# વીંછી પકડવાની રીત

આ શેહેરમાં એક ખાતરીનેં વીંછી પકડવાનો મંત્ર આવડે છે, તેથી વીંછી પકડીનેં લોકોનેં અચરત પમાડે છે. તેની પરીક્ષા લેવા સારૂ એક માણસે પોતાના ઘરમાં નીકલેલો મોહોટો વાંછી ચીપીયે પકડીનેં ડોગલામાં ઘાલી, તે ડોગલામાં વીંછીને ખાવા સારૂ માટી નાંખીનેં તે ડોગલું સોસાઈટીની પુસ્તકશાળામાં લાવ્યા, પછી તે ખાતરીનેં બોલાવ્યો. તેણે આવીનેં તે ડોગલું ઊઘાડીનેં મંત્ર ભણી ભણીનેં વીંછીના આંકડા ઉપર દસ બાર ફુંકો મારી તેથી વીંછીના આંકડાનું ગુંછલું વલાંણું, નેં કાંટો વાંકો વલી ગયો. પછી જેમ ચકલું પકડે એજ રીતે તેણે પકડીનેં મુઠી વાળી. અનેં પાસે

બેઠેલા આદમીયોના હાથમાં પણ આપ્યો નેં કહ્યું કે આ મંત્રનુ જોર સવા પોહોર સુધી રેહેશે, પછી જે પકડે તેનેં એ આંકડો મારશે, એમ કહીનેં વલી કહ્યું, કે જે ઈલમની વાત સાચી માંનતા નથી, તે ધણી આ રીતે પકડે ત્યારે ખરી વાત. તેનો જવાબ કા૦ દલપતરાંમ ડાયાભાઈએ આપ્યો, કે દુનીયામાં મંત્ર એ વાત તો કેવલ જુઠી છે. પણ હીકમતો ઘણી પ્રકારની છે. તે સઘળી કળામાં આવે એવી નથી.

પછી તે વીંછીનેં પાછો ડોગલામાં ઘાલીનેં પુસ્તકશાળામાં તે ડોગલું રાખીનેં તેનેં રજા આપી. પછી બીજે દહાડે ડોગલામાંથી કા. દલપતરાંમે, ચીપીયે વતી બાહાર કાહાડીનેં તેના આંકડા ઊપર દસ બાર ફુંકો મારી, તે ફુંકોના જોરથી વીંછીના આંકડાનું ગુંછલું વલાણું તેંનેં લાકડાનો કકડો અડાડો ત્યારે એમનું એમ ગુંછલું તેણેં મારૂં પણ કાંટો મારી સક્યો નહીં. પછી તેનેં મુંઠીમાં પકડો, નેં સોસાઈટીના બધા કારકુનોના હાથમાં આપ્યો. ત્યારપછી બીજે દાહાડે એ ખાતરી પુસ્તકશાળામાં આવ્યો અનેં એ સઘળી હકીકત તેંણેં કહી સંભળાવી. પછી પોતાનેં ઘેર વીંછી નીકલો, એટલે મંત્ર ભણાવતા એ રીતે ફુંકો મારીનેં વીંછી પકડો તેથી તેનેં મંત્ર ઊપરથી ભરૂંસો બીલકુલ ઊઠી ગયો. એટલે પાછો પુસ્તકશાળામાં આવીનેં દલપતરાંમ પાસે મંત્ર ભણી દેખાડો. તે વીંછી પકડવાનો મંત્ર आग की पीठ मुंजका बांण ॥ हे बीछुं हमकुं काटे तो खोज मोज दीनचस्तीरकी आंण ॥ ॥ साधनवीधी ॥ मुसलमांननी घोर पासे जईनें गुंगलनो धूप करवो, ने एकसो नें आठवार मंत्रनो जप करवो नवटांक मीठाई फकीरनां छोकरांनें वेंहेंचवी एटले मंत्र सधायो ॥ નેં કહ્યું કે આ મંત્ર અમારી સાત પેહેડીથી ચાલો આવે છે, તે મંત્રનો અમનેં મોહોટો ભરૂસો હતો, પણ અમારા મનનેં નકી થયું, કે ફુંકનું ઝેહેર તેનેં ચડે છે, તેથી વીંછી પકડાય છે, બીજું કાંઈ કારણ નથી. અનેં રાખ ઘશી ઘશીનેં વીંછીનું ઝેહેર ઊતારે છે, તે પણ હીકમત છે, કાંઈ મંત્રનું કારણ નથી. વીંછીના ડંક ઉપર નાઈટરીક આશીડનું ટપકું મુકાથી/

અથવા ડાંમ દેવાથી ઝેહેર ઊતરી જાય છે તે આશીડ બનાવાની રીત લખીશું.

જે રીતે વીંછી પકડાય છે એમ જ સરપ પકડવાનો પણ કાંઈક પ્રકાર છે, પણ તે અમારા જાંણુવામાં બરાબર નથી, તે સરપ કરડો હોય તેનું ઝેર ઊતારે છે, તે પણ હીકમત છે. અને તે એલમવાળા પોતાના ઘરમાં સરપ રાખે છે, તે સરપ કાહાડીનેં બતાવે છે, કે આ સરપ કરડો હતો, માટે મેં એનેં ઈલિમથી બોલાવો; પણ કરડનાર આવ્યો, એ વાત જુઠી છે. અનેં એ સરપે આવીનેં ડંક્ષ ચુશી લીધો એવાં એવાં જે ગપ ચાલે છે તે ખોટાં છે.

( વર્ષ ૩ જું, માહે જૂન, ૧૮૫૬ )

## દેહકષ્ટીકરણ સંબંધી

હિંદુલોકમાં દેહકષ્ટિકરણનો સંપ્રદાય પ્રાચીન કાળથી ચાલ્યો આવ્યો છે. હાલ પણ તેમાં મચેલા થઈનેં ઘણાખરા એવું જાંણે છે કે, પોતાના દેહનેં દુઃખ દેવું એ મહા મ્હોટું પુણ્ય છે. પણ સમજુ માણસો સમજે છે કે, એવું કરવામાં કંઈ પુણ્ય નથી, ઊલટુ પાપ છે. જે માણસ એવું કરે છે, અથવા બિજાની પાસે કરાવે છે, તે મહા ક્રુર કેહેવાય. જે એકલો પુણ્યવાન છે તેના ઊપર વિશ્વાસ રાખવો; પુણ્ય મેળવવાની તથા પાપની નિવારણુતા પામવાની રીત એ જ છે. માણસથી પુણ્ય લેવાય ખરૂં, પણ કરાય નહીં. અને પુણ્યવાન તારનારનું પુણ્ય જેનેં મલ્યું તેનેં બિજું શું જોઈયે ?

દક્ષિણ દેશમાં જેજુરી નામે એક ગામ છે, તેની પાસે ખંડોબા જેને કેટલાએક લોક દેવ કરી માને છે, તેનું એક મંદિર છે. ત્યાંહાં વારે વારે મેળો ભરાય છે, નેં કેટલાએક અજાણ્યા માંણુસ ખંડોબાનેં

સંતુષ્ટ કરવાને પોતાની માનતા પૂરી પાડવા સારૂ ઊપર કહેલા સંપ્રદાય પ્રમાણે ઘણું દુઃખ પામે છે; એટલે એક યંત્ર જેને મરાઠી બોલીમાં "બગાડ" કેહે છે, તેમાં સાંકળ બાંધી તેનો આંકડો માનતા માનનારના વાંસામાં ઘોચી ઘાલી યંત્રને વાળીને ફેરવે તેથી તે માણુસ ટંકાય નેં ચારોગમ ફેરવાય. અને મહાધર્મ કરી માને છે. તેજ કારણને લીધે બિજા ધૂર્ત માણુસ પોતાની જાંગમાં તલવાર મારે; નેં બિજા પોતાની જીભને સોઈયાથી વિંધી નાંખે. પણ એ રીતે અત્યાર પંછો કોઈ કરે તો તે અપરાધી ઠરશે, એવો નવીન કાયદો સરકારે કાહાડયો છે. તે સંબંધી નીચે લખ્યા પ્રમાણે, જીલ્લા જીલ્લાએ લોકોમાં પ્રસિદ્ધ પત્ર થાય છે.

## સને ૧૮૨૭ના ૧૨ મા કાયદાની ૧૯ મી કલમ પ્રમાણે થયેલું જાહેરનામું

જેમ કે એવું દિસે છે કે, કેટલાએક હિંદુઓ પોતાની માનતા પૂરી કરવા સારૂં જેજુરી વગેરે મંદીરો, મેળાઓ અથવા બિજા તેહવારી દિવસોમાં પોતે પોતાને વાંસે આંકડી ભેરવીને ટિંગાય છે. અને પોતાની જાંગો તથા વાંશાઓમાં તરવારો ઘોચી ઘોચીને કેટલેક ઠેકાંણે ઘા પાડે છે; અને એ ઊપરથી એવું બની આવે છે કે તેઓ પોતાનાં શરીરનેં નુકશાન પોંચાડે છે. અને કોઈ કોઈ વેળાએ આંકડીમાંથી નિકળી પડતાં પોતાના અવયવ ભાંગી જાય છે, અથવા મૃત્યુના પરિણામને પોંહોંચે છે. એ રીતે પોતે પોતાને હાથેજ પોતાના જીવનો ઘાત કરી લે છે. એ તો બહુજ અયોગ્ય કર્મ છે; અને આ જંગલી, દુષ્ટ તથા અણુસમજુક ચાલ જોવાથી મેલાઓમાં જનારા ગૃહસ્થોને ભારે સંતાપ તથા કંટાલો ઊપજે છે. એ ઊપર ધ્યાન લગાડી સરકારે તજવીજ કરાવાનો હુકમ કીધો, તેથી માલુમ થયું છે કે, જુલણુ આકડીક કર્મ અથવા તરવારે સ્વઘાતિક કર્મ બંધ થયાથી સુધરેલી મંડળીમાના ગૃહસ્થો બહુજ રાજી છે. માટે એ જ

કાંમ બંધ કરાવાનો હુકમ ( સરકારથી ) ચાલુ થયો છે. તે વાસ્તે ફરમાવ્યું છે કે, જે માણસો જુલણ આંકડીયે હિંચકે છે અથવા હિચકાવાની મદદ આપે છે, તેઓયે ઊભયતાં આ કર્મ બંધ કરવું, અનેં તમામ પોલીસ અધિકારીયોનેં હુકમ છે, આ ચાલ બંધ કરાવવી અનેં જે કંઈ અગત્ય જેવું હોય તે સંબંધી વડી સરકારનેં જણાવવું.

૨ સઘળાઓયે જાંણવું જોઈયે કે, જે કોઈ આ જાહેરનામાથી વિરૂદ્ધ ચાલતા મેલાયુક્ત કે, તેહવારી દિવસે મંદિર વગેરે કોઈ ઠેકાંણે એટલે ગામ કે ગામ બાહાર જુલણ આંકડીક કર્મ કે તરવારથી સ્વઘાતિક કર્મ આચરશે કે ઊસકેરશે અથવા કરવામાં મદદ તથા સહાયતા આપશે તો કાયદામાં ઠરેલી શિક્ષા તેના ઊપર લાગુ થશે.

ડંકન ડેવિસન માજીસ્ત્રેટ

(જ્ઞાનદીપક ચોપાંનીયા ઊપરથી)

( પુ. ૪થું, માહે જાન્યુઆરી, ૧૮૫૭).

## ઊંના સોગન દેવા વિષે

હજી સુધી કેટલાએક ભોળા રાજાઓ ભરૂંશો રાખે છે કે, ધખાવેલો લોઢાનો ગોળો સાચા સોગન ખાનારો ઊપાડી સકે છે, અનેં જુઠો હોય તે ઊપાડી સકતો નથી. તેથી ધખધખતો ગોળો અથવા મોંળું ઊપડાવીનેં કેટલાએક મુકરદમાના ફેસલા ઠરાવે છે, પણ તે બિચારા ભોળા રાજાનેં તથા તેના કારભારીયોનેં માલંમ નથી કે, એમાં દગલબાજી છે.

અનેં જેમ કોઈ સમે નવરાતરની આઠમો બે થતી હોય ત્યારે ગામડામાં ત્યાંહાંના બ્રાહ્મણ અનેં માતાનો ભુવો, કોળી, અથવા

ભરૂવાડ હોય તેઓ વચ્ચે તકરાર થાય છે, ત્યારે ભુવો કેહે છે કે, કોઈ દિવસે તીથી તો વધે નહી, એ રીતે મહારી માતા મને કેહે છે. માટે બ્રાહ્મણ જો સાચો હોય તો ઊપરાઊપરી ત્રણ વાચા અથવા વધાવા આપે; પછી તે બ્રાહ્મણ એ રીતે વાચા, વધાવા આપી સકતો નથી, અને તે ભુવો આપી સકે છે. તે ઊપરથી ભરૂવાડ જેવા અથવા કોળી જેવા બિચારા અજ્ઞાની લોકો ભુવાનો પક્કો પક્કો ભરૂશો રાખીને તિથી ઠરાવ કરે છે. તે જોઈને ઊંચી જાતના લોકોને હસવું આવે છે. અને પેલા લોકોની મશકરી કરે છે. અને કેહે છે કે, જ્યોતિષની વાતની કશી, એ બીચારા જંગલી લોકોને માલંમ નહી તેથી તેઓ શું કરે !

એ જ રીતે ઊંના સોગન દેવાની રીત સાંભળીને, એ રાજાની તથા કારભારીયોની સમજુ લોકો મશ્કરી કરે છે, તે તેઓને માલમ નહીં હોય;

ઊંના સોગંનની સાચી વાત હોત તો અદાલતમાં બાર બાર વર્ષ સુધી મુકરદંમા લાંબાં ચાલે છે, તેમાં ફેસલો પા કલાકમાં થાત અને દફતરમાં પણ ઝાઝુ લખાંણુ થાત નહીં. અને આટલા કારકુનો પણ રાખવા પડત નહી. ને હમેશાં અદાલતની આગળ એક હોળી ધખાવીને તેમાં દસવીસ ગોળા ધખાવી રાખત એટલે એક દિવસમાં બસે બસે કાંમના ફેસલા થાત અને સૈકડો રૂપૈયાના પગાર આપીને આશીષ્ટંટ રાખવા પડે છે તે રાખવા પડત નહી.

કોઈ સમે પોલેટીકાલ સાહેબની કચેરીમાં આવીને કોઈ ભોળો માણસ બોલે છે કે, ગોળો ધખાવો તો હું સોગન ખાઊ, તે સાંભળીને કોઈ કારકુન તેને રમુજ દાખલ કેહે છે કે, રૂશનાઈના ખડીયામાં આંગળી બોળો, તે જો કાળી નહી થાય તો તમે સાચા એટલે એ માણસ તે વાત કબુલ કરતો નથી.

જુવો આ કેવી મુરખાઈની વાત છે કે, અગ્નિમાં પરમેશ્વર છે,

ને શું પાણીથી પરમેશ્વર વેગળા રેહેતા હશે ? માટે જો સાચો માણસ ગોળો ઊપાડી સકતો હોત તો તે ખડીયામાં પણ આગળી બોળીને ડાગ વિનાની કાહાડી સકત. પણ નક્કી વાત જણાય છે કે, ગોળો ઊપાડવાની તતબીર દગાભરેલી છે, તે એ રીતે કે પીપળાના પાદડાં પાંચ અથવા સાત લીલાં હાથમાં મુકીને તે ઊપર ગોળો મુકે છે, ને તે થોડીક વારમાં નાંખી દે છે, તેથી તે પાંદડાં પણ સઘળાં દાઝતાં નથી ફક્ત એક બે દાઝે છે, આ વાત અમે નજરે જોએલી છે, અને સારી પેઠે તપાસ કરેલો છે.

( પુ. ૪ થું, માહે ફેબ્રુઆરી, ૧૮૫૭ )

# નામ પાડવાની અજબ સરખી રીત

અમારા કારખાનાના એક કારકુનની વહુને આ વર્ષના ચઈત્ર વદ ૧૧ શનીવારની પાછલી રાતે દીકરો અવતરચો, તે કારકુને અમારા સદ-વિચારવાળા પંડિતને પુછ્યું કે, એ દીકરાનું નામ શું રાખવું. ત્યારે તે પંડિતે સર્વ પ્રકારે વિચાર કરીને કહ્યું કે, " **સખીચંદ** " રાખવું. તેનું કારણ એ છે કે, જન્મ સમે કુંભ રાશીએ ચંદ્રમા હતો માટે જોશી લોકોની પેટભરાઈ વાસ્તે નામનો પેહેલો અક્ષર " ગ " અથવા " સ " જોઈયે. અને જન્મનું વર્ષ જાણવા સારૂં " અ " અને " ઈ " એટલે અ[1] આ[2] ઇ[3] ઈ[4]-પેહેલો તથા ચોથો સ્વર લાવ્યાથી ચઊદાની સાલ જણાઇ આવશે. અને છઠું વ્યંજન " ચ " લાવ્યાથી વર્ષના છઠ્ઠા મહિના ચૈત્રમાં જન્મ થયો છે, એવું યાદ રેહેશે માટે " **સખીચંદ** " નામ પાડવું.

આપણા દેશમાં ફક્ત જોશીઓની પેટભરાઇ વાસ્તે નિરૂપયોગી નામ પાડવાનો ચાલ છે, તેમજ બીજા દેશોમાં પણ એવી યુક્તિ

કોઈયે કામ લગાડી નથી કે, તે નામ ઊપરથી જન્મનું વર્ષ, મહિનો ને તિથિ જણાઈ આવે. માટે એવો ચાલ હોય તો ઘણું સારૂં.

ઊપરનું નામ ખૂબ સફાઈથી ઠરાવી શકયા નથી તેનું કારણ એ છે કે, ચાલતી રૂઢીમાં મળતું આવવા સારૂં વેતરણ રાખી છે.

(પુ ૫મું, માહે મે, ૧૮૫૮)

# કાતરિયા વિષે

અમદાવાદમાં રેશમના વણનારાના કારખાનામાં કાંઈ કારણને લીધે રેશમનો તાણો કપાઈ જતો હતો. તેથી કેટલાએક દિવસ કામ બંધ રાખતા, ને વળી પણ ફરીથી ચલાવે તોપણ એજ રીતે તાણો કપાઈ જતો હતો, તેથી તે કારીગર લોકો તહરે તહરેના વેહેમ લાવીને કોઈ મંત્રજંત્રના જાણનારને બોલાવીને દોરા, ચીઠી, ધુપ, ધ્યાન કરાવતા હતા. અને પોતાના કિસબીભાઈ ઊપર તથા આડોશી પાડોશી ઊપર એવો વેહેમ લાવતા હતા કે, મારા ધંધામાં ખલેલ કરવા સારૂં તેણે કાતરિયો ( તાણો કાપી નાખે એવો જાદુ ) કોઈ પાસે મુકાવ્યો છે. એવું જાણીને તે ઊપર દ્વેષ રાખતા હતા. અથવા કોઈક તો ધારતા હતા કે, આ ગુમાસ્તો રાંખ્યો છે, તેના હાથ અપશુકના છે, અથવા ઘર અપશુકનું છે, અથવા આ ઘરમાં ફલાણું માણસ મરી ગયું છે, તે ભૂત થઈને આપણો તાણો કાપી નાંખે છે. એવું ધારીને હનુમાનની મળી લાવીને ચોપડતા હતા. તથા અનુષ્ટાન વગેરે કરાવતા હતા, અને તેવામાં કાંઈ કારણથી જો તે કામ બરાબર ચાલતું થાય તો મંત્ર જાણનારનો ભરૂસો આવતો હતો. પણ એ વિષે હાલ કેટલાએક કારીગરોયે ખૂબ તપાસ કરીને સોધી કાઢું છે, કે એક જાતનાં પાંખાળાં જીવડાં મઠના દાણાને આકારે બાવળના લાકડામાંથી પેદા થાય છે, તે રેશમના તાણાને કાપી નાંખે છે. તેથી

તેનાં કારખાનાં અટકી પડે છે, ને જ્યારે તે ઘરમાંથી એ જીવડાં મરી ખૂટે છે ત્યારે તાણાને કશી હરકત થતી નથી. અને કોઈ વખતે બલાડી પણ કોઈ માણસ ના હોય ત્યારે પોતાના પગના નોહોરવતી તાણાના તાંતણા તોડી નાંખે છે. તે હરરોજ અથવા એકાંતરે દાહાડે તોડી નાંખે છે, તે જ્યારે જોવામાં આવે ત્યારે ખાતરી થાય છે કે, આ કામ બલાડી કરે છે; ને જોવામાં ના આવે તો અનેક તહરેનાં વેહેમ લાવે છે, માટે રેશમના કારીગરોને ભલામણ કરિયે છિયે કે, એ વિષે તમારે ખૂબ તપાસ રાખવો, અને બીજી તહરેનાં વેહેમ કશા રાખવા નહી.

(પુ. ૫મું, માહે જુલાઇ, ૧૮૫૯)

## નાગરોનો વાધ

આપણા લોકોમાંથી ઘણાખરાને એક અજાએબ જેવી ચાલ પડી ગઈ છે કે, આપણા પૂર્વજોએ કોઈ રીતભાત ગમે તે કારણથી અથવા શોખને લીધે દાખલ કરી, ને તેથી ગમે એટલું નુકશાન થતું હોય તથાપિ તેને વિષે જરાપણ વિચાર કરવો નહિ. તેના તરફથી સાધારણ જવાબ એજ મળે છે કે “જેની આપણે જરૂર નહિ, અને જે આપણાથી બની શકવાનું નહિ, તે વિષે લાંબા લાંબા વિચાર કરવા, એમાં મૂર્ખાઈ છે” ખરી વાત! આવા વિચાર જો દુનિયા ઊપરના સર્વ માણસોએ કરચા હોત તો આજ સુધીમાં જે જરૂરિયાતના શોધ થયા છે તેને માથે મોટું આંબલા જેવડું મીંડુ વળત. આકાશમાં મુસાફરી કરવાનું કામ કોઈ દિવસ બની શકવાનું નથી એવો વિચાર કરી બેશી રહ્યા હોત તો, બલુનનો શોધ દુનિયાની નજર આગળ છુપોનો છુપો અંધારાની અંદર આળોટયાં કરત; અને

આસ્ટ્રિયા તથા ઇટલીની વચ્ચે લડાઈ થઈ તેમાં ઇટલીના પક્ષકાર ફ્રેંચ લોકોમાંથી એક જણ બલુનમાં બેસીને આસ્ટ્રિયાના લશ્કરની ચરચા જોઇ પોતાનાં માણસોને માહિત કરતો તે ક્યાંથી બન્યું હોત !

આ લખવા ઊપરથી નવા શોધ કરવાના વિચારમાં ગુંથાવાને હાલમાં તમને અમે ભલામણ કરીએ છીએ એમ નહિ સમજવું; આ તો અમે ચાર લીટીઓ લખીને વિવક્ષાનો લાભ લીધો. આવા બારિક શોધના વિચાર કરવાનું કામ, શોધક પુરૂષોને સોંપીને આપણે આપણી કડાકુટ કરીએ.

અમે નીચે, નાગરોને થોડી સૂચના આપીએ છીએ તે ઊપર જો તેઓ ધ્યાન પોંહોંચાડશે તો તેમાં મોટા મોટા બારિક વિચાર કરવાને તેમના મગજને તસ્દી પડે એવું નથી.

ભાઈઓ તમારી સ્ત્રીઓ બીજી કેટલી એક જાતિની સ્ત્રીએ કરતાં વધારે કોમળ, સમજુ અને થોડીઘણી ભણેલી હોય છે તેથી તમે કાંઈ તેમના ફાયદાને વાસ્તે ફેરફાર કરો તો તેથી તેઓનો મિજાજ ખશી જાય, ને તમારા ઊપર ગુસ્સે થાય એવું નથી. ત્યારે તમે અઘેણીની ક્રિયા કરવાને દાહાડે ખરેખર તેમને શું કરવાને કાયર કરો છો ? તમે સારી પેઠે જાણો છો કે અબળા જાત ઘણી નાજુક હોય છે તેથી તેમનાથી કાંઇ અડચણ વેઠાતી નથી તેમાં વિશેષે કરીને ઊપર લખવા પ્રમાણે તમારી સ્ત્રીઓ તો વધારે કાયર થાય એમાં નવાઇ જેવું નથી. જેને મહિના રેહે છે તેને ચેન પડતું નથી, કશા ઊપર ભાવ રેહેતો નથી, આજ આ વસ્તુના ઊપર અભાવ થાય છે, ને કાલે બીજી ઊપર, અને જો ટુંકામાં કહીએ તો જેમ જેમ મહિના થતા જાય છે તેમ તેમ, બેચેની અને કાયરપણામાં વધારો થાય છે. અવતરવાની પાસેના દિવસોમાં તો તેઓ છેક બેહાલ થઈ જાય છે; અને તે વખતે તમારે તેમની ઘણી બરદાશી લેવી જોઇએ તેને બદલે કેટલું બધું દુઃખ આપો છો ! તમે જ્યારે અઘેણી

ની ક્રિયા કરો છો ત્યારે જાણે કે તમારે તમારી પુંજી લોકોને બતાવવાનો વિચાર હોય, તેમ બિચારી નાજુક અબળાના ઊપર ઘરેણાનો ભાર ભરો છો, પણ લોકો તો તમારો નાગો ભભકો તુરત સમજી જાય છે. ત્યારે તમારે તેમને અમસ્તી તસ્દી શા વાસ્તે આપવી જોઈએ? વાધ કરવાને વાસ્તે તમને કિયા શાસ્ત્રમાં ફરમાવ્યું છે, કે જો તમે આ દુષ્ટ ચાલ બંધ કરો તો શાસ્ત્રથી ઊલટું ચાલ્યા કેહેવાય?

વાંચનારાઓમાંથી ઘણાખરાના જાણવામાં હશે કે સ્ત્રીને વાધ બનાવવાને વાસ્તે તેના મોં ઊપર સિંદુરથી આકાર કરે છે તેથી તેનો ચેહેરો બિહામણો થઈ પડે છે. પછીથી મારૂં તારૂં કરીને ભીખી આણેલા ઘરેણાથી તેને લાદી નાંખે છે. અણુ ચાલતે, જોવાને વાસ્તે બે આંખ્યો માત્ર ખુલ્લી રાખે છે, બાકીનો સર્વ ભાગ ઊપરાઊપરી ઘરેણાથી ઢાંકી નાંખે છે. જ્યારે ઘાલવાને વાસ્તે ઠીક પડતું નથી ત્યારે દોરીઓથી બાંધી લે છે. આવી રીતે આખું શરીર ઘરેણાથી ભરી નાંખે છે. ઘરેણું પેહેરવાની વખતે નાગી કુથળી કરવાને વાસ્તે સ્ત્રીઓ ભરાઈ હોય, તેમાંથી માંહોમાંહે વાત કરે કે "અલી ફલાણીના જેટલું ઘરેણું ના થયું" આ સાંભળીને તેનાં સગાંવાહાલાં, વળી માગી લાવીને તાણી બાંધે છે. અને જેમ વધારે મળે તેમ વધારે આબરૂ ગણે છે. એવું કેહેવાય છે કે સવામણ સોનું પેહેરાવવું જોઇએ! આહા! શી સારી શોભા. પેલી સ્ત્રી બિચારી કાયર થઈ જાય છે, જો તે બેસમજ હોય છે તો ઓરિયો વિતે છે એવું સમજીને, દુઃખ તો પડે છે, પણ ખુશી થાય છે. બીજી સમજુ હોય છે તેને તો આ દિવસ કાળ જેવો લાગે છે. આવી રીતે ભારબરદારી જાનવર બનાવી દીધા પછી પંદર કે સોળ હાથનો પાટ (લુગડું) વિંટાળે છે તેથી વળી વધારે અમુઝાઈ મરે છે.

ઊનાળાના સખત દિવસમાં સાધારણ આદમી, તાપથી અકળાઈ મરે છે, તો આ નાજુક અબળા જાતિ, તેમાં વળી છેલ્લા દાહાડા

અને ઘરેણાના બંધનથી બાંધી લીધેલી, મોટો પાટ પેહેરાવેલો, તેથી પવન તો લાગી શકે નહિ, અરે! તેને કેટલી બધી અમુઝણ થતી હશે! આવી રીતે કરીને થોડી વાર એક કોર બેસારી મુકે તો છુટકો થાય, પણ એમ નહિ કરતાં, શોભા બતાવવા સારૂં તેને ફેરવે છે, એક પગલું મુકવાની શક્તિ હતી નથી તેને બે ચાર સ્ત્રીઓ (અરે રાક્ષસણી) બાઝીને બેજો બેજો ચલાવે છે, તેથી તે બિચારી છેક મરણ તુલ્ય થઈ જાય છે. અને અધુરામાં પુરૂં ક્રિયા કરવાને વાસ્તે તેને ભુખી રાખેલી હોય છે, એટલે શી બાકી રહી; અમદાવાદમાં એટલું સારૂં છે કે પાલખી (ઠાઠડી)માં બેસારીને ઘણી ઝડપથી ફેરવીને ઘેર લાવે છે. ઘર આગળ બે ત્રણ કાતરો લઈને તૈયાર થઈ રહ્યા હોય તે, પેલા દોરાના બંધ કટકટ કાપી નાંખે છે. પછીથી કેટલીએક વારે બિચારીને શાતા વળે છે.

વાઘની ઠાઠડી જોવાને વાસ્તે લોક એકઠા થાય છે, તેમાંથી બીજી જ્ઞાતની સ્ત્રીઓ તો હબક ખાઈ જાય છે અને કેહે છે કે "પરમેશ્વર! નાગરની નાતમાં અવતાર આપીશ નહિ" આટલું બધું શા વાસ્તે? ફક્ત એક વાઘની દુષ્ટ ચાલને વાસ્તે. અમારા સાભળવામાં આવ્યું છે, કે કેટલીએક નાજુક અબળાઓના આવી અવસ્થાથી પ્રાણ ગયા છે! બેશક, પ્રાણ જાય એવું જ કામ છે, ત્યારે નાગર લોકો આવા સમજુ, મુત્સદી, અને સુધરેલ થઇને આવી દુષ્ટ અને નાશકારક ચાલને શા વાસ્તે વિદાયગિરી આપતા નથી? પોતાની સ્ત્રીઓને દુખમાં જોવાને તેઓ રાજી હશે? અલબત્ત! જો એમ ના હોય તો તેઓએ વાઘ કરવાની ચાલ કાહાડી નાખી હોય. સ્ત્રીઓની મૂર્ખાઇથી આ ચાલ વધી પડી છે, તેમાં પુરૂષો ઉત્તેજન આપે છે તેથી તે પણ તેવા જ ઠરયા. વિવાહ કે તેહેવારને દિવસે લુગડાં, ઘરેણાં હમેશા કરતાં સારાં અને વધારે પેહેરવાનો શિરસ્તો છે તેમજ અઘેણીની ક્રિયાનો દિવસ આનંદકારી છે, તેથી લુગડાં ઘરેણાં રોજના કરતાં વધારે પેહેરવાનો ચાલ પડેલો, તેમાં પૈસા-

વાળાની ઓરત પાસે વધારે ઘરેણું હોય તે વધારે પેહેરે, તેનો વાદ કરવાને ગરીબની મૂર્ખ સ્ત્રીઓ કંકાસ કરે ત્યારે માગી લાવીને આપે, એમ કરતાં કરતાં આ લાદી નાંખવાનો ધારો પડયો છે એનું બીજું કશું કારણ હોય એવું અમને લાગતું નથી. અમે સુધરેલા નાગરોને, આ જે સૂચના આપી છે, તે ઊપર ધ્યાન પોંહોંચાડશે એવી આશા છે.

( પુ. ૬ ઠ્ઠું, માહે ઓકટોબર, ૧૮૫૯ )

## ગયાં થોડાં વર્ષ ઊપરના જંગલી ચાલ

૧. રાજાના ઘરને જ મેડી હતી, રૈયતના ઘરને મેડી ચણવા દેતા નહિ.

૨. રાજાઓ ધાડ પાડીને પોતાનાં તથા પારકાં ગામ લૂટતા હતા

૩. નબળી દશામાં લોકો છોકરાંને વેચતા હતા.

૪. પરણાવાનો ખર્ચ લાગે માટે રજપુતો દીકરિયોને મારી નાંખતા.

૫. ગૌશીતળા કાઢનારને દેખીને લોકાં છોકરાં સંતાડતા અને ત્રાસ પામતા હતા.

૬. ગુનેહગારને ધિકધિકતા ગોળા ઝલાવતા હતા.

૭. કેટલાક રાજાના મુરદા સાથે હજામ, ખવાસ વગેરેને જબરજસ્તીથી જીવતા બાળતા હતા.

૮. કેટલીક બાઈડિયો ધણીના મુરદા સાથે બળી મરતી હતી.

૯. કાનામાત્ર વિના બોડિયા અક્ષરથી ખત પત્ર લખાતાં હતાં.

(પુ. ૭ મું, માહે માર્ચ, ૧૮૬૦)

# હાલના જંગલી ચાલ

૧. સો વર્ષ પછી લોકો હશીને વાતો કરશે, કે ખાળનાં પાણી જવાની નીકને ઠેકાણે અને શેરીમાં રસ્તા વચ્ચે પત્રાળી માંડીને આપણા લોકો જમતા હતા એવો નઠારો ચાલ હતો.

૨. સાત વર્ષનાં અજ્ઞાની બાળકને પરણાવતા હતા.

૩. ઘરબાર વેચીને પણ નાતવરા કરવાનો ચાલ હતો.

૪. પુરૂષ બે ત્રણવાર પરણતા, અને છોડી ન્હાની રાંડે તોપણ તેને આખી ઉંમર રંડાપો ગાળવો પડતો હતો.

૫. વગર ભણેલા રાજા અમલ કરતા હતા.

૬. ભૂતની અને જાદુની વાતો સાચી માનતા હતા.

૭. દેવની માનતા કરવાથી દીકરા આવે એવું માનતા હતા.

૮. ગૃહસ્થની સ્ત્રિયો પણ વગર ભણેલી હતી.

૯. કિમિયાની વાતો સાચી માનતા હતા.

૧૦. ઘરમાં કચરો અને આંગણામાં કાદવ થતો હતો.

૧૧. વ્યસની, દરિદ્રી, દુરાચારી અને મૂર્ખ હોય તોપણ તે કુળવાન ગણાતા હતા.

૧૨. દીકરીને પરણાવીને માબાપ પૈસા લેતાં હતાં.

૧૩. ઠાકોર ખાટલા ઊપર બેઠા હોય તો ચાકર લોકો ઊંધા ખાટલા નાંખીને બેસતા હતા, કેમકે ઠાકોરની બરાબર ઊંચે બેસણે બિજાયે બેસાતું નહિ.

આ બાબતો સંભારીને એ વખતના લોકો કેહેશે કે ૧૦૦ વર્ષ ઊપર ઘણા ભોળા લોકો હશે? અને તે કાંઇ વિચાર કરતા નહિ હોય કે શું?

(પુ. ૭ મું, માહે માર્ચ, ૧૮૬૦)

# બહુચરાજીમાં લાંઘનારાં

પાટણવાડાના ચુંવાળ પ્રગણામાં બહુચરાજી માતાનું મુખ્ય અને મોટું સ્થાનક છે. તેની માનતા બહુ ચાલે છે. આત્માના કલ્યાણની ઉમેદવારીથી કોઈ ત્યાં જતું નથી, પણ સંસારી સુખ પામવાની ઇચ્છાથી લોકો ત્યાં જાય છે.

કોઈ તો દીકરો પામવાની આશાથી, કોઈ ધન, કે સ્ત્રીની આશાથી અને કોઈ રોગ મટવાની આશાથી બહુચરાજીની બાધા રાખે છે. શ્રાવક લોકો જે મેશ્રી લોકોના દેવોને માનતા નથી, તેઓ પણ બહુચરાજીની બાધા રાખે છે. અને મુંબઈ સુધીના લોકો બહુચરાજીએ જાય છે.

કેટલાક લોકો કાંઈ આશાથી તે બહુચરાજીના દેવળમાં લાંઘણો કરવા બેસે છે. તેઓના દરએક જણને રોજ સવારમાં માતાના પૂજારી કમાળીઆ પુછે છે કે તને આજ રાતે કાંઈ સ્વપનું લાગ્યું હતું? પછી જો કોઈને કાંઈ સ્વપનું લાગ્યું હોય તો તે કહે છે કે હા, આજ રાતે સ્વપનામાં મેં હાથી, ઘોડો કે એક સ્ત્રી દીઠી હતી. ત્યારે કમાળીઆ કહે છે કે તે સ્વપનું તને માતાજીએ દીધું. માટે હવે તું તારે ઘેર જા, તને માતાજીનો હુકમ થયો, હવે તારૂ ધારેલું કામ પાર પડશે. પછી પેલો માણુસ પોતાને ઘેર જાય છે. અને કોઈ વખતે તો "કાગડાનું બેસવું, ને તાડનું પડવુ" એ કહેવત પ્રમાણે દૈવજોગથી તેની ધારણા પૂરી થાય છે, તો તે વાત લોકોમાં બહુ ફેલાય છે, તેથી માતાની માનતા વધે છે. અને જો તેની ધારણા પાર પડે નહીં, તો તે વાત કોઈ સંભારતું નથી, નશીબને માથે નાંખે છે.

કોઈ હઠીલું માણુસ ઘણી લાંઘણો કરે, અને કહેશે કે હું આંધળો છું તે માતાજી દેખતો કરશે, તો જ હું ઘેર જઈશ, નહિ તો લાંઘણો કરીને અહિં મરીશ. તો એવા માણુસને કમાળીઆ લોકો ગમે તેમ સમજાવી કહાડે છે, અને જો તે ન જ સમજે તો તેને એકાંતે બોલાવીને

ધમકી દઈને, ઠોંસા મારીને કહાડી મુકે છે. કોઈ વખતે તો તે માણસને છેડે રાતે ચુપકીથી ચોખા અને સોપારી બાંધીને સવારમાં કહે છે કે તારાં લુગડાં તપાશી જો. પછી તેની ગાંઠે ચોખા, સોપારી જોઈને કહે છે કે જા, હવે માતાજીએ તને ઘેર જવાની રજા આપી. હવે છ મહિનામાં તારૂં કામ સિદ્ધ થશે, એમ સમજાવી તેને વીદાય કરે છે.

કોઈને તો કમાળીઓ કહે છે કે માતાજીએ મને સ્વપનામાં કહ્યું, કે ફલાણા માણસને તું કહેજે કે હવે તું ઘેર જા, તારૂં કામ સિદ્ધ થશે. એવી તતબીરો કરતાં પણ જતા નથી એવા હઠીલા કેટલાએક હોય છે, તે ત્યાં લાંઘણો કરીને વગર મોતે મરે છે.

ગયા માગશર મહિનામાં અહિંના નગરશેઠનો એક ચાકર કાંઈ એવી આશાથી બહુચરાજીએ ગયો, અને કોઈ દેખે નહિ એવી જગ્યામાં સંતાઈને લાંઘવા બેઠો, તે ત્યાંજ મરી ગયો તેનું મરદુ ગંધાઈ ઉઠયું ત્યારે લોકોને ખબર પડી. પછી ત્યાંના અમલદારે તેને ડટાવ્યો. તે પછી એક મહિને તપાસ કરતાં કરતાં અમદાવાદમાં તેના કુટુંબીઓને એ વાતની ખબર પડી

આ વાત સાંભળીને અમને ઘણી દીલગીરી ઉપજી તેથી આટલું લખવું પડે છે, કે લોકોએ એવા વહેમ રાખવા નહિ. કોઈના દેવ વિષે અમે કશું લખતા નથી. પણ જે પ્રકારના વહેમથી લોકોના અમુલ્ય પ્રાણનો નાશ થાય, તેવા વહેમ મટાડવા વિષે લખવું તે અમારૂં કામ છે.

દેવની પ્રાર્થના કરીને, તેને ખુશી કરીને તેની પાસેથી કાંઈ માગવું જોઈએ; પણ તેના ઉપર લાંઘણો કરીને તેને સતાવીને, તેની પાસેથી જોરજુલમથી લેવું તે ઠીક નથી. જોરજુલમથી દેવ કોઈને કશું આપે જ નહિ. આપણે ઘેર કોઈ ભીખારી આવીને કરગરીને માગી લે, તો આપણને દયા આવે છે; અને ખુશીથી તેને કાંઈ આપીએ છૈએ; પણ ફકીર, નાનકુશાઈ વગેરે આવીને લાંઘે છે, ત્રાગું કરે છે, અને એવી રીતે જોરજુલમથી પૈસા લઈ જાય છે તે આપણને કેવું ખોટું લાગે છે! તો દેવને પણ તેવુંજ લાગે.

બહુચરાજીની જગ્યા પાસે એક માનસરોવર નામે કુંડ છે, તે વિષે એવી વાત ચાલે છે કે તેમાં ન્હાવાથી તે પાણીના ચમત્કારથી એક રાજાની દીકરી હતી, તે પુરૂષપણાને પામી હતી; તથા ઘોડીને ઘોડો, અને કુતરીનો કુતરો થયો હતો. એવી વાત ફેલાયાથી આખા ગુજરાતમાં જેટલા નપુંસક થાય છે, તેઓ પુરૂષાતનની આશાર્થે જઈને બહુચરાજીના પાવઈયા થાય છે, તેથી આશરે બે હજાર પાવઈઆ હાલ હશે, તેમાંનો એકે પણ પુરૂષાતન પામ્યો નહિ; તોપણ લોકોનો વહેમ મટતો નથી.

લોકો ખરી ખોટી વાતનો તપાસ કરતા નથી, જે ગપ ચાલી તે ચાલી, પછી તે સાચી હોય કે જુઠી હોય; સંભવિત હોય કે અસંભવિત હોય, તોપણ ખરેખરી માને છે. આ તે કેવું ભોળાપણું કહેવાય!

હાલ ઠેર ઠેર સરકારી નિશાળો થઈ છે; ચોપાનિયાં, વર્તમાનપત્રો કેટલો પોકાર કરે છે, તોપણ સર્વે લોકોના વહેમ મટતા નથી, અને ઉલટા શિખામણ દેનારાઓને ગાંડા ગણે છે. દક્ષણમાં એક દેવની માનતા લોકો એવી રીતે કરતા હતા કે લોઢાના આંકડાવડે વાંસાની ચામડી વીંધીને દેવની આગળ ઝાડે અધર લટકતા હતા, તે ચાલ થોડાં વર્ષ ઉપર અંગરેજ સરકારે બંધ કરાવ્યો. તેમજ કાશીમાં જઈને લોકો કરવત મુકાવીને આપઘાત કરતા હતા, તે ચાલ પણ સરકારે બંધ કરાવ્યો. અને સતી થવાનો ચાલ પણ ધર્મની બાબતને લગતો હતો, તથાપિ સરકારે બંધ કરાવ્યો. તો હવે આવી રીતે લાંઘણો કરીને, કે બીજી રીતે લોકો આપઘાત કરતા હોય તે ચાલ પણ બંધ થવા જોઈએ.

બહુચરાજીની જગા ગાયકવાડ સરકારના તાબામાં છે, માટે ત્યાંના અમલદારને અમે ભલામણ કરીએ છીએ કે, તે દેવસ્થાનમાં લાંઘવા બેસવાનો ચાલ છે તે છેક બંધ કરવો જોઈએ.

જેમ જેમ વિદ્યાનો ફેલાવ થતો જાય છે, તેમ તેમ લોકોના વહેમ ઓછા થતા જાય છે ખરા, તોપણ હજી આ દેશની ચતુર્થાંશ

પ્રજા પણ પૂરી સુધરી નથી. આજથી ત્રીશ વર્ષ પેહેલાં દેવસ્થાનોમાં ઉપર લખ્યા પ્રમાણે ઘણાં ખુન થતાં હતાં, એટલાં આજ થતાં નથી.

કોઈ તો શિવની પીંડી ઉપર કમળપૂજા કરતા હતા, તે એવી રીતે કે શિવની પીંડી ઉપર પોતાનું માથું મુકીને, પોતાને હાથે પોતાનું ગળું કાપતા હતા, અને એવું જાણતા હતા કે, એમ કરવાથી મહાદેવ પ્રસન્ન થાય છે. વળી કોઈ તો દેવળના ધજાગરા ઉપર ચડીને ત્યાંથી શરીર પડતું મુકીને મરતા હતા. કોઈ બાવા જીવતા સમાત લેતા હતા (એટલે જીવતા ડટાતા હતા) અને ગામના લોકો ભેળા થઈને ધર્મનું કામ જાણીને ખુશીથી તેને ડાટતા હતા.

કોઈ હિમાલય પર્વતમાં જઈને મરતા હતા. કોઈ ગંગાજીમાં પડતું મુકીને મરતા હતા. અને કોઈ સંથારો કરીને (ખાવું પીવું તજીને) મરતા હતા. તે ચાલ હજી છેક બંધ પડ્યો નથી, પણ ઓછો થતો જાય છે.

સમજુ માણસોએ એવા ભોળા લોકોને સમજાવવા જોઈએ. આપણા દેશમાંથી હરેક વહેમનો નાશ થાય તો ઘણું સારૂં.

કાંઈ આશાથી દેવની માનતા કરે છે, તે પણ વહેમજ છે. દેવ લાંચીઆ નથી કે લાંચ લઈને કામ કરે. અને જો તેમ કરતા હોત, તો પૈસાવાળાનાંજ કામ થાત. ગરીબ બીચારો કેટલી માનતા કરી શકે? પોતાનું કામ પાર પડે તેની ખુશીમાં દેવના નામથી પુન્ય દાન ગરીબોને કરવું તે જુદી વાત છે.

(પુ. ૧૭ મું, માહે એપ્રિલ, ૧૮૭૦)

# માંડવીની પોળનું ભૂત

અમદાવાદ શેહેરમાં માંડવીની પોળ મધ્યે કાકાબળિયાની પોળમાં એક પટવો અને તેની જુની સ્ત્રી થોડીક મુદત ઉપર મરી ગયેલાં, તેની નવી સ્ત્રી અગીયાર વર્ષની રંડાઈ, તેથી પટવાનો જીવ ગતે ન જતાં ભૂત થઈને તેના ઘરમાં ભરાયો.

તે ભૂત હાલ ૭ સાત મહિના થયા તે ઘરમાં ઘણું તોફાન કરવા માંડયું હતું, તેની તરેહ તરેહની ચમત્કારી વાતો આખા શેહેરમાં ફેલાઈ હતી. તે ઘરની વિધવા ઘરને તાળું વાશીને બહાર જાય, એટલે ભૂત તેની માંયલી સાંકળો વાશીને નાચતું કુદતું હતું, તથા ઘરમાંથી ખાવાની જણુશો ખાઈ જતું હતું. બારીએથી ધોળે દહાડે ઈંટો ફેંકતું હતું. પેસાબ કરીને રસ્તે જતાં આવતાં માણસો ઉપર છાંટતું હતું. ઘરમાં ઝાડે ફરી જતું હતું. અને તરેહ વાર શબ્દોથી બોલતું હતું.

પછી જ્યારે તે બાઈ આવીને તાળું ઉઘાડે, ત્યારે અંદરની સાંકળો વાશેલી જોઈને ઘણી વાર સુધી ભૂતની પ્રાર્થના કરે, ત્યારે ભૂત અંદરથી સાંકળો ઉઘાડતું હતું. પછી બે ચાર માણસોને સાથે લઇને તે બાઈ ઘરમાં જઈને સારી પેઠે તપાસ કરીને જુએ, તો ક્યાંઈ ભૂત જોવામાં આવતું નહોતું. અને ઘરમાં ઉતરેવડો ફેરવી નાંખેલી, જગા ખરાબ કરેલી, અને કોઈ વખતે આગ લગાડીને લુગડાં સળગાવેલાં જોવામાં આવતાં હતાં.

એટલું જોઈને વળી મેડી ઉપર ચડવા જાય, ત્યાં ભૂતે દાદરાની માંયલી સાંકળ વાસેલી હોય તેથી દાદરો ઉઘડે નહિ, અને ભૂત દાદરા ઉપર નાચવા માંડે, પછી તે ભૂતની ઘણી પ્રાર્થના કરે ત્યારે ભૂત દાદરાની સાંકળ ઉઘાડતું હતું, પછી મેડી ઉપર જઈને જુએ તો ભૂત ક્યાંઈ જોવામાં આવતું નહોતું.

એવો બનાવ જોઇને સર્વ લોકો અચરત પામતા હતા, અને તે ઘરમાં રહેનારી વિધવા ખાતરીથી કહેતી હતી કે મારો ધણી ભૂત થયો છે તે આ ઘરમાં રહે છે. ભૂત ઘરમાં રહીને બારણાં ઠોકતું હતું, તેથી જે કોઈ ભૂતની વાત સાચી માનતો નહોય, તેને ત્યાં જઈને જોવાથી ખાતરી થતી હતી કે ભૂતની વાત ખરી છે. જ્યારે એ ઘરમાં ભૂત ભરાયું હોય ત્યારે કોઈ માણુસ બહાર રહીને ભૂતને બોલાવે, કે જે પ્રકારે ખાતરી કરવી હોય તે પ્રકારે કરે. પછી ઘર ઉઘાડીને ચારે તરફ તપાશી જુએ તો ક્યાંઈ ભૂત જોવામાં આવતું નહોતું. આવો બનાવ જોઈને ભૂતની વાત ખોટી છે એવું કોણ કહી શકે?

એ ભૂતની ખાતરી કરવા જવાની સૂચના મને પણ થઈ હતી, ત્યારે મેં કહ્યું કે જ્યારે બોલાવા આવશો ત્યારે હું આવવાને તૈયાર છું. એવામાં ગયા મેં માસની છેલી તારીખને દહાડે તે ઘરની વિધવા દિવસના ૧૧ વાગતાં ઘરને તાળું વાશીને બહાર ગઈ, અને પછી ઘરમાં ભૂત પ્રગટ થયું. તહરેવાર શબ્દોથી બોલવા લાગ્યું અને ઘરમાંથી ઈંટો ફેંકવા લાગ્યું. તે તમાસો જોવાને આશરે ૫૦૦ માણસો એકઠાં થયાં. એવામાં અમદાવાદ સમાચારના અધિપતિએ જઈને તે ઘરનાં બારણાં ઉતારવા તજવીજ કરવા માંડી. ત્યારે ઘરની વિધવા આવી પહોચી તેણીએ કહ્યું કે મારાં બારણાં વગેરેને નુકશાન કરશો નહિ. મારાં ઘરમાંથી તે ભૂત જવાનું નથી. "કારણ કે તે બાઈની ખાતરી હતી કે તેનો ધણી ભૂત થઈને ઘરમાં ભરાયો છે."

પછી અમ૦ સમા૦ વાળા લલ્લુભાઈએ જઇને ફુલપવર માજી-સ્ટ્રેટ મી. ફરનાનડીસ સાહેબને તે વાત જાહેર કરી. તે સાહેબે પોલીસ ઈનસ્પેકટર રાવ. ગજાનન વીઠલને બોલાવીને તે ભૂતનો તપાસ કરવા જવાનું કહ્યું. તેમણે જઇને જોયું તો ઘરની અંદરથી બારણાં બંધ કરેલાં હતાં. તેથી સીપાઈઓને કહ્યું કે છાપરા ઉપર ચડીને ઘરમાં ઉતરીને તપાસ કરો.

સીપાઇએ છાપરા ઉપર ચડીને અગાશીમાં ઉતરીને અગાશી-માંની બારીનાં બારણાં તોડીને અંદર જઈ તપાસ કરી આવીને કહ્યું કે અંદર તો કુછ નહિ હે. પછી બારણાં ઉઘડાવીને ફોજદાર સાહેબ પંડે તપાસ કરવા ઘરમાં પેઠા.

ઘરમાં તથા મેડી ઉપર સર્વ ઠેકાણે જોયું પણ કાંઈ દીઠું નહિ. ત્રીજે માળ વાંસડાનો અરધો મેડો બાંધેલો હતો, તેના ઉપર નકામાં હાંલ્લાં, લાકડાં વગેરે પડ્યાં હતાં, તે ઉપર જઇને તપાસ કર્યો. ત્યાં ખબર પડે નહિ. એવી રીતે ભૂત સંતાઈ પેઠું હતું. તેને ફોજદાર સાહેબે ચોટલે ઝાલીને પકડ્યું "કરણઘેલાને ભૂત નડતું હતું તેને હરપાળ મકવાણે આવી રીતે જ પકડ્યું હશે." આપણા લોકો કહે છે કે ભૂતના વાળ કોઈને હાથ આવ્યા હોય, તો ભૂત હમેશાં તેને તાબે થાય છે. તેટલા સારૂ કેટલાએક લોકો ભૂતના વાળ મળવાની ઉમેદ રાખે છે. પણ ફોજદાર સાહેબે ભૂતને ચોટલે ઝાલીને બહાર કાઢ્યા પછી, તેના વાળની લાલચ રાખી નહી. જો ફોજદાર સાહેબે સીપાઇઓને ભરૂસે રહીને પોતે તપાસ કર્યો ન હોત, તો ભોળા લોકોને ભૂતનો વેમ મજબુત થાત. અને જેઓ ભૂતની વાત માનતા નથી તેઓ તો કહેત કે ફોજદાર સાહેબે પૂરો તપાસ કરેલો નહીં હોય.

જ્યારે તે ભૂત પકડાયું ત્યારે તે એવી બૂમો પાડવા લાગ્યું કે અરે મને જંતર મંતર કરીને અહીં કોણ લાવ્યું? હું અહીં ક્યાંથી આવી? પછી તે ભૂતને દશકરોઈના મામલતદાર પાસે મોકલ્યું. તેમણે તે ભૂત દીવાનું છે, કે ડાહ્યું છે તેનો તપાસ કરવાને હઠીશંઘ ઇસ્પી-તાળમાં મોકલ્યું. ત્યાં થોડાક દહાડા રાખીને તેને છોડી મુકયુ.

ભૂતે કબુલ કર્યું કે એક સોની મારો ઉસ્તાદ છે તેણે મને તે ઘરમાં ઘુસવાની કળા શીખવી હતી. તે ભૂત એક શ્રાવકની છોડીને આકારે સોળ વરસની ઉમરનું હતું. તે પંડે ધુણવા શીખેલું, અને એજ પોળમાં સાસરૂં છે પણ સાસરે જતું નથી. કાંઈ ઘેલછાવાળું દેખાય છે.

આ ઉપરથી શેહેરની બાયડીઓમાં વાતો ચાલી કે, ફોજદાર સાહેબે એક ચુડેલ પકડી છે. તેના પગ અવળા છે, અને વાંસો પોલો છે. તે વાત બીચારી કેટલીએક ભોળી બાયડીઓ સાચે સાચી માને છે. પણ તેનો ખરો અર્થ એ છે કે ચુડેલના પગ અવળા હોય, એટલે તે દુનીયાદારીથી ઉલટી રીતે ચાલે. અને વાંસો પોલો, તેની મતલબ એ છે કે તેના મદદગાર કાચા હોય છે, તેઓ પછીથી ઉભા રહેતા નથી. ઉપર લખેલા ઘરની એક બારી પાડોસીની બારીને લગતી હતી, તેમાં થઈને ભૂત ઘરમાં જઈ ભરાતું હતું.

આ ઉપરથી અમે સર્વ લોકોને ભલામણ કરીએ છઈએ કે કોઈના ઘરમાં એવી રીતે ભૂત ભરાઈ પેસતું હોય અને તે પકડાતું નહોય તો તે વાત સરકારમાં જાહેર કરવી. પણ કેટલાએક લોકો એવું ધારે છે કે સરકાર ભૂતને શું કરી શકશે? એમ જાણીને મંત્ર-તંત્ર જાણનારા ઢોંગી લોકોને બોલાવીને સેંકડો રૂપૈઆ ખરચ કરે છે. તેમ કરવું નહી. અને જો ભૂત કોઈ માણસમાં પેશીને ધુણતું હોય, કે અવાચક કરી નાખતું હોય, તો તે માણસને ઇસ્પીતાળમાં લઈ જવું. ત્યાં મંત્રેલી શીશી સુંઘાડશે એટલે તરત ભૂત ધુણતું બંધ થશે. અને બેભાન થઈ ગયેલું હશે તેને ભાન આવશે. માટે બીજા ઉપાય ફોકટ છે.

પાડોશીના ઘરમાં ભૂત આગ લગાડતું હોય, અને તે ઘરધણી સરકારમાં જાહેર ન કરે તો પાડોશીઓએ મળીને સરકારમાં અરજી કરવી, નહિ તો તેના ઘરની સાથે કોઈ વખતે પાડોશીઓને પણ નુકશાન થશે. માટે એ વાતની આળસ કરવી નહિ. થોડાક વર્ષ ઉપર રામજી મંદરની પોળમાં એક શ્રાવકના મોટા ઘરમાં ભૂત આગ લગાડતું હતું, તેને આવો ઉપાય બતાવવાથી જ ભૂત નાશી ગયું હતું.

દોહરો

ભડકણ ભોળા ભાઇને, ભાસે સાચું ભૂત;
તપાસતાં તે તો ઠરે, ભૂત નહીં પણ તૂત. ૧

(પુ. ૧૭ મું, માહે જુલાઈ, ૧૮૭૦)

## પુનર્વિવાહ થયો

વીશા ખડાયતા વૈષ્ણવ વાણીઆની નાતમાં
તા. ૨૬ આગષ્ટ સને ૧૮૭૨, અમદાવાદમાં.

ભરૂચ જીલ્લાના કેરવાડા ગામમાં વિશા ખડાયતા વાણીઆની દીકરી નામે જીવકોર તે ૧૧ વર્ષની ઉમરે બાળરંડા થઈ. અને તેનો બાપ પણ ગુજરી ગયો. તેની મા છે, પણ તેને ભાઈ કે બહેન નથી. તે બાઇને એક ગાયકવાડી ગાંમમાં પરણાવી હતી પણ રંડાયા પછી પીયરમાં રહેતી હતી.

તે બાઇએ કેરવાડાની કન્યાશાળામાં વિદ્યાભ્યાસ કર્યો. પછી તે કન્યાશાળાની શિક્ષક પોતે થઈ. એ બાઇની ભરજુવાની એટલે ૧૮–૧૯ વર્ષની ઉમર થઈ ત્યારે તેને એવો વિચાર થયો કે આખી ઉમર વિધવાપણું ભોગવવા કરતાં મારી નાતનો સારો વર મળે તો તેની સાથે પુનર્લગ્ન કરવું તે ઠીક છે.

એવામાં તેની જ નાતનો નડીયાદનો વતની લલુભાઈ મથુરદાસ જેની ઉમર આશરે ૨૩ વર્ષની છે, તે ભરૂચ જીલ્લાના કતપોરની સરકારી નિશાળનો મહેતાજી છે. તેની સાથે તેણે કાગળ પત્રનો વહેવાર ચલાવ્યો અને તે બંને જણાંએ એવો ઠરાવ કર્યો કે આપણે પુનર્વિવાહ કરવો.

હવે પેલી બાઈને એજ્યુકેશનલ ઇનસ્પેકટર સાહેબની તરફથી એવો હુકમ થયો કે તમારે અમદાવાદની ફીમેલ નાર્મન સ્કુલમાં જઈને વધારે અભ્યાસ કરવો.

તે કામ વાસ્તે અને પુનર્લગ્ન કરવા વાસ્તે તે બાઈએ અમદાવાદ આવવાનો વિચાર કર્યો, પણ તેની મા, તથા તેના સગાઓ અટકાવ કરશે એવા અંદેશાથી તે બાઈએ તથા સદરહુ મહેંતાજીએ અમદાવાદની પુનર્વિવાહોત્તેજક સભાના મેંબરોની મદદ માગી. તેથી અહિંથી તેની મદદે માણસો ગયાં. તે વાત બાઈનાં સગાંને તથા કેરવાડાના લોકોને

જાણવામાં આવી. તેથી સગાંએ બાઈને નિશાળમાં જતી અટકાવી, ને નોકરીનુ રાજીનામું મોકલાવ્યું, ને ગામના લોકોએ પેલાં માણસો ઉપર મોટું હુલડ કર્યું. તે બાઈનો ચોટલો જબરદસ્તીથી મુંડાવી નાંખ્યો. બાઈને કેરવાડાથી થોડે દૂર બાઉવા ગામનાં ગેરકાયદેસર કેદ રાખી.

આ બાબતની ફરીયાદ ભરૂચના આશીષ્ટંટ માજીસ્ટ્રેટ મી. વાહીટ વરથની આગળ થઈ. તેથી તે સાહેબે તે બાઈને સમન કર્યો તેના સગાઓ ઉપર વારંટ કહાડચાં. હુલડ થતું અટકાવવાને પોલીસના ૧૦ ઘોડેસ્વાર તથા ૨૦ પાયદલ તે વારંટ બજાવવા અને જીવકોરને છોડવવા ગયાં. બુઆ ગામમાં એક બ્રાહ્મણના ઘરમાં તે બાઈને સંતાડી હતી ત્યાંથી સરકારી માણસોએ શોધી કહાડી. ને ભરૂચ તેડી ગયા. એ બાઈને તા. ૧૧ જુલાઈથી તા. ૬ આગષ્ટ સુધી ઘરમાં પુરી મુકી હતી, અને તે મોતના પંજામાંથી બચી છે, કેરવાડાના જપતીદાર કારકુન વાડીલાલ કાળીદાસે તે બાઈને દુખમાંથી છોડાવવા મહેનત કરી હતી.

તેના બે સગાઓને તોમતદાર ઠરાવી સેશન કમીટ કર્યા, અને તે બાઈ તથા મહેંતાજી અમદાવાદમાં આવીને મ્યુનીસીપલ ખાતાના શેક્રેટરી રાજેશ્રી રઘુનાથરાવ જનારદનને ઘેર ઉતર્યાં. અને લગ્ન કરવા વાસ્તે અહીંની પુનર્વિવાહોત્તેજક સભાની મદદ માગી. તેઓએ કહ્યું કે તમારી નાતથી દૂર રહેવાની તમારી હીમત હોય, અને તમારા મનની ઉલટ હોય તો લગ્ન કરો. તે કામમાં અમે સામીલ થઈશું. થોડી ઘણી નાણાંની મદદ જોઈશે તો કરીશું. ત્યારે મહેંતાજીએ કહ્યું કે અમારે નાણાંની મદદ જોઈતી નથી અને અમે કાંઈ ભીક્ષુક નથી ધંધાસર છૈએ, પણ લગ્નક્રિયા કરાવી આપવામાં તમારે સામીલ થવું.

પછી જોશીને બોલાવીને લગ્ન જોવરાવ્યું. જોશીએ શ્રાવણ વદ ૭ રવિવારનુ ગોધુળિક લગ્ન આપ્યું, તે દિવસે રાજેશ્રી રઘુનાથરાવજીને

ઘેર તેમનુ લગ્ન વિધિ પ્રમાણે થયું. તે સમે રા. રઘુનાથરાવજીએ સારા સારા માણસોને બોલાવ્યા હતા.

ડીપ્યુટી કલેકટર મહેરબાન એફ, એફ, ફરનાંનડીસ સાહેબ. રાવબહાદુર ગોપાળરાવ હરિ દેશમુખ અહીંની સ્માલકાજ કોરટના જડજ સાહેબ. રાવબહાદુર ભોળાનાથ સારાભાઈ ખેડાના સેકન કલાસ સબારડીનેટ જડજ. રાવબહાદુર બેચરદાસ અંબાઈદાસ. રાવસાહેબ મહીપતરામ રૂપરામ. રાજેશ્રી રણછોડલાલ છોટાલાલ વગેરે આસરે ૧૫૦ ગૃહસ્થો ત્યાં બિરાજ્યા હતા. કેટલાએક સાહેબ લોકોએ તથા નેટીવ ગૃહસ્થોએ આવા કામમાં મદદ મળવાને એક ફંડ રૂ ૪૦૦ ને આસરે કર્યું છે. અને તે વધારવાનો પ્રયત્ન જારી છે.

ગોરે ગોત્રજ પૂજા કરાવીને ચોરીમાં મધુપર્ક ગોત્રોચ્ચાર વગેરે કરીને કન્યાદાન અપાવ્યું, એક બ્રાહ્મણે+ કન્યાદાન દીધું. તે સભામાં વડનગરા નાગર ગૃહસ્થો, સાઠોદરા, વીસળનગરા, ઔદીચ, મોઢ, શ્રીમાળી, રવાળ, રાયકવાડ અને ટોળકીયા વગેરે નાતોના બ્રાહ્મણો, તથા શ્રાવક, મેશ્રીવાણીઆ, કણબી, અને મહારાષ્ટ્ર બ્રાહ્મણો, તથા પરભુઓ હતા. કંસારભોજન થયા પછી તે લગ્ન બાબતનો એક દસ્તાવેજ વરકન્યાની સહીઓનો સ્ટાંપના કાગળ ઉપર કરેલો હતો તે સભામાં વંચાયો. અને સાક્ષીઓ કરાવી. ગાંધર્વ લોકો નરઘાં સતાર લઇને ગાન કરતા હતા. બ્રાહ્મણો ભણતા હતા અને સઉના મનમાં મોટો ઉત્સાહ જણાતો હતો. અને એવા શબ્દો નિકળતા હતા કે આ ચાલ સઘળી નાતોમાં ચાલે તો ઘણું સારૂં.

બાઇએ પાનેતર તથા નવો ચૂડો પહેર્યો હતો, પગમાં કલ્લાં તથા ઘુઘરીઆળાં ફુલ પહેર્યાં હતાં, કેટલાએક કહેતા હતા કે આવડી તો કુંવારી કન્યાઓ કેટલીએક નાતોમાં હોય છે. માટે આ વરકન્યાનુ જોડુ પરણુવા લાયક જ છે. એ વખતે સ્કાલર કેશવલાલે કરેલી કવિતા વંચાઈ હતી તે આમાં જગાની તંગીને લીધે દાખલ થઈ શકી નથી.

---

+ કહેવત છે કે જેને માબાપ હાજર ન હોય તેને "ગોર માબાપ".

આ વાત તે દહાડે તથા તે પછી આખા શહેરમાં ચરચાઈ, ઘણુાખરા ઘરડા લોકો તથા જુના વિચારના માણસો તે વાતને ધિક્કારે છે. અને કેટલાએક કહે છે કે એક માસ ઉપર અહીંની ઔદીચણ વટલીને રાવતને ગઈ, તે કરતાં આ બાઈએ સારૂં કર્યું.

આ રીતે પ્રથમ એક કપડવણુજના મોઢ બ્રાહ્મણે અહીં આવીને પોતાની નાતીલી સાથે પુનર્વિવાહ કર્યો હતો. તેને એક દીકરી અવતરી તે તેની જ નાતનો એક બ્રાહ્મણુ પરણી ગયો. તેને થોડો ઘણો દંડ લઇને નાતે નાતમાં દાખલ કર્યો.

બીજો રવાર બ્રાહ્મણુ નામે સુરજરામે પુનર્વિવાહ કર્યો છે તે અહીં છાપખાનામાં નોકર છે. તથા મ્યુનિસીપલના સેક્રેટરી રઘુનાથ-રાવજીએ પણ પુનર્વિવાહ કરેલો છે.

બાઈ જીવકોરને દુખમાંથી છોડાવવા સારૂં કેરવાડાના એક શ્રાવક સાહુકારે ઘણી મહેનત લીધી હતી, તેથી ત્યાંના મહાજન વગેરે તમામ લોકો તેના ઉપર ધુસે થયા છે, તેથી તેને હાલ કેરવાડા છોડવું પડયું છે.

પરણ્યા પછી બીજે દિવસે, બાઈને જબરદસ્તીથી કેદ કરનાર બે માણસો ઉપર ભરૂચ સેશન કોર્ટમાં કામ ચાલવાનું હતું ત્યાં જવા સારૂ બંને જણુ નિકળ્યાં. તે કેશ તા. ૨૯ મીએ ચુકયો તેમાં દરેક કેદીને ૭ માસ સખત મજુરીની કેદ તથા રૂ. ૫૦૦ દંડની શિક્ષા થઈ છે. દંડ ન આપે તો બીજી કેદ ભોગવે અને દંડ તેમની મિલકતમાંથી વસુલ કરી બાઈ જીવકોરને તેણે સહન કરેલા દુખના બદલામાં આપવો એવું જડજે ઠરાવ્યું છે. આથી પુનર્લગ્ન કરેલા નવા જોડાને રૂ. ૧૦૦૦) મળશે. આ સિવાય જીવકોર વીશ હજાર રૂપીઆની મિલકતની વારસ છે તે પણુ કાયદા પ્રમાણે તેમને મળશે, જેઓ પુનર્લગ્ન કરે છે તેમને કાયદા તરફથી કંઈ નુકસાન થતું નથી. વારસાના તમામ હક કાયમ અને નવી પ્રજા થાય તે પણુ કાયદેસર ગણાય છે.

આગળ એવો ચાલ હતો કે બાળ વિધવા કાંઈ અવળુંસવળું કરે તો તેના સગાઓ તેને મારી નાખતા હતા, પણ હવે આ ઉપરથી સઉની ખાતરી થઈ, કે સોળ વર્ષ ઉપરાંત ઉમરની વિધવા પોતાને ગમે તેમ કરે પણ મા બાપે કે સાસરીઆંએ તેને કાંઈ શિક્ષા કે જબરદસ્તીથી અટકાવ થઈ શકે નહિ. તેઓનું જોર ફક્ત એટલુંજ ચાલે કે તેને પોતાના ઘરમાંથી કહાડી મુકે, એવો આ રાજનો કાયદો છે.

( પુ. ૧૯ મું, ઓકટોબર, ૧૮૭૨ )

## દેશી રાજાઓની સ્થિતિ

ગયા ડીસબરમાં ગુ. વ. સોસાયટીએ ઇનામો આપીને ભાષણો કરાવ્યાં હતાં, તેમાંનુ બીજા નંબરનુ ભાષણ આ નીચે લખેલું છે.

### દેશી રાજાઓની હાલની સ્થિતિ, અને તે સુધારવા શાશા ઊપાય કામે લગાડવા તે વિષે

દરેક રાજની સ્થિતિ ત્યાંના રાજકર્તા ઊપર આધાર રાખેછે. રાજા સારો હોય તો રાજની સ્થિતિ સારી હોયછે. અને નઠારો હોય તો રાજની સ્થિતિ નઠારી હોયછે. વાસ્તે પ્રથમ રાજાની સ્થિતિ વિષે બોલવું જોઇએ.

હાલમાં દેશી રાજ ગૂજરાતના મોટા ભાગ ઉપર પરસરેલું છે તેમાં મુખ્ય અને મોટું ગાયકવાડ મહારાજનું રાજ ગણાયછે. પછી કચ્છના રાવ સાહેબનું, ( પછી જુનાગઢના નવાબ સાહેબનું તેઓ જાતે મુસલમાન છે પણ તેમને આ દેશમાં ઘણાં વર્ષ થઈ ગયાથી તે દેશી રાજા ગણાયછે ) પછી ભાવનગર, જામનગર, પોરબંદર, ધ્રાંગધરા, રાજકોટ, રાધનપુર, પાલણપુર, ધરમપુર અને રેવાકાંઠા વગેરે કેટલેક ઠેકાણે દેશી રાજ છે.

હાલના ઘણા ખરા દેશી રાજા વિદ્યાભ્યાસ પુરો કરતા નથી અને અફીણ વગેરેના કેફમાં રાત દિવસ ગુલતાન રહેછે. તેથી તેઓ શરીરે સુસ્ત અને ક્ષીણ થઈ જાય છે એટલુંજ નહીં પણ અકલ ઘટીને મૂઢ થઈ જાય છે, ચોપદારો સવારથી તે બપોર સુધી પોકાર મારે ત્યારે તેઓ પહોર દહાડો ચઢતાં ઉઠે. ઉઠ્યા પછી દાતણ પાણી કરે એટલામાં હમેશના રિવાજ પ્રમાણે સરદારો જે કસુંબા ઘોળવાને અને તે ઉપર મીઠાઈ ખાવાને માટે ટમટમી રહ્યા હોય તેત્રાઓની મંડળી તેમની આસપાસ ભરાય અને આ બુદ્ધિ તથા તનદુરસ્તીને નાશ કરનાર વસ્તુના ખોબા એક બીજાને હેત દાવામાં પાવાને મચી જાય છે. આવી રીતે હંમેશાં વિદ્યાભ્યાસ કરવાને બદલે અમૂલ્ય વખત ગુમાવેછે, વળી તેઓમાં ઘણી રાણીઓ પરણવાનો ચાલ છે. તેથી તેઓ અંદર અંદર ઝેર રાખેછે, અને રાજાના દિવસ કલેશમાં જાયછે—અને કોઈ વખત અકાળ મૃત્યુ પણ થાયછે.

દુર્વ્યસનને લીધે તેઓની બુદ્ધિ મારી ગઈ હોયછે, તેથી તેઓ રાજનીતિમાં કાંઈ સમજતા નથી અને ઈનસાફની વાતમાં પણ તેવા જ બીન માહીતગાર હોયછે, તેથી પ્રજા સુખી છે કે દુઃખી? ઈનસાફ થાયછે કે ગેર ઈનસાફ, તે વિશે તેઓને કંઈ ખબર પડતી નથી, તેઓ ફક્ત પોતાની પેદાશની ચિંતા રાખેછે. પણ રૈયતની કંઈ ફીકર રાખતા નથી. તેમના કારભારીઓ પણ અભણ, પ્રપંચી, અપ્રમાણિક અને સઘળી વાતે પહોંચેલા હોયછે, તેથી તેઓ રાજાઓનું કંઈ ચાલવા દેતા નથી, અને પ્રજાને પોતાની મરજી પ્રમાણે પીડે છે. વળી પોતાની સત્તા સદા સરખી રહે તેને માટે તેઓ રાજાને વિદ્યાનાં દર્શન કરવા દેતા નથી. તથા બીજો સુધારો કરવા દેતા નથી. આવી રીતે તેઓ બીન અંકુશના થઈ અન્યાય, અને અધર્મ આચરતાં બિલકુલ ડર રાખતા નથી. ઘણી જગાએ કાયદા હોતા નથી એટલે સ્વેચ્છા પ્રમાણે અમલ ચલાવવાનું અને જ્યાં છે (કાયદા) ત્યાં તેને અમલમાં આણનારા આવા કારભારી, અને બીજા માણસ

હોયછે, એટલે અંધેરમાં શું બાકી? તેઓ એમ સમજેછે કે જે તે પ્રકારે નાણું મેળવીશું તે આપણું છે, કારણ કે તેમને ઝાઝા વર્ષ કારભારમાં રહેવાનો ભરોસો નથી.

કેટલાક રાજાઓ ઈજારદારના તાબામાં રૈયતને સોંપેછે, એટલે બાકી શી? તેઓ રૈયત ઉપર બેહદ જુલ્મ ગુજારેછે, બળાત્કારે નાણું કઢાવેછે, વગર પૈસે વેઠ કરાવેછે, વગેરે ઘણી પ્રકારના જુલુમ કરી પોતાનું ગજવું તર કરવાની કાળજી રાખેછે. તેથી કેટલીક વાર લોકો અંગ્રેજ સરકારના રાજમાં આવી વસેછે. કેટલાક પોતાના બાપદાદાનું વતન છોડી શકતા નથી તેઓ લાચારીથી ત્યાં રહેછે.

વળી એક રાજાને ઝાઝા કુંવરો હોય તો તેમને કેટલેક હીસે જીવાઈમાં ગામ આપવાનો રીવાજ કેટલેક ઠેકાણે છે. આમ થવાથી થોડા વખતમાં તેવાં દેશી રાજ લય પામવાનો સંભવ રહે છે.

એ વિશે ચુંવાળના રાજાનો એક દાખલો છે. વિરમગામ પરગણા તરફ ચુંવાળીશ ગામનો એક જીલ્લો છે તે ચુંવાળ પરગણું કહેવાયછે. તે એક કોળી રાજાને તાબે હતું. ત્યાંનો એવો ચાલ છે કે એક રાજાને બે ત્રણ દીકરા હોય ત્યારે મોટા દીકરાના બે ભાગ અને બાકીનાનો એકેકો ભાગ, એ રીતે ભાગે પડતાં ગામો વહેંચી લેછે, તેથી એ પરગણામાં હાલ કોઈ મોટો રાજા રહ્યો નથી. કેટલાએક તો એક ખેતરના ધણી થઈ ગયાછે, તે ખેડુતની માફક મહેનત કરી ખેડી ખાયછે.

દેશી રાજની પડતી મુસલમાનના આવ્યા પછી એકદમ વધી ગઈ એમાં કંઈ શક નથી. તેઓએ દેશી રાજને તારાજ કરી નાખ્યું છે અને કંઈ નુકશાન બાકી રહ્યું તે યુરોપની પ્રજાએ આવી પૂર્ણ કર્યું. મોટા રાજના નાના નાના વિભાગ થઈ ગયા. તથા કુસંપના બીજે તેમનું મૂળ કાઢવા માંડયું. કલેશ અંદર અંદર વધતો ગયો, તેમ તેઓની શક્તિ બિલકુલ નરમ થઈ ગઈ, અને આજ તેઓ અંગ્રેજ સરખા મહા યોદ્ધાને બિલકુલ વશ થઈ પડયાછે. તેઓમાં કોઈ-

પણ પ્રકારની ફરી ગાજી ઉઠવાની શક્તિ રહી નથી. અને હિંદુસ્તાન જેવા મોટા દેશમાંના મોટા પ્રાંતના રાજાઓને ત્યાં પૂર્વે જે ભારે લશ્કર રહેતાં, તે સઘળાને બદલે આજ થોડા સિપાઈઓ જોઈએ છીએ, એ ઘણી જ દિલગીરીની વાત છે. તેઓની આવી દુર્દશા જોઈ, સ્વદેશાભિમાની પુરૂષોનાં દિલ ઘણાં દુખાયછે. તેઓમાં શૂરાપણું તો બિલકુલ છેજ નહીં. અંગ્રેજ સરકારની તેમના ઉપર એટલી બધી સતા ચાલેછે કે તેઓને તે જેમ નચાવેછે તેમ નાચેછે. તેઓની જાહેરાત રીતે ફજેતી થાય તોપણ એક શબ્દ સરખો બોલી શકતા નથી. વળી કોઈ વિષયાદિ છંદમાં લીન થઈ ગયાછે, કોઈ હાથી, વાઘ વગેરે જાનવરોની સાટમારીયો ઇત્યાદિમાં પોતાના જીવને મગ્ન રાખેછે. કેટલાક જુલમ કરેછે. આ બધાથી તેઓએ આગળના રાજાઓની કીર્તિને અને નામને શ્યામતા લગાડી દીધીછે.

દેશી રાજ્યમાં વિદ્યાનુ મૂળ હજુ સુધી બરાબર કોઈપણ જગાએ રોપાયું નથી. કોઈ કોઈ ઠેકાણે વિદ્યાવૃદ્ધિ સારૂ નિશાળો નિકળીછે ખરી, પણ તે ફક્ત નામની જ છે. કારણ કે તે થોડી છે અને સારા પાયા ઉપર બિલકુલ આવેલીઓ નથી. રૈયતના જાનમાલનો પુરો ભય હજી સુધી મટયો નથી, ચોરનો ભય ઘણો જ છે. તથા બીજા ધુતારાઓનું એવા રાજમાં ઘણું જોર ચાલે છે. ખેડુત લોકોની સ્થિતિ દયા આણવા જેવી છે. વાણીઆઓ તેઓનાં ઘર ઊંચાં આવવા દેતા નથી. તેમને વ્યાજમાં ને વ્યાજમાં ડુબાવી દેછે. વેપાર પણ ઘણો મંદ ચાલેછે. વેપારી વાણીઆઓ ઘણા પોચા મિજાજના એટલે તેઓ પણ રાજના સિપાઈઓ તરફથી ઘણો જુલમ સહન કરેછે. ન્યાયમાં કેવળ અંધાધુંધી ચાલેછે. ન્યાયને મતલબી અને લાંચીઆ અધીકારીઓ વેચેછે, એટલે ઊભય પક્ષમાંથી જે માણસ વધારે લાંચ આપે તેની તરફેણમાં ફેંસલો કરેછે. વળી તે બિચારાઓને અપીલ કરવાની હિંમત નથી હોતી. તેમ છતાં કદાપિ કોઈ અપીલ કરે તો તેને ઘણી મુદત સુધી ધક્કા ખાવા પડેછે. તેથી તેઓ કંટાળી જાયછે, અને ફરીથી

એમ કરવાની હિંમત રાખતા નથી જુઓ કેટલી બધી અંધાધુંધી? જે માણસનો ખરો હક હોય તેને રૂપીઆ ખરચતે પણ પોતનો હક મળે નહીં ત્યારે તેને રાજા તથા રાજ્ય ઉપર કેટલો બધો ક્રોધ ચઢે? પણ તે શા ઉપયોગનું? પોલીસનો તો બિલકુલ બંદોબસ્ત છેજ નહીં. અમલદાર કરતાં સિપાઈઓ પ્રજાને ઘણુ દમેછે. શેહેરે સુધરાઈ વિષે પણ બંદોબસ્ત નથી. રાજાઓ, તેમના પ્રધાનો, કારભારીઓ અને તેમની પ્રજા કેવળ અભણ એટલે વર્તમાનપત્રો, ચોપાનીઆં અને સારી સારી ચોપડીઓ તેમના વાંચવામાં આવતી નથી. પુસ્તકશાળાઓ પણ નથી, તેથી બિલકુલ વિદ્યાવૃદ્ધિ નથી. વિચારસુન્ય રાજાઓ જ્યાં ખરચવું ઘટે ત્યાં પાઈ ખરચતા નથી, અને જ્યાં ન ખરચવું ઘટે ત્યાં હજારો રૂપીયા ખરચી નાખે છે. વળી ઘણા રાજાઓ એટલા બધા વેહેમી છે કે તેમનાં કૃત્યોથી સઘળા માણસોને તિરસ્કાર સાથે હસવું આવ્યા વગર રેહેતું નથી.

હાલમાં કેટલાએક રાજાઓ પોતે સમજુ છે, અને તેમના કારભારીઓ પણ વિચારવાળા છે. તેઓ અંગ્રેજ સરકારનો ચાલ જોઈ ધીમે ધીમે સુધારો કરવા લાગ્યાછે ખરા પણ જોઈએ તેટલો સુધારો હજી થયો નથી. વળી દેશી રાજ્યોની સ્થિતિ રેસીડેંન્ટ સાહેબ અને પોલીટીકલ એજેંટની મદદથી સુધરવા લાગીછે ખરી તોપણ તેઓના રાજ્યમાંથી ઝાઝું અંધારૂં મટયું નથી.

અદ્યાપિ સુધી પણ દેશી રાજમાં કુસંપનું બળ વધતું ચાલેજછે, આજ પણ તેઓની ગરાસ બાબતની તકરાર ચાલતીજ છે, કોઇ પણ દેશી રાજ એવું નહી હોય કે જેની તકરાર રેશીડેંટને ત્યાં નહી જ ચાલતી હોય. રાજના ઘણા નાના ભાગો પડવાથી સીમાડા સંબંધી તકરારો પડે એમાં નવાઈજ શાંની?

દરેક દેશી રાજાઓની શાવટ કોઈ વેપારી રાખતા નથી. કેમકે તેઓ એમનાં નાણાં પાછાં વાળવામાં કંઇ કાળજી રાખતા નથી, પણ કેફમાં મગ્ન રેહેછે, તથા વિષયાદિક કર્મોમાં આખો દિવસ ગુજારેછે.

વખતે કોઈ ધીરે તો દોઢું બમણું અને તમણું વ્યાજ અને ગામો લખાવી લેછે.

ઉપર પ્રમાણે સઘળાં દેશી રાજ્યો દુર્દશામાં આવી ગયાંછે તેમને સુધારવા સારૂ નીચે પ્રમાણે ઊપાય લેવા જોઈએ.

રાજાઓએ રાજાવદ્યા પ્રકરણ તથા ધનુર્વિદ્યાના અભ્યાસ ઊપર સૌથી વધારે ધ્યાન આપવું જોઈએ. એટલે રાતદિવસ તે ઊપર જ મનન કરવું જોઈએ. તથા રાજ ચલાવવાના રૂડા, અને રૈયતને લાભકારી કાયદા બાંધવા સંબંધીનું જ્ઞાન મેળવવું જોઈએ. કેમકે સારા કાયદાથી રાજમાં સમાધાની રહેછે. જે રાજમાં કાયદાનું બંધારણ સારૂં છે, તેની રૈયત વધારે આબાદીમાં રહે છે. ને તેની કીર્તિ ઘણી વધેછે, માટે તેમ કરવા જુદા જુદા દેશોના અને જુદા જુદા જમાનાના કાયદા તેમણે વાંચવા જોઈએ. અને તેઓનો મુકાબલો કરી અને નિષ્પક્ષપાત માણસોની સલાહ લઈ તેમાંથી ફાયદાકારક કાયદા દાખલ કરવા જોઈએ, અને તે પ્રમાણે ન્યાય કરી રઇયતને સુખ આપવું જોઈએ. બીજું તેમણે ઈતિહાસ એટલે તવારીખનો ખૂબ અભ્યાસ કરવો જોઇએ. પ્રાચીન તથા અર્વાચીન કાળમાં કયા કયા દેશોમાં કયા કયા રાજા થયા, તથા તેમણે કેવી રીતે રાજ ચલાવ્યું, અને તેથી તેઓની તથા તેમના રાજની પછવાડેથી કેવી હાલત થઈ, તથા નામના થઈ, તેમની કાર્કિર્દીમાં કેવી કેવી હરકતો આવી પડી, તથા તે ટાળવાને તેમણે શાશા ઉપાય કામે લગાડચા. અને તે ઉપાયોથી ફાયદો થયો કે નહીં ? તથા લશ્કર વગેરેનો શી રીતે બંદોબસ્ત કર્યો હતો તે જાણવું તથા ઊપરથી સાર કાઢવો એ આબેહુબ આરશી છે.

રાજાઓનું મુખ્ય કામ રૈયતનું માંહોમાંહેના જૂલમથી રક્ષણ કરવું એટલુંજ નહિ પણ બીજા લોભી રાજાઓ તથા બળવાખોરોની ટોળીઓ અને લુટારૂઓનાં ધાડાંથી પણ રક્ષણ કરવું એ છે. માટે તેમણે નાનપણથી જ યુદ્ધકળાનો અભ્યાસ કરતાં રહેવું જોઈએ, એટલે સારી રીતે

પોતાના શરીરને કસવું જોઈએ. શ્રમ અને સંકટ સહન કરતાં તથા તે સિવાય ઘોડા ઉપર બેસતાં તોપો અને બંદુક ચલાવતાં તથા સમયસૂચક આયુધોનો ઉપયોગ કરતાં શીખવું જોઈએ, વળી એવા કામમાં કુશળ માણસને પોતાના લશ્કરમાં સરદાર ઠરાવી તેમની મારફતે લશ્કરને કવાયતમાં ખુબ પ્રવીણ કરવું જોઈએ આપણામાં કહેવત છે કે "બળ કરતાં કળ ચઢે" તે ખરૂં છે. જુઓ આપણે અંગ્રેજોની ઘણી લડાઈઓ વિશે સાંભળ્યું છે કે તેમના મુઠીભર લશ્કરે સામાવાળાનાં મોટાં મોટાં લશ્કર હરાવ્યાં છે.

તેમણે પંડેજ રાજકારભારમાં તપાસ રાખવો જોઈએ, કેમકે રૈયતના હક સંભાળવા તથા તેમને વાજબી હક આપવો એ કામ ઓછું અગત્યનુ નથી. જે રાજમાં ઇનસાફનો કાંટો સમતોલ છે ત્યાંની રૈયત ઘણી સુખી હોયછે. અને તેથી તે રાજની સલામતીનો પાયો મજબૂત થાય છે. વળી ઈનસાફ એ દેશની આબાદી સલાહ સંપથી જાળવી રાખવાનું મજબુત હથિઆર છે. તથા તે કૃપાળુ પરમેશ્વરનો તેજસ્વી મુગટ છે.

ઉપરના કારણને સારૂ અભણ અને પ્રપંચી કારભારીઓ તથા બીજા નોકરોને દૂર કરવા જોઇએ, અને સઘળા વિદ્વાન અને નિષ્પક્ષપાતી માણસોને નોકરીમાં રાખવા જોઈએ. રાજા પોતે બધાં ખાતાંઓમાં બરાબર ધ્યાન રાખી શકતો નથી માટે આવા માણસોની અવશ્ય જરૂર છે, વળી પોતાના રાજમાં વિદ્યાવૃદ્ધિ સારૂ વિદ્વાન અને અનુભવી માણસોના હાથ નીચે નિશાળો પુસ્તકશાળાઓ અને બીજાં કારખાનાં કાઢી નીતિથી ખર્ચ કરવું જોઇએ. રાજમાં વિદ્યાવૃદ્ધિ થવાથી રૈયતની આબાદી ઘણી સારી થાય છે. તેમજ પોતાના રાજમાં હુન્નર અને ધંધો રોજગાર વધેછે.

પોતાની પ્રજાને ઈજારદારના કેટ તળે ન આવવા દેતાં પ્રમાણિક માણસથી ઘણી ચોકસાઈ સાથે વસુલાતનું કામ કરાવવું જોઇએ. કારણ કે એ પણ રાજાઓનું મુખ્ય કામ છે.

ઊપર કહી ગયા કે રાજના નાના નાના ભાગ થઈ જાયછે, તે રાજાઓના છોકરાઓને ગામ આપવાનો ચાલ છે તેથી થાયછે. કોઈ કહેશે ત્યારે તેઓનુ ગુજરાન શા ઉપર ચાલે ? તો તેનો ઉત્તર એટલો જ કે તેમને ગામ તો બિલકુલ આપવાં નહિ પણ દર વર્ષે અમુક રકમ અથવા સાલીઆણું બાંધી આપવું જોઈએ. અગર જો તેઓ હોંશિઆર હોય ને તેમની ખુશી હોય તો રાજમાં હોદ્દાની જગો તેમને આપવી જોઈએ, કે તેથી આગળ ઉપર ઘણોજ ફાયદો થાય.

ઊપર રાજની સ્થિતિ સુધારવાના જુજ ઊપાય કહ્યા તે હાલના રાજાઓને લાગુ પડશે નહિ. કારણ કે તે લોકોથી હવે કોઈ પણ પ્રકારનો અભ્યાસ વગેરે થઇ શકે નહિ. આપણામાં કહેવત છે કે "પાકી કોઠીએ કાંના બંધાય નહીં" તે પ્રમાણે હવે તેઓનામાંથી દુરાચરણ વિગરેનો ઝાઝો નાશ થઈ શકે નહીં. તોપણ રાજકીય બાબતમાં નિપુણ અને અનુભવી તેમજ નિષ્પક્ષપાતી અને વિદ્વાન માણસોને તેઓના દરબારમાં રાખવા જોઈએ. તેમના હમેશના ભાષણની અસરથી તેઓ સુધરે એવો સંભવ છે. **પ્ર૦ સં૦ દ૦**

( પુ. ૨૨ મું, માહે મે, ૧૮૭૪ )

# નારીપ્રતિષ્ઠા અને પુનર્લગ્ન

ચાલુ વર્ષના જાનેવારી તથા માર્ચ માસના બુદ્ધિપ્રકાશમા 'એક મિત્ર' એવી સહીથી કોઇએ આ મારા લઘુ પુસ્તકમાંના પુનર્લગ્ન સંબંધી અંશને ખંડવા પ્રયત્ન કર્યો છે. ગ્રંથ પ્રસિદ્ધ થાય એટલે તે ઉપર વિદ્વાનો પોતાને યોગ્ય લાગે તે અભિપ્રાય આપે, તેનો જવાબ આપવો કે તે અભિપ્રાયની પરીક્ષા મૂળ લખનારેજ કરવી એ શિષ્ટ-સંપ્રદાય નથી. આ પુસ્તક સંબંધે તો પુનરૂદ્વાહનો વિષય છૂટથી

ચર્ચાય એ હેતુથી મેં નિરભિમાન વિદ્વાનોને ટીકા કરવા નોતરેલા છે, અને હું તે ટીકાનો પરિહાર કરવા બંધાયલો છું (જુઓ પ્રસ્તાવના); એટલે સાંપ્રત ચર્ચા મેં મારી વિરૂદ્ધના લખાણથી નાખુશ થઈ બચાવ માટે ગોઠવી કાઢીછે એમ નથી, પણ મારા સિદ્ધાન્તમાં જે વિરોધ બતાવવામાં આવ્યોછે તે વાસ્તવિક નથી એટલુંજ બતાવવાને લખેલી છે. જેને મૂળે ગ્રંથસંદર્ભજ નથી સમજાતો તેવા અનધિકારી લોક ગમે તે લખે તેને ઉત્તર આપવા કોઇ વિચારવાન્ તો પ્રવૃત્ત થાય નહિ; પણ જ્યારે શાન્ત મનથી તે દલીલ સાથે કોઈ વિવાદ કરે, ને તેમાં પણ તેવા વિવાદનું સમાધાન કરવાની મૂલ લખનારની પ્રતિજ્ઞા હોય, ત્યારે તો આ રીતિની ચર્ચા ચલાવવી એ કેવળ સત્યનિર્ણય માટેજ છે એટલે કોઈપણ રીતે વિદ્વન્મર્યાદાની બહાર નથી.

પોતાની ચર્ચાના આરંભમાં પુનર્લગ્નના રીવાજની વિરૂદ્ધ થનાર નવા લખનારમાં પ્રથમ હોવાનું માન ટીકાકાર મને આપેછે, પણ એમ કરવામાં જો કાંઈ માન હોય તો તે માનને માટે નહિ, પણ સારાસાર નિર્ણય કરવાને માટેજ હું 'એક મિત્ર' એવી સહી ન કરતાં જાહેર રીતે બહાર આવેલોછું.

'એક મિત્રે' જે લખાણ કર્યુંછે તે ગ્રંથનો પૂર્વાપર સંબંધ સમજ્યાવિના કર્યુંછે એમ હું પદે પદે બતાવીશ. મારા પુસ્તકમાંથી ઉતારે છે કે "જેઓ પરિપૂર્ણ પ્રેમથી જોડાયલાં છે તેમને તો વિયોગ થયા પછી—મરણાંગતે પણ—ફરી પરણવાનો વિચાર પાપ જેવો લાગે." આ મારી દલીલ ઉતારી તે ઉપર તકરાર માંડે છે તેમાં લખેછે કે "પૂર્ણ પ્રેમ કોને કહેવો તે સમજનારની સંખ્યા આપણામાં ઘણી થોડી છે, આપણી ×સંસારિક કેળવણી એવા પ્રકારની નથી કે તેથી તેવા પ્રેમની આપણા લોકને ખબર પડે, અને કદાચ પડે તોપણ આપણી સ્ત્રીઓ જેઓનો મોટો ભાગ ( ઘણું

× સાંસારિક.

કરીને સઘળો ) કેળવણીથી બિલકુલ અજાણ છે તેમને તો તેની જરાએ ખબર પડે એમ નથી." આ તકરાર કોણ માન્ય નહિ કરે ? મેં તો તે વાત સ્વીકારીનેજ આખો ગ્રંથ લખ્યોછે; પણ ચર્ચા કરનારને એમ લાગ્યું કે મેં કોઈ કલ્પિત સૃષ્ટિનાં માણસ માટે ગ્રંથ બનાવી પૂર્ણ પ્રેમની ગપો ગોઠવીછે ! ! તેમના લખવાનું તાત્પર્ય તો એમજ જણાયછે કે પ્રેમ સમજાય તો ભલે પુનર્લગ્ન ન હો, પણ નથી સમજાતો માટે જોઈએ. એમજ હોય તો એ વાત ખુલ્લીજ છે કે પ્રેમ સમજાવવા પ્રયત્ન કરવો કે પુનર્લગ્ન સમજાવી સમજાવી તે પ્રેમને ન વધવા દેવો ? પણ એમણે જે વાક્યપર ટીકા કરીછે તે વાક્યજ એમના સમજવામાં આવ્યું હોય એમ લાગતું નથી. મેં એમ લખ્યું છે કે 'પૂર્ણ પ્રેમથી જોડાયલાં હોય તેમને તો પુનર્લગ્ન પાપ જેવું લાગે,' ત્યારે સ્પષ્ટજ છે કે જે તેવા પ્રેમથી નથી જોડાયલાં તેમને ભલે તે પાપ જેવું ન લાગે, ને તેથી તેવાં ભલે તેનો આચાર કરે, એમાં મને બાધ નથી. વળી ગ્રંથના સંબંધનું પણ અનુશીલન કર્યું જણાતું નથી. ગ્રંથમાં પ્રથમ સ્ત્રીનો સ્વભાવ બતાવી, તેને અનુકૂળ કેળવણીના નિયમ પ્રેમ ખીલવે તેવા સમજાવી, તેવી પ્રેમી સ્ત્રીઓનાં લગ્નનું ધોરણ ઠરાવી, પુનર્લગ્નનો સવાલ ઉઠાવેલો છે. આ પ્રમાણે સ્ત્રીઓને પૂર્ણ પ્રેમ સમજાવવાનાં સાધન તથા લગ્ન કરવામાં તે પ્રેમનો અનુભવ થવાનો પ્રસંગ બતાવી, ને પછી લખ્યુંછે કે " જેઓ પૂર્ણ પ્રેમથી " વગેરે. કહ્યા પ્રમાણે કેળવાયલી, ને બતાવ્યા પ્રમાણે પરણેલી પ્રેમી સ્ત્રીઓ હોય તેમને ટીકાકારના કહેવા મુજબ પણ પુનર્લગ્ન નજ કરવાનું હોય. વળી આવો ગ્રંથ–સંદર્ભ રાખી લખાણ કરવાનું જે રહસ્ય છે તે તો ' એક મિત્ર 'ના ધ્યાનમાં પણ આવ્યું નથી. રહસ્ય એવું નથી કે ગમેતેમ હો પણ પુનર્લગ્ન ન કરો, પણ એવું છે કે હાલની સ્ત્રીઓની કેળવણી અને પરણવાની રીતિ સુધારો કે પુનર્લગ્નનો અનિષ્ટ આચાર એની મેળે બંધ પડશે. આ પ્રમાણેના હેતુથી લખેલા વાક્યનું તાત્પર્ય, ગ્રંથના વિષયનો સંબંધ,

તથા સર્વ ગ્રંથનું રહસ્ય ન સમજવાથી ટીકાકારે જે શંકા ઉઠાવી તકરાર કરી છે તે કેવળ નિરવકાશ ઠરે છે.

આવી સમજ પાડયા પછી ' એક મિત્ર ' કેવળ મારા મતને મળ્યા વિના રહેશે નહિ એ ખુલ્લી વાત છે; પણ તેઓ હજુ એક બીજી રીતે ખસી જવા પ્રયત્ન કરેછે. પૂર્ણ પ્રેમ સમજાય તો પુનર્લગ્નનો અવકાશ નથી એવી મતલબનું કાંઈ લખીને ટીકાકાર જણાવે છે કે " કદાપિ પૂર્ણ પ્રેમ સમજાય તો પણ પુનર્લગ્ન પાપરૂપ લાગે નહિ. " પ્રથમ જે દલીલ તેમણે આપી તે નકામી હતી, પણ આ જરા વધારે વજનદાર છે ખરી. પૂર્ણ પ્રેમ સમજાય તોપણ પુનર્લગ્ન પાપરૂપ ન લાગે, તો મેં પણ કયાં લખેલું છે કે પાપરૂપ કે પાપજ લાગે ? હું એમ કહું છું કે " **પાપજેવું** " લાગે; અર્થાત્ તે કરવામાં પાપજ લાગે એમ નહિ, પણ જેમ માણસ પાપ કરતાં કંટાળી પાછું હઠેછે, તેમ પ્રેમી માણસ પુનર્લગ્ન કરતાં પણ પાછું હઠે. જ્યારે આ પ્રમાણે મારા શબ્દોનો અર્થ છે, ત્યારે પુનર્લગ્ન એ પાપ ખરૂં કે નહિ તેનો નિર્ણય કરવાને ટીકાકારે જે વ્યર્થ અને નિર્જીવ આડંબર કર્યોછે તે નકામો છે. એ આડંબરમાં પણ "પાપ" એટલે શું તે પોતે બીલકુલ સમજ્યા નથી; એટલે પુનર્લગ્ન પાપ કહેવાય કે નહિ એ તકરાર હું અત્રે દાખલ કરવી વાજબી ધારતો નથી. મારે જે પ્રતિપાદન કરવાનું છે તે માટે તો એ વાત હાલ કાંઈ વજનનીજ નથી. તેઓ લખે છે કે " પાપ એ શબ્દનો સામાન્ય અર્થ જે સારૂં નહિ તે, અનીતિ, બદકામ છે. અને ખાસ અર્થ ઈશ્વરી નિયમ તોડવો તે છે. " 'સારૂં' અથવા 'નીતિ' કોને કહેવી ને ઈશ્વરી નિયમમાં શાનો શાનો સમાવેશ કરવો એ જણાવ્યા વિના આ વાત લખવાથી પાપ શબ્દ સમજાવાનો નથી. વળી પાપનું રૂપ પોતે આ પ્રમાણેનું માનતા હોય તો, 'સારૂં,' 'નીતિ,' 'ઈશ્વરી નિયમ' એ બધાં અવિચલ, નિત્ય, સર્વ સ્થળે ને સર્વકાળે એકજ એમ તો માનતા હોવાજ જોઈએ. જો એમ હોય તો આ સિદ્ધાન્ત બતાવવો,

અને એમ લખવું કે “ એક વખત જે કામ પાપરૂપ લાગે તેજ કામ બીજી વખત તેવું લાગે નહિ ” એનો શો અર્થ ? શું વસ્તુઓ પાપ પુણ્યનું કે ઇશ્વરી નિયમનું રૂપ માણુસના મનને જેમ ફાવે તે રીતે ગ્રહણુ કરે છે ? જો એમજ હોય ને પાપ પુણ્ય માણુસના મનની કલ્પનામાંજ હોય તો ભલે મારા ટીકાકારને પુનર્લગ્ન પાપરૂપ ન લાગે મને તો લાગેછે. જ્યારે માણુસનું મનજ પાપનો નિયમ કરનાર ઠરેછે ત્યારે પૂર્ણ પ્રેમવાળાંને પણુ પુનર્લગ્ન પાપ જેવું લાગે તેમાં ‘ એક મિત્ર ’ને શી લેવા દેવા છે ? આમ જે પાપ શબ્દ પર ઘણું વજન મુકી આડંબર કર્યો છે તે શબ્દનું રૂપ નિર્ણય કરવાને ટીકાકારની પોતાની પાસે કાંઈ સાધન નથી, અને એ સંબંધના સર્વ લખાણુથી તેઓ મારી વિરૂદ્ધ કાંઇ પણુ સાબીત કરી શકયા નથી.

પણુ એમની પાપ સંબંધી ગરબડ આપણે માનીએ તોપણુ હાનિ નથી. એમ તો લખ્યુંજ નથી કે પુનર્લગ્ન પાપ છે; પણુ પાપ જેવું લાગે, ને તે પણુ અમુક સ્થિતિનાં માણુસને એમ લખેલું છે, એટલે તે પાપ કહેવાય કે નહિ એ તકરારને કાંઈ સંબંધ નથી. તપાસવાની મુખ્ય વાત તેઓ જણુાવે છે કે “ પૂર્ણ પ્રેમ સમજ્યા છતાં પણુ પુનર્લગ્ન પાપરૂપ (જેવું) ન લાગે, ” તે છે. પૂર્ણ પ્રેમ એ શબ્દોનો જો અર્થ થાય તો માલુમ પડી આવે કે પુનર્લગ્ન સંભવે કે ન સંભવે. એ અર્થ સમજાવવાની પણુ ટીકાકારે તસ્દી લીધી છે. “ આ સંસારમાં આપણી પ્રીતિ અનેક પ્રાણી અને ચીજો સાથે જોડાયછે, અને વળી ઉખડી જાયછે; તેમ છતાં તેવાંજ પ્રાણી અને ચીજો સાથે આપણે તે પ્રીતિ જોડીએછીએ તે પ્રમાણે એક વખત એક પુરૂષની સાથે લગ્ન કર્યા પછી તે દૈવયોગે ગુજરી ગયો તો બીજા પુરૂષ સાથે લગ્ન કરવું એમાં શું પાપ એ સમજી શકાતું નથી...... પોતાનો પ્રિય ઘોડો મરી જાય છે તો બીજો લાવે છે, ચાકર નાશી જાય તો બીજો રાખેછે, ડગલો બગડી જાય તો બીજો કરાવેછે...તો બીચારી અભણુ બાળા જે પાપ અને પુણ્યમાં બીલકુલ સમજતી નથી

તેનો દૈવયોગે પતિ ગુજરી જાય તો બીજો પતિ કરવો એ તેને પાપ-રૂપ (જેવું) લાગવાનું કાંઇ કારણ નથી......પ્રેમ એ અખંડિત નથી, તેના બીજી બધી વસ્તુઓની માફક ભાગ થઈ શકેછે, તેમજ તે એક ચીજ ઉપરથી ખસી બીજી ચીજ ઉપર લાગુ થાયછે." જો પ્રેમનું લક્ષણ આવુંજ હોય તો સ્ત્રીઓ બીજા પુરૂષ કરે, ને પુરૂષો બીજી સ્ત્રીઓ કરે તેમાં પાપ નથી એટલુંજ નહિ, પણ એજ સ્વાભાવિક નિયમ હોવો જોઈએ ને એમાંજ પુણ્ય હોવું જોઈએ. વળી ડગલો બગડે તો નવો કરાવાય તેમ ધણી કે ધણીયાણી માંદાં સાજાં થયે કે અશક્ત થયે બદલી આણવામાં પણ મહાપુણ્ય હોવું જોઈએ!! ઘરનાં પ્રાણી કુતરાં બીલાડાં, કે ચીજો હાંડી ટેબલ ગ્લાસ તે ઉપર આપણને જેવો પ્રેમ (!) હોઈ છુટી જાયછે તેવોજ જે માણસ માણસ વચ્ચે થતો હોય, તે માણસો જરૂર તે પ્રાણી અને તે ચીજોની માફક પોતાનાં પ્રીતિપાત્ર માણસને બદલવાને કેવળ લાયકજ છે. સ્ત્રીઓને ફરી પરણાવવાની મેહેનત કરતાં તેમના ધણીને જે માણસ સાધારણ રમકડાં જેવા ને તેથી ગમે ત્યારે બદલાય એવા મનાવવાની દલીલ કરે છે તે જરૂર પ્રેમમાં પારંગત હોવો જોઈએ, ને તેણે બતાવેલા પ્રેમસ્વરૂપ પ્રમાણે જગત ચાલવા માંડે તો કલ્યાણમાં પણ બાકી ન રહે!! પ્રેમનું આ સ્વરૂપ સાંભળીને રામ સીતા પણ સ્વર્ગમાં થથરશે; ચીતાપર બળી મુએલી રજપુતાણીઓનાં પ્રેમમાં સ્તબ્ધ થયેલાં પ્રેત ઝબકી ઉઠશે; કાલિદાસ, ભવભૂતિ, જયદેવ, મનુ, આપસ્તંબ, વગેરે કવિ અને ઋષિઓની દિવ્ય કલ્પના ફફડી મરશે; અને શંકર, કૃષ્ણ, તથા વલ્લભ અક્ષરધામથી પડતું મુકશે. પ્રેમ શબ્દજ આવી ટીકા કરનારે સાંભળ્યો જણાતો નથી, તો તેના સ્વરૂપ કે અનુભવની તો વાતજ ક્યાં? પોતે કબુલ કરેજ છે કે "પૂર્ણ પ્રેમ સમજનારની સંખ્યા આપણામાં થોડી છે," છતાં તે સમજાવવાની પોતે આવી વ્યર્થ મેહેનત કરે છે! આ દલીલ જ્યારે આવી નિર્માલ્ય છે ત્યારે તેનો ઉત્તર કાંઈ ઘટતો નથી, પણ પૂર્ણ પ્રેમ સમજવાની ખંત રાખતા

મારા ટીકાકારને દિઙ્‌માત્ર પણ તે દર્શાવવો એમ ધારી જરા વિવેચન્ કર્યુંછું. માણસને જે ક્ષણિક લાગણીથી કોઈ ચીજ પ્રાણી કે માણસ તરફ ખેંચાણ થઈ આવે છે એનું નામ પ્રેમ નહિ પણ મોહ. મોહની વૃત્તિ ઘણી અધમ છે, ને પ્રેમની ઘણી દૈવી છે. મોહ એટલે અજ્ઞાન, દુ:ખ, આ જગત્; પ્રેમ એટલે જ્ઞાન, આનંદ મોક્ષ, પ્રેમ મનોમનનો અને આત્મા આત્માનો યોગ છે; તે અનંત અને અખંડ છે; હજારો સ્થળે જણાય પણ ભેદાતો નથી; છુપાઇ રહે પણ ટળતો નથી, અને વપરાય પણ ઓછો થતો નથી. આવા કોઈ પ્રેમની પરાકાષ્ઠા તે પૂર્ણ પ્રેમ, અને તેથી સંકળાયલાં કોઈ જુદાં પડે કે પુનર્લગ્ન કરે એ બોલવુંજ બોલનારના જ્ઞાન અને અનુભવ ઉપર ઉપહાસ પેદા કરે તેવું છે.

આવો પ્રેમ સમજનાર જે હોય તે ફરીથી નથીજ પરણતાં એ સિદ્ધ વાત છે. ટીકાકાર સંભાવના કરે છે કે પૂર્ણ પ્રેમ સમજનાર યુરોપમાં કોઈ નહિ હોય, છતાં ત્યાં પુનર્લગ્નનો રીવાજ કેમ ચાલે છે? પૂર્ણ પ્રેમ સમજનાર યુરોપમાં જ હોય એમ નથી. નઠારામાં નઠારી ઝુંપડીમાં પણ તે હોય, અને સારામાં સારા મેહેલમાં સમૂલો ન હોય. પણ બધેએ પ્રેમ ન સમજતાં હોય તેના લાભને માટે પુનર્લગ્નનો રીવાજ ચાલેછે. મેં પણ મારા ગ્રંથમાં વારંવાર એનું એજ પ્રતિપાદન કરેલુંછે કે પુનર્લગ્ન ન થવાદે તેવી પ્રેમવૃત્તિ વધારવી એજ માણસનું શ્રેય ને કલ્યાણ છે; છતાં જે તે વૃત્તિ ન સમજી કરી બેસે તેને નાત બહાર મુકી તિરસ્કાર વગેરે બતાવી દુ:ખ દેવામાં કાંઈ ફળ નથી (જુઓ પા. ૬૮) વળી ટીકાકાર શંકા કરે છે કે નાની બાળકીઓ જે પરણેછે તે પ્રેમ શી રીતે સમજી શકે કે જેથી તેમનું તેવા પ્રસંગે પુનર્લગ્ન અટકે? આ શંકા પણ ગ્રંથસંદર્ભ સમજ્યા વિનાની છે. લગ્ન સંબંધી પ્રકરણમાં "બાળક"ને પરણવાનીજ સાફ મના કરેલીછે, તો આ શંકા ક્યાં રહી?

આગળ ચાલતાં ટીકાકાર એવો આરોપ કરેછે કે જ્યારે માણસને લગ્નની આવશ્યકતા છે એમ સિદ્ધ કર્યુંછે, ને પ્રેમપોષક સ્ત્રીને ઉત્પાદક પુરૂષ વિના નજ ચાલે એમ બતાવ્યું છે ત્યારે એક ધણી મુએ બીજો લાવવાની મના કરવી એ હસવા લાયક છે. લગ્નની આવશ્યકતા બતાવીછે માટે સર્વેએ નિરંતર પરણેલાં ને પરણેલાંજ રહેવું એમ કોઈ સ્થળે બતાવ્યું નથી. કે બતાવવાની ઇચ્છા પણ નથી. આમ જો મારો હેતુ હોત તો પાને ૧૪ મે ચાર આશ્રમોની વ્યવસ્થા અને તે સંબંધે પ્રેમ અને લગ્નની જરૂર બતાવી છે તે વ્યર્થ પડત. વળી લગ્નની આવશ્યકતા જણાવી છે તે નિરંતર લગ્નનું લગ્નજ ગમે તેની સાથે કરી રાખવું એવા હેતુથી નહિ, પણ પ્રેમવૃત્તિને ચિંતવન કરી દૃઢ ભક્તિ લાગે તેવા કોઈ પદાર્થ મળે એવા હેતુથી, એમ પણ વારંવાર પ્રતિદાન કરેલું છે. મેં લખેલુંજ છે કે “માણસના હૃદયની સ્વાભાવિક સ્વાર્થબુદ્ધિ ઘસાઈ જવા માટે એકજ વસ્તુ ઉપર સજડ જોડાઈ રહેલા અખંડ પ્રેમની મદદની જરૂર છે. ઉદાર અને ઊંડા પ્રેમનો જાતે અનુભવ કરતાં કરતાં આપણે પ્રેમવૃત્તિને એવી સબલ કરી શકીએ છીએ કે પ્રાણીમાત્ર તરફ તે સમાન અને સુદૃઢ રહેછે. આવી રીતિનો પ્રેમ એકવાર ઉત્પન્ન થયા પછી તેનો આનંદ એટલો મધુર અને હૃદયવેધક લાગેછે કે તે આનંદની અવર્ણ્ય ખુબીથીજ તે પ્રેમ નિરંતર જાગૃત રહ્યાં જાય છે.” જ્યારે એક વસ્તુપર લાગે તો પ્રેમ “નિરંતર જાગૃત રહ્યાં જાય છે,” ત્યારે લગ્નની આવશ્યકતા માન્યા છતાં ફરી લગ્નની ના કહેવામાં કાંઈ બાધ નથી, પણ ઉલટી ખુબી છે. આગળ પણ ટીકાકાર આવીજ અણસમજથી તકરાર કરે-છે કે લગ્નની આવશ્યકતા માની તો પુનર્લગ્નની માનવીજ જોઇએ. પણ લગ્ન કરાવવામાં કેવલ પ્રેમનેજ જગાડવાની અમારી ઇચ્છા છે, ને તેમ થયું કે પુનર્લગ્નને અવકાશજ નથી એમ વારંવાર આ ચર્ચામાં પણ જણાવવામાં આવેલું છે. મુખ્ય વાત પ્રેમવૃત્તિ ખીલાવી તેનો અનુભવ કરવો એ છે ને ટીકાકાર લગ્નની જે ગૌણ વાત છે તેને પ્રધાન સમજી વગર કારણ ભુલાવામાં પડેછે.

आत्मवत् सर्वभूतेषु એમ થાય એ માટે પ્રેમને ખીલાવવાની જરૂર મેં જણાવી છે. તે ઉપર ટીકાકાર પ્રશ્ન કરે છે કે આવી વૃત્તિને યોગ્ય પ્રેમ તે એકજ માણસના સ્મરણથી પેદા થશે, કે પુનર્લગ્ન કરી વારે વારે પ્રેમસ્થાન નવાં કરી પ્રેમમાં રહ્યાથી? અને નિર્ણય કરે છે કે પુનર્લગ્ન કર્યાથી આવી વૃત્તિ થશે. આ સ્થળે પણ વિચારમાત્ર પ્રેમના સ્વરૂપનોજ છે. ખરા પ્રેમની ભક્તિમાં પડેલાં માણસની એકનેજ વળગેલી વૃત્તિ જલદી સર્વને સમાન તેવી થશે, પણ જે વારંવાર કુંભારના હાંલાની પેઠે પ્રેમસ્થાન બદલ્યાં કરેછે તેનામાં તો આવી વૃત્તિ થવાની હશે તોપણ ડુબી જઈ સ્વાર્થવૃત્તિ પ્રધાન થશે. રહસ્ય એ છે કે જ્યારે એક પ્રેમની તન્મયતા થાય છે ત્યારે તેવા તન્મય થનારનું જીવવું સુધાંત પણ પરાધીન છે એવું ભાન થઈ 'સ્વ' એ શબ્દજ તેના પક્ષે નિરર્થક થઈ જાય છે. એટલે તેવાં માણસ આખી દુનીયાંને પણ त्वं અથવા अहं અથવા आत्मा બરાબરજ અર્થાત્ એક પ્રેમસ્થાન માનવા યોગ્ય બને છે. જે માણસ એક પ્રેમ-સ્થાન ભાગતાં બીજું શોધેછે તેની તો પ્રેમ સંબંધની કાંઇ કાંઇ પોતાની આકાંક્ષા સિદ્ધ કરવાની અર્થાત् स्व અથવા अहंનું મનન કરવાની સ્વાર્થબુદ્ધિ ખુલી છે એટલે તેનામાં आत्मवत् सर्वभूतेषु એ વૃત્તિની વાતજ ક્યાં? એક પ્રેમબદ્ધ પારકાને માટેજ પોતાનું જીવતર સમજે છે, વારંવાર પ્રેમસ્થાન બદલનાર પોતાને માટે પારકાં છે એમ સમજે છે ને તેથી પરમાર્થ ને સ્વાર્થના ભેદ પેદા થઈ આવેછે.

પ્રેમપોષક લગ્ન થયા પછી અર્થાત્ પ્રેમનું અખંડબળ અનુભવી સ્વીકાર્યા પછી, પુનર્લગ્નનો વિચાર આવે તો તે પોષણ, વિષયવાસના, વગેરે પ્રેમની ખામીથી પેદા થયેલી સ્વાર્થબુદ્ધિ સિવાય બીજી કોઈ વૃત્તિથી આવવાનો નહિ. જો નિરંતર લગ્નની ને લગ્નનીજ અવસ્થામાં રહેવું એવો હેતુ હોત તો હું પુનર્લગ્નની આવશ્યકતા માનત, પણ તેમ નથી અર્થાત્ લગ્નનો માયનો કેવળ પ્રેમ સંબંધ વિના બીજો

નથી, એટલે તેમ હોવું એ પશુવૃત્તિ માત્રનેજ ઉત્તેજન છે એમ સમજી મેં લખેલુંછે કે પુનર્લગ્નથી માણસની પશુવૃત્તિને ઉત્તેજન મળેછે. લગ્નને જો પ્રેમજન્ય માનો તો પુનર્લગ્નનો અવકાશ નથી; પ્રેમજન્ય ન માનો તો પશુવૃત્તિને ઉત્તેજન ખુલ્લુંજ છે એટલે કે એનું એજ ફલિત થાયછે કે પુનર્લગ્નથી પશુવૃત્તિને ઉત્તેજન મળેછે. આ રીતિના મારા લખાણમાં ટીકાકારને શી નવાઈ લાગી હશે કે તેમણે છેક ઇશ્વરની સૃષ્ટિના હેતુ સુધાંતની તપાસ કરવાનો શ્રમ કર્યોછે? ટીકાકાર કહે છે કે માણસમાંની પશુવૃત્તિ ઈશ્વરની સૃષ્ટિ છે, ને ઇશ્વર-સૃષ્ટિ સુખકારક છે માટે પશુવૃત્તિ પણ તેવી છે, ને તેને અટકાવવી એ ઇશ્વરના નિયમ વિરૂદ્ધ વાત છે. હું ટીકાકારને પુછું છું કે "માણસ-માં ઇશ્વરે જે જે ગુણ અને વૃત્તિઓ મુકેલીછે તે તે બધી ઉપયોગી" હોય તો ક્રોધ, મોહ, લોભ વગેરે પણ ઇશ્વરે મુકેલીજ વૃત્તિઓ છે એટલે તેમને અટકાવવી એ પણ ઈશ્વરનો ગુનો જ મનાવો જોઈએ. સોમલ ખાવાથી પણ સુખ થવું જોઇએ. ટીકાકારને એટલી સમજ નથી કે ઈશ્વરસૃષ્ટિ ભલે સુખમય હો, પણ સર્વ સર્વને સ્થાને સુખમય થઈ શકે. એજ વાત વળી ફરી વિચાર કરતાં ટીકાકાર માન્ય કરે છે કેમકે લખેછે કે "બીજી વસ્તુઓ તથા ગુણોને નિયમમાં રાખી વ્યવહાર ચલાવવામાં આવે છે તેમ પશુવૃત્તિને પણ નિયમમાં રાખી વ્યવહાર ચલાવવામાં આવે તો તેમાં કાંઈ પાપ નથી." જ્યારે પરિ-ણામે આમ માનવું પડે છે ત્યારે ટીકાકાર જેમ લગ્નની નિત્ય આવશ્યકતા અર્થાત્ સ્ત્રી પુરૂષે કદાપિ રાંડેલું રહેવુંજ નહિ એવું બતાવે છે તેમ બનતું હોત તો પશુવૃત્તિ નિયમમાં કયે અવતાર આવવાની? આમ કેવળ અનવસ્થા થઈ રહે છે ને લગ્ન, પુનર્લગ્ન, પુનઃ પુન-ર્લગ્ન એમ કયાં અટકાશે તે જણાતું નથી. એજ નથી જણાતું ત્યારે પશુવૃત્તિ અર્થાત્ પ્રેમ સિવાયની બીજી જે વૃત્તિથી આ અનવસ્થા ચાલેછે તે બંધ રાખવાની તો વાત પણ કયાં? ટીકાકારને તો આવી અનવસ્થા ઇષ્ટ છે, ત્યારે એમ શા માટે બોલેછે કે પશુવૃત્તિને

નિયમમાં રાખી પુનર્લગ્નનો વ્યવહાર થાય તો પાપ નથી? તેમના સિદ્ધાન્તમાં પશુવૃત્તિનો નિયમ કરવાની વાતજ ઘટતી નથી, કેમકે તે સિદ્ધાન્ત પ્રમાણે પોષણાદિકનો બંદોબસ્ત કરી વિષયાનંદ લેવો એજ માણસના જીવ્યાનું ફળ ઠરે છે. અમારે તો પ્રેમરૂપ લગ્ન માન્યું કે તરત પશુવૃત્તિ નિયમમાં આવી અને આખા જીવિતને માટે પણ ઈશ્વરરૂપ પ્રેમની ભક્તિ ને તેથી મોક્ષ સુધીની વ્યવસ્થા સહજ બની રહી. પણ આમ થવામાં પુનર્લગ્નનો અવકાશ ન આવ્યો ને નજ આવવાનો. એવી તુચ્છ વાત અંદર આણી છેક ઈશ્વર અને ધર્મ સુધી ધક્કો લગાડી માણસના જીવિતનો હેતુ નિષ્ફળ જેવો મનાવવો પડે એવો સિદ્ધાન્ત અંગીકાર કરવાની મરજી પણ નથી. મારા સિદ્ધાન્ત પ્રમાણે આ રીતે પુનર્લગ્ન માત્ર પશુવૃત્તિજન્યજ હોઈ શકેછે એટલે જો તેને નિયમમાં રાખવી હોય તો લગ્ન પછી બીજું લગ્ન થાયજ નહિ. ટીકાકારનો આશય કદી એમ હોય કે એકાદ પુનર્લગ્ન થવા દેવું એમાં પશુવૃત્તિ વધવાની નથી, તો એનો જવાબ તો એજ છે કે પશુવૃત્તિ અહીંયાં વધશે ને અહીંયાં નહિ વધે એવો કાંઇ કયસરેહિંદ મહારાણીનો હુકમ નથી કે તેમ વ્યવસ્થા કરાય. વસ્તુગતિ જોતાં તો બીજું લગ્ન થવું એનું નામજ પશુવૃત્તિ ઠરેછે એટલે તમારે પણ જો તેને નિયમમાં રાખવાનું મન હોય તો પુનર્લગ્નની વાત મૂકી દેવી જોઇએ.

જ્યારે પુનર્લગ્નમાં પશુવૃત્તિ અર્થાત્ પ્રેમ સિવાય કોઈ વૃત્તિ કારણ ઠરી ત્યારે પુનર્લગ્ન કરનાર વિષયવાંછનાવાળું પણ કાં નહોઈ શકે? ને તેવું હોય તે લગ્ન સંબંધમાં આવવાને અયોગ્ય પણ કાં ન મનાય? આવા ઉપસંહારરૂપ વિવેચનમાં લખેલું એક વાક્ય ટીકાકાર ઉપાડી લેછે ને એમ કહેછે કે પુનર્વિવાહ કરનાર તમામ સ્ત્રીઓને લખનાર વિષયી માને છે એ નિર્દયતાનું કામછે. એમ માનવું એ ખરેખર નિર્દયતાજ છે, પણ મારૂં લખાણ સમજ્યા વિના ટીકાકાર મારા ગ્રંથપર જે નિર્દયતા વાપરે છે, તે કરતાં એ નિર્દયતા વિશેષ

નથી. પશુવૃત્તિથી પુનર્લગ્ન બને એમ બતાવી તે પશુવૃત્તિનો એક-દેશ જે વિષયવાંછના તેને તપાસતાં મેં લખ્યું છે કે "જે સ્ત્રી વિષય-વાંછનાથી જ ભરેલીછે તે કોઈની પણ સ્ત્રી થવાને લાયક નથી." આમ લખવામાં તમામ પુનર્લગ્ન વિષયવાંછનાથી જ બન્યાં એ અર્થ ક્યાંથી આવ્યો ? એની એ જ પશુવૃત્તિનો વળી બીજો અંશ લઈ એમ સંભાવના મેં કરીછે કે વખતે પોષણાદિક માટે પણ પુનર્લગ્ન હોય. તેના જવાબમાં પાને ૧૭ મે બતાવેલી યોજનાની સૂચના માત્ર જ પુનર્લગ્ન વિષે છેવટ લખતાં મેં કરેલી છે, તે ચુકી જઈને ટીકાકાર પુછે છે કે "વિધવાઓને પોતાના પોષણ માટે કેટલાં વળખાં મારવાં પડે છે." ? આ શંકા ઉઠવાનું પણ કારણ નહતું, છતાં ટીકાકારે ગ્રંથસંદર્ભ ઉપર લક્ષ આપ્યુંજ નથી એટલે ગમેતેમ લખવાને છુટા છે.

પુનર્લગ્ન ન થવાથી જગત્માં ઘણો અનાચાર થયોછે એમ ટીકાકાર સૂચવેછે, એટલે હું પુનર્લગ્ન થવા દેવામાં પાપ માનુંછું તે વગર કારણ છે, એટલું જ નહિ પણ તે થવા દેવામાં પુણ્ય છે એમ સમજનારા મારી વાતને હસી કાઢેછે. હું એમ નથી કહેતો કે વિધવાઓ ગુના નહિ કરતી હોય, પણ પરણેલી સ્ત્રી કરતાં વિધવાને ગુનો કરવાનું સવિશેષ કારણ કાંઈ નથી તેમ હું માનું છું. ઉલટું વિધવાને તો આબરૂ શરીરરક્ષણ વગેરેને લીધે અનાચારથી જ દૂર રહેવાનું એક સવિશેષ કારણ છે જે પરણેલી સ્ત્રીને નથી. પરણેતર એ હજારો પાપનું ઢાંકણ છે એવું કહેવાય છે તે વિચારવા જેવું છે. પરણેલી સ્ત્રીઓ વ્યભિચાર ક્યાં નથી કરતી ? તેમને પણ ધણી સિવાય બીજાથી ગર્ભ ક્યાં નથી રહેતા ? પણ વિધવાના સેંકડે બે ચાર દાખલા બને તે જણાઈ આવે અને પરણેલીના સેંકડે પોણોસો બને તોપણ જણાવાના નહિ એટલે વિધવા એકલીને જ અનાચાર-વાળી ઠરાવવાની બુમ પાયા વિનાની છે. મૂળ વાત પરણેલી કે વિધવા પર નથી, પણ માણસના સ્વભાવ અને મળેલી કેળવણી તથા

ઉત્તેજનપર છે. જો વિધવા પ્રેમયુક્ત સારી કેળવાયલી અને સારા કુટુંબમાં રહેનારી હશે તો તેનામાં પરણવાની ઇચ્છા કે અનાચાર કાંઈ જણાવાનું નહિ; ને સધવા ગમે તેવા મનોહર ધણીને પરણેલી હશે તોપણ કેળવણી, પ્રેમ, અને શુદ્ધ કુળ વિનાની હશે તો પદે પદે અનાચાર કરી સર્વને કલંક લગાડશે. માટે પુનર્લગ્ન થવાથી દુનીયાંની અનીતિ મટાડવાની વાત, અને તે ન થવા દેવાથી તે વધવાની વાત એ ઉભય કલ્પિત છે અને બન્ને પક્ષે સમાન છે. વિધવા ધણી કર્યા પછી અનાચાર કરે તો કોણ પુછનાર છે? આમ તમે જે તે રીતે અનાચારને શુદ્ધ આચારનું ખોટું રૂપ પકડાવો છો, ને દુનીયાંને ખરાબ દાખલો ઉભો કરી આપોછો, પણ અમે તેવો કાંઈ ઢોંગ કરતા નથી. પ્રેમથી થાય તેજ લગ્ન માનીએ છીએ. અર્થાત્ પ્રેમ ન હોય તો ફાવે તેમ વર્તે તેને ડોળથી શુદ્ધતાનું રૂપ આપવાની ઠગાઈ કાંઈ કામની ગણતા નથી.

છેવટ એવી તકરાર આણી છે કે પુરૂષ બે ચાર સ્ત્રી કરે તો સ્ત્રી કેમ બે ચાર પુરૂષ ન કરે? આ શંકા પણ ગ્રંથસંદર્ભ સમજ્યા વિનાની છે કેમકે મેં ઉભયને પુનર્લગ્નની ના પાડેલી છે. (પા. ૬૭).

(નડીયાદ. ૭ મે ૧૮૮૭.) લિ. મણિલાલ નભુભાઇ દ્વિવેદી

(પુ. ૩૪ મું, માહે જૂન, ૧૮૮૭)

# પારસી લોકોની ચઢતી વિષે

આ નાની જાતની હાલની સ્થિતિ જોતાં જરા આશ્ચર્ય લાગ્યા વગર રહેતું નથી. આ સ્થિતિએ તે લોકો પોહચવાને શાં શાં કારણો બન્યાં છે તેનો વિચાર કરવાથી ફાયદો થાય એમ છે, અને ખાસ કરીને પછાત પડેલા હિંદુ લોકોએ તો તેમનું ઘણી બાબતોમાં અનુકરણ કરવાથી ઘણો ફાયદો થવાનો સંભવ છે.

હાલમાં શ્રીમંત વેપારીઓ પારસી; મોટા હોંશિઆર બેરીસ્ટરો પારસી; પાર્લામેંટના સભાસદ પારસી, મુખ્ય ઇંજિનેરો પારસી; વિદ્વાન દાક્તરો પારસી; મોટા માજીસ્ટ્રેટો પારસી; કંપનીવાળા પારસી; આગગાડી ઉપર પારસી; એમ જ્યાં જુવો ત્યાંહાં પારસી ને પારસી; એવી સ્થિતિ થવાના મુખ્ય કારણો કયાં છે તેનો ઊંડો વિચાર કરવો જરૂરનો છે. કોઈ પણ બાબતમાં ફક્ત બાહ્યસ્વરૂપ ઉપરથીજ ઉપલગ વિચાર કરીને તેના અન્ત બહિરસ્થિતિ વિષે સિદ્ધાન્ત કરવો યોગ્ય થશે નહિ. અન્ત બાહ્યિરસ્થિતિનાં મૂળ કારણો અને તેનાં પરિણામ શોધી કાઢવા માટે હમેશ યત્ન કરવો જોઈએ.

તેમનો દીર્ઘ ઉદ્યોગ હોંશિઆરી, અને દેશકાલ વર્તમાનને અનુસરી પોતાનું વર્તન રાખવાનું ચાતુર્ય, ઈત્યાદિ તેમના અંગના ગુણોથી મુખ્યત્વે કરીને તેમને હાલની સ્થિતિ પ્રાપ્ત થઈ છે એમ જણાઈ આવે છે. કોઈ ધર્મ સંબંધી તથા ઇતર ત્રાસને લીધે તેમના પૂર્વજો આ દેશમાં આવી વસ્યા છે. એટલે અમેરિકાના યુનાઈટેડ સ્ટેટસના લોકના પૂર્વજોને પરદેશ ગમન વાસ્તે જે કારણો બન્યાં હતાં તેમાંનાં કેટલાંક આ લોકોને પણ લાગૂ પડે છે. પણ બેઉએ સ્વિકાર કરેલા દેશોની રાજકિય સ્થિતિમાં જમીન અસ્માનનું અંતર હતું. સંયુક્ત સંસ્થાનોમાં ( યુનાઈટેડ સ્ટેટસમાં ) જઈ વસનારા મૂળ અંગ્રેજ લોકોને પારસીઓ જેવી જબરી હરકતો નહોતી; તેમને વસવાને રસાળ જમીન પુષ્કળ હતી; તે દેશના રાજાની હરકત બિલકુલ હતી નહી; તે દેશના મૂળના રહેવાસી લોકો દુર્બળ, અનાડી, જંગલી અને અશિક્ષિત હતા. તથા ત્યાં વસનારા અંગ્રેજોને ઇંગ્લાંડ દેશના લોકોની થોડી ઘણી મદદ પણ હતી. હિંદુસ્તાનમાં તેવી સ્થિતિ તે વખતે ન હોવાને લીધે પ્રથમ આવેલા પારસીઓનું કામ તેવું સહેલું નહતું, અમેરિકા દેશ જેવી અત્રે રસાળ જમીન સહેજ મળવા જેવી ન હતી, હિંદુસ્તાનમાં ગમે તે પ્રકારની પણ રાજ્ય વ્યવસ્થા હતી, તેથી મનગમતું વર્તન કરવાને હરકત હતી; વળી હિંદુસ્તાનના રાજકર્તાઓ

અને બીજા તેમના કરતાં બલિષ્ટ અને સુશિક્ષિત હતા. અને તેમને ઈરાનના બાદશાહ અગર પ્રજાની મદત બિલકુલ હતી નહિ, એ ઉપરથી પ્રથમ આવેલા પારસીઓ, અમેરિકન લોકો પ્રમાણે અત્રે તુરતજ કેમ ફાવ્યા નહિ તેનું કારણ સ્પષ્ટ જણાઈ આવે છે. બીજી બહારથી મદત મળવાનો સંભવ ન હોવાને લીધે જેથી પોતાની લોક-સંખ્યા વધે અને પોતાના સમાજ તરફથી કાલાંતરે મદદ મળીને ચઢતી દશા આવે એવા દૂરદર્શીપણાના વિચારથી તેમણે શાંતતા જેમાં હોય એવા થવાને સ્વિકાર કરેલો હોવો જોઈએ એમ જણાઈ આવે છે. અને આ અનુમાનને, તેમણે મુસલમાની બાદશાહી અમલમાં, અને બીજા રાજ્યોમાં, અને આગળ પેશવા તથા ગાયકવાડ એમની કાર-કીર્દીમાં રાજ્ય કારભારમાં પોતાનો પગ આગળ ખસેડ્યો નહિ એથી પુષ્ટી મળે છે. તેમની તે વખતની સ્થિતિ ધ્યાનમાં લેતાં તેમનામાં ઘણા વિદ્વાન લોકો હતા એમાં સંશય નથી. એક વખતે નવસારીના એક વિદ્વાન દસ્તુરજીને અકબર બાદશાહએ બોલાવીને ઘણા સત્કાર પૂર્વક તેનો મત ધર્મ સંબંધી બાબતમાં લીધો હતો એમ ઇતિહાસ ઉપરથી જણાઈ આવે છ. આ ઉદાહરણ બાદ કરીએ તો તેમનામાં કોઈ પણ જૂના જમાનામાં નામાંકિત થએલો અથવા પ્રસિદ્ધિમાં આવેલો જણાતો નથી.

અંગ્રેજી રાજ્ય થતા પહેલાં, છેક ઘોટાળાની વખતે જ્યારે સહુ પોતપોતાનો ફાયદો કરી લેવામાં તત્પર હતા તે વખતે, તેમના પૈકી કોઈનો પણ રાજ્યકારભારમાં સારી રીતે પ્રવેશ કેમ થયો નહિ એ વિષે વધારે ઊંડો વિચાર કરવાની જરૂર છે; અને તે તક અંગ્રેજી અમલમાં તેમને કેમ મળી એ વિષે સ્પષ્ટ વિચાર કરવો ઈષ્ટ છે.

મુસલમાની રાજ્યની શરૂઆતમાં તેમની લોક સંખ્યા ઘણી થોડી હોવી જોઈએ. તેમનું રહેવાનું ઠેકાણું અને તે વખતની રાજધાનીનું મુખ્ય શહેર દિલ્લી એ બંને વચ્ચે ઘણું અંતર હતું. તે વખતનો

પ્રવાસ ત્રાસદાયક અને જોખમ ભરેલો હતો. તે લોકોની જાત રાજ-કર્તાઓથી ભિન્ન હતી. તેથી તેમનામાં મહત્ત્વાકાંક્ષા હોત તોપણ હમેશ રાજ્યકારભારી લોકો સાથે હળીમળીને રહી વ્યવહાર રાખવાનો રસ્તો નહતો; અને તેથી રાજ્યકારભારમાં પ્રવેશ થવાને સવડ નહતી એમ જણાઈ આવે છે. તેમજ તે વખતે રાજ્યકારભારમાં પ્રવેશ થવાને મુખ્યત્વે કરીને શૌર્ય ભરેલા ગુણોની વિશેષતઃ જરૂર હતી. પણ તે ગુણોનો આ લોકોમાં ઘણે ભાગે અભાવ જ દેખાતો. હાલમાં પોલીસ ખાતામાં કેટલાક પારસી કામદારો છે. પણ ફોજખાતામાં તેમના પૈકી કોઈ રસાલદાર, સૂબેદાર, જમાદાર અથવા સિપાઈ હોવાનું જાણવામાં નથી. મુખ્યત્વે કરીને આ એક અમૂલ્ય ગુણના અભાવને લીધે જ પહેલાના વખતમાં તેમની ચઢતી થઈ નહિ. નહિતો આ એકંદર ગરબડના વખતમાં આ ચંચળ જાતી એકાદું નહાનું રાજ્ય સ્થાપન કરવા પામી ન હોત એમ સંભવતું નથી. નહી તો પાસેનાં રાજ્યોમાં પણ તેમનો પ્રવેશ ન થવા માટે સદર કારણો લાગુ પડે છે.

વડોદરા જેવા છેક નજીકના રાજ્યના કારભારમાં પણ પ્રવેશ કરવા તે શક્તિમાન થયા નહતા. આ રાજ્યમાં તો તેમની ગુજરાતી ભાષા ચાલતી હતી; તેમના પૈકી કેટલાક લોકો ગાયકવાડ સરકારની પ્રજા ગણાતી હતી; અને કેટલાક ગાયકવાડીમાં વતનદારો હતા. તેમના જેવા આ દેશમાં આવેલા આરબ લોકો છેક અશિક્ષિત હોવા છતાં, અને તેમના જેવા હોંશિઆર અને ચંચળ નહિ છતાં, તેમના એક શૌર્યના ગુણને લીધે તેઓ આ શૈકાની શરૂઆતમાં વડોદરા રાજ્યમાં એટલા મહત્વને પહોંચ્યા હતા કે તેમના શિવાય પાદડું પણ ફરતું નહોતું.

શાહુકાર લોકો પાસેથી રાજ્ય કારભાર માટે અને લડાઈઓ માટે ગાયકવાડ સરકારને જે પૈસા કરજે લેવા પડતા હતા તેના માટે શાહુકાર લોકો આરબો શિવાય બીજા કોઈની જામિનગિરી કબૂલ રાખતા ન હતા. આગળ તેમને રાજ્યમાંથી કાઢી મૂકવા વાસ્તે અંગ્રેજ

સરકારની મદદ લઈને ગાયકવાડ સરકારને તેમની સાથે એક નાની સરખી લડાઈ કરવાની જરૂર પડી હતી.

હાલના જેવી તે વખતે કલમ બહાદૂરોની જરૂર હતી નહિ. કેવળ લખવાનું કામ કરનારા માણસોને પણ તે વખતે શૂરત્વની થોડી ઘણી જરૂર હતી. તે વખતના અંડર સેક્રેટરી (નાયબ દીવાન)ને શૌર્યના ગુણ શિવાય એકલી કલમ બહાદૂરી પોતાનું વજન દરબારમાં કાયમ રાખવા માટે પૂરતી થઈ હોત કે નહિ એ વિશે શંકા આવે છે. ત્યારે તે વખતે આ પારસી લોકોની ચઢતી થવાને બિલકુલ જોઈએ તેવાં સાધનો ન હતાં એમ કહીએ તો ચાલે.

આ સૈકાની શરૂઆતમાં અંગ્રેજી રાજ્ય સાથી શ્રેષ્ઠ અને બળવાન થયું. અને આસ્તે આસ્તે ચારે તરફ શાંતિ થવા માંડી. અંગ્રેજી રાજ્યમાં કોઈ પણ દેશી લોકોની ચઢતી થવા માટે તેમના અંગે શૌર્યના ગુણો હોવા જોઈએ એમ જણાતું નથી. કદાપિ તે ગુણો છેક નહિ હોય તો ચઢતીનો માર્ગ ઘણો સુલભ થાય છે એમ દેખાય છે. આ લોકોમાં શૌર્ય ન હતું, અને તે કદાપિ હોત તોપણ અંગ્રેજી રાજ્યમાં તેની બિલકુલ જરૂર પણ નહતી. અને આ ખોટ પૂરી પાડવા માટે, અને પોતાની ચઢતી થવાને માટે જોઈતાં સાધનો અને શક્તિ સંપાદન કરવા સારૂ, શાંતિની વખતે સાધ્ય કરી લેવાનો સુલભ માર્ગ તેમણે શોધી કાઢ્યો. પૈસો એ શક્તિનો ભંડાર છે. અને તેના વડે લોકોમાં અને દરબારમાં વજન અને મહત્વ મેળવી શકાય છે; પરોપકારનાં કૃત્યો બની શકે છે, પોતાના જાતિભાઈઓ ઉપર તથા બીજા લોકો ઉપર પરોપકાર કરવાની શકિત આવે છે. પોતાના જાતિભાઈઓને મદદ મળવાથી તે સમાજનો તથા વ્યક્તિ માત્રનો સુધારો થાય છે, એથી પસા એ અજબ ચીજ છે એમ દેખાશે. તે તમારી પાસે છે એટલું માત્ર જ્ઞાન બીજાને થાય તો, તમારામાં બીજી યોગ્યતા નહિ હોય તોપણ અને તમારી પાસેથી તે માણસને કાંઈપણ ફાયદો ન હોય તોપણ, તે મનુષ્ય તમારી સાથે સ્વાભાવિક રીતેજ નમ્રતાનું વર્તન રાખે છે.

સંપત્તિનો એવો પ્રભાવ છે કે, આપણા જૂના રાજાઓએ મૂર્ખપણાની એશ બાજીમાં તથા નિષ્કાળજીથી પોતાનો ખજાનો ઉડાવી ન દીધો હોત અને પૈસાનો સંચય કરી મૂકયો હોત તો, તે જરૂરના પ્રસંગે તેમને ઉપયોગી થઈ પડત, કદાપિ તેમના રાજ્યો કાયમ રાખવા માટે કારણભૂત થયો હોત, અને હિંદુસ્તાનનો ઇતિહાસજ કદાપિ ફરી જાત. સદાશિવરાવ ભાઊ પેશવાએ મોટી ફોજ સાથે લઈને અહમદ-શાહને નશીયત કરવા માટે પાનિપત ઉપર ચઢાઈ કરી. તે વખતે દિલ્લી પહોચ્યા નહિ એટલામાંજ ખજાનો ખૂટી પડચો. ત્યારે બીજા માંડલિક રાજાઓની સલાહ ન છતાં પણ, દિલ્લીમાંનો સુંદર બાદશાહી મહેલ લૂટીને તખ્ત દીવાનખાનામાં ચાંદી સોનાનાં પત્રથી જડેલું હતું તે ઊખેડવાનો પ્રસંગ આવ્યો. અને ફોજના પગારની વ્યવસ્થા તે વખત પૂરતી કરી, આગળ પૈસાની ખોટને લીધેજ ભરતપુરના જાટ લોકોના રાજા સાથે તહ કરવો પડચો હતો. એટલી બધી જ્યાં પૈસાની ખોટ હોય ત્યાં કોઈ આકસ્મીક કારણોને લીધે લઢાઈના કામમાં દેર થાય તો શી રીતે બચાવ થાય, એની કલ્પના કરવાનું ઘણું કઠણ નથી; અને આગળ અપજશ આવ્યો તેનું મુખ્ય કારણ શોધવાનું પણ ઘણું કઠણ નથી. સિપાઈઓના મોટા બળવાની વખતે તેમની પાસે પૈસા નહોતા એટલી એકજ વાત ધ્યાનમાં લઈને, કેટલાક હોંસીઆર અંગ્રેજ લોકોએ, બળવાનો એટલો મોટો ઊઠાવ અને જોર છતાં પણ, તેમાં કાંઈ અર્થ નથી એવો પ્રથમથીજ નિર્ણય કરી મૂકયો હતો. સર જાન લૉરેન્સે પંજાબમાં પૈસો પાણી જેવો રેડચો ન હોત તો દિલ્લી એટલી જલદીથી સર થાત કે નહિ એ વિશે શંકા આવે છે. કિંબહુના, હિંસ્તાનનમાં ઈંગ્રેજી રાજ્ય તેમની અગાધ સમૃદ્ધિથી શરૂ થવાને શકય થયું, અને તે કાયમ રાખવા માટે અગાધ સંપત્તિજ મુખ્યત્વે કરીને કારણ છે એમ કહેવામાં ઘણો બાધ આવશે એમ લાગતું નથી. આ પારસી આખ્યાનમાં ઉપરની એક બે ઐતિહાસિક પ્રસિદ્ધ વાતોનું બ્યાન પૈસાનું મહત્વ બતાવવા માટેજ કરવામાં

આવ્યું છે. અને તેજ માર્ગ પારસી લોકોએ કેવી રીતે સ્વીકાર્યો, અને તેનું મહત્વ તેમણે પૂર્ણ રીતે કેવી રીતે જાણ્યું, તે બતાવવાનો ઉદ્દેશ છે.

ઉપર દર્શાવ્યા પ્રમાણે તેમણે પોતાની ઉન્નતિ થવા માટે સંપત્તિવાન થવાનો માર્ગ સ્વીકાર્યો તેમાં તેમના ધૈર્યથી અને દીર્ઘ ઉદ્યોગથી તેમને ઘણો યશ મળ્યો છે. ઈંગ્રેજ વેપારીઓની મદદથી પરદેશ સાથે વેપાર કરીને તેમના પૈકી કેટલાક લોકોએ ઘણી સંપત્તિ મેળવી છે. સ્વજાતિ બાંધવોને મદદ આપીને ધંધા વધાર્યા છે. મોટાં મોટાં કારખાનાં કાઢચાં, અને પૈસાના બળથી તેમણે સારી કેળવણી મેળવી છે, અને રાજ્ય કારભારના મોટા મોટા અધિકાર તેમને મળ્યા છે. તેમજ મુખ્ય ધંધામાં તેમનો સારી રીતે પ્રવેશ થયો છે, અને હળવે હળવે હાલમાં દેખાઈ આવનારી તેમની ઊંચ સ્થિતિ તેમણે પ્રાપ્ત કરી લીધી છે. તેમનામાં બે પાર્લામેન્ટના મેમ્બરો, બે બેરોનેટો, અને આઠ સીવીલસરવન્ટ (સનંદી નોકરો) થયા છે. અને પીટીટ, ટાટા, કામા, વાડીઆ ઈત્યાદિ વેપારી રાજાઓ નિવડચા છે. આટલી નાની જાત જોઈને તેની આજ ચારે તરફ કીર્તિ ફેલાઇ ગઈ છે એ ઓછી વાત નથી.

કોઈ કહેશે કે અધિકારી વર્ગની હદપાર ખુશામત કરીને સર ભાવનગરી પાર્લામેન્ટના સભાસદ થયા તેમાં મોટું તે શું થયું? બે ગૃહસ્થોએ પોતાના લાખો રૂપિયા ખર્ચ કર્યાથી તેમને બેરોનેટના ખીતાબ મળ્યા તેમાં શી નવાઈ છે? તેમની પાસે ઘણા પસા હતા તે ગમે તેમ ખર્ચીને બેરોનેટ થયા તેમાં આશ્ચર્ય માનવા જેવું શું છે? પણ અમો આટલુંજ પૂછવા માગીએ છીએ કે આપણી આટલી મોટી લોક સંખ્યા હોવા છતાં પણ આપણામાં દાદાભાઈ અને સર ભાવનગરી કોણ થયાછે? આપણામાં સર જમસેદજી, સર દીનશા કેટલા છે? આપણામાં ટાટા, વાડીઆ, કામા એમના જેવા નામીચા કેટલા છે? આ પ્રશ્નનો ઉત્તર નકારમાંજ આપવો પડશે.

સામાજીક સુધારો પહેલો કે રાજકીય સુધારો પહેલો થવો જોઈએ, એ વાદમાં કાંઈ હાંસલ જણાઈ આવતું નથી. તમે સમાજમાં ગમે તેટલા સુધારા કરવાનો પ્રયત્ન કરો, વ્યાખ્યાનો અથવા ભાષણો કરો, પણ કોઈપણ બહોળી દ્રવ્યની મદદ શિવાય ફતેહ થનાર નથી. તમે ગમે તેટલી બૂમો પાડો; પણ તમારી વિપરિત દશાને લીધે, તમારૂં કોઈ સાંભળશે નહિ, અને ઉલટું હાથી ઉપર કૂતરૂં ભસે છે તે પ્રમાણે કંઠશોષ માત્ર થઈ તમે નિરર્થક ઉપહાસ્યને પાત્ર થશો. એકાદો શ્રીમંત માણસ જે પ્રમાણે કોઈ ગરીબ મનુષ્યના બોલવા તરફ કદી પણ પૂર્ણ લક્ષ આપતો નથી, તેજ પ્રમાણે તમારી સારી સ્થિતિ શિવાય કોઈ પણ તમારા તરફ ધ્યાન આપશે નહિ. કુદરતી નિયમ વિરૂદ્ધ તમારા કહેવા પ્રમાણે વાતો બની આવવાની ઇચ્છા કરવી એ મૃગજળ પ્રમાણે મિથ્યા છે. ઉન્નતિના કારણોમાં દ્રવ્ય સંપાદન મુખ્ય છે. ઘણા ભાગે દ્રવ્યથી જ માન મળે છે, કીર્તિ થાય છે અને મહત્વ વધે છે. તેથી પારસી લોકોના યોગ્ય દાખલા લઇને હિંદુ લોકોનું તે પ્રમાણે વર્તન થવાની જરૂર છે, હિંદુ લોકોનું વેપાર તરફ અને ખેતીના સુધારા તરફ લક્ષ જવાની ઘણી જરૂર છે. પૈસા સંબધીની સ્થિતિ સુધારવાના આ બે મુખ્ય રસ્તાઓની દિશા છેક ભૂલી જઈને, નોકરીના ધંધામાં લોકોનું લક્ષ્ય વિંધાએલું હોવાથી આવી સ્થિતિ પ્રાપ્ત થઈ છે. તે જાણીતા લોકોના ધ્યાનમાં છેજ. માટે ધીરતા, અને દીર્ઘ ઉદ્યોગથી ઉપરની બે વાતો તરફ ધ્યાન પહોંચાડીને પોતાનો ઉત્કર્ષ કરી લેવા માટે દેશ બાંધવોને વિનતિ છે.

પુ. ૪૭ મું, માહે ફેબ્રુઆરી–માર્ચ, ૧૯૦૦)

# ખંડ ૨ : ધર્મ-વિચાર

## વાડીમાંનો વિચાર

ફુલ ઝાડોએ કરીને ભરેલી, અને તરેહ તરેહના ફુલથી શણગારાયલી રળિયામણી, અને ખુબસુરત વાડીમાં પેસતાં જ સુશોભિત દેખાવથી મને ઘણો આનંદ થયો. ખુબીવાળી કળીઓની આસપાસ ભમરા ગુંજાર કરેછે. જુદી જુદી જાતનાં પક્ષી આમથી તેમ ઊડે છે, એક ઝાડ ઊપરથી બીજા ઝાડ ઊપર બેસેછે; કેટલાંએક પોતાના મધુર રાગથી સઘળા સુંદર દેખાવને ઓપીને શોભા આપેછે, કોઈ પણ બાજુથી દીલગીરીનો દેખાવ દેખાતો નથી; કોઈ કઠોર શબ્દ કાનને કરડી ખાતો નથી, એક ચિત્ત થતાં અડચણ કરે એવી ચીજ ચોતરફ તપાસતાં દેખાતી નથી, સર્વ પ્રકારે શાન્તપણું પોતાનો ગંભીર ચહેરો દેખાડે છે! વળી મારા સિવાય બીજું કોઈ માણસ નજરે પડતું નથી, તેથી હું સ્તબ્ધ થયો પણ જરાક આગળ વધ્યો એટલામાં એક ખુબીવંત અને ખીલેલા ફુલ ઊપર મારી નજર પડી; એના સરખું બીજું દૃષ્ટિએ આવ્યું નહિ, એના રંગની શોભા શી કહું, પાંખડીઓ કેવી ખીલેલી, રત્નજડિત કામમાં તેજદાર હીરો જેમ શોભા આપી ચકચકી રેહે છે તેમ એ ફુલ શોભી રહ્યું છે. એની નીચે જરા એક આંખ ફેરવી જોઊ છું તો પાંચ છ કરમાઈ ગએલાં એજ જાતનાં ફુલ જોયાં; તેઓને મેં મારા હાથમાં લીધાં, અને તજવીજ કરી તપાસું છું તો તે માંહેલું એક આગલે દિવસે ખરી

પડેલું નજર આવ્યું, બીજું તેથી આગળનું અને ત્રીજું વળી તેથી આગળનું હતું. એ પ્રમાણે, જેમ ખરા પડયાં હતાં તેમ તેઓના દેખાવમાં પણ તફાવત હતો. બીજા દિવસનું બાકીના કરતાં વધારે સારૂં હતું, તેની તરફ જોઈ મારા મનમાં એક ઉંડો વિચાર આવ્યો, કે આજ જેમ પેલું ખીલેલું ફુલ શોભી રહેલું છે તેમજ આ પણ કાલે શોભી રહેલું હશે, એનો સઘળો દેખાવ એવોજ હશે, કોઈ મારા સરખાની નજર એણે એમજ ચોરી લીધી હશે, જેમ આ મને ખુશબોઈ આપે છે તેમ એણે બીજાને આપી હશે, આ જેમ મને પ્યારૂં થઈ પડયું છે તેમ તે બીજાને થઇ પડયું હશે, અને ટુકામાં, એ એક સર્વોત્કૃષ્ટ ગણાતું હશે, આજ એનો કોઈ ભાવ પુછે એવું નથી તેમજ જેમ જુનુ થતું જશે તેમ આ બીજાની પેઠે અળખામણું લાગશે, અને રેહેતાં રેહેતાં જેમાંથી એ પેદા થયું તેમાંજ સમાઈ જશે, એનો એક રજકણ પણ ઓળખાશે નહિ. અરે ઇશ્વર શી તારી ઘેનગત. આ બિચારા ખીલેલાનું પણ કાલે એમજ થશે? આજ એ પોતાના ખુબસુરતપણાના તોરથી હસ્તુ હોય એમ દેખાય છે, કાલે કોણ જાણે કેવા હાલ થશે. આવી રીતે વિચારતાં મારૂં મન ધભરાય છે, અને બીક લાગે છે, ધૈર્ય તો ધૈર્યતા તજીને ધશી ગયું, તોપણ હિંમત પકડી મેં પુછયું, કે અરે બિચારા ફુલ તુ ચાર ધડીની શોભા સારૂ શીદ સર્જ્યું. પણ રેહે રેહે, ઘણું સારૂં થયું જો તું સર્જ્યું નહિ હોત તો મને શિખામણ મળતાં મુશ્કલ થાત. ત્યારે શું મારે મારા પોતાના વિષે પણ એમજ સમજવું; મારા જેવા બીજા લાલ ચનોઠી જેવા છે તેમનું પણ એમજ થશે? રાજા, રાણી, કુંવર, કુંવરી, શેઠ, શેઠાણી; અને બીજા અદ્ધર ચાલનારા એમજ ચાલી જશે? એમને પૈસો, ટકો; બાગ, બગીચા, ચાકર, નફર, માલ, મિલકત, અને સર્વ અસબાબ એમજ છોડી દેવો પડશે? હાલમાં બડેજાઓ મહેરબાન કરે છે તેમાંથી કોઈ પણ સાથે નહિ જાય? અરે શું એકલાં જ

જવાનું છે ? મારા રાજાના દશ લાખ સ્વારોમાંથી ચોકી સારૂ એક પણ સાથે નહિ જાય ? આંહથી પણે જવું હોય છે તો આખુ ગામ ગાજી ઊઠે છે તો એટલી બધી આઘી મુસાફરીમાં એક બે તો સાથે જશે. એમ છેક એકલાં તો ખોટું દેખાય ! હશે ત્યારે આવું છતાં પણ એકલાં જ જવું પડશે, તો ગળા માંહેલી હીરા મોતીની માળા, કાનની કડી, હાથની પોંહોંચી, આંગળીની વિંટી, એ તો સાથે જ રેહેશે; ચાકર નફરનું કામ પડશે તો તે માંહેથી ખુરદા કરીને રાખશે, શું છે ને શું નહિ અમસ્તુ સાથે કોણ વિંટાળે, એ તો એકલાજ સારા. વળી ખુટશે તો આગળ થઈ પડશે. અરે હું વિચાર કરતાં ભૂલી ગયો, ખરે જ એ શણગાર સાથે જશે કે નહિ ? નહિસ્તો વળી, કશુ એય નહિ જવાનું. ત્યારે જુવો રમુજ, એ બિચારા કુમળાથી કશુ કામ કેમ કરાશે ? અરે જેણે અહિંથી લેઈને પણે કશું મુકયું નથી તેનાથી બીજુ તે કેમ થશે. જરા કંઈક થયું તો ખંમા ખંમાના અવાજ ઊઠતા, તેનાથી તે શું થશે ? જે બીજાના ઊપર હુકમ બજાવતો, તેનાથી એકલાં તે કેમ જવાશે. એની ખરખબર કોણ લેશે ? આવું કેહેતામાં એક અવાજ ઊઠયો કે, “ એનો બાપ. ” રામ રામ રામ પેહેલેથી એણે જાણ્યું હોત કે મારે એકલાં જવાનું છે, કાંઈ સાથે આવવાનું નથી તો એ મિથ્યા મેળવવા મેહેનત કરત નહી. જો એ જાણત કે મને વિતવાની છે, તો બીજાને વિતાડતાં વિચારત. કોઈને મારી નાંખવાનો હુકમ આપવામાં આઘુ પાછુ જોયું નથી તે જોત. કોઈની આંતરડી કળપાવતાં કશોય વિચાર કરયો નથી તે કરત. કોઈની માલમિલકત ખુંચી લેતાં ઊડભંગપણું આદરયું, તે ના આદરત. અને ટુકામાં, તેણે જે જે અવિચારનાં કામો કરયાં તે કરતાં કાંઇ પણ ડર રાખત. પણ હવે શા કામનું. બની તે બની કશો ઉપાય રહ્યો નહિ પણ હવે મારે વિચારવું, આજ સુધી જે થયું તે વિષે મનમાં પસ્તાવો કરી હવેથી જોઇ વિચારીને વર્ત્તવું. અરે જેને ઘેર લાખો ઘોડેસ્વાર ચોકીદાર, પાયદળનો તો પાર નહિ, પૈસો તો ઘરમાં થન-

થન કરી રહેલો, એવા સરખા એકલા ચાલશો તો હું કિશ ગણતરીમાં. હું અહિં કંઈ આડો અવળો ચાલુ તો કુટી મારે તો ત્યાંહાંની શી વાત કરવાની. જો વિચાર કરી જોઉ તો આટલોજ ઊઠેલો વિચાર બસ છે. મારે ખૂબ વિચારીને ચાલવું જોઈએ. હું સારી પેઠે જાણું છું કે આ દુનિયામાં અમર તો કોઈ નથી, ગયા તે ગયા ને રહ્યા તે જવાના. નામ તેનો નાશ છે. ત્યારે મારૂં તારૂં, શા વાસ્તે કરવું જોઈએ. નીતિથી ચાલવું, ઈશ્વરથી બીહીતા રેહેવું. જો જરા આડા ચાલ્યા તો જોઈ લ્યો પછી, ઔષધથી તૈયાર છે, લેવા જવી પડે એવી નથી. આમને આમ વિચાર કરતો પાછો ઘેર આવ્યો. ઉપરની કંઈ વાત ભુલી ગયો નહિ. એ, વિચાર હમેશ યાદ આણવાનું દુરસ્ત ધારયું, અને કોઇ જે આડો ચાલે તેને બનતા સુધી સમજાવવા ચુકવું નહિ એવો પક્કો ઠરાવ કરયો.

(પુ. ૬૪, માહે જૂન, ૧૮૫૯)

## એક સાંજની શોભા અને સ્વપ્ન

શિખરણી છંદ

રૂડે સાયંકાળે, નિરખિ નભ યુક્તી અતિ નવી;
પુરી તૃપ્તી પામી, ગુમ બની ગયો એ અનુભવી;
વહે વાયૂ થોડે, જમ સરસ કો મંદિર મહીં;
દિવા કેરી જોતો, ઝગમગ બળે છે સ્થિર રહી. ૧

જાણે શર્દ રૂતુમાં, આશ્વાન માસની પૂર્ણમાસ્યાની સાંજની વખતે, કુંજમાં (બાગમાં ઉંચા બંગલા ઊપર) બેઠો છું. આસપાસથી સુવાસિત પવનની લેહેરો આવે છે; આંબાના ઝાડ ઊપર કોયલો ટૌકા કરી રહી છે; ફૂળ અને ગુલાબ, જુઈ વગેરેનાં ફુલઝાડો

ચોતરફ પવનથી ઝોકાં ખાય છે; પશ્ચિમ તરફ સૂર્ય અસ્ત થાય છે તેથી વાદળ સોનેરી રંગનું થઈ રહ્યું છે; ગામનાં દેવસ્થાનોમાં શંખ-નાદ અને ઘંટનાદ થાય છે; ચોઘડિયાં, વાજાં, અને નોબતો વાગે છે; પાસેની જગ્યામાંથી ગોડી રાગના અવાજ સાથે નરઘાં અને સારંગીના લલીત સૂર આવે છે; અને ટુંકામાં ચોકડદમ મનરંજન દેખાવ થઈ રહ્યો છે.

એ બધા મનહર વિષયોથી મન ઊપર આનંદની હેલી થવા માંડી; આંખોએ આકાશ નિહાળવા માંડ્યું તો ત્યાં પશ્ચિમ દિશાએ સૂર્ય ગમન કરે છે; થોડીક વારમાં આણી પાસ તારા તગમગવા માંડ્યા; આકાશનો અસમાની રંગ તારાના પ્રકાશથી વિચિત્ર દિશવા લાગ્યો; ચંદ્રે પોતાના શીતળ કિરણને મોકલી દીધા; તમામ વસ્તુ ઊપર ચંદની ખિલી અને જોતા જોતામાં બધુ આકાશ છુટા તારાથી છવાઈ ગયું; અને આણી મેર સૂર્ય બિલકુલ અસ્ત થઈ ગયો.

હંસ છંદ

મગરૂર માણસ શીખ આ લઈ લ્યો ખરી.
ઝટ સૂર્ય આથમિ જાય તેમ જશો મરી;
પર ઊપકાર કરે રહે કિરણો ખરા,
તજિ તોર લ્યો ભજિ નાથને દિન છે જરા.

સર્વત્રવ્યાપી ઈશ્વરની આવી સુંદર લીલા નિરખી ચિત્ત સ્તબ્ધ થઈ ગયું. અને વિચારનાં મોજાં મન ઊપર આવવા લાગ્યાં જે–

આહા કેવી અગમ શક્તિ ! જેની કલ્પના મહાંતથી પણ ન થઈ શકે, એવું જે આ વિશાળ બ્રહ્માંડ તે એ પ્રભુ તું બનાવી નિયમમાં રાખે છે, એટલું જ નહિ પણ તેના ઊપર અખંડ દૃષ્ટિ રાખે છે, ઓ દિનાનાથ, તું કેવો કલ્પક અને શંકેતકર્તા છે ? તારી કૃતિ સવને રમણિય લાગે છે, તારી કૃતિની હદ અતર્કય છે. તારી આખી સૃષ્ટિ સાથે સરખાવતાં આ પૃથ્વી તો રેતીના કણ જેટલી પણ નથી ! જો પૃથ્વી કંઈ માત્રમાં નથી તો હું શું ? તોપણ સર્વજ્ઞ

ઈશ તું મને જુવે છે અને મારી સંભાળ રાખે છે. આહા આ જાણી ઓ અજ્ઞ જીવ, તારે ઓછો સંતોષ ન પામવો જોઈએ. વિચારમાં ને વિચારમાં આંખ ઢળી ગઈ. ને સ્વપ્નવશ થયો.

પછી બારીમાં વિજળીનો ચમકારો ભાસ્યો. ચંદન, અર્કચા અને અત્તરની ખુશબો આવવા માંડી ને જોઉ છું તો એક સુંદર સ્ત્રી માલુમ પડી, અને જોતાંવાંતજ સમજ્યો કે એ ભાસ એના ચર્ણકમળનોજ થયો.

દોહરો

કમળવદન મૃગલોચની, ચંદ્રાકાર કપોળ.
મંદ મંદ હસિ મલપતી, બોલે મધુરા બોલ.

એ સ્ત્રીના એક હાથમાં મણીજડીત્ર સોનાનો કાંટો હતો અને બીજામાં તેવીજ સુંદર છાબ હતી, એના પછી એક તેજસ્વી પુરૂષ રઘવાયો રઘવાયો આવી દંડવત પ્રણામ કરી ઉભો રહ્યો.

આ અચાનક બનાવ જોઈ હું વિસ્મય પામ્યો ને ટક ટક જોઈ રહ્યો.

પેલી સ્ત્રીનું આવવું થયું તેના પેહેલાં તરેહવાર રૂપ અને રંગની કેટલીક જણસો આવી હતી, તેમાંની થોડીક એણે પેલે કાંઠે ઘાલી, કેટલીક ઘણીજ ભારે થઈને કેટલી તૃણવત પણ ના થઈ. આ તમાસો જેવા હું મારા સ્નેહીને બોલાવી લાવ્યો, અમારૂં મન પેલી હલકી જણસો મેર દોડયું. તે જણસો તોલમાં તો હલકી હતી પણ અજ્ઞાનીને મધલાળ લગાડે એવી હતી. તેનો ઉપરનો દેખાવ ઈંદ્રિવાયણા જેવો ઘણો સારો હતો. અમે સર્વે સ્વાભાવિક રીતે પેલી હલકી ચીજો લેવાને જતા હતા. અમારો ઈરાદો પેલી સ્ત્રી સમજી ગઈ, પછી કૃપાદષ્ટિથી અમસામું જોઈને બોલી "ઓ અજ્ઞાની બાળકો તમે રૂપથી ન મોહી જશો, તમે એના ગુણ જાણવા પહેલો યત્ન કરો પછી સારી પેઠે માહિતગાર થઈને પાલવે તે લ્યો" એવું કહી એક દીવ્ય ચક્ષ્માં દેખાડયાં ને વળતી બોલી "તમને એ

વસ્તુઓના ખરા ગુણ દોષ આ ચશ્માં પેહેરશો ત્યારે માલુમ પડશે" અમને રસ્તો બતાવ્યા પછી પેલા તેજસ્વી પુરૂષ સામું જોયું, એટલે એણે પુછ્યું કે—

એ સુખકર માતા, તારા હાથમાં શાની છાબ છે?

સ્ત્રી—ફળની.

પુરુષ—કૃપા કરીને થોડાં મને આપશો?

સ્ત્રી—એ આપવાનું મારી એકલીના હાથમાં નથી, એ કંઈ જેવાં તેવાં નથી, હું એકલી આપી શકતી હોત તો આ વખત ના ચૂકત, પણ ભાઇ, એ તો તારા હાથમાં છે, તું એ ભોગવવા યોગ્ય થા, એટલે તારા હાથમાં આવશે.

પુરુષ—શું કરૂં તો યોગ્ય થાઉં?

સ્ત્રી—તને ચશ્માં મળ્યાં છે, તેનો તું ઘટતો ઉપયોગ કરજે એટલે એ ફળ શાથી મળે છે ને શી રીતે ખવાય છે તે તને સુઝશે.

પુરુષ—સુઝશે એટલે એ ફળ મારા હાથમાં આવશે?

સ્ત્રી—ના, ઘણા જણને સુઝયું (થોડું ઘણું દેખાયું) તો છે પણ હજી વા ખાય છે. એ ફળ ખાવાં ઘણાં અઘરાં છે, પણ કંઈ ફિકર નહિ, તું અરભડી જઈશ નહિ. એ ફળ લેવાને ને ચાખવાને જેવો તું આજ અધીરો થઈ મન બતાવે છે, તેવું ને તેવું નિરંતર રાખીશ ને અંતઃકરણથી ઉદ્યોગ કરીશ તો, તું લાયક થઈશ ને એમાંનું પણ શ્રેષ્ટ ફળ પામીશ.

દોહરો

અક્કલ ને ઉદ્યોગથી, કિયૂં કામ નહિ થાય; ?
ચકમક લોઢું ટીચતાં, આગ જરૂર જણાય.

પુરુષ—એમાંય પાછાં ન્હાનાં ને મોટાં છે કે?

સ્ત્રી—હા, એની તો અગણિત જાત છે, એને આપનાર તે મૂર્ખ છે!

પુરુષ—માતાજી માફ કરજો હો, હું અણસમજથી ભૂલમાં બકયો છું.

એ રીતે પ્રશ્નોત્તર થયા પછી પેલી સુંદરિયે પાછી પેલી જણુસો તોળવા માંડી, પેલો પુરૂષ જાણે સમજતો ના હોય, તેમ અચળ દૃષ્ટિયે એના સામું જોઈ રહ્યો. થોડીવારમાં પેલી જણુસો તોળી રહી, પછી પેલાના હાથમાં એક ન્હાનું ફળ, ને નિસરણી આપી અલ્પ થઈ ગઇ. પછી અમે પેલા પુરૂષને પુછ્યું કે એ કોણ હતી, તમે કોણ છો, ને એણે શું કરયું તે અમે તો કંઈ સમજ્યા નથી વાસ્તે મહેરબાની કરી અમને એનો ભેદ કોહો. અમારી અરજ એણે કબુલ કરી નીચે પ્રમાણે ટુંકામાં ખુલાસો કરી, એ પણ જતો રહ્યો.

સત્ય સ્ત્રી રૂપે આવ્યું હતું, એના હાથમાં અદ્દલનો કાંટો હતો, એણે જે વસ્તુઓ કાંટે ઘાલી તેમાંની અતિશે ભારે થઈ તે–વિદ્યા, ચોખ્ખાઈ, દયા, ક્ષમા, નમ્રતા, નીતિ, ઉદ્યોગ, પ્રમાણિકપણું, ધૈર્ય, સંતોષ, હિંમત, પ્રેમ, ઉદારતા, આદિ લેઇને સદ્‌ગુણ, તૃણવત્ થઈ તે– મૂર્ખાઈ, અપવિત્રપણું, ક્રૂરતા, ક્રોધ, અહંકાર, અનીતિ, આળસ્ય, કૃપણતા, અયોગ્ય કામ, મોહ, લોભ, મદ, ઈર્ષા આદિ દુર્ગુણ. એ રીતે કાંટે ઘાલી મને એ સર્વેનું ખરૂ રૂપ દેખાડ્યું. એણે ચસ્માં કહ્યાં તે વિવેકનાં, જેથી સારાસાર જણાઈ આવે છે. કૃપા દૃષ્ટિથી નિસરણી આપી, એવી પ્રેરણા કરી કે તું સદશાસ્ત્રરૂપી નિસરણી ઊપર ચઢ, એટલે તું પ્રભુની પરાભક્તિરૂપી ફળ પામીશ કે જેથી અલ્પ મુક્તિફળ પ્રાપ્ત થાય છે. તેણે નિસરણીની સાથે જે ન્હાનું ફળ આપ્યું તે સંસાર સુખનું હતું એ રીતે ખુલાસો કરી આગળ લખ્યા પ્રમાણે તે જતો રહ્યો. પછી અમે સર્વેએ વિચાર કરયો કે, આપણામાંના કેટલા- એકને પેલી તૃણવત ચીજોયે ભુરકી નાખ્યા છે, પણ તેમણે હવે ચેતવું જોઈયે. અને આપણે બધાયે પરોપકાર દૃષ્ટિથી હરેક પ્રકારે એ વાસ્તવિક, ઉપયોગી અને સર્વોપરી વાત જુદા જુદા આકારમાં બધાંને નિરંતર જાણ કરતાં રેહેવું. ઘણાખરા લોકોને એ ખરાબ અને તૃણવત વસ્તુઓયે મોહની ફાંસીમાં નાંખી દીધા છે. આહા !

કેટલા બધા લોકોને એ ચીજોયે ખોટા છંદ લગાડયો છે. આ વિચારથી પેટમાં ધાસ્કો પડયો અને આંખ ઊઘડી ગઈ.

આસપાસ મારા પ્રિય મિત્રમાંથી કોઈને પણ ના દીઠો તેથી અને ઊપલા વિચારથી માગ ગાળા નરમ થઈ ગયા. અને પેટમાં લખલખ થવા માંડયું. પછી એ વૈદિક ચમત્કારની ખુબી વિષે અઢળક વિચાર આવ્યા. જેમ જેમ એ વિષે વધારે મન દોડાવું, તેમ તેમ એની ખુબીમાં વૃદ્ધિ થતી જાય, અને મન તૃપ્તી પામવા માંડે. ઓ મારા પ્યારા દેશિયો તમે પણ આ બાબત વિચાર કરો.

દોહરો

પાટો અજ્ઞપણા તણો, કરજો દુર કરિ જોર;
એ પાટે અવળૂં દિશે, રાતે બિલ્લી મોર.

એ વાત તો ખરી છે કે તમને જ્યાં સુધી અજ્ઞાનપણારૂપી અંધારાયે ઘેરી લીધા છે, ત્યાં સુધી બિલ્લાડી મોર જેની લાગશે પણ.–

દોહરો

લેઈ દીવો વીવેકનો, જઈ જોજો તે ઠામ;
ખરેખરો ગુણ દેખશો, સરશે સગળાં કામ.

તમને સારે રસ્તે જવાને જ્યાં સુધી ટેવ નથી પડી ત્યાં સુધી ઠીક તો નહિ લાગે, કેમકે અજ્ઞાની જીવને દુર્ગુણ ગ્રહણ કરવા સારા લાગેછે. નીતિ શિખવવા સારૂ સ્થાપેલી ઘણી નિશાળો આપણે જોઇયે છિયે. અને અનીતિ શિખવવા સારૂ એકે નિશાળ દેખતા નથી તોપણ દુનિયા ઊપર નીતિવાન્ કરતાં અનીતિવાન ઘણા નિકળશે.

દોહરો

ચેત ચેત ઓ અજ્ઞચિત, રે' દુરગુણથી દૂર;
વણ નિર સીચે વૃક્ષ એ વધે તું જાણ જરૂર;

એમ છે તો તમે દુર્ગુણને છાંયડે પણ ના ઊભા રોહો. હરેક કામમાં મંડયા ને મંડયા રેહેવાથી તેમાં જરા રૂચી લાગેછે; રૂચી લાગે છે એટલે તે સેહેલું માલુમ પડેછે; સેહેલું માલમ પડેછે એટલે કરવું ગમેછે. અને એમ ને એમ આખર એ સુખકર્ત્તા થાય છે. માટે તમે સદ્દગુણી થવાને મંડયા ને મંડયા રોહો અને થાઓ. અદ્દલને કાંટે તોળતાં તંખલા જેવી માલુમ પડેલી ચીજો તમને લલચાવશે, પણ પેલા પુરૂષનું ખરેખરૂ કેહેવું માની, તેથી લોભાશો નહિ. જગતકર્ત્તા પરમેશ્વરે આપણને જે મનુષ્ય દેહ આપ્યો છે તે દુર્ગુણી થવા નહિ, પણ સદ્દગુણી થઈ પ્રભુને ઓળખવા. વાસ્તે આપણો ધર્મ છે કે પેલી અજ્ઞાન દષ્ટિયે દેખાતી હલકી પણ ઊત્તમોત્તમ ચીજોને ગૃહણ કરવી.

આપણે મનુષ્યાવતારમાં જ્યારે સદ્દગુણી થઈ પરમેશ્વરનું જ્ઞાન નહિ મેળવિયે તો પછી કયારે મેળવીશું ?

માલિનીવૃત

· તજ તજ અગનાની, ઊંઘ અજ્ઞાન કેરી,
સજ સજ નિતિ વસ્ત્રો, ખાઈ જાયે ન ખેરી;
રજ રજ કઈ કર્ત્તા, રાખજે રામ ભીતી,
ભજ ભજ પ્રભુ ભાવે, જૈશ એથીજ જીતી.

તમે સર્વે સંપ કરીને દુર્ગુણ રૂપી ફોજને હઠાવો અને ખાલી પડેલી જગ્યામાં સદ્દગુણોની પધરામણી કરાવો એટલે મુક્તિરૂપી ઉમદા ફળ તમને મળશે અને એ ફળ મેળવશો ત્યારે જ કૃતાર્થ થશો, નહિતો જન્મ ધરીને માનું જોબન બગાડયું એમ કેહેવાશે. (મ૦સુ૦)

( પુ. ૭ મું, માહે ફેબ્રુઆરી–એપ્રિલ, ૧૮૬૦ )

# નાસ્તિક વિષે

નાસ્તિક બે પ્રકારના છે. એક તો સેશ્વરવાદી, અને બીજા નિરીશ્વરવાદી. સેશ્વરવાદી કહેછે કે જગતનો બનાવનાર તો કોઇ એક છે ખરો, પણ મનુષ્યાદિક એક પ્રાણીના શરીરમાંથી પ્રાણ ગયા એટલે આત્મા એ વસ્તુ કાંઈ નથી. અને જેમ એક દીવામાંથી હજારો દીવા થાયછે, તેમ એક પ્રાણીમાંથી અનંત પ્રાણી નવા પેદા થાયછે. જેમ દીવો ઓલવાઇ જાય ત્યારે તે જ્યોત નાશ પામેછે, પણ બીજે ઠેકાણે કયાંઈ જઇને તે દેખાતી નથી. તેમજ શરીર નાશ પામે ત્યારે તેનો આત્મા પણ નાશ પામેછે.

નિરીશ્વરવાદી કેહેછે કે, જગત અનાદિકાળથી એની મેળે સ્વાભાવિક રીતે ઉપજેછે અને નાશ પામેછે, તેનો પેદા કરનાર કોઈ નથી. અને આત્મા પણ નથી.

સારા આસ્તિકની સોબત નહોય, અને નાસ્તિકપણાના વિચાર થવા લાગે તો તે માણસ થોડી મુદતમાં નાસ્તિક થઈ જાયછે. અને એ વાત તેના મનમાં નક્કી ઠરી, એટલે તેનામાં આસ્તિકપણું આવવું ઘણું મુસ્કેલ છે. જગતમાં જુદા જુદા ધર્મ છે. તે ધર્મવાળા એક બીજાના ધર્મને જુઠા પાડવા સારૂ ભૂલો બતાવેછે, તે બંનેની ભૂલો નાસ્તિક લોકો યાદ રાખેછે. અને પછી તમામ ધર્મ કલ્પિત અને જુદા છે, એમ નિશ્ચે કરેછે. સૃષ્ટિના આરંભથી આજસુધી આખા જગતમાં, નાસ્તિક મત ચાલતો આવેછે. કોઇકિ વખ્તે તેઓ પોતાના વિચાર જાહેર કરી શકતા નથી. અને કોઇક વખ્તે તો પોતાના વિચારનાં પુસ્તકો લખીને જાહેર કરેછે. વળી આસ્તિક લોકો સાથે સંવાદ પણ કરેછે.

હિંદુસ્તાનમાં તથા બીજા દેશોમાં કોઈ કોઈ સમે રાજાઓએ નાસ્તિકોને મારી નાંખ્યા હતા, અને તેઓનાં પુસ્તકોનો નાશ કર્યો

હતો. કારણ કે છાનાં કુકર્મ કરનારા રાજાના ભયથી ડરતા નથી, પણ પરમેશ્વરના ભયથી કેટલાએક ડરેછે. અને જ્યારે લોકો સગળા નાસ્તિક થાય, ત્યારે પરમેશ્વરનો ડર મટી જાય, માટે નાસ્તિક મત ફેલાવા દેવો નહિ, એવો રાજાઓનો તથા બીજા કેટલાએક લોકોનો વિચાર હતો. અને હાલમાં પણ ઘણા લોકોનો એવો વિચાર છે. તથાપિ અંગ્રેજ સરકારના રાજ્યમાં લોકોને છુટાપણું ઘણું મળેછે. માટે નાસ્તિકો પોતાનાં પુસ્તક જાહેર કરી શકેછે. અને દુનિયામાં દિવસે દિવસે નાસ્તિક મતનો વધારો થતો હોય એવું જણાયછે.

આપણે કહિયે કે નાસ્તિક લોકો કુકર્મથી ડરે નહિ. તે સાંભળીને નાસ્તિક કહે છે કે, કુકર્મ કરનારા આસ્તિકમાં ઘણા હોયછે. એમ કહીને તેના દાખલા બતાવેછે. અને નાસ્તિકને સારે રસ્તે ચાલવાનો આધાર એટલોજ હોયછે કે, સઉ લોકો સારાં આચરણથી ચાલે તો સઉને સુખ ઉપજે. સદાચરણવાળાની આબરૂ વધે, માટે સારી રીતે ચાલવું. આ ભવમાં સુખ મળે તે સ્વર્ગ મળ્યું. અને આ ભવમાં દુઃખ પડે તે નરકપ્રાપ્તિ થઇ. તે સિવાય મુવા પછી સ્વર્ગ કે, નરક મળનાર નથી, એમ તે લોકો માને છે. માટે પરમેશ્વરની પ્રાર્થના કરતા નથી. અને કેટલાએક તો ઉપરથી આસ્તિકપણું દેખાડે-છે. અને અંતરમાં નાસ્તિક હોયછે, તેઓ ફકત મોઢેથી પ્રાર્થના કરેછે.

અમદાવાદમાં ભંડારી વીરચંદજી પાસે નાસ્તિકનો ગ્રંથ એક સંસ્કૃતમાં હતો. એના મતને ચાર્વાક પણ કેહેવાય છે. એ ગ્રંથમાં નાસ્તિક અને આસ્તિકનો સંવાદ હતો, તેમાંનો શ્લોક નીચે પ્રમાણે.

શ્લોક:

पिब खाद च चारुलोचने, यदतीतं पुनरेव तन्न ते;
नहि भीरु गतं निवर्त्तते, समुदयमात्रमिदं कलेवरम् ॥१॥

અર્થ

હે સુલોચની સ્ત્રી, તું પી, અને ખા, કેમકે જે વસ્તુ તારા

હાથમાંથી ગઈ તે પછી તારી નથી. હે બીહીકણ જે માણસ ગયું તે પાછું આવતું નથી. આ શરીર તો સંજોગ માત્ર છે. મતલબ કે, જેમ મોરથુથુ, પાણી, તાંબુ, ઠીકરૂં, અને બીજી ધાતુ વગેરેનો જોગ થયાથી વિજળીનો ગુણ ઉપજેછે, અને જ્યારે એ વસ્તુઓ વેરી નાખિયે, ત્યારે તેમાંથી વિજળી પણ નાશ પામેછે. તેમજ હાડકાં, લોહી, ચરબી, ચામડી અને પ્રાણ વગેરેનો જોગ થઈને ઘટે તેમ ગોઠવાય, એટલે તેમાં આત્મા ઉત્પંન થશે. અને જ્યારે તે નકામું થશે અથવા તેની ખરાબી થશે એટલે તેનો આત્મા પણ નાશ પામશે.

એ ગ્રંથમાં છેલ્લો શ્લોક લખ્યો હતો તે નીચે પ્રમાણે.

श्लोकः

संदिग्धे परलोकेऽस्मिन् बुधैर्भाव्यं सुभाव्यतः
नास्ति चेदास्तिकानां किमस्ति चेन्नास्तिको हतः ॥१॥

અર્થ

સ્વર્ગ હશે કે નહિ એવો સંશય થાય ત્યારે આ દુનિયામાં પંડિતોએ સારા વિચારથી ઠરાવ કરવો. તે એવો કે કદાપિ સ્વર્ગ નહિ હોય તો સ્વર્ગ છે એવું માનવાથી શું નુકશાન છે ? અને સ્વર્ગ હશે તો, સ્વર્ગ નથી એવું માનનારો માર્યો જશે.

જૈન મતવાળા એવું માને છે, કે જગત કોઈયે કરેલું નથી, પણ સ્વર્ગ નર્ક છે ખરાં. અને જે માણસો મોક્ષે ગયા તે સગળા પરમેશ્વર થયા. અને આપણે મોક્ષે જઈયે તો આપણે પણ પરમેશ્વર થઈયે. તેમજ વેદાંતી કેહેછે, કે આત્મા પરમેશ્વરમાંથી થયોછે, અને મોક્ષે જશે ત્યારે પાછો પરમેશ્વરમાં ભળી જશે, એમ કેહેછે માટે તે બંને મતવાળાઓને કેટલાએક લોકો નાસ્તિક કેહેછે, પણ સ્વર્ગ નરક માનેછે માટે તે નાસ્તિક કેહેવાય નહિ. અમે કોઈના ધર્મની તારીફ કે, નિંદા લખતા નથી. પણ સ્વર્ગ, નરક સાચાં માનીને દુર્ગુણનો ત્યાગ કરવો, અને સદ્દાચરણથી ચાલવું, એ

વિષે વારે વારે લખિયે છિયે, અને જ્યારે વિચાર કરિયે છિયે ત્યારે એટલી તો ખાતરી થાય છે કે, કોઈયે ઘણી બુદ્ધિ વાપરીને આ જગતની રચના રચેલી છે. એની મેળે સ્વાભાવિક બનેલું જણાતું નથી. આંખ્યોનું કામ બારિક છે. માટે તેમાં રજ પડે નહિ તે સારૂ આંખો આડાં ઢાંકણાં કર્યાં. અને કપાળ ઉપર વર્ષાદના છાંટા પડે તો તેના રેગાડા આંખમાં ઉતરે નહિ, તે સારૂ ભમરો કરીછે. તે સ્વાભાવિક થયું હોત તો એવી જુક્તિ બનત નહિ. વળી સૃષ્ટિપ્રાપ્ય–ઈશ્વરજ્ઞાનની ચોપડી વાંચવાથી આ બાબતનો વિસ્તાર માલમ પડશે. ગમે તેવા નાસ્તિકની સોબત થાય તોપણ નાસ્તિક થવું નહિ. પરમેશ્વરથી ડરીને તે રાજી થાય એવે રસ્તે ચાલવું. જુઠ, ચોરી, હત્યા, વગેરે પાપ કરવું નહિ.

(પુ. ૮ મું, માહે જુલાઈ, ૧૮૬૧)

## બુદ્ધધર્મની કથા

વેદધર્મનો ઉત્થાપક જે બુદ્ધ થયો તે સૂર્યવંશનો ક્ષત્રિય હતો. દશરથ રાજાનો પુત્ર રામ, રામનો લવ, લવનો પદ્મ, પદ્મનો ઋતુપર્ણ, ઋતુપર્ણનો વસ્ત્રપાણિ, વસ્ત્રપાણિનો શુદ્ધોધન, શુદ્ધોધનનો બુદ્ધ થયો. બુદ્ધ યુવાવસ્થામાં સન્યાસી થઈ ગયો એટલે બુદ્ધનો વંશ ચાલ્યો નહિ. શુદ્ધોધન રાજાથી માયાદેવી નામની ભાર્યાને વિષે બુદ્ધે જન્મ લીધો. બુદ્ધની બુદ્ધિમાં બાળપણથી જ વિચારશક્તિ હતી. બુદ્ધને બાર વર્ષ થયાં એટલે મૌંજીબંધનસંસ્કાર કરાવીને રાજાએ ગુરુકુલમાં વિદ્યાભ્યાસ કરવા મોકલ્યો, થોડા વર્ષમાં એ વેદ વેદાંગાદિ અનેક ગ્રંથો ભણીને ઘેર આવ્યો, પછી એક રાજાની કુવરીને બુદ્ધ પરણ્યો. બુદ્ધને સાંખ્ય દર્શનના સન્યાસિયો પાસેથી વૈરાગ્ય સંબંધી તથા તત્વવિચાર સંબંધી જ્ઞાન મળ્યું અને ચાર્વાક મતના નાસ્તિકો પાસેથી

નાસ્તિકતાના વિચાર મળ્યા, એ બેહુ પક્ષમાં પોતાની બુદ્ધિ ભેળીને બુદ્ધે નાસ્તિક શાસ્ત્ર રચ્યું. એણે સ્ત્રી પરણીને સંસારનું સુખ થોડું જોઈને પછી સાંખ્યમતના સન્યાસિયો પાસે સન્યાસ દીક્ષા લીધી, પણ તેમના કહ્યા પ્રમાણે તે વર્ત્યો નહિ, વિક્રમ સંવતની પૂર્વે પાંચસે વર્ષ ઉપર એણે મગધ દેશમાં જઈને પોતાનું નવું જ્ઞાન પ્રકટ કરયું. અને વેદાનુસારી સાંખ્ય દર્શન સાંમાં તેણે શીઘ્રડાં માંડયાં.

સાંખ્યદર્શનના સન્યાસિયોના આચારથી બુદ્ધે પોતાના ધર્મના યતિયોનો આચાર કાંઈક ભિન્ન ઠરાવ્યો, તે ઠરાવ પ્રમાણે બાદ્ધધર્મના યતિયો અદ્યાપિ વર્ત્તે છે. બુદ્ધ ધર્મના યતિયો ભિક્ષુ, સૌગત, શાક્ય, શાદ્ધોદન, તાથાગત, શૂન્યવાદી એવાં નાંમથી ઓળખાય છે. એ યતિયો માથું મુંડાવે છે, હાથમાં કમંડળુ ધારણ કરેછે, ધાતુ વડે રંગેલાં લુગડાં પગની ઘુંટી લગી ઓઢેછે. હાથમાં કે બગલમાં ચમરની એક સાવરણી રાખે છે, શૌચક્રિયા ઘણી કરે છે. ભિક્ષા માગતાં પાત્રમાં માંસાદિક જે આવે તે સર્વ શુદ્ધ માની ભક્ષણ કરે છે. જીવદયા માટે ચાલતાં પણ સાવરણી વડે વાળતા જાય છે. બ્રહ્મચર્યાદિક સ્વધર્મક્રિયામાં દૃઢ રહે છે. ધર્મ, બુદ્ધ અને સંઘ એ ત્રણને રત્ન કહે છે. તેઓ પોતાના ધર્મમાં આવી પડેલા વિઘ્નનો નાશ કરનારી તારા દેવીને માને છે. બુદ્ધનેજ દેવ કરીને માને છે. એમનાં દેવાલય ગોળાકાર હોય છે, તેઓમાં બુદ્ધની પ્રતિમા પધરાવેલી હોય છે, એ ધર્મના લોકો એ પ્રતિમાઓને પૂજે છે, બુદ્ધ ધર્મના યતિયોને રહેવાના ઘરને વિહાર કહેછે. એ ધર્મના ગૃહસ્થો યતિયોની વંદના કરે છે. બુદ્ધનાં સર્વજ્ઞ, સુગત, તથાગત એવાં નામ છે.

બુદ્ધે પોતાના શાસ્ત્રમાં ચાર તત્વ નિરૂપ્યાં છે. દુઃખ, સમુદય, માર્ગ અને નિરોધ એ ચાર તત્વો કહ્યાં છે, તેઓમાં પેહેલા દુઃખ-તત્વના વિજ્ઞાન, વેદના, સંજ્ઞા, સંસ્કાર અને રૂપ એવા પાંચ સ્કંધ ઠરાવ્યા છે. રૂપરસાદિ વિજ્ઞાનને વિજ્ઞાન સ્કંધ કહે છે. પૂર્વકર્મના

વિપાકથી ( ફળથી ) સુખદુઃખનો જે અનુભવ થાય છે, તેને વેદના કહે છે. નામ જાતિ આદિકને સંજ્ઞા કહે છે. પાપ થકી થયેલા પરિણામને સંસ્કાર કહે છે. પરમાંણુઓનો સમૂહ થઈને જે દૃષ્ટિ-ગોચર થાય છે, તેને રૂપ કહે છે. એ પંચ સ્કંધ ક્ષણિક છે.

બીજુ સમુદય તત્વ તે દુઃખ તત્વનું કારણ છે. જેથી રાગ, દ્વેષ મોહાદિકનો સમૂહ ઊદય પામે છે. આ હું અને મારૂં એ સંબંધથી ( એટલે અહંતા અને મમતાથી ) પ્રાણિયોમાં રાગ ( પ્રીતિ ) ઉદય થાય છે, અને આ પર અને આ પારકું એ સંબંધથી દ્વેષ ઉદય થાય છે. એ રીતિયે તૃષ્ણાને લીધે પ્રાણિયોમાં રાગ દ્વેષાદિકનો સમૂહ જેથી ઉદય થાય છે, તેને સમુદય તત્વ કહે છે. દુઃખ તત્વ અને સમુદય તત્વથી સંસારમાં પ્રવૃત્તિ થાય છે. એનાં વિરોધી ( એટલે વૈરાગ્ય હેતુક ) માર્ગ અને નિરોધ તત્વ છે.

ત્રીજુ માર્ગ તત્વ તે એ જે અહિના સર્વ પદાર્થ ક્ષણિક છે, કોઈ આત્મીય નથી, એવી જે વાસના તેને માર્ગતત્વ કહે છે. ઘણા થોડા સમયનું ક્ષણનામ છે. ક્ષણમાં થઈને વિણસે તેને ક્ષણિક કહે છે. સર્વ પદાર્થ ક્ષણિક કહ્યા, તેઓમાં આત્મા પણ આવી ગયો, બૌદ્ધ મતમાં આત્માને ક્ષણિક અને પુદ્‌ગલ માને છે. જે વસ્તુ એક મગથી પુત્ એટલે પોષણ પામે, અને બીજી મગથી ગલ એટલે ગળે, તેને પુદ્‌ગલ કહે છે, વેદમતવાળા તથા જૈનમતવાળા આત્માને ક્ષણિક અને પુદ્‌ગલ માનતા નથી, તેઓ આત્માને નિત્ય કહે છે. જે વસ્તુ ઊપજે નહિ, તથા વિણસે નહિ, અને એમાંથી કાંઈ ખરે નહિ તેને નિત્ય કહે છે. બૌદ્ધમતવાળા કહે છે કે દીવાના જ્યોતિષની પેરે સર્વે પદાર્થ એક મગાથી જોડાય છે, અને બીજી મગથી વિણસે છે. જે ક્ષણમાં પરમાણુઓનો સમૂહ મળેલો રહેછે તે ક્ષણમાં તે પદાર્થ દેખવામાં આવે છે. વિણસ્યા પછી દેખાતાં નથી. આ માર્ગતત્વ આગલ્યા નિરોધતત્વનું કારણ છે, કેમકે સર્વે ક્ષણિક છે એવું જ્ઞાન થતાં વૈરાગ્ય ઉપજીને ચિત્તનો નિરોધ થઈ શકે છે.

ચોથુ નિરોધ તત્વ તે એ જે, સર્વ પદાર્થ ક્ષણિક છે, એવી વાંછાને રુંધવી એને નિરોધ કહે છે, નિરોધનું નામ જ મોક્ષ છે.

બૌદ્ધમતમાં આયતન નામના બાર પદાર્થ છે. કાન, ત્વચા, નેત્ર, જીભ, નાક, એ પાંચ ઇંદ્રિયો અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ પંચ વિષય, અગીયારમું મન અને બારમું શરીર એ બારને આયતન કહે છે. સુખ દુઃખ પુણ્ય પાપનું આયતન શરીર છે.

બૌદ્ધ મતવાળા પ્રત્યક્ષ અને અનુમાન એ બે પ્રમાણ માને છે. ભ્રાંતિ થયા વિના ઇંદ્રિયાદિ વડે જાણવામાં આવે (જેમ નેત્રે કરી ઘડો) એને પ્રત્યક્ષ પ્રમાણ કહેછે. એ પ્રત્યક્ષ પ્રમાણ ચાર પ્રકારનું છે. ઇન્દ્રિયજ્ઞાન, સ્વસંવેદન, માનસજ્ઞાન, યોગિજ્ઞાન. તેમાં નેત્રાદિ પંચ ઇંદ્રિયો વડે જે બાહ્ય રૂપાદિ વિષયનું જ્ઞાન તેને ઇંદ્રિયજ્ઞાન કહે છે. ઇંદ્રિયજ્ઞાન થયા પછી મનવડે જે પ્રતીતિ થાય છે, તેને માનસ-જ્ઞાન કહે છે. ચિત્તવડે સુખદુઃખ ઉપેક્ષાદિકનું જ્ઞાન આત્માને થાય છે. તેને સ્વસંવેદન કહે છે. યોગબળે કરી ઇંદ્રિયો વડે સર્વ વસ્તુનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે, તેને યોગિજ્ઞાન કહે છે. લક્ષણ જોઇને લક્ષણ-વાળી વસ્તુનું અનુમાન થાય છે, તેને અનુમાન કહે છે. છત્ર ચામરાદિ લક્ષણ જોતાં લક્ષણવાળા રાજાનું અનુમાન થાયછે. ધૂમ જોઈ ને અગ્નિનું અનુમાન થાયછે.

ઉપર સામાન્યપણે બૌદ્ધ ધર્મની કથા કહી, હવે બૌદ્ધ મતમાં ચાર ભેદ છે તેમની થોડી કથા કહેવાશે. વૈભાષિક, સૌત્રાંતિક, યોગા-ચાર, અને માધ્યમિક એ નામના બૌદ્ધોમાં ચાર ભેદ છે. વૈભાષિકના મતમાં ચતુઃક્ષણિક વસ્તુ છે. એટલે વસ્તુઓ ચાર ક્ષણમાં ઉપજીને વિણસે છે. જાતિ, સ્થિતિ, જરા અને વિનાશ એ ચારે ક્ષણ છે. પૂર્વ ક્ષણમાં જાતિ જણે છે, એટલે ઉપજાવે છે. બીજા ક્ષણમાં સ્થિતિ સ્થાપે છે, એટલે રાખે છે. ત્રીજા ક્ષણમાં જરા જર્જર કરી નાખે છે, એટલે પરમાંણુને પૃથક પાડે છે. ચોથા ક્ષણમાં વિનાશ

વિણસાડે છે, એટલે અદૃશ્ય કરી નાખે છે. સર્વે પદાર્થના જેવી જ આત્માની પણ દશા થાય છે. માટે એને પુદ્ગળ કહે છે. સૌત્રાંતિકના મતમાં વિજ્ઞાનાદિક પાંચ સ્કંધજ છે, આત્મા નથી, એ પાંચ સ્કંધજ પરલોકમાં જાય છે. સર્વે પદાર્થ ક્ષણિક છે. ચાલતો પ્રવાહ ઉચ્છિન્ન થાય તેને મોક્ષ કહે છે. યોગાચારના મતમાં આ વિશ્વ વિજ્ઞાનરૂપ છે, એથી બાહ્ય કાંઇ નથી. કાળુ ધોળુ એ જે વિભાગ દેખાય છે, તે વાસનાથી દેખાય છે. સર્વે વાસનાઓનું આધારભૂત ઘર વિજ્ઞાન છે. વિશુદ્ધ વિજ્ઞાન થાય એજ મોક્ષ છે. માધ્યમિકના મતમાં આ સહુ જગત શૂન્ય છે, એટલે કાંઈ વસ્તુ નથી. પ્રમાણ પ્રમેયનો જે વિભાગ છે, તે સ્વપ્ન જેવો છે. સર્વ શૂન્ય છે, એની દૃષ્ટિયે જોવું એવી જ ભાવના કરવી એ મોક્ષ છે.

વિપશ્યી, શિખી, વિશ્વભૂ, કકુછંદ, કાંચન, કાશ્યપ, શાક્યસિંહ એવા સાત બૌદ્ધ થયા છે, શાક્ય પુત્રના આચરણનો શ્લોક.

मृद्वी शय्या प्रातरुत्थाय पेयं भक्तं मध्ये पानकं चापराह्णे,
द्राक्षाखंडं शर्करा चार्द्धरात्रौ मोक्षश्चांते शाक्यपुत्रेण दृष्टः ।१।

અર્થ—શાક્ય પુત્રે કોમળ શય્યા દીઠી, સવારમાં ઊઠીને પેય (પીવાનો પદાર્થ) દીઠું. મધ્યાન્હે ભાતું દીઠું, સાયંકાળે પાનક (પીવાનો પદાર્થ) દીઠું. મધ્યરાતે દ્રાખના ખંડ અને સાકર દીઠી, અંતકાળે મોક્ષ દીઠો. ૧

(પુ. ૧૨ મું, માહે ઓગસ્ટ, ૧૮૬૫)

## ચાર્વાક મત

વેદધર્મને કેટલાંએક વર્ષ વીત્યા પછી અને બુદ્ધમતની તથા સાંખ્યમતની પૂર્વે ચાર્વાકોનો નાસ્તિ, મત થયો હતો. ચાર્વાકમતના

નાસ્તિકોએ વેદધર્મની સાંમા થઈ, નાસ્તિક ગ્રંથો રચ્યા હતા. ચાર્વાકમતવાળાએ નાસ્તિક મતનો પ્રથમ પાયો રોપ્યો છે, નાસ્તિકતાના કુતર્ક પ્રથમ ચાર્વાકમતવાળાએ પ્રગટ કર્યા છે, એ મતની પૂર્વે સહુ વેદ માર્ગ પ્રમાણે ચાલતા હતા, પણ, તેની વિરૂદ્ધ કોઈ કુતર્ક કરતું નહિ. એ મતવાળાઓનાં ચાર્વાક, લૌકાયતિક, નાસ્તિક એવાં નામ કહેતા હતા, ચાર્વાકમતના યતિગોમાંથી કાલાંતરે મત બદલાઈ બૌદ્ધાદિક નાસ્તિક મત થયા છે. અતિ પ્રાચીનકાળથી ચાલતો આવેલો પુરાતન વેદધર્મ છતાં પૃથ્વી ઉપર તેનો પ્રતિપક્ષી ચાર્વાકમત શા કારણે ઊત્પન્ન થયો, તેનું કારણ પુરાણ-પુસ્તકોમાં આ પ્રમાણે લખ્યું છે– પૂર્વે દેવતાઈ વારામાં દેવ અને અસુરોમાં મહાદ્વેષ વધ્યો હતો, અસુરો કૈલાસવાસી શિવને માનતા હતા, અને શિવના રચેલા તંત્રગ્રંથ પ્રમાણે ચાલતા હતા. એ સમયે ચીનવાસી અસુરોએ ત્રિવિષ્ટપ (તિબેટ)માં જઈ કૈલાસ પર્વત ઉપર ચડી, શિવની પૂજા કરી, તે વારે શિવ તેમના ઉપર પ્રસન્ન થઈ બોલ્યા કે, કાંઈ વર માગો. અસુરો બોલ્યા કે, દેવ લોકોનો સુતાર વિશ્વકર્મા છે, તેણે દેવોને વિમાન ઘડી આપ્યાં છે, તેઓમાં બેશી દેવલોકો ત્રિલોકીમાં ફરે છે, અને અસુર લોકોનો પરાજય કરે છે, અમે સહુ અસુર લોકો તમારા ભક્ત છિયે, માટે અમને એક સુવર્ણનું બીજું રૂપાનું ત્રીજું લોહડાનું એવાં ત્રણ પુર વિમાનના જેવાં આકાશગામી રચાવી આપો, એ પુર તમારા વિના બીજાથી ભેદાય નહિ, એવું વરદાન આપો, અમે એ પુરોમાં વસી ત્રિલોકીમાં ફરી અમારા શત્રુઓનો પરાજય કરીશું. શિવે તેમનું બોલવું અંગીકાર કરયું અને અસુર લોકોનો સુતાર મયાસુર હતો, તેને કહ્યું કે હે મયાસુર તું મારી આજ્ઞાથી દેવલોકોના વિમાનથી સરસ આકાશગામી ત્રણ પુર ઘડય, જેમાં અસુર લોકો સકુટુંબ વસે, અને ત્રિલોકીમાં ફરે. શિવનું વચન માની, મયાસુરે ત્રણ પુર ઘડયાં, તેમાં વસી અસુર લોકો પોતાની ઈચ્છા પ્રમાણે ત્રિલોકીમાં વિચરવા લાગ્યા. ત્રિવિષ્ટપમાં દેવલોકો રહેતા હતા, તહિં

અસુરલોકો જઈ મારકુટ, લુંટાલુંટ કરી દેવલોકોનું ધન ત્રણ પુરમાં ભરી ચીનમાં જતા રહેતા હતા. ત્રણ પુર મળ્યા પછી અસુરોને ઘણોજ મદ વધી પડ્યો હતો. મદે છકીને વેદમાર્ગ અને તાંત્રમાર્ગ છોડી યથેષ્ટાચરણ કરતા હતા. વિધિ તજી મદ્યમાંસ ખાઈને વિના કારણે અનેક જીવની હિંસા કરતા હતા, લુંટથી મેળવેલા ધનનો મદ તેમને ઘણો થયો હતો. દેવ લોકોને તેઓ ઘણું દુઃખ દેવા લાગ્યા, તે વારે સહુ દેવોએ મળીને વિચાર્યું કે, શિવજી સર્વ વિદ્યાઓનો પ્રકટ કરનાર પણ ભોળિયો દેવ છે. એણે દુષ્ટ અસુરોને વરદાન આપીને ખેકાવ્યા છે. અસુરોએ શિવ પાસે એવું વરદાન માગ્યું છે કે, એ ત્રણ પુર તમારા વિના બીજાથી ભેદાય નહિ. હવે આપણે એવી યુક્તિ શોધી કાડવી કે અસુરો ઉપર શિવ રૂઠે, અને એ ત્રણ પુર એજ ભેદે.

દેવોનો રાજા ઇંદ્ર અને તેનો ભાઈ વિષ્ણુ બોલ્યો કે અસુર લોકો વૃથા જીવહિંસા કરે છે, તે જોઈ અમને ઘણી દયા આવે છે, માટે અસુરોના મનમાં કોઈ પ્રકારે જીવદયા ઉપજે એવું કરવું, અને એ લોકો વેદબાહ્ય થઈને ઈશ્વરની ભક્તિ છોડે એટલે મહાદેવ કોપીને તેમનાં ત્રણ પુર ભેદે એવું કરવું. એવું ઇંદ્ર અને વિષ્ણુનું વચન સાંભળીને દેવોનો પુરોહિત બૃહસ્પતિ ઋષિ હતો, તે બોલ્યો, કે હું એક એવું કપટશાસ્ત્ર રચું તેમાં જીવદયા અને નિરીશ્વરવાદના કુતર્ક લખું. પછી આપણ સહુ યતિવેસ ધારણ કરી અસુરોને ઠગિયે. પછી એ પ્રમાણે તેઓ ધર્મોપદેશ કરવા લાગ્યા. તે આ પ્રમાણે અહો કશ્યપના પુત્રો તમે શું આત્માને નથી જાણતા, દેહ એજ પ્રત્યક્ષ આત્મા છે, દેહ અન્ન બ્રહ્મથી નીપજેલો છે, માટે એ પણ બ્રહ્મ છે, માટે દયાલુ પુરૂષોએ કોઈના દેહને હણવો નહિ, જે દેહરૂપ આત્માને હણે છે, તેને આ જન્મમાં દુઃખ મળે છે, વેદમાં જે પુત્રાત્મવાદ છે, તે દેહાત્મવાદથી ભિન્ન નથી, દેહ છે તે અન્નમય કોશ છે. તેને જ વેદમાં બ્રહ્મ કહે છે, દેહરૂપ આત્માને વિધિ કરીને પણ હણવો નહિ, વેદમાં અને તંત્રમાં જે વિધિયો હિંસાવાળી છે, તે

નિર્દય અને ખળ પુરૂષોએ કહી છે. અરે રે એ દુષ્ટ પુરૂષો કેવા છે, જેઓ હિંસા કરવાથી પુણ્ય માને છે. હિંસા કરવાથી જો પુણ્ય થતું હોય, તો ઝેરથી અમૃત થાય. દીવાથી દીવો થાય છે, પણ અંધારાથી થતો નથી, એમ દયાથી, ધર્મ થાય છે. પણ હિંસાથી થતો નથી. કેવળ પાપ થાય છે. જે લોકો પ્રત્યક્ષ દેહરૂપી આત્માને હણી અપ્રત્યક્ષ દેવ પિતૃનું યજન કરે છે, તે લોકો ગંગાનો પ્રવાહ છોડી, સૂકા સરોવરને ચાટે છે, હે દ્વિજો તમે શ્રાદ્ધમાં હિંસા કરશો નહિ, જે દેહ મુવો તે ફરીથી થતો નથી, તો તે મરનાર આવી માંસ કેમ કરી ખાશે, કેવળ બ્રાહ્મણને જ હણવો એનું નામ બ્રહ્મહત્યા નથી, મારા મતમાં અન્ન એજ બ્રહ્મ છે, તેનો પિંડ દેહ છે, તેને હણવાથી, બ્રહ્મહત્યા થાય છે. એ પ્રકારનો એક ચાર્વાકનો બોધ સુણીને એક અસુરે એક કૂતરાનું સૂકું કંકાલ (હાડપંજર) પડયું હતું, તે લેઈને તે ચાર્વાક યતિના માથા ઉપર ઉશેટયું, અને બોલ્યો કે, આ તારૂં બ્રહ્મ, પછી એ યતિને રીસ ચઢી ને પ્રત્યુત્તર બોલ્યો કે અરે ખળ અસુર આ મરેલાં કૂતરાના અપવિત્ર કંકાલને, તેં સ્પર્શ કેમ કરચો, એ જાણી અસુર બોલ્યો કે, તું દેહને જ બ્રહ્મ માને છે, ત્યારે કંકાલમાં અપવિત્રતા કયાંથી આવી. પછી તે ચાર્વાક બોલ્યો કે, મરેલા દેહમાં બ્રહ્મતા નથી, એ સચેતન હોય ત્યારે એમાં બ્રહ્મતા છે, એવું એ ચાર્વાકનું વચન સાંભળીને અસુરે કૂતરાના બચ્ચાનું મુખ એ યતિને મુખે અડાડયું એટલે તે યતિ કોપીને બોલ્યો કે અરે દુષ્ટ આ અપવિત્ર કૂતરાનું મુખ મારે મુખે કેમ અડાડે છે. પછી અસુર બોલ્યો કે, તારા મતમાં જીવતું શરીર બ્રહ્મ છે, ત્યારે એમાં અપવિત્રતા કયાંથી આવી. પછી તે ચાર્વાક ચૂપ થઈ ગયો. પછી બીજો ચાર્વાક બોલ્યો કે, શરીરમાં જે પ્રાણવાયુ ચાલે છે, તે પ્રાણમય કોશ છે, તે બ્રહ્મ છે, શરીર તો સ્થૂલ દેહ છે, તે તો અપવિત્ર છે, માટે શરીર બ્રહ્મ નથી. એવું સાંભળીને અસુરે તે ચાર્વાકના મુખમાં ફૂંક મારી, પછી તે ચાર્વાક બોલ્યો

કે, અરે યવન મારા મુખમાં તારો અપવિત્ર શ્વાસ કેમ મૂકે છે, પછી અસુર બોલ્યો કે, તારા મતમાં પ્રાણવાયુ બ્રહ્મ છે, ત્યારે એમાં અપવિત્રતા ક્યાંથી આવી, પછી તે ચાર્વાક ચૂપ થઇ ગયો, પછી ત્રીજો ચાર્વાક બોલ્યો કે પ્રાણમય કોશ બ્રહ્મ નથી એથી બ્રહ્મ આગળ છે. નાકે ચાલનારો ધમણના જેવો પ્રાણવાયુ તો અપવિત્ર છે. દેહમાં જે મનોમય, કોશ છે, તે પવિત્ર છે, તે બ્રહ્મ છે, એવું સુણી અસુર બોલ્યો કે, ઓ જતિ તું જ્યારે ઉંઘીશ ત્યારે અમે તને મુવો જાણી બાળી મૂકીશું, કેમકે ઉંઘમાં મન લય પામે છે. એવું સાંભળીને એ ચાર્વાક તો ચૂપ થયો, પછી ચોથો ચાર્વાક બોલ્યો કે બુદ્ધિમય કોશ છે, તે બ્રહ્મ છે. પછી અસુરે કહ્યું કે બુદ્ધિ પણ ઉંઘમાં લય પામે છે, પછી પાંચમો ચાર્વાક બોલ્યો કે દેહમાં જે આનંદમય કોશ છે, તે બ્રહ્મ છે, ઊંઘમાં પણ આનંદ છે કેમકે હું આજ આનંદમાં સૂતો હતો, એવું જાગીને કહેછે. પછી અસુરે તે સ્વીકાર્યું. ઉપર લખેલા પાંચ ચાર્વાકના પાંચ મત એમના ગ્રંથોમાં છે.

વળી ચાર્વાક કહેતા કે, પૃથ્વી જળ અગ્નિ વાયુ એ ચારજ તત્ત્વ છે, જગત્કર્ત્તા ઈશ્વર નથી, શરીરમાં જીવ નથી, જે ચેતનતા શક્તિ છે તે ચાર તત્વના મિશ્રણથી થઇછે. એકલા પ્રત્યક્ષ પ્રમાણથી જ પ્રમેય વસ્તુનું જ્ઞાન થાય છે. ઇત્યાદિ નાસ્તિક વાતો સાંભળીને સહુ અસુરો નાસ્તિક થઈ ગયા, અને જગતકર્ત્તા પ્રભુની ભક્તિ તેમણે છોડી દીધી. ચાર્વાકોના મુખના કુતર્ક સાંભળીને વેદોક્ત ધર્મના વિચાર અસુરોના મનમાંથી નીકળી ગયા, દયાળુ થયા પણ પરમેશ્વરની માનતા છોડી. જે દેવ બ્રાહ્મણો કપટથી ચાર્વાક વેશ-ધારી થયા હતા, તેઓ તો કામ થયું એટલે સ્વસ્થાને જતા રહ્યા, પણ તેમની શિષ્ય પરંપરા ચીનમાં રહી.

ચીનના અસુરોએ શિવધર્મ છોડી દીધો અને સહુ નાસ્તિક થઈ ગયા, એટલે શિવને રીસ ચડી. શિવે તેમની સાથે યુદ્ધ કરવા

માટે પોતાની સેનાના ભૂત લોકોને શણગારચા અને ચીનમાં જઈ અસુરોનાં ત્રણ પુર ભેદીને કેટલાએક અસુરોને ઠોર મારચા. જેમણે શિવધર્મ અંગીકાર કરચો, તેમને જીવતા મૂકચા, શિવધર્મ વેદાનુ-સારી છે. શિવધર્મના મુખ્ય સિદ્ધાન્ત આવા છે–આ જગતનો કર્ત્તા એક ઈશ્વર છે, તે પોતાની જ્ઞાન ઈચ્છા અને ક્રિયા એ ત્રણ શક્તિ વડે જગત સૃજે છે. અને પોતાની સૃષ્ટિના જીવોનાં શુભાશુભ કર્મ તપાસીને તેમને સુખદુઃખ આપે છે, શૈવ મતને અનુસરી ગૌતમ અને કણાદ મુનિયે તર્કશાસ્ત્ર રચ્યાં છે, શૈવમતાનુસારી અનેક તાર્કિક પંડિતો થયા છે, તેમણે પોતાના ગ્રંથોમાં નાસ્તિકમતનાં ખંડન કરચાં છે. ચાર્વાક મત પછી કાલાંતરે બૌદ્ધ મત થયો, તેનાં પણ ખંડન શૈવ મતના પંડિતોએ કરચાં છે. શંકરાચાર્યના સમયમાં ગૌડ દેશમાં ઉદયનાચાર્ય થયો, જેણે ન્યાય સૂત્ર ઉપર ભાષ્ય કરચું છે, એણે બૌદ્ધમતખંડન ગ્રંથ કરચો છે. ભરતખંડમાં વેદધર્માનુસારી જે જે રાજા થયા, તેમણે ચાર્વાકમતના ગ્રંથોનો તથા એ મત માનનારા લોકોનો નાશ કરચો છે.

( પુ. ૧૨ મું, માહે ઓકટોબર ૧૮૯૫ )

# પૂંજા ભેળું રતન જાય છે

વિદ્યા હમણાં વધે છે, અને વેમ ઓછા થતા જાય છે, એ કામ ઘણું સારૂં થાય છે, પણ કેટલાએક અણસમજુ લોકો જેમ પૂંજા ભેળું રતન ઘસડી જાય એમ વેમ ભેળો ધર્મ અને પરમેશ્વરને ઘસડી જાય છે, શુદ્ધ ધર્મ અને ખરો પરમેશ્વર એ બેહુ કાંઈ વેમના પેટાનાં નથી પણ ધર્માભાસ અને બનાવેલો પરમેશ્વર એ બેહુ વેમના પેટામાં છે, માટે એમને વેમ ભેળા તાણવા ન જોઈએ. સહુ માણસોને

શુદ્ધ ધર્મ અને ખરા પરમેશ્વરનું જ્ઞાન જોઈએ. માણુસ જો ધર્મહીણુ થાય તો તે આ જગમાં કંટક રૂપે છે. ધર્મહીણ માણુસ માણસોને પીડાકારી થાય છે. જો એવા ઘણા માણસો થઈ જાય તો આ સૃષ્ટિના કાયદા તુટીને લોકો અનીતિવાળા થઈને પછી લડી લડીને છેલે વારે વિનાશ પામે. સૃષ્ટિમાં ધર્મ છે તેથી તો ઘણા લોકો નીતિને માર્ગે ચાલે છે, કોઈ આ જગતનો ધણી પરમેશ્વર છે તેનો રચેલો ધર્મ તજીશું અને અનીતિને માર્ગે ચાલીશું તો આપણને નરકમાં નાખી અનેક દુ:ખ ભોગવાવશે એવા વિચારથી તેઓ સદાય નીતિમાર્ગે ચાલે છે. પણ એવા વિચાર જો વેમ ભેળા તણાઈ જાય તો પછી સગળી સૃષ્ટિની કેવી અવસ્થા થઈ જાય તેનો બુદ્ધિમાન પુરૂષોએ વિચાર કરવો જોઈએ. હું બ્રહ્મ છું એટલે હું પરમેશ્વર છું એવું માનનારા કેટલાએ વહિ ંગએલા બ્રહ્મજ્ઞાનીઓ જેમ પોતાની ઇચ્છામાં આવે એમ ચાલે છે અને સ્વધર્મ ભંગ થવાનો તેઓ વિચાર કરતા નથી એમજ હવણાં વેમ ટાળનારા કેટલાએક વહી ગએલા સુધર્મને ભાગે છે. પ્રાચીન કાળમાં ચાર્વાક નામે નાસ્તિક થયા હતા તેઓ ધર્મ અને પરમેશ્વરને માનતા નહી અને અનેક પ્રાણીઓની ઘાત કરતા હતા, ચોરી અને વ્યભિચાર કરતા હતા, તેમને દેવોએ મારચા અને સુધર્મ સ્થાપ્યો, હમણાં ચાર્વાક જેવાજ કેટલાએક નાસ્તિક થયા છે તેમને ધર્મ અને પરમેશ્વર ઉપર શ્રદ્ધા નથી તેથી તેઓ ઇચ્છા પ્રમાણે ચાલે છે. વેમને ખોટા પાડવા એતો ઘણું સારૂ કામ છે, પણ ધર્મ અને પરમેશ્વરને તેમાં લેવા એ ઘણુંજ માઠું કામ છે, સહુ માણસોએ સુધર્મ પાળવો અને ખરા પરમેશ્વરની ભક્તિ કરવી. પરમેશ્વરે આ વિવિધ પ્રકારની સૃષ્ટિ રચીને પોતાના જનોને તારવા માટે ધર્મને મોકલ્યો છે, એ ધર્મ પ્રસન્ન થએલા માણસને તારે છે. ધર્મથી માણુસ સદાચરણી અને સત્યવાદી થાય છે એવા ઘણા માણસો થતાં સૃષ્ટિનો વ્યવહાર સારો ચાલે છે.

ન્યાયશાસ્ત્રમાં કહે છે કે, ધર્મ એ આત્માનો ગુણ છે. માણસને

જે ન્યાય અન્યાય સુજે છે, તે ધર્મથી સુજે છે. જેમ અગ્નિમાં ઈંધણાં નાખિએ તેમ અગ્નિ વધે છે, એમ સતસંગથી એ આત્માનો ગુણ વધે છે, સુજનો જીવ સાટે ધર્મ પાળે છે. ચોરી અને વ્યભિચારાદિક કરતાં જો પૃથ્વીનું રાજ મળતું હોય કે ઇંદ્રાસન મળતું હોય તો તેની લાલચ ધરતા નથી અને સર્વથા ધર્મનું રક્ષણ કરે છે. કોઈ કહેશે કે ધર્મ તો પૃથ્વી ઉપર ઘણા છે ત્યારે કિયો ધર્મ ખરો તો તેનો એવો ઉત્તર છે કે પંથવાળાએ કલ્પેલા વગરનો જે માણસોનો એક ધર્મ છે તેનું નામજ ધર્મ કહે છે, બાકી રહેલા તો ધર્માભાસ કહેવાય છે, ધર્મ તો ઈશ્વરે સરજ્યો છે, અને ધર્માભાસ તો માણસોએ રચેલા છે. ધર્મ સહુ માણસોને સુખકારી છે અને ધર્માભાસ પોતાના પંથવાળા-નેજ સુખકારી છે. તેનાં થોડાંએક ઉદાહરણો નીચે ટાંકું છું. સહુ માણસો પરમેશ્વરના કરેલા છે માટે તેમને પોતાના ભાઈ જેવા જાણવા પણ કોઈને કોઇ પ્રકારની પીડા કરવી નહિ. આ વિચારનું નામ ધર્મ છે અને પોતાના પંથ વિના બીજા માણસો કાફર કિંવા હેવાન છે માટે તેમને કતલ કરવા આ વિચારનું નામ ધર્માભાસ કહેવાય છે. પરસ્ત્રી સંગ કરવો નહિ એનું નામ ધર્મ છે, અને રાસમંડળીમાં તથા શક્તિ પૂજનમાં પરસ્ત્રી સંગ કરવો આનું નામ ધર્માભાસ છે. સહુ આત્માની દયા પાળવી આનું નામ ધર્મ છે. અને અમુક અમુકને તો વગર કારણે હણવા આનું નામ ધર્માભાસ છે. જીવતા લગી ન્હાવું ધોવું અને પવિત્રતા રાખવી એનું નામ ધર્મ છે, અને જીવતા લગી ન્હાવું ધોવું નહિ અને અપવિત્ર રહેવું એનું નામ ધર્માભાસ છે, પરમેશ્વરની ભક્તિ કરવી એનું નામ ધર્મ કહેવાય છે, અને નાસ્તિક થઈને પરમેશ્વર નથી એવું બકવું એનું નામ ધર્માભાસ છે. ધર્મથી માણસ પુણ્યવંત થાય છે અને ધર્માભાસથી પાપી થાય છે.

માણસોને ધર્મ અને પરમેશ્વર બેહુ જોઈએ એથી માણસ આસ્તિક કહેવાય છે. જે માણસમાં ધર્મ નથી અને પરમેશ્વરની ભક્તિ નથી તે માણસ પાપી છે, તથા નિર્ભય છે, તેનો કોઈ કામમાં

વિશ્વાસ રાખવો નહિ. જે માણસ પરમેશ્વરથી ડરીને પાપ કરતાં પાછો ન હઠે તેને માણસમાં ગણવો નહિ. તેતો જીવતો રાક્ષસ છે. તે પોતાનાં સુખ સારૂં પરના સુખનો વિનાશ કરે છે. સહુ પરમેશ્વરના છે માટે પરને દુઃખ દેવું નહિ. તેને દુઃખ દેતાં પરમેશ્વરનો કોપ થાય છે, સ્વાર્થને વશ થઇને માણસો પાપ કરે છે. સહુને સુખ ભોગવવું એ મોટો સ્વાર્થ છે. સુખ વાસ્તે માણસો ઘણો કલેશ કરે છે, પણ અધર્મ માર્ગે કદાપિ તેને સુખ મળતું નથી. મળે છે તે માની લીધા જેવું ભુલ ભરેલું મળે છે. સુધર્મથી રાજાનાં રાજ્ય ચાલે છે, સુધર્મથી નાણાવાળાઓનાં નાંણાં વધે છે. સુધર્મથી વિદ્યા, ધન, આરોગ્ય, સૌભાગ્ય, બળ, યશ, અને સુખ મળે છે માટે માણસોએ સુધર્મને છોડવો નહિ. વેમના ભેળો ધર્મને તાણી નાખનારા જવાનીયા છોકરા ટોળે થઇને નાસ્તિકતા ભરેલી વાતો કરે છે અને દારૂ પીને વેશ્યાઓ સાથે વ્યભિચાર કરે છે. પોતાના પ્રભુનો ઉત્તમ ધર્મ છોડીને અધર્મ કર્મ કરે છે. એ ચાલ જો ઘણો વધશે તો દેશના સુધારાને બદલે દેશની ખરાબી થશે માટે હવે ગ્રંથકારોને મારી એટલી વિનતિ છે કે તમો સુધર્મ અને પરમેશ્વર સંબંધી ગ્રથો રચો જે વાંચીને જવાનિયા વેમ ભેળો ધર્મને તાંણે નહિ. રૂડા ગ્રંથકારો એ ધર્મના થાંભલા છે, અને પરમેશ્વરના વાહાલા છે.

ધર્મ અને નીતિ સંબંધી ગ્રંથો કરવાની ઘણી અગત્ય છે. આજથી પાંચસે વર્ષથી ભરતખંડની દેશી ભાષાઓમાં વ્યભિચારી લોકોએ ઘણાજ દુષ્ટ ગ્રંથો કરયા છે, જે વાંચીને ઘણા લોકો વ્યભિચારી થઈ જાય છે. એ ગ્રંથોનું ખંડન કરીને હવે સારા ગ્રંથો કરવા જોઈએ. ધનવંત લોકો પૈસા ખરચીને ધર્મશાળાઓ બંધાવે છે, કૂવા ખોદાવે છે. અન્નદાનશાળાઓ તથા પાણી પીવાની પ્રવો કરાવે છે તેમ રૂડા કવિયો સારા ગ્રંથો રચે છે. ઘર ચણાવેલાં તો કાલાંતરે પડી જાય છે પણ ગ્રંથ તો અમર રહે છે. રૂડા ગ્રંથો તો માણસોને તરવાનું એક નાવ કહેવાય છે. કેટલાએક કવિયો ઘણા કાળથી ગપો

ઉપર ગ્રંથો રચતા ગયા છે. અને હવણા પણ કેટલાએક કવિયોએ તે ચાલ ચાલુ રાખ્યો છે પણ હવે એ ચાલને મૂળથી છેદવો જોઈએ. એ ગપો ઉપર ગ્રંથ રચવાથી લોકોમાં જુઠ ફેલે છે તેથી લોકો બગડી જાય છે માટે હવે તો ગપો વગરના ગ્રંથો થવા જોઈએ. જે ગ્રંથમાં ગપો, વેમ, ઠગાઈ અને વ્યભિચારની વાતો હોય તે ગ્રંથો વાંચવા નહિ. જેમાં સાચી વાત હોય તેજ ગ્રંથ વાંચવા.

( પુ. ૧૫ મું, માહે ઓગસ્ટ, ૧૮૬૮ )

# વિવેકબુદ્ધિ

વિવેકબુદ્ધિ સઘળા ગુણની ખોટ પૂરી પાડેછે. માણસોનાં મન ખુલ્લાં મૂકવામાં આવે તો ડાહ્યા અને ગાંડા માણસના મન વચ્ચે ઘણો ફેર જોવામાં નહિ આવે. બેઉના મનમાં ઘણા તરંગ, બેવકુફી ભરેલા ખ્યાલ અને મિથ્યાભિમાન એકપછી એક ઉઠયાંજ કરેછે. પણ એ બેઉ વચ્ચે તફાવત એટલોજ છે કે ડાહ્યો માણસ જે વિચારો બહાર દેખાડી શકાય એવા હોય તેજ બહાર કાઢે છે, ને બેવકૂફને તે વાતની ગમ નથી, તેથી જે મનમાં આવ્યું તે બકી જાયછે. એ ખરૂં છે કે કોઈ પરમ મિત્રની આગળ એકાંતમાં ગમે તેવો ડાહ્યો માણસ પણ ગાંડાં કાઢેછે, કારણ કે મિત્ર સાથે વાત કરવી અને મોટેથી બોલીને વિચાર કરવો એ વસ્તુતઃ એકજ છે.

સંસારી ખટપટમાં માહિતગારી ધરાવનારા પુરૂષો એવી શીખામણ દે છે કે, દરેક માણસે પોતાના શત્રુ સાથે એવી રીતે વર્તવું કે કોઈ દહાડો તેની સાથે મિત્રાચારી થવાનો લાગ રહે, અને મિત્ર સાથે એવી રીતે વર્તવું કે કોઈ દહાડો તે શત્રુ થઈ પડે તો તેનાથી આપણો કોઈ રીતે બિગાડ થઈ શકે નહીં. ઉપરની શીખામણનો

પ્રથમનો વિચાર ઘણો ડહાપણ ભરેલો અને વાજબી છે, પણ પાછલા વિચારમાં દાનાઈ કરતાં ખંધાઈ વધારે રહેલી છે. એ વિચારથી, મનનો મેલ મૂકી ગુંજની વાત મિત્ર આગળ કરવાથી જે મનના ઉભરા ભાગેછે, અને તેથી જે સુખ મળેછે તેનો લાભ મળવો દુર્લભ થઈ પડેછે. આપણો મિત્ર જ્યારે શત્રુ થઈ આપણી ગુહ્ય વાત ઉઘાડી કરશે તો તેમાં જગત તેને ખાસડાં મારશે પણ આપણો દોષ ગણશે નહીં; એમ તો કાંઈ દુનિયાં ગાંડી નથી.

વિવેકબુદ્ધિનો ખપ માત્ર બોલવામાંજ નથી પણ આપણાં સંસારીક સઘળાં કામમાં તેનો ઉપયોગ જણાઈ આવે છે. જાણે પ્રભુએ આપણને મદદગાર એક સેવક તરીકે આપી નહીં હોય તેમ આપણાં સર્વ કામમાં તે સુધો માર્ગ બતાવે છે.

મનુષ્યના મનમાં બીજા ઘણા પ્રતાપી ગુણો રહેલા છે પણ વિવેકબુદ્ધિના જેટલો કોઈ ઉપયોગી નથી. એનાથીજ બીજા ગુણ દીપી નીકળે છે ને એથીજ સમયને અનુસરી બીજા ગુણોનો સારો ઉપયોગ થઈ શકે છે. એના વિના ગમે તેવો સારો વિદ્વાન પુરૂષ ઓછું પાત્ર ગણાય છે, ને વાચાલ કે રસિક પુરૂષ નિર્લજ ગણાય છે. જો વિવેક નહોય તો સદ્દગુણ દોષરૂપ દેખાયછે અને જે પ્રતાપી ગુણથી માણસ પોતાનું ભલું કરે તેજ ગુણો તેનો બિગાડ કરવામાં કસર રાખતા નથી.

વિવેકબુદ્ધિથી માણસ પોતાના તેમજ પારકાના ગુણોનો રૂડી રીતે ઉપયોગ કરી જાણેછે, એટલે સામા માણસ સાથે વાતચીત કરતાં વિવેકી પુરૂષ, તેનો તોલ કરી તેનો કેવો ઉપયોગ કરવો તે સમજે છે. એટલા માટે જ હરકોઈ જનમંડળમાં, વિદ્વાન, રસિક, કે શૂરવીર પુરુષના કરતાં વિવેકી માણસો જ આગળ પડી આવે-છે અને લોકને કાયદા કાનુનો બાંધી આપેછે. એક બળવાન પુરૂષ આંખે દેખતો નથી તો તેનું સામર્થ્ય જેમ નિરૂપયોગી છે, તેજ રીતે

ગમે તેવો પ્રતાપી ગુણવાળો પુરૂષ હોય પણ જો વિવેક તેનામાં નથી તો તેના બીજા ગુણ નહીં જેવા જાણવા.

આ સંસારમાં મહત્તા પામવાને વિવેકબુદ્ધિની સાથે બીજા પ્રતાપી ગુણો જોઈએ. જેનામાં વિવેકબુદ્ધિ સોળે કળા સંપૂર્ણ હોય અને બીજા ગુણો માત્ર ખપ જેટલા હોય તો તે નર પોતાના સ્થાનપર રહીને સારૂં જગત વશ કરી શકે.

વિવેકબુદ્ધિ, માણસનો ઉત્કૃષ્ટ ગુણ છે, પણ લુચ્ચાઈ એ નીચ અને સાંકડા મનનું લક્ષણ છે. વિવેક ઊંચ પદાર્થનો ઉપદેશ કરેછે અને તે પદાર્થ સંપાદન કરવાને સારૂ યોગ્ય અને વખાણવાલાયક રસ્તો પકડે છે. લુચ્ચાઈ માત્ર આપમતલબી મનસુબામાં જ ઘુમ્યા કરેછે, અને ગમે તેવા નીચ ઈલાજથી પણ મતલબ પાર પાડવાને લેશ માત્ર પાછી પાની કરતી નથી. વિવેકબુદ્ધિના વિચાર મોટા અને વિશાળ હોય છે ને તે ચોખી આંખની પેઠે ક્ષિતિજ પર્યંત ફરી વળેછે.

લુચ્ચાઈ, ચુંચળી આંખોની પેઠે નજીકની બારીકમાં બારીક ચીજ પણ જોઈ શકે છે, પણ દૂરની ચીજો દેખી શકતી નથી. માણસની વિવેકબુદ્ધિ જેમ જેમ પ્રગટ થતી જાયછે તેમ તેમ તેનો ભારબોજ ઉત્તરોત્તર વધતો જાયછે. લુચ્ચાઈ એક વખત પકડાઈ કે ભરમ ભાગી જાયછે અને જે કામ ભોળપણમાં ગણાઈને કરી શકાત તે કરવાને પણ પછી અસમર્થ થાય છે.

અક્કલનું પૂર્ણકળાએ પોહોંચવું તેનું નામ વિવેકબુદ્ધિ, અને તે મનુષ્યની ખાસ ફરજોને બતાવી આપેછે. લુચ્ચાઈ એ એક પ્રકારની પ્રેરણાબુદ્ધિ છે. ને તે તાત્કાળિક લાભને દેખેછે. પક્કી અક્કલવાળાને સારી સમજણવાળા માણસમાં વિવેકબુદ્ધિનો વાસ છે ને લુચ્ચાઈનું રહેઠાણ પશુમાં ને પશુવત્ માણસમાં છે. વિવેકબુદ્ધિ એ અસલ છે. ને લુચ્ચાઈ તેની નકલ છે. કાચી બુદ્ધિના માણસ આગળ લુચ્ચાઈ ફાવી જાય છે.

વિવેકબુદ્ધિવાળો માણસ સ્વાભાવિક રીતે ભવિષ્ય ઉપર નીધા પોહોંચાડેછે; ચાલુ સમયમાં અને હવે પછીના અનંત કાળમાં તેની શી ગતિ થશે તે વિશે વિચાર રાખેછે; જે સુખદુઃખ તેને પરલોકમાં ભોગવવાનાં છે તે ઘણાં દૂર જાણી મિથ્યા લાગતાં નથી; તે પદાર્થો આઘા છે એમ જાણી નજીવા ગણતો નથી; તે એમ વિચારેછે કે, આ ભવમાં જેમ સંપત્તિ વિપત્તિ ભોગવવી પડેછે તેમ જે સુખદુઃખ આ દેહ છોડચા પછી ભોગવવાં સર્જત છે તે ક્ષણે ક્ષણે ઢુંકડાં આવતાં જાયછે, અને જ્યારે ત્યારે પણ ભર્યાં પૂર્યાં આવી મળશે. આ સબબથી પોતાની પ્રકૃતિનું સાચું સુખ ને પોતાના જન્મનું નિદાન પ્રયોજન (ઉદ્દેશ) કાળથી પાર પાડેછે. તે પ્રત્યેક કાર્યના અંત લગી પોતાની નીધા પોહોંચાડેછે, ને તે કાર્યના નજીકના તથા દૂરના પરિણામનો ખ્યાલ કરેછે. પોતાના પરલોકના સિદ્ધાંતને અનુકુળ નહિ આવે એવા આ લોકના દરેક લાભને તે જતો કરેછે. ટુંકામાં એટલું જ કે તેની આશા અમરપણાથી ઠસ ભરેલી છે, તેની યોજના વિશાળ ને ઉદાર છે, તથા સાચો સ્વાર્થ તે શું અને તે સાધવાની વાજબી રીત તે શું તેની તેને સમજણ હોય છે. ઉપર મુજબ વિવેક એ, એક પ્રકારની કળા છે તેમજ સદ્ગુણ પણ છે. એનો સંબંધ આ સંસારના સુખની સાથેજ નથી, પણ આપણા આખા ભવ સાથે છે. જ્ઞાનીઓએ તેને ઊંચામાં ઊંચું ડહાપણ ગણ્યું છે, અને એના ફાયદા પાર વિનાના છે. એ વસ્તુ દુર્લભ નથી, પણ એને જે શોધે છે તેને આપોઆપ તે આવી મળે છે.

(પુ. ૨૮ મું, માહે ડિસેમ્બર, ૧૮૮૧)

# ચિત્તશુદ્ધિ

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ॥**

સકલ ઇંદ્રિઓ મધ્યે શ્રેષ્ટ, અદશ્ય, અને અગોચર એવું જે મન, જેને ચિત્ત, અંતઃકરણ, લક્ષ, વગેરે અનેક નામ આપણે આપીએ છીએ, તેની શક્તિ બહુ વિચિત્ર છે. મનુષ્યની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું કારણ મન છે; સુખદુઃખ ભોગવાવનાર મન છે; ઈંદ્રિય વ્યાપાર સરળ રીતે ચાલવાનું સાધન મન છે; મનુષ્યને સારા અથવા નઠારા માગ ચલાવનાર મન છે; અને સત્યાસત્યનો યોગ્ય નિવેડો કરનાર અંતરશાક્ષિ મનરૂપી ન્યાયાધિશ છે. તેને સાક્ષિ પૂરાવાની જરૂર પડતી નથી. તે આપોઆપ ચોરને 'તું ચોર છે' અને શાહુકારને 'તું શાહુકાર છે' એમ કહી શકે છે. મન જ્યારે સ્વાધીન હોય ત્યારે તેના સરખો મિત્ર, તેના સરખો સલાહકાર અને તેના સરખો સન્માર્ગે ચલાવનાર બીજો કોઈ નથી; પણ તે જ્યારે સ્વાધીન ના હોય ત્યારે મનુષ્યને વિવિધ પ્રકારે કેવું નચાવેછે—યથેચ્છ આચરણ કરાવે છે—તેની સીમા નથી. ચંચળમાં ચંચળ મનજ છે. એની દોડ અટકાવી શકાય નહિ એવી હોયછે.

સર્વ ઇંદ્રિયો મનને સ્વાધીન છે. મનની અનુકૂળતા સિવાય ઇંદ્રિયોનો વ્યાપાર વ્યર્થ જાયછે. મન જ્યારે અનુકૂળ ન હોય ત્યારે આંખથી પ્રત્યક્ષ જોયું હોય તે ના જોયા જેવું થાયછે, કાને સાંભળેલું ના સાંભળ્યા જેવું થાયછે, મોઢેથી બોલેલું અથવા વાંચેલું ના બોલ્યા અથવા ના વાંચ્યા જેવું થાયછે, અને હાથેવતી કરેલું કામ ના કર્યા જેવું થઈ પડેછે. મતલબ કે મન સ્વાધીનમાં ના હોય ત્યારે હાથ, પગ, કાન, આંખો, ઇત્યાદિ સર્વ ઇંદ્રિયો નકામા જેવી થાયછે, અને તેમના સર્વ વ્યાપાર ફોકટ જાયછે. જ્યારે કોઈપણ ઇંદ્રિ પોતાનું કામ કરેછે ત્યારે તેના કામને જો મનની સહાયતા મળેછે તો તે કામ

સફળ થાયછે. પણ મનની ક્રિયા ચાલવામાં બીજી ઇંદ્રિયોની તેને જરૂર પડતી નથી. પગવિના તે જ્યારે ચહાય ત્યારે પૃથિવી પર્યટન કરી આવેછે; કાન વિના તે સુસ્વર અને મધુર ગાયનના લલકારાથી ઉપજતા સુખનો અનુભવ મેળવેછે; અને આંખોની સહાયતા વિના તે કોઈ એક રમણિક સ્થળના વિચિત્ર દેખાવ જોઈને અંતરાત્માને સ્વસ્થ અને આનંદિત કરેછે. પણ તેજ ઇંદ્રિયો પોતપોતાની ક્રિયા પ્રત્યક્ષ કરે તે છતાં મન જો કોઈ બીજી ક્રિયા કે વિચારમાં રોકાયું હોય તો તે ઈંદ્રિયોની ક્રિયાથી અંતરાત્માને ખરો સંસ્કાર થાય નહિ. ઈંદ્રિયોની ક્રિયાનું જ્ઞાન આત્માને કરાવનાર માધ્યસ્થ મન જોઈએ. કોઈ એક મનુષ્ય પોતાના આંગણામાં બેશીને રસ્તામાં જતા આવતા લોકોને જોતો હોય, પણ તેજ વખતે તેનું મન જો કોઈ ગુઢ વિચારમાં ગુંથાયેલું હોય તો તેણે જે મનુષ્યોને રસ્તે આવતાં જતાં જોયાં હોય તેમના વિષે કોઈ તેને પૂછે કે, " કેમ ભાઈ, ફલાણા ફલાણા માણસને અહિંથી જતાં તમે જોયા કે ?" તો જેને માટે તેને પૂછવામાં આવે તેને તેણે પ્રત્યક્ષ જોયો હોય તે છતાં તે ખાત્રીપૂર્વક કહી શકશે નહિ, પણ એવો જવાબ દેશે કે " ગયા હશે, ભાઈ, પણ મારા લક્ષમાં નથી." આજ પ્રમાણે કોઈ માણસ કોઈ પુસ્તક વાંચતો હોય અને તેનું લક્ષ બીજા કોઈ કામના વિચારમાં અથવા રમતમાં રોકાયેલું હોય, ત્યારે તેણે જે વાંચ્યું હોય તેનો ભાવાર્થ અથવા તેના આગળ પાછળનો સંબંધ—એટલે ક્યાંથી ક્યાંસૂધી વાંચ્યું તે—તેને મુદ્દલ યાદ રહેવાનો નહિ. આપણે કાંઈ કામ કરતા હોઈએ તે વખતે કોઈ માણસ આવીને કાંઈ હકીકત કહે તો તે હકીકત આપણે સાંભળીએ ખરા, પણ આપણું મન બીજા કામમાં ગુંથાયેલું હોય તેથી તેના કહેવાની મતલબ આપણા લક્ષમાં કંઈપણ આવતી નથી. એવે વખતે હકીકત કહેનાર વચ્ચે કાંઈ પ્રશ્ન કરે અથવા આપણો અભિપ્રાય પૂછે ત્યારે આપણે તેને કહીએ કે, " ભાઈ, તમે શું કહ્યું તે મારા લક્ષમાં આવ્યું નથી, માટે ફરીથી કહો જોઈએ." સારાંશ એ કે સાંભળવું

એ શ્રવણેંદ્રિ–કાન–ની ક્રિયા છે, તેનો અનુભવ મનને થયા સિવાય અંતરાત્માને તેની અસર થતી નથી. અમુક માણસ દરરોજ કામકાજ કરતો હોય, પણ તે કામ જો મહત્વનું અથવા કાળજીનું હોય તો આપણે કહીએ છીએ કે, "જો, આ કામ બરાબર લક્ષપૂર્વક કરવું, હો." માટે કંઈપણ કામ સહજ કરવું અથવા લક્ષપૂર્વક કરવું તેમાં અંતર છે. મનની સહાયતાથી કરવાનું કામ લક્ષપૂર્વક કરવાનું કહેવાય.

આવી રીતે મનનું સામર્થ્ય વિલક્ષણ છે. મનની અનુકૂળતા સિવાય આલોક તથા પરલોકના સુખનો લાભ થવાનો નહિ. મનની સ્વસ્થ સ્થિતિ, એ, મનુષ્યના સુખરૂપી મંદિરનો પાયો છે. કારણ કે મનના ચંચળપણાથી મનુષ્યના ઉપર અનેક સંકટો આવી પડેછે. જેનું ચિત્ત શાંત અને ગંભીર હોય તેજ માણસ આ જગતમાં ખરો સુખી જાણવો. મનનો નિગ્રહ અને એકાગ્રતા કરવાનું કામ બહુજ વિકટ છે. શ્રીમદ્ ભગવદ્ગીતાનામાં કહ્યુંછે કે—

चचलं हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढं ॥
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करं ॥

અર્જુન શ્રીકૃષ્ણને કહેછે કે—મન, ચંચળ, ક્ષોભ કરનાર, બળવાન્ અને દૃઢ છે; તેને કબજે કરવું એ વાયુને કબજે કરવા જેવું મહા દુઃખે કરી શકાય એવું–અશક્ય–કામ છે.

ખરેખર, વાયુની ઉપમા પણ મનને બરાબર યોગ્ય નથી. વાયુનું ચંચળપણું મન કરતાં ઘણું ઓછું છે. અર્જુન જેવા દૃઢ-નિશ્ચયી ભગવદ્ભક્તને પણ મનનો નિગ્રહ કરવાનું ઘણું અઘરૂં લાગ્યું છે. ખરેખરા તોફાનમાં સપડાયેલું વહાણ પવનના સપાટાથી મરજીમાં આવે તેમ ભમ્યા કરેછે, તેજ પ્રમાણે સંસારસમુદ્રમાં મનરૂપી તોફાની વાયુના સપાટાથી મનુષ્યરૂપી વહાણના હાલહવાલ થઈને દુઃખરૂપી ખડક ઉપર જઈ અથડાયા છે.

ઉપર કહ્યું છે કે મનની અનુકૂળતા શિવાય ઇંદ્રિયોની ક્રિયા

વ્યર્થ છે. અને ઇંદ્રિયો જે ક્રિયા કરે તે જ્યારે વ્યર્થ થાય ત્યારે તેમાંથી સુખ થવાની આશા શી રખાય? જે માણસને આપણે ગાંડો કહીએ છીએ તેની અને ડાહ્યા મનુષ્યની ઇંદ્રિયોની ક્રિયામાં કાંઈ વધઘટ હોયછે વારૂ? ના. ગાંડો માણસ પણ ડાહ્યા માણસની પેઠે ખાયછે, પીયેછે, બોલેછે, ઊંઘેછે, ફરેછે, અને બીજા ઇંદ્રિય વ્યવહાર ચલાવેછે. તથાપિ તેને આપણે ગાંડો કહીએ છીએ તેનું કારણ એજ કે, તે જે જે ક્રિયા કરેછે તેમાં વ્યવહારમર્યાદા તથા સારાસાર વિચારની તેને સમજ હોતી નથી. આ કારણથી તે કોઈ મંડળીમાં જઈ બેઠો હોય તો ત્યાં ખાવા માંડે, ગાય, અથવા અયોગ્ય બડબડાટ કરી મૂકે; મંડળીની મર્યાદા રાખે નહિ. આનું કારણ એટલુંજ કે તેના ચિત્તને શુદ્ધિ નથી. તેનું મન તેના સ્વાધીનમાં ન હોવાથી યથેચ્છ રીતે ભમ્યા કરેછે. હવે જે મનુષ્યને આપણે વિચારી અથવા સુજ્ઞ કહીએ છીએ તેની બુદ્ધિ કેવળ તેના સ્વાધિનમાં હોયછે એમ નથી, પણ તે ગાંડા મનુષ્યની માફક કેવળ સ્વછંદી થયેલી નથી હોતી. ઇંદ્રિયોની કૃતિ અને મનની ક્રિયા એમાં સ્વાભાવિક સમજુ માણસોમાં પણ અંતર જોવામાં આવે છે. આપણે કોઈ એક માણસને ઘેર જવા નીકળ્યા હોઈએ ત્યાં રસ્તામાં કોઈનો મેળાપ થાય અને તેની સાથે વાતે વળીએ તેથી, અથવા ચાલતાં ચાલતાં કોઈ અગત્યની બાબત વિષેના ઊંડા વિચારમાં મન ગુંથાઈ જાય તો આપણે જેને ઘેર જવાનું ધાર્યું હોય તેના ઘર પાસે થઈને આગળ ચાલ્યા જઈએ તોપણ પ્રથમની ધારણાની યાદ રહેતી નથી. ત્યારે એનું કારણ એ છે કે, પગ એ શરીરનો ભાર વહેનાર અવયવ છે; તેનામાં તાકાત હોય ત્યાંસૂધી તે શરીરને એક સ્થળેથી બીજે સ્થળે લેઈ જાયછે, પણ કયાં સૂધી ચાલવું અને કયાં ઊભું રહેવું અથવા થોભવું તેનું તેને જ્ઞાન હોતું નથી. એ ક્રિયા મનની છે, અને મન અને ઇંદ્રિયો જૂદી જૂદી ક્રિયા કરવામાં રોકાયલાં હોય તો મનની ક્રિયા આગળ ધસી ઇંદ્રિયોની ક્રિયાને નિષ્ફળ કરેછે.

મનુષ્યના મનની જે બાહાવરી સ્થિતિ થાયછે તેનું કારણ તેના મનના હવસ અથવા ઇચ્છાઓ છે. જે દીઠું તે જોઈએ, અથવા જેટલું મળે તેટલું થોડું, એવી સમજણથી મનને હમેશાં વધારે વધારે સંગ્રહ કરવાનો નાદ લાગેછે. ચિત્તની એવી બાહાવરી સ્થિતિ થઈ એટલે ન્યાય, નીતિ, ધર્મ, પરોપકાર વગેરે કાંઈ તેના સમજવામાં આવતાં નથી અથવા તે તરફ તેનું લક્ષ ખેંચાતું નથી. તેને તો માત્ર આપસ્વાર્થ સાધવાના રસ્તાજ સૂઝેછે, અને એ પ્રમાણે સ્વાર્થ સાધવાને માટે તે અનેક પ્રકારે ખટપટ કરી દેહે અતિ દુઃખ વેઠે છે. મનની હરેક નઠારી ક્રિયાનું દુઃખ ભોગવનાર દેહ છે. ચોરી કરવાની નિંદ્ય ક્રિયાની ઉત્પત્તિ મનમાં થાયછે, અને મન સર્વ ઇંદ્રિયોના અધિરાજ જેવું હોવાથી, હાથ, પગ, ઇત્યાદિ સર્વ ઇંદ્રિયોની પાસે તે એ ક્રિયા છેવટે કરાવેછે. હવે વાસ્તવિક રીતે જોતાં મુખ્ય ચોર મન છે, પરંતુ તે અસાધ્ય અને અગોચર હોવાને લીધે તેને શિક્ષા કરવાને મનુષ્ય અસમર્થ હોવાથી તેની સાથીદાર હાથ, પગ, વગેરે જે બીજી ઇંદ્રિયો, તેમને બેડીઓ પહેરાવીને અથવા બીજી કોઈ તરેહથી સત્તાધિશો શિક્ષા કરેછે. સમજુ માણસ હોય તો એવી શારીરિક શિક્ષાથી તેના મનને ક્લેશ થાય તેથી અંતરશિક્ષા મનને થાય ખરી; પણ એવો વિચાર કરવાની સાથે એ પણ વિચારવું જોઈએ કે જે સમજુ હોય તે એવી શિક્ષા થાય એવાં ચોરી વગેરે નિંદ્ય કર્મ કરે નહિ. જેના ચિત્તની શુદ્ધિ ના હોય એટલે જેનું મન પોતાને સ્વાધીન ના હોય પણ પોતે મનોવ્યાપારને કબજે હોય તેજ એવા શારીરિક દુઃખનો ભોગ થઈ પડેછે, અને તેનું રીઢું થયેલું મન જેની પ્રેરણાથી એ દુઃખ રૂપી પરિણામ થયું, તે બચી જાય છે. માટે મનની અનુકૂળતા-ચિત્ત શુદ્ધિ-સિવાય કોઈપણ વ્યવહાર મનુષ્યને સુખકારક થવાનો નહિ.

કોઈપણ કામ જો લક્ષપૂર્વક કરવામાં ના આવે તો તે નિષ્ફળ થવાનું. પરંતુ ઉપર કહી ગયા તેમ મન બહુ ચંચળ છે. પાણી

ઉપર જેમ પરપોટા થાયછે અને ફૂટી જાયછે તેમ મનમાં પણ ક્ષણે ક્ષણે અનેક તરંગ ઊઠેછે. એક વખત જે વાત સારી લાગે તે બીજે વખતે નઠારી લાગેછે; એકવાર જે સુંદર દેખાતું હોય તે બીજીવાર કુરૂપ દેખાયછે; એક વખત જેને મિત્ર માન્યો હોય તેને કાળે કરીને અથવા કારણપરત્વે શત્રુ સમજવામાં આવેછે; એ પ્રમાણે મનનો ખેલ બહુ વિચિત્ર છે. સ્વાભાવિક રીતેજ મનને સ્થિરતા નથી, અને મનની સ્થિરતા સિવાય આત્માનું સમાધાન નથી. જગત્માં જે જે વ્યવહાર જણાયછે તે સર્વ ક્ષણિક અને મિથ્યા છે.

आयुः कल्लोललोलं कतिपयदिवसस्थायिनी यौवनश्री-
रर्थाः संकल्पकल्पा घनसमयतडिद्विभ्रमा भोगपूगाः ॥
कंठाऽऽश्लेषोपगूढं तदपि च नचिरं यत्प्रियाभिः प्रणीतं
ब्रह्मण्यासक्तचित्ता भवत भवभयांऽभोधिपारं तरीतुं ॥

માણસનું આયુષ્ય એ પાણીપરના પરપોટા જેવું છે; ક્યીયા વખતે મૃત્યુનો ભોગ થવાશે તેની તેને કંઇપણ ખબર નથી. તરૂણાવસ્થા એ ઝાડની છાયા જેવી છે. સંપૂર્ણ અર્થ એ કેવળ ક્ષણિક છે. વિલાસ એ વર્ષાદ વખતની વિજળી પ્રમાણે માત્ર ભાસ જેવોછે; એટલે એકંદરે જ્યાં જોઈએ ત્યાં ક્ષણભંગુરતા છે. આ સંસારની ધટમાળમાં મનની સ્થિરતા એ તો જાણે છેજ નહિ. માટે આ માયાવી વિષયમાંથી સ્વાભાવિક રીતે જે સુખ મળે તે કબૂલ કરી વિશેષ હાયવાયમાં મનને રોકવું નહિ, તોજ સમાધાની મેળવવાનું બની શકે. અને એ રીતે મનને અનુકૂળ-કબજે-કરી લેવાય ત્યારેજ પરમેશ્વરે મનુષ્યને ઇંદ્રિયો સહિત જે દેહ આપ્યોછે તે ઉપયોગી થાય. અને મન જો અનુકૂળ ના થાય તો સંસારિક સર્વ સુખનો વિનાશ થઈ ઇશ્વરપ્રાપ્તિનો માર્ગ બંધ થાયછે.

એક પુરાણમાં એવી કથા છે કે કોઈ એક સાધુ પુરૂષના સાંભળવામાં એવું આવ્યું કે મિથિલાપુરીનો જનક રાજા 'વિદેહી' (જીવનમુક્ત) છે. આ લોકવાયકા તેને સત્ય લાગી નહિ તેથી

પોતાના મનનું સમાધાન કરવા માટે તે જનકરાજા પાસે ગયો. રાજાએ બહુ સન્માનથી તેની આગતાસ્વાગતા કરીને પોતાની પાસે રાખ્યો. ત્યાં દરરોજ ચાલતો વહિવટ તપાસતાં પેલા સાધુને માલમ પડયું કે આ રાજા તો દરેક જાતના સુખભોગમાં આનંદથી ભાગ લેછે, રાજકાજ ચલાવેછે, અને અપરાધીઓને દેહાંત શિક્ષાની આજ્ઞા પણ કરેછે; તો એને વિદેહી કેમ કહી શકાય! થોડા દિવસ ત્યાં રહેવા પછી તેણે પોતાને આવવાનું કારણ રાજાને કહ્યું, તે સાંભળીને જનકે ઉત્તર આપ્યો કે—એનો ખુલાસો આવતે કાલ હું કરીશ. પછી તેણે પોતાના કોટવાળને તેડાવી હૂકમ કર્યો કે આવતે કાલ આપણા શેહેરમાં તરેહ તરેહના ખેલ વગેરે રચના કરાવજો. બીજે દિવસે પેલો શંકાશીલ સાધુ, રાજા પાસે આવ્યો એટલે રાજાએ એક વાડકો તેના એક હાથની હથેળીમાં મૂકી તેમાં ઉનું કરેલું ઘી એવી રીતે ભર્યું કે જો જરાપણ હાથ હાલે અથવા સરતચૂક થાય તો તેમાંથો ઘી ઢળી જાય. પછી તેને કહ્યું કે, મહારાજ, આ વાડકો હાથમાં રાખીને તમે એકલા આખા નગરમાં ફરીને પાછા અહિં આવો, અને ત્યાં સુધીમાં જો એમાંનું જરાએ ઘી છલકાઈને બહાર ઢળશે નહિ તો તમારી શંકાનું નિરાકરણ હું તમને કરી આપીશ. પ્રથમ આવો પ્રયોગ કરાવ્યા પછી મારો ભેદ જણાવવાનો મારો નિયમ છે. ધારેલી ધારણા પાર પાડવા માટે પેલો સાધુપુરૂષ હાથમાં ઘીનો છલાછલ ભરેલો વાડકો લેઈ દરબારગઢમાંથી બહાર નીકળ્યો અને ભરબજાર વચ્ચે વિવિધ પ્રકારના તમાસા વગેરે થતા હતા તે કશા ઉપર બિલકુલ લક્ષ નહિ આપતાં વાડકામાંના ઘી ઉપરજ પોતાનું બધું ધ્યાન રોકી રાખીને કેટલીક વારે ફરી રહી પાછો દરબારમાં આવી રાજાને મળ્યો. રાજાએ જોયું તો વાડકામાંનું ઘી જેમનું તેમ હતું. જરાએ તેમાંથી ઢળ્યું નહોતું. પછી ઘીનો વાડકો તેના હાથમાંથી લેઈ કોરે તેની સાથે વાત કરવા લાગ્યો કે, તમે સરત પ્રમાણે ફરી આવ્યા હો તો નગર ચર્ચા મને કહી સંભળાવો.

બજાર અને શેહેરની બાંધણી અને રચના કેવી છે, લોકો કેવા છે; કામકાજ અને વેપાર રોજગાર કેવા ચાલે છે, વગેરે જે જે તમે જોયું હોય તે યથાસ્થિત કહો જોઈએ. આના ઉત્તરમાં સાધુએ કહ્યું કે, હું તારૂં આખું નગર ફર્યો એ વાત ખરી, પણ તેમાં શું શું અને કેવા પ્રકારનું છે તે કશું મને ખબર નથી, એટલુંજ નહિ, પણ હું કીયે રસ્તેથી ગયો હતો અને કીયે રસ્તે પાછો અહિં આવ્યો તેપણ મને માલૂમ નથી. મારૂં બધું ધ્યાન માત્ર આ વાડકામાંના ઘી ઉપરજ હતું. રખેને ઘી ઢળાશે તો મારી મનકામના પૂર્ણ થશે નહિ, એ વિચારમાં ને વિચારમાં મનની એકાગ્રતા આસપાસના કોઈપણ પદાર્થ કે બનાવ ઉપર મારૂં ધ્યાન ખેંચાયું નહોતું; માટે તારા પ્રશ્નનો ઉત્તર મારાથી આપી સકાશે નહિ. જ્યારે તેં મને ઘીનો વાડકો લેઈ ફરવા જવાનું કહ્યું ત્યારે નગરચર્ચા જોઈ લાવવાનું કહ્યું નહોતું, માટે હવે એવી આડી વાતો પડતી મૂકીને મારી શંકાનું નિવારણ કર. જે ગુપ્ત બાતમીદાર રાજાએ એ સાધુની પાછળ મોકલ્યો હતો તેણે ઇસારતમાં રાજાને જણાવ્યું કે શરત પ્રમાણે સાધુ બરાબર ફરી આવ્યો છે. પછી જનક રાજાએ તે સાધુને એકાંતમાં તેડી જઈને કહ્યું કે, મહારાજ, તમારી શંકાનું નિવારણ કરવાનું કાંઈ બાકી રહ્યું નથી; તમે કરેલો પ્રયોગજ એ બાબતની સમાધાની કરી શકે છે. વિવિધ પ્રકારના રંગરાગ અને વ્યવહારમાં મચેલા આ વિશાળ શેહેરમાં તમે ફરી આવ્યા પણ ત્યાં બનતા બનાવો ઉપર જેમ તમે બિલકુલ લક્ષ આપ્યું નહિ પણ માત્ર તમારા હાથમાંના વાડકા માંહેલા ઘી ઉપર તમારૂં બધું ધ્યાન રોકી રાખ્યું, તેજ પ્રમાણે હું આ બધો રાજવહિવટ ચલાવું છું અને વૈભવ ભોગવું છું પણ તેમાં મારા મનની આસક્તિ બિલકુલ નથી. નિયમ પ્રમાણે એ સર્વ કામ કર્યા કરૂંછું, પરંતુ મારૂં લક્ષ હમેશાં પરમાત્મા તરફ રાખુંછું. આવું હળમળી રહેલું નગર રાત્રીને વિષે જેમ શાંત થઈ જાયછે તેમ આ સર્વ સંસાર જે પ્રભુની માયાનો ખેલ છે તે કાળે

કરીને વિસર્જન થઇ જશે, માટે એવા નાશવંત ઉપર મનને લાગવા નહિ દેતાં અનાદ્યંત પરમેશ્વર તરફજ સદા તેને રોકાયેલું રાખવું. અને નિષ્પાપ વ્યવહાર પણ ચલાવવો એ વિદેહીપણું છે. મારો ખુલાસો આ છે, બીજું કંઇ નથી. પેલા સાધુપુરૂષને રાજાનું કહેવું સત્ય સમજાયું, તેથી તે પોતાના તર્કવિતર્કને તજીને ત્યાંથી વિદાય થયો.

ઉપરના દૃષ્ટાંતથી સમજાય છે કે મનની સ્થિરતા એજ આ લોક તથા પરલોકના સુખનું એક માત્ર સાધન છે.

હાલ આપણે જોઈએ છીએ તો ઘણા મનુષ્યના મનનું સ્વાભાવિક વલણ સંસારના વિષયસુખ તરફ વધારે જણાયછે. દુર્વ્યસન અને દુષ્ટ સંગત એથી પ્રાપ્ત થાયછે. વિષયસુખ તરફ મનુષ્યના મનની વૃત્તિ સહજ વળેછે તેનું કારણ, વિષય 'आगमे सुखमाप्नोति निर्गमे प्राणसंकटम्' એવી તરેહનો છે. આ કારણને લીધે વારંવાર મનને તેનો કંટાળો આવેછે. એક વિષયનો ઉપભોગ કરવા માંડ્યા પછી તેમાં કાંઈ સાર જણાતો નથી એટલે તેને પડતો મૂકીને બીજાને પકડેછે; અને બીજા ઉપર કંટાળો આવે ત્યારે તે છોડીને ત્રીજાને વળગેછે. એમ કરતાં કરતાં આયુષ્યકાળ વહી જાયછે પણ સુખની પ્રાપ્તી તેને થતી નથી, ઘણા વિષયોનું ગ્રહણ અને પરિત્યાગ કરવામાં જે અનેક તર્ક વિતર્ક મનુષ્યને કરવા પડેછે તેથી તેનું મનં ભ્રમિત થઈ જાયછે અને ખરો માર્ગ ખોળવાનું અને તે પ્રમાણે ચાલવાનું તેનાથી બનતું નથી. મનની એવી અસ્થિર સ્થિતિ ગમે તેવા સમજુ માણસને પણ પતિત કરેછે. વિષયસુખથી મનનું સમાધાન કદિ થવાનું નહિ, કારણ કે તે સુખ અનેક બાબતોમાંથી ઉત્પંન કરવાનાં ફાંફાં મારવાં પડેછે.

(પુ. ૩૪ મું, માહે એપ્રિલ, ૧૮૮૭)

# જનસ્વભાવ

'જો આવડે તો કેવળ જનસ્વભાવજ સ્વાધ્યાયનો નાનો સુનો વિષય નથી. એ અભ્યાસને આરંભે વિકટતા છે, મધ્યે આનંદ છે; પરિણામે મોક્ષ છે.' ( કાન્તા પ્રસ્તાવના ) એ અભ્યાસ સાહજીક બુદ્ધિથી કે પછી પરિશ્રમવડે જેઓએ કરી જાણ્યોછે, તેમને ઉપરના વાકયનું સત્ય પણ સમજાયું હશે.

Power is none–moral એવી એક ઈંગ્રેજી ભાષામાં કહેણી છે. તેનો ભાવ એ છે કે, શકિતમાત્ર કોઈ પણ જાતની હોય તેનો સદુપયોગ અને દુરૂપયોગ બંને થઈ શકે. તે જાતેજ કોઇને અમુક કામ કરવા 'હા' પાડે કે 'ના' પાડે એવી વસ્તુ નથી. જીભ-વડે મનુષ્ય અમૃતવાણી ઉચ્ચારી અન્ય મનુષ્યને સુખ, સાંત્વન કરી શકે, તેજ જીભ દુષ્ટ શબ્દોચ્ચાર કરી સાંભળનારના કાન દૂષિત કરે, મનને ઉદ્વેગ કરાવે, ચિત્તને સંતાપ કરાવે, અને અનેકધા અણધાર્યાં નુકશાન કરાવે. બંદૂકથી કોઈ માંસાહારી પ્રાણીનો નાશ કરી, તેને હાથ નાશ થવાની અણીપર આવેલા કોઈ મનુષ્યને પ્રાણદાન થઈ શકે; તેજ શકિત ક્ષણમાં તેજ મનુષ્યનું પ્રાણહરણ કરી શકે. વિષથી મહાભારત રોગ શાંતી થઈ શકે; તેજ વિષ પળમાં પ્રાણ કાઢી નાંખે; અગ્નિ મનુષ્ય માત્ર–પ્રાણીમાત્રને જઠરમાં કે બહાર રહી, પ્રાણસિચન કરેછે; તેજ અગ્નિ જગત્‌નો લય કરવા સમર્થ છે. અરે ! આધ્યાત્મિક શકિત–યોગ, એ અતિ ઉચ્ચાશય સાધનારી વસ્તુછે, પરંતુ તેના સાધના-ક્રમને પરિણામે પ્રાપ્ત થતી શક્તિઓને માટે પણ એમજ છે–ઈશત્વ, વશીત્વાદિ શક્તિઓથી અનેકધા સુખદાન થઈ શકે; પણ ત્યારે દુર્વૃત્તિ આત્માઓ અન્યને તેજ શક્તિઓના સાધનવડે દુ:ખદાયક થઈ પડે છે, તેમાંથી જ દુષ્ટ તંત્રવિદ્યાઓ ઉદય પામી છે.

ત્યારે ઉપરનાં અને એવાં બીજાં અનેક દષ્ટાંતો કોઈ પણ વાંચકની દષ્ટિએ સહજ આવે તેમ છે, તેમાંથી એટલું તાત્પર્ય

નીકળશે કે શક્તિમાત્રનો ઉપયોગ તેના નિયામકની પ્રકૃતિ ઉપર આધાર રાખે છે. ચુલામાં પડી રહેલો અગ્નિ કોઈનું કલ્યાણ કરતો નથી, અમુક વ્યક્તિએ તેની શક્તિનો લાભ લેવા આરંભવું જોઇએ જ, તેમજ તે બળે તેવી વસ્તુઓના નિકટ સ્પર્શ સંબંધમાં આવે અને પવનાદિક તેને પ્રવૃત્ત કરે ત્યાં સુધી, કોઈ રીતે નુકશાન પણ કરતો નથી. તો આ પ્રવૃત્તિ કરાવનાર, શક્તિમાત્રનો નિયામક કોણ છે, એ જાણવું જોઈએ.

શક્તિમાત્રનો ઉપયોગ થતાં પૂર્વે કોઈ અન્યને ઇચ્છા થવી જોઈએ. એટલે કે અમુક શક્તિવડે અમુક કાર્ય કરવુંછે એવી ઇચ્છા કરનાર કોઈ વ્યક્તિની જરૂર છે. આવી વ્યક્તિઓના કાર્ય પરત્વે બે વિભાગ કરી નાંખીએ. પ્રથમ વિભાગમાં, જેઓને ઇચ્છા, કામના એ ઇશ્વરી બક્ષિસરૂપે મળીછે, અને તે ઇચ્છા જણાવવાની, કે તે ઇચ્છાનુરૂપ પ્રયત્ન કરવાની શક્તિની બક્ષિસ છે તેઓ બીજામાં નિર્જીવ પદાર્થો, અને હલકાં પ્રાણીઓ, જેઓને ઇચ્છા નથી; અગર કંઇક અંશે કેટલાકમાં જણાશે તો પ્રયત્ન કરવાની શક્તિ નથી; અગર શક્તિ છે તોપણ, તેમની ઇચ્છા, કે ઇચ્છાનુરૂપ પ્રયત્ન આપણે જાણી શકતા નથી, આપણે પ્રસ્તુત વિષયમાં પ્રથમ વિભાગ સાથે સંબંધ છે, તે વિભાગમાં મનુષ્ય માત્રનો સમાવેશ થાયછે. મનુષ્યને ઇચ્છા છે અને પ્રયત્નશકિતની બક્ષિસ છે, ત્યારે હરકોઈ મનુષ્ય જેવી ઇચ્છા કરે–અગર તેને જેવી ઇચ્છા થાય,–અને તે ઇચ્છા પૂરી પાડવા જેટલે અંશે સાધનસંપન્ન હોય, તેટલે અંશે તેનું ફલ આપણને–જેના તરફ ઇચ્છાનુરૂપ કાર્ય સાધવા, શક્તિનો ઉપયોગ કર્યો હોય, તેને–સમજાય. તેથી હવે વિચાર શ્રેણીમાં બીજું પગથીયું એ છે કે, ઇચ્છા જ જ્યારે શક્તિ પાસે સારૂં કે નરતું કરાવનાર છે, તો દરેક ઇચ્છા જ એવી હશે કે જે ગમે તે માર્ગે દોરાય, અગર દરેક એક જ રસ્તે, એકજ રીતે દોરાતી હશે.

એમ લાગેછે કે ઈચ્છા પણ સ્વતંત્ર નથી. એટલે મનુષ્ય માત્રને ઈચ્છા એક જ રૂપે નથી, તેનું કારણ એમ લાગેછે કે બુદ્ધિનું તે અમુક રૂપ છે. તેથી જેવી જેવી બુદ્ધિ, તેવી તેવી ઈચ્છા તે બુદ્ધિમાંથી ઉદ્ભવે. આથી બુદ્ધિ ઈશ્વરદત્ત કે જન્મ સાથે મળેલી, તેમાં કઈ કઈ વસ્તુઓવડે અસર થવાથી તે સારી કે નરસી થાય છે, તેમાંથી સારી કે નરસી ઈચ્છા ઉદ્ભવેછે, એનોજ વિચાર કરવો રહ્યો.

બાળકના જન્મથી તે ગમે તેટલી વૃદ્ધ વયે તેના મરણપર્યંત તેની બુદ્ધિ અનેક સંયોગોમાં ઉછરેછે. સુવાસિત ભૂમિમાં પકવ, સળા વગરનો દાણો વવાવો જોઈએ. આસપાસમાં તેનો કસ ચુસી લઈ નિસ્તેજ ગુલાબ જેવું બનાવી+ દે, એવું બીજું વૃક્ષ ન હોવું જોઈએ. તે પછી પોષક પાણી તથા ખાતર સારાં મળવાં જોઈએ તથા આખરે અમુક કહેવાતી, પકવ સ્થિતિએ પહોંચતાં સુધી, તેમાં ભેળાટ કરનાર જાનવરવાનરાદિકને દૂર રાખનાર સારો રખોપી અથવા ટાયો જોઈએ. આમ સંસ્કારી માતા પિતા જોઇએ; ત્રાસ જનક દુષ્ટ વૃત્તિનાં ભાઈ ભાંડુ વિગેરે ન હોય, સદ્ગુરૂ, અને સુમિત્રની સંગત હોય અને સંગતિ કરતાં પણ વિશેષ પૂજ્ય ગુરૂ, બુદ્ધિમાન મિત્રો કે પિતા તેને દોરનાર હોય, તેવું સંસ્કારી બાલક સુબુદ્ધિમાન્ સદ્વૃત્તિમાન નીવડે. તેની બુદ્ધિ નિર્મળ, ઉચ્ચાશયી, ઉદાર પાકે તેમાં ઈચ્છાઓ તેના જેવી જ અન્યનું કલ્યાણ કરવાની, પરોપકાર બુદ્ધિની થાય, એટલે કોઈનું પણ અહિત ન થાય–કાયિક, વાચિક, માનસિક, એક પણ પ્રકારે– તેવું આચરણ રાખવું. એવો નિષેધ ધર્મ, અને અમુક અમુક કાર્ય કરીને અમુક અમુક વ્યક્તિઓનું દુઃખ નિવારણ કરવું, તથા સુખ

+ બળિયાના બે ભાગ એ વાત ઉદ્ભિજ્જ સૃષ્ટિને પણ લાગુછે. ડેનમાર્કમાં કહેછે કે, એક વખત બર્ચનાં ઝાડ હતાં. તેમને દબાવી દઈ દેવદાર થયાં; અમુક વર્ષની તેમની સત્તા પછી ઓકનું રાજ્ય આવ્યું; તે રાજ્યને નિર્મૂળ કરી બીચનાં વૃક્ષો થયાં, અને હજુછે. આમાં મનુષ્ય પ્રયત્ન કંઈ નથી, એ સ્પષ્ટ સમજવું જોઇએ.

આપવું એવો *નીતિધર્મ અને તે બુદ્ધિ સાધ્ય કરી શકે. આમ અમુક અંશે જન્મપ્રાપ્ત અમુક સંયોગોમાં ઘડાએલી અને અમુક સંયોગોમાં ઘડાતી જતી–ઓછામાં ઓછી ત્રણે વસ્તુપર ઇચ્છા અને તેનાં કાર્યની ઉત્પત્તિ છે. આને તેને સંચિત, ક્રિયમાણ, એવાં ગમે તે નામ આપો, વસ્તુતઃ તેમનું રૂપ આવું છે.

હવે આપણે પ્રસ્તુત વિષય **જનસ્વભાવ** પર આવીએ. મનુષ્યને ઇંદ્રિયોમાં શક્તિ મળેલી છે, તેવી એક શક્તિ મન પણછે. બીજાં અંગો વિગેરે જેમ કસોટીથી કસરતથી કસાઈ બળવાન કે નબળાં રહે છે તેમ મન શક્તિ પણ બળવાન કે નબળી નીવડે છે. મન, તથા ઉપર કહેલી બુદ્ધિને પર્યાય રૂપે વાપરતાં અત્રે હરકત નથી. જન-સ્વભાવનું કલ્યાણ કરવાનું કામ કોઈ પણ ઘડાયલી બુદ્ધિનું છે. અને દરેક મન-બુદ્ધિ જેટલે જેટલે અંશે ઘડાઈ હોય, તેટલી તેટલી શક્તિ તેનામાં અન્ય મનુષ્યનો સ્વભાવ કરવાની હોય છે. મનુષ્યના મનને વધારે ખંતથી જોનાર એ અભ્યાસને પરિણામે એમ જોઈ શકે છે કે દરેક મનમાં શા શા વ્યાપાર થાય છે; શી ઇચ્છાઓ કેવાં કાર્યો તેમાંથી ઉદ્ભવે છે; વળી આ પરથી સામાન્ય નિયમ હમેશને માટે ઘણા અવલોકનથી, એવા કાઢી શકે છે કે, અમુક સ્થિતિનું માણસ અમુકજ વિચાર કરી શકે, અને આવા વિચાર જે માણસને આવે, તે આવી સ્થિતિનું હોવું જોઈએ. દરજી એક વખત દીવાન પદવી પામ્યો તો શું થઈ ગયું ? તખ્ત ઉપરનો મલમલનો ઓઢો બગડ્યો, તો તેને થીંગડું દેવાનુંજ સૂઝ્યું !!!

---

* નિષેધ એટલે મનાઈ, અને વિધિ એટલે ક્રિયા, કાર્ય કરવું તે. ધર્મ બે પ્રકારે થઇ શકે—અમુક કાર્ય ન કરવાથી જો આપણે કોઈને સુખ કરતા હોઈએ તો તે કાર્ય કરવાના નિષેધમાંથી પણ સુખનું ફળ-કાર્ય-પ્રાપ્ત થયું તે નિષેધ ધર્મ; અમુક કાર્ય કરવાથી કલ્યાણ થતું હોય, તો તે કાર્ય આપણી પ્રવૃત્તિ ચાલુ રાખવાથી થયું, માટે તે વિધિ ધર્મ; યુદ્ધને વિષે પુઠ ફેરવી, તેને મારવો નહિ એ નિષેધ ધર્મનું ફરમાન છે; અને ભૂખ્યા, તરસ્યા તરફ દયાવૃત્તિ કરી તેમનાં દુઃખ નિવારવાં, એ વિધિ ધર્મનું દૃષ્ટાંત છે.

કંજુસ શી રીતે કંજુસાઈ કરે છે, પૈસો શી રીતે, ક્યાં સાચવી શકે છે તેની પાસેથી શી રીતે કઢાવાય છે, તેનેજ હાથે તેની કંઈ રગ દબાવી સદુપયોગ કરાવાય, એ એક સુબુદ્ધિમાન જાણી શકશે. ચોર, અમુકના ઘરમાં ધન હશે, અને તે આવે ઠેકાણે, આવી યુક્તિઓથી દાટેલું કે સંચમાં સાચવેલું હશે, અને તેથી આવા પ્રપંચ કરી, અમુક જગાએથી સુરંગ ખોદી, અમુક બંદોબસ્ત અને સાવચેતીથી લઈશું તો સલામત લેવાશે એ જાણી શકે છે ત્યારે તેવીજ તેટલીજ બુદ્ધિવાળો સિપાઈ પણ એમ જાણે છે કે અમુક જગાનું ધન આ રીતે લેવાઈ શકાય, માટે તે તરફ ચોકી રાખવી, અને તે છતાં કોઈ ઉપાડી ગયું તો હવે તેને પગલે, પગલે અમુક દિશામાં જવાથી જડશે. તેમજ સદાચારી, સંસ્કારી માતપિતાનું શુદ્ધ બુદ્ધિનું બાળક પોતાનાં સંસ્કાર વિદ્યાદિક સાધન વડે અમુક માણસ આવી સુશીલ પ્રકૃતિનું છે, અમુક દુઃખી છે, અમુક દુષ્ટ છે, એમ જાણી તેના તરફ સુશીલતાનો દયાર્દ્ર હાથ લંબાવશે, ભીડ ભાગી પરોપકારમાં આનંદ પામશે, દુઃખનો વિસારો કરાવશે અને સાધારણ વ્યવહાર કુશળ કહેવાતા દુષ્ટાત્માઓની રે'ણીકે'ણી—ડાહ્યાને શિખામણ, ગધેડાને તો ડફણાં, એમ પણ ન માનતાં, દુષ્ટને ડફણાંથી નહિ પણ તેના પર દયા લાવશે. આપણી ગેરહાજરીમાં કે અંધારામાં કપડાં કાપી ખાનાર અને બીજું અનેકધા નુકસાન કરનાર ઉંદર ઉપર મહા ક્રોધ કરી તેનાપર તોપ ચઢાવવી ન ઘટે. માટે તેવા રાંક અન્યાયી મૂર્ખ જે પોતાના સ્વાર્થ વગર પણ પારકાનું અહિત કરનાર દુષ્ટાત્માઓ છે તેમને પકડી, તેને શિક્ષા ન કરતાં જાળાંમાં અને થુવેરમાં ફેંકી દેશે, કે જ્યાં તેના પ્રાણને કંઈ હરકત ન થાય, અને કશું કરડવા જાય તો થુવેરના કાંટાજ કરડવા મળે. એથી ઉલટું, નીચ માબાપનું હલકા ખવાસનું ફરજન પેલા ચોરની માફક કંઈક ખુણે ખોચરેથી મળેલા સંસ્કારથી, તો કંઈક પારકાના સદ્‌ભાગ્યે મળેલા સદ્‌ગુણી ગુરૂના પ્રતાપે આજ જનસ્વભાવની શક્તિ ઉપરના સંસ્કારી બાળકના જેટલીજ ધારો કે

પામે, તો તે માત્ર શક્તિજ પામે છે, પરંતુ તેના જેટલી શુદ્ધ સંસ્કારોની શુદ્ધ ઇચ્છાઓ નથી પામતું, તેથી તે શક્તિ તેને હાથે વાંદર પાસે તરવાર કે બંદૂક જેવી થઈ પડશે. હલકા ખવાસનું મન હલકાંજ કૃત્ય કરી આનંદ અને સંતોષ માનશે; શેકસપિયેરનો એરિયલ જેમ કેલીબનને ઉંઘવા કે જંપવા નહોતો દેતો તેમ કોઈ ક્ષુદ્ર આત્માને દુઃખી જોઈ તેને દુઃખ વિશેષ કરી રાજી થવામાં, હાથી સરખાને જેમ નિર્માલ્ય મગતરૂં કાનમાં પેસી પ્રાણ હરણ કરતાં સુધી જેમ તરફડાટ કરતું કહેવાય છે તેમ પજવવામાં, ગધેડાં અને કૂતરાંને બગાઈ વળગી, તેમના લોહીમાંજ પોતાનું પોષણ છતાં, તેમને તેમ પછાડા કરાવે છે, તેમ પારકું લોહી ચુસી તેમને દમવામાં, દુષ્ટ ઉંદરને ઘણી વખત કંઇ પણ સ્વાર્થ ન હોવા છતાં તમારાં સારાં કપડાં, રદ્દી નહિ પણ મુત્સદ્દાના કાગળો, વિગેરે કાતર કાતર કરવાની ટેવ પડી હોય છે તેમ તમારી પુઠે અને અંધારામાં તમને નાનાવિધ નુકસાન કરવામાં અને તમે તેને ઉંદરીયામાં પકડી કંઈ વાડામાં ફેંકીદો તો વાડ પાસેથી વળી પાછો તમારે ત્યાંજ આવે કે પછી પાસેના ખેતરમાં તેવો જ ત્રાસ કરવામાં, બિલકુલ ક્ષોભ પામ્યા વગર જારીજ રહે, તેની પેઠે દુષ્ટમન અનેક શાંત સુખી ક્ષેત્ર રૂપ શુદ્ધ ચિત્તોને નુકસાન કરવામાં તત્પર રહે છે, આ પરિણામ આવે છે. આવાં અધમ સંસ્કાર વાળાં મનુષ્યો, કોઈકજ સદ્દભાગ્યે શકિત પામે તો આમ દુઃખીને વધારે દુઃખી કરવામાંજ આનંદ પામે છે, સુશીલને અત્યંત ત્રાસ આપે છે, સદ્દગુણીની શાંતીનો ત્યાગ કરાવી ચિત્તમાં દુષ્ટ, ઇર્ષ્યારૂપ વિકારોનું વમળ કરાવે છે, સમાધિસ્થ યોગી સરખાની પણ શાંતિ તોડવા બગાઈની પેઠે ખમ પછાડા કરેછે. શક્તિ અને સંસ્કારની વિષમતાનું આ સ્વરૂપ અને ફળ છે.

આ બધામાં અત્યંત શોકજનક બેજ વાત છે; એક તો આવાં ક્ષુદ્ર પ્રાણીઓને ભાનજ નથી કે-પોતાનામાં અમુક શક્તિ છે, તેનો સદુપયોગ થઈ શકે અને તે સદુપયોગની અમુક કિંમત છે, બીજું

તેઓ જે સમજે છે, તો એમ માને છે કે—શકિત માત્ર સમાન છે; ઉપયોગ પણ સમાન છે, પણ તેને વાપરતાં આવડવો જોઈએ; શક્તિ કે ઉપયોગમાં ઉંચ નીચપણું છેજ નહિ. ખુન કરતાં પણ પકડાઈ ન જવાય એ રીત આવડવી જ જોઈએ, તેજ હોંશીઆરી, અમેજ વાપરી જાણીએ છીએ, સારી કે નરસી રીતે વાપરવી એજ બુદ્ધિની બહાદુરી કહેવાય—આમ માને છે. તેઓ છાણના કીડાંની માફક અધમ સંસ્કારથી જન્મી અધમતામાં જ શમે છે ત્યાંસુધી નિરંતર સેતાનનાં જુદાં જુદાં માયિક રૂપ ધારી મનુષ્યો જેવાં ફરે છે. દયા આવવા જેવું એ છે કે-એ નર્ક વાસમાંથી મુક્ત થવા જેટલું ભાન તેમને આવતું નથી ! એક ઘણી નીચ, પણ એમનેજ છાજે એવી ઉપમા આપીએ, તો એ લાગેછે કે ગલીઓ, જાજરૂ સાફ કરવાનું કામ, એમાં પણ આવડ જોઇએ છે. તમારાથી થતું હોય, તમને આવડતું હોય તો કરો જોઇએ ! આ તેમનું બુદ્ધિ કૌશલ્ય, આ તેમની આવડ તેમને અક્ષય્ય તપો ! આને તેઓ આવડ ડહાપણ, જ્ઞાન બુદ્ધિનો વ્યાપાર, આજ કાલના ‘પોલીટીશીઅન’ની હોંશીઆરી, ગણે છે. આવો માણસ ખબરદાર, હોંશીઆર, કાબેલ, ‘પોલીટીશીઅન’ ગણાય છે. એ શબ્દની અધોગતિ પણ શોચનીય છે. તેમના બુદ્ધિ વિલાસથી એવી જાતનો વિભ્રમ ઉભો થાય છે કે—

૧ કલામાં બહુ ઉંચી જાતનાં બુદ્ધિ કૌશલ્યાદિ જોઇએ છે.

૨ લુચ્ચાઈ એ એક કળા છે.

તેથી ૩ લુચ્ચાઈમાં ઉંચ પ્રતિનાં બુદ્ધિ કૌશલ્યાદિ અમે વાપરીએ છીએ.

આ ચોખ્ખા હેત્વાભાસથી, અને વિચાર શ્રેણીની ભૂલથી લોભાઈ બુદ્ધિને, શક્તિને, કુમાર્ગે દોરી, અહંભાવ આણે છે કે અમે કેવા બુદ્ધિમાન છીએ ! આ તેમની વિવેક બુદ્ધિ પશુ સરખી છે.

આવાં મનુષ્યોમાં બુદ્ધિ તો છેજ, એ આગળ જણાવેલું છે, પરંતુ છે તે શક્તિને કુમાર્ગે દોરી છે. વળી એ શકિતમાં એવું રહેલું

છે કે તેનું પ્રબળ, કિંમત, અને પરિણામ છે તે કરતાં વધારે તીવ્ર-પણે તેઓ માની લે છે. આથી તેવાં ક્ષુદ્ર મનુષ્યોનું કર્તવ્ય એ થઈ પડે છે કે જે જનસ્વભાવનું ભાન તેમને થયું હોય તે વડે અમુક માણસની શું વૃત્તિ છે તેની શું સ્થિતિ છે, તે કલ્પી લઇ તેના સુલેહમાં ભંગ કરાવવો; નિંદાપરાયણતા એતો તેમની સદાની પ્રકૃતિજ છે; પરસુખે દુઃખી, પરદુઃખે સુખી, એ તેમનાં સુખ દુઃખનાં શાસ્ત્રોનાં સૂત્ર છે; 'વિઘ્ન સંતોષી' એ તેમનો ચાંદ છે. ખટપટ શાસ્ત્ર (તેમની અધમ ક્ષુદ્ર પ્રકૃતિને 'શાસ્ત્ર'નું નામ ઘટતું હોય તો) એ તેમનો અભ્યાસ છે; જુઠ તેમની તરવાર છે; નીચ વૃત્તિઓ તેમના સોબતી છે. પણ આ બધાનું ફળ કોઈ સ્વાર્થ છે એમ ધારો છો? નહિજ.

एते सत्पुरुषाः परार्थघटकाः स्वार्थान् परित्यज्य ये
सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाविरोधेन ये ।
तेऽमी मानवराक्षसाः परहितं स्वार्थाय विघ्नन्ति ये
ये तु घ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥

ભર્તૃહરિ કહે છે કેઃ—જેઓ સ્વાર્થ તજી પરમાર્થ કરવા જ નિરંતર તત્પર રહેલા છે, તેમને સત્પુરૂષ જાણવા.

જેઓ પોતાનો સ્વાર્થ પણ જાળવીને સાથે સાથે પરમાર્થ રાખે છે, તેમને મધ્યમ જાણવા.

જેઓ આત્મ સ્વાર્થને લીધે પરહિતમાં નુકશાન કરે છે, તે મનુષ્યોમાં રાક્ષસ જાણવા.

પરંતુ જેઓ પોતાના સ્વાર્થ વગર પણ પરહિતમાં ધા કરે છે, તેમને હવે કયું એથી અધમ નામ આપીશું તે સમજાતું નથી.

પરંતુ આવા લોકોની દલિલ છે કે નિરર્થક છેક આત્મસ્વાર્થ સિવાય તો તેમનું ડગલું પણ નથી ચાલતું; એટલે રાક્ષસ વર્ગના ક્રમમાં તેઓ છે. પણ તેમનો સ્વાર્થ તપાસીએ તો, અનીતિથી મેળવેલાં સાધનો વડે વૈભવ ભોગવવાની લાલસા, સત્તાનો મદ કરી કંઇકને નુકસાન

કરવાની જ ઇચ્છા, જુઠે બ્હાને પણ કીર્તિ ખાટવાનો લોભ, અનેક અનીતિ કર્મ અને સત્તાના મદથી ઉદ્‌ભવ પામેલા અધર્મને પરિણામે બંધાએલાં વૈરને સાંત્વન કરવાની ભૂખ, પોતાને સતકર્મની, સદ્‌ગુણથી, કે સદ્‌બુદ્ધિથી બીજા કરતાં ચઢતા થઈ, અગર બીજાના કરતાં વિશેષ સારા રહી સરખામણીનું પરિણામ કીર્ત્તિ તે પામવાનો પ્રયત્ન ન કરતાં ઇર્ષ્યાને લીધે, સારી સ્થિતિ ભોગવનારની અધોગતિ કરી પછી પોતે ઉંચે છીએ એમ બતાવવામાં ગર્વ માનેછે. આટલા બધા, આવા મહત્વના તેમના સ્વાર્થ હોય છે. જમીન ઉપર ઉભાં રહેલાં બે પ્રાણીઓમાં કોણ ઉંચું છે, એવી સ્પર્ધા થાય તો, જે શક્તિમાન છે છતાં સદ્‌વૃત્તિવાન્ છે, તે પોતે ઉંચ સ્થાન શોધી ત્યાં ચઢીને બતાવશે કે પોતે ઉચ્ચ સ્થિતિ ભોગવે છે. નીચવૃત્તિ, ક્ષુદ્ર પ્રાણી, બીજાને ખાડામાં નાખી કાંઠે ઉભો રહી, પોતે ઉંચે છે એમ દેખાડશે. પ્રથમની તે સ્પર્ધા છે, દ્વિતીય તે ઇર્ષ્યાનું રૂપ છે. પણ તે મૂર્ખ મિથ્યાભિમાનીઓ આટલાં નુકશાન અને ભાર જગત્ ઉપર કરે છે તેમ છતાં બિલકુલ તેમને ખ્યાલ આવતો નથી કે-નુકશાન કરવું એ એક કૂતરાના પણ હાથમાં છે. તમારી પાછળ પાછળ ભસીને તમને ત્રાસ આપવો કે પછી છાનેમાને બચકું ભરવું, એતો એક કૂતરૂં પણ કરી જાણે છે. તેનાથી કંઈ શુભ થવાનું નથી. તેઓનું પણ તેજ કરે છે, તો શું તું પણ તેજ પ્રમાણે ક્ષુદ્ર છે? પણ આવા બોધ કોણ કરે?

'Where ignorance is bliss it is folly to be wise' મૂર્ખની દુનિયામાં અજ્ઞાન એજ સુખ છે; બોધ કરવો નિષ્ફળ છે એટલુંજ નહિ, પણ બોધકર્ત્તાને અવશ્ય હાનીકારક છે. સાપને ઝાલી પંપાળી બોધ કરીએ કે-ભાઇ, ડાહ્યા થઈએ, કોઇને કરડીએ નહિ, સર્વ સૃષ્ટિનાં પ્રાણિ ઇશ્વરે રચ્યાં છે, સર્વને જીવવાનો હક સરખો છે માટે હવે તને હું છુટો મૂંકુ છું-કરી છુટો મૂકીએ તો હું ધારૂં છું કે લાગલો વાંકો વળી તમારા કલ્યાણ કરવાની

ઇચ્છાએ સ્વધામ પહોંચાડી દેશે. મૂર્ખની દુનિયાં પણ એવીજ દુરાગ્રહી કે દુરગ્રાહ્ય છે.

મનુષ્યના જીવનનો નિશ્ચય નથી. તેની ઇંદ્રિયશક્તિઓ ક્યાં સુધી ટકશે તેનો ભરૂંસો નથી; કાલે બહેરો કે આંધળો થઈ જાય, તો ઐહિક શક્તિઓનો તો શોજ ભરૂંસો ? વળી એ શક્તિઓ અમર ટકી; તેનો વૈભવ અનેકને દુઃખ દેવામાં કર્યો તોય શું ? એનું અમર ફળ ભોગવનારને શું ? સૃષ્ટિઓ અનેક છે. એમાં પૃથ્વી એક બિંદુ તુલ્ય છે. તે પૃથ્વી ઉપરની સૃષ્ટિમાં મનુષ્ય સંખ્યાવાળી એક રજકણ જેટલી છે. એવાં કોટયાન કોટી મનુષ્યમાં એક મનુષ્ય, તેનો કયે ચોપડે હિસાબ ? તો અરે પામર ! તારે શા જીવ્યા પર ? નવલરામભાઈએ કહ્યું છે કેઃ—

સ્થિર ઠરીને કોઈ આ ઠામ, નથી રહેવાનું;
કાંઈ કરી લ્યો સુકૃત કામ, રે'શે કે'વાનું.

માટે જો કંઈ થાય તો, જે કંઈ થોડો વખત થોડી શક્તિ છે, તેનો ઉપયોગ કરી હર કોઈને ઉપયોગી થાઓ, ભલાઈ લ્યો. એજ જીવનનું ફળ છે; એમાંજ મનુષ્યત્વ રહેલું છે.

જનસ્વભાવને નામે આરંભી, અવસાન અહિં આમ આણ્યું છે, કારણ દરેક વાચક પોતાના અનુભવે પોતાને, અગર પોતાના મંડળના કોઈને આવી આવી કોઈ કોઈ સ્થિતિમાં દેખશે, દુનિયા ખરાબ દેખાય તો તે આવી વૃત્તિઓનાજ આભાસ છે. સમભાવનાના અભાવથીજ બીજી કોઈ દોલત લુંટાતી નથી.

( પુ. ૪૨ મું, માહે મે, ૧૮૯૫)

## મારો નાશ મારા શિવાય બીજા કોઇથી થઇ શકવાનો નથી.

ઉપરનું "**મારો નાશ મારા શિવાય બીજા કોઇથી થઇ શકવાનો નથી**" એ વાક્ય સામાન્ય–ઉપલક દૃષ્ટિથી વિચાર કરનાર માણસને ખરેખર આશ્ચર્યમાં નાખે તેવું છે; પરંતુ જે કોઈ થોડો પણ ઊંડો વિચાર કરશે, તેને એ વાકયમાં કોઈક પ્રકારનું રહસ્ય છે તેમ જણાઈ આવ્યા વિના નહીંજ રહે. સાધારણ વિચારથી સંસાર વ્યવહારમાં વિચરતાં મનુષ્યોના મોઢામાંથી આપણે અનેક વખતે ઉદ્‌ગારો નીકળતા સાંભળીએ છીએ કે, "ફલાણાએ મારૂં અનિષ્ટ–ખરાબ–કર્યું." "ફલાણો મારો શત્રુ છે;" "ફલાણાને લીધે મારૂં અમુક કાર્ય ભગ્ન થયું;" "ફલાણાનું અમે કાંઈ બગાડતા નથી, પણ તે નાહક અમારા લાભમાં આડે આવ્યા કરે છે–અમારૂં અહિત તાકે છે." વગેરે પ્રકારના ઉદ્‌ગારોદ્વારા પોતાના દોષને લીધે પોતાને થતા નુકશાનનો આરોપ બીજાઓ પર મૂકી, સામો પક્ષજ સર્વ રીતે તેનો જાણે અહિતકર્તા હોય એમ કેટલાકો માની બેસે છે; પરંતુ એમ માની બેસવામાં તેવાઓ કેટલીક મૂર્ખતા કરે છે તે હવે આપણે જોઈએ.

પરમ કૃપાળુ પરમાત્માના રચેલા આ ભૂમંડળમાં. એ પરમાત્માએ ભૂમંડળની ઉત્પત્તિની સાથે એવો એક કાયદો અમલમાં મૂકયો છે કે, તેના પ્રતિબંધનને લીધે વિના કારણ કોઈપણ માણસ કોઇનો શત્રુ અથવા વિપક્ષી થતો થથી. "કારણ વિના કાર્ય થતું નથી" એ નવીન પ્રચલિત થયેલા સિદ્ધાંત અનુસાર આ ભૂમંડળનો સર્વ વ્યવહાર અબાધિત રીતે ગતિમંદ થયા કરે છે. જ્યાં સુધી અમુક બે મનુષ્યોને અથવા વ્યક્તિને વિપક્ષી થવાને કારણ મળ્યું નથી, ત્યાં સુધી તેમ

બનતું જ નથી. દાખલા તરીકે વિપંથના બે ધર્મબોધકો જ્યારે પોતપોતાના ધર્મના સિદ્ધાંતો વધારે ગ્રાહ્ય અને સત્ય સત્વવાળા બતાવવામાં રસાકસીભર્યો પ્રયત્ન કરે છે ત્યારે એ બે ધર્મબોધકોના અંતરમાં વિપક્ષીપણાનો ભાસ વાસ્તવ્ય થાય છે. બીજો એક સાધારણ દાખલો લઈએ કે, જ્યારે અનેક માણસો અગ્નિવાહકયંત્રરથદ્વારા હજારો મૈલની મુસાફરી કરતાં હોય ત્યારે, તે રથદ્વારા અન્યપ્રદેશે ગમન કરતાં વિવિધ પ્રદેશનાં કેટલાંક અપરિચિત માણસો એક બીજા સાથે એવા સૌમ્યથી વાર્તા કરતાં હોય છે કે, જાણે તેઓ ઘણા જુના સ્નેહી હોય; ત્યારે બીજાં કેટલાંક કંટાળા ભરેલી કચકચ પણ કરતાં હોય છે. આમ હોવાનું કારણ શું ? અગ્નિવાહકયંત્રરથદ્વારા મુસાફરી કરતાં બધાં મનુષ્યો લગભગ સરખોજ સંબંધ ધરાવતાં હોવા છતાં અનેક વિપ્રદેશી માણસોમાંના કેટલાંકને સામાન્ય સૌખ્ય થાય, અને કેટલાંકને કંટાળા ભરેલી કચકચ કરવી પડે તેનું કારણ શું હોવું જોઈએ, એ વાચકો સહેજ રીતે સમજી શકશે. આ ઉપરથી વિપક્ષ થવાને કોઈ તરફથી પણ જ્યાં સુધી કારણ મળ્યું નથી ત્યાં સુધી વિપક્ષ બંધાતોજ નથી; અને આપણે વિપક્ષી થઈને જેવું થવાની અથવા કરવાની ઈચ્છા ધરાવીએ તેના જેવુંજ આપણને ભોગવવાનો પ્રસંગ કુદરત લાવી મૂકે છે. હોપકૃત પાઠમાળાની ચોથી ચોપડીમાં ચાર ચોરના પાઠમાં પણ આપણને આજ પ્રકારનો બોધ કરવામાં આવેલો છે. મિઠાઈ લેવા ગયેલા બે ચોરને જ્યારે અયોગ્ય ભાવના થઈ ત્યારેજ જંગલમાં બેઠેલા બીજા બે ચોરોની દાનત તેમને મારી નાખવાની થઈ. એટલે જ્યારે આપણે બીજાઓનું અનીષ્ટ તાકીએ ત્યારેજ આપણું અનીષ્ટ કુદરત કરવા–કરાવવા ધારે છે. અર્થાત્ " જેવું વાવે તેવું લણે " એ કહેવત મૂજબ રાજાથી તે રંક સુધીના દરેક મનુષ્યો જેવાં જેવાં કૃત્યો કરે, તેવો તેવો બદલો તેમને કુદરત (ઈશ્વર) તરફથી મળવાનોજ. કોઈ તરફથી એવી શંકા ઉભી કરવામાં આવે કે, કોઈ નૃપતિ અથવા તેના રાજ્યસૂત્રધારીઓ બિચારા ગરીબોને મરજી મુજબ અયોગ્ય

ત્રાસ આપે તો તેનો બદલો બિચારા ગરીબો તરફથી શી રીતે વળી શકે ? બેશક નૃપતિ અથવા તેના રાજ્યસૂત્રધારીઓના ત્રાસ અથવા જુલમનો પ્રતિકાર ગરીબ લોકો તાત્કાલિક કરવાને સમર્થ હોતા નથી એ ખરૂં; પરંતુ તેમના કૃત્યનો બદલો તેમને કુદરત તરફથી મળ્યા વિના રહે છે એમ તો કદી બનતુંજ નથી ! આજ નહિ તો કાલે, ચાર છ માસે અથવા અમુક કામ પછી પણ અયોગ્ય રીતે ત્રાસ આપનાર રાજાને કે તેના રાજ્યસૂત્રધારીઓને અથવા હરકોઈને તેનો બદલો ભોગવવો પડવાનોજ. તે પ્રમાણે થવાના અનેક દાખલાઓ આ વિષયના સાક્ષીભૂત તરીકે ઇતિહાસના પૃષ્ટ પર હમેશને માટે ટપકી રહેલા ઇતિહાસના અભ્યાસુઓ જોઈ શકે છે.

વિના કારણ કોઈ કોઈનો નાશ ઇચ્છતો નથી. વાઘ, વરૂ જેવાં હિંસકપ્રાણીઓ બકરાં યા મેઢાંનો નાશ કરવા મથે છે. તેનું કારણ તેમની પોતાની જઠરાગ્નિને તૃપ્ત કરવા અર્થે તેની જરૂર છે એ છે. આ વખતે એવી એક શંકા ઉત્પન્ન થઈ શકે કે, બકરાં–મેઢાં જેવાં નિરપરાધી પશુઓએ વાઘ, વરૂ જેવા હિંસક પશુઓનો કાંઈ-પણ અપરાધ કર્યો હોતો નથી, ત્યારે "મારો નાશ મારા શિવાય બીજા કોઇથી થવાનો નથી" એ કહેણ શું જૂઠું પડતું નથી ? આ શંકાનું સમાધાન એવી રીતે થઈ શકે છે કે, આ સૃષ્ટિનો એવો સર્વવ્યાપક સિદ્ધાંત હોવો જોઈએ કે, બલીષ્ટ પ્રાણીઓએ પોતાનું પોષણ નિર્બળ પ્રાણીઓના આધારે ચલાવવું. તેની સાથે નિર્બળ પ્રાણીઓને તેમના શરીરના રક્ષણને માટે ઈશ્વરે સાધનો પણ ઉત્પન્ન કરી આપ્યાં છે. તેથી કરીનેજ આજકાલ બલીષ્ટ પ્રાણીઓના સપાટામાંથી નિર્બળ પ્રાણીઓ પોતાનો બચાવ કરી શકે છે. નિર્બળ પ્રાણીઓ પોતાની યથાયોગ્ય રહેણીકરણીની મર્યાદામાં રહેતાં હોય તો તેમનું રક્ષણ અવસ્ય થવુંજ જોઈએ. પરંતુ તે જો અવિચારી-પણાથી અહીં તહીં ભ્રમણ કરવા માંડે તો કયારેક તેનો બદલો પણ વેઠી લેવો પડે.

ઉપરના ટૂંકા વિવેચન ઉપરથી સાધારણ જેવા દેખાતા, પણ ઘણાજ મહત્વના હક્કનું કીમ્મત ચતુષ્પાદ પ્રાણીઓને પણ લાગુ પડે છે એ આપણને નિદર્શન થયું. અન્ય લોકો પોતાનો દ્વેષ કરે, અથવા તો પોતાનું અહીત તાકે તેના કારણમાં ૯૯ ટકા તો ઘણેક વખતે આપણેજ હોઈએ છીએ. કેમકે જો પોતે સારા હોઈએ-આપણે પોતે આપણા અંતઃકરણથી કોઈનું અનિષ્ટ ઇચ્છતા ન હોઈએ તો આપણું કોઈ ઇચ્છેજ નહીં. જ્યાંસુધી આપણે કોઈને ગાળ ન દઈએ, અથવા ગાળ દેવાનું કારણ ન આપીએ ત્યાં સુધી આપણને તે કદી ગાળ દેવાની હિંમત કરી શકે નહિ જ. વિશેષતઃ અમુક પ્રકારના પણ વ્યસની લોકોએ આ વિષયના મથાળાનું વાક્ય તો પોતાના હૃદયપટમાં સદાને માટે કોતરી રાખવું જોઈએ.

(પુ ૪૭ મું, માહે મે, ૧૯૦૦)

# આપણી હાલની ધર્મભાવના

ઘણાકના મનમાં ફુરસદને વખતે વિચાર ઉઠતો હશે કે જેને નિમિત્તે સાધુ પુરૂષોએ આગલા કાળમાં અનેક પરિતાપો વેઠયા કહેવાય છે તે ધર્મ તે શું હશે? બે પગવાળા અને કાળા માથાના દરેક માનવીને ધર્મ જેવું કંઈ ને કંઈ જોઇએ જ એવો કંઇ નિયમ છે? અને જો તેવો નિયમ હોય તો હાલમાં ડગલે ડગલે નજરે પડતા અનેક પંથમાંથી ધર્મ કોને ગણવો? અને જેને ધર્મ તરીકે ગણી લેવાનો બોધ થાય તેનું તત્ત્વ ડોળઘાલુઓના વિતંડાવાદ અને તર્કજાલમાંથી શા ધોરણે શોધી કાઢવું? આવી શંકાઓ હાલના દેશકાલને લઈને જ ઉઠવા પામી છે એમ તો કંઈ ખચિત નથી. પ્રાચીન મીસરના લોકમાં "સ્ફીંક્સ" નામે રાક્ષસ સંબંધે એવી દંતકથા

ચાલતી કે તે રાક્ષસની નજીક પસાર થતા હરકોઈ માણસ યા વટે-માર્ગુ પાસે રાક્ષસ મોસુફે રજુ કરેલી શંકાઓનું સમાધાન કરવામાં નિષ્ફળ જનાર માણસને, તેના તરફથી મોતની ધમકી મળતી. મહાભારતમાં યક્ષ અને ધર્મરાજા વચ્ચેનો પ્રશ્ન પ્રસંગ જાણીતો છે, તેમ કઠોપનિષદ્‌માં મૃત્યુ અને નચિકેતસ્‌નો સંવાદ પણ તત્ત્વજીજ્ઞાસુ-ઓને નવતર નથી. આ ઉપરથી નકી છે કે ધર્મનું તત્ત્વ જે શાસ્ત્ર-વેત્તાઓ ગુફામાં ગળી ગયેલું જેવું માને છે, તેની શોધખોળ માટે અનાદિ કાળથી માણસનાં મગજ મથ્યા કરે છે. ધર્મને નામે અદ્યાપિ પર્યંત ચાલ્યો આવતો, આ મનોરાજ્યનો સળવળાટ, કંઈ નમાલી વસ્તુ માટે સંભવે નહીં. કેમકે ભારત ભૂમિમાં, કાળ કાળને લઈને આર્ય ધર્મ ઉપર વિપત્તિ પડવામાં કંઈ મણા રહેલી નથી. વૈદિક સમયમાં સનાતન શાશ્વત ધર્મના ઉપદેશપરાયણ એવા વલ્કલધારી બ્રહ્મર્ષિઓનાં તપોવન, ગૌશાળા અને પર્ણકુટીઓ તે વખતમાં, સૂર્યો-દય અને સાયંકાલે ‘ સ્વાહા ’ અને “ વષટ્કાર ”ના પવિત્ર વેદ મંત્રો-ચ્ચારને અહોનિશ પ્રતિધ્વનિત કરતાં હતાં. તે વેળા વર્ણાશ્રમની વ્યવસ્થા શિથિલ થઇ નહોતી અને ધર્મક્ષેત્રમાં આધુનિક સુધારાનો પવન હજી વાવા લાગ્યો નહોતો. પણ બ્રાહ્મણવર્ગની ઉંડાં મૂળ ઘાલી રહેલી સર્વોપરી સત્તામાં કંઈક ઘટાડો કરવાને, અને મોક્ષોપાયનું રહસ્ય વત્તું ઓછું અન્ય વર્ણને પણ પ્રાપ્ત થાય એવી તજવીજ રૂપે બુદ્ધનો ધર્મ જન્મ પામ્યો. લોકસમાજમાં અને રહેતે રહેતે રાજ-ગૃહમાં પણ તે પથરાયો. અને તેનો અદ્દભુત પ્રભાવ, ચક્રવર્ત્તિ રાજા અશોકના સમયમાં સ્થાપિત થએલી અનેક પાંજરાપોળ, મઠ અને સ્તૂપોમાં હજી પણ કંઈક અંશે જણાય છે. ચાલતે ચાલતે, આ બધી સ્થિતિ, વેદાન્તાદિ આસ્તિક દર્શનો વડે ઉલટપાલટ થઇ અને જગદ્-ગુરૂ શંકરાચાર્યનો દિગ્‌વિજય પણ થયો.

આવામાં તો તુરત બગદાદના ખલીફા અને ઈસ્લામના મુરીદોનો ઉત્સાહ જન્મ પામ્યો અને ઉપદેશ કરતાં તલવારને તેઓએ

ધર્મ પ્રચારનું વધારે સારૂં સાધન ગણ્યું. મુસલમાન શહેનશાહતો થઈ અને સનાતન ધર્મનું આકાશ ચોમેર વાદળાંથી ઘેરાઈ ગયું. અકબર જેવા ઉદાર દીલના કોઇકે, થોડોક પ્રકાશ આણવાની તજવીજ કરી પણ અઢારમા સૈકાની રાજકીય ગડમથલમાં પાછું આ બધું ભુલાઈ ગયું. છેવટ બ્રિટિશ શહેનશાહત જન્મ પામી; અને કોઈક જંગલી કોમોમાં સુધારો આણવાને નામે ખ્રિસ્તી પાદરીઓના પ્રયત્નોની સાથે સાથે દરેક ધર્મને અભય વચન દેવાયું. એટલે હવે જેને લઇને દરેક માણસને પોતાની જીંદગીના તડકા છાંયામાં ધારણા રહી શકે છે તેવી ધર્મરૂપી વસ્તુ ફરી હાથ કરવાની કોશીશ નિષ્ફળ જવાની નથી તે વાત પણ નકી થઈ. જેટલું તે નકી છે, તેટલું એ પણ નકી છે કે હાલ આપણી ધર્મભાવના ડગુમગુ છે. દેશમાં સુલેહની કંઈક વ્યવસ્થા બંધાયલી જોવામાં આવે છે. પશ્ચિમ દેશોનો સુધારો સામાજીક વ્યવહારમાં દાખલ થવા લાગ્યો છે. લૌકીક કેળવણી પ્રજામાં નહીં ધારેલો વધારો કરતી જ જાય છે. કળા કૌશલ્ય અને હુન્નરોની ખીલવણી, રાજકર્તા તેમજ લોકોને જાગ્રત કરતી દેખાય છે. આટલું છતાં ધર્મ માટેની આપણામાંના ઘણાકની તરસ છીપતી જ નથી–બલકે કેટલાકને તો ધર્મના નામની તરસ પણ લાગતી નથી. એ શું હશે? આમ થવાનાં ઘણાં કારણો છે.

એક તો એ કે ધર્મના નામનો દાવો રાખતા એવા અનેક પંથ અને ફાંટા આર્યાવર્તમાં પડી રહ્યા છે. કોઈ દેવીના ભકત તો કોઈ સૂર્યના ઉપાસક; કોઈ શિવનો મહિમા ગાનાર, તો કોઈ કહાન ગોપીઓની રાસલીલામાં સામીલ રહેનાર; કોઇ વામમાર્ગી, તો કોઈ યજ્ઞ યાગાદિ કર્મમાર્ગી, અને કોઈ તો "ॐ तत् सत्" 'शिवोऽहम्' વિગેરે શબ્દોચ્ચાર વડે પોતાનું, પરમાત્મા સાક્ષી સાથે સમાનાધિકરણ્ય કરનાર બ્રહ્મજ્ઞાનીઓ; કોઈ આર્યસમાજવાળા, તો કોઈ બ્રહ્મોસમાજવાળા; કોઈ કંઈ પણ ન માનનારા નાસ્તિક દેહવાદીઓ, તો કાંઈ માનવું એ બે વચ્ચે હજી તોડ કાઢી નહીં શકેલ એવા વિતર્ક-

વાદીઓ પણ છે. આવા સંજોગોમાં આર્યાવર્તના ધર્મને "હિંદુ" શબ્દ લગાડવાથી કેવળ અસ્થાને ઉપયોગ છે. હમણાં તો "હિંદુ" શબ્દ નિવાસ સ્થાન માત્ર વાચક છે કેમકે ૧૫.૫૦ કરોડ જેટલાં માણસો "હિંદુ" છતાં પણ એક જ દેવળમાં રહી પ્રાર્થના વડે પોતાનું જીવિત કૃતકૃત્ય માની શકે એવી સ્થિતિમાં દેખાતાં નથી, બીજું કારણ કે ધાર્મિક વૃત્તિ અનેક રૂપે પ્રસરતી ભાસે છે. કોઈ સ્નાન સંધ્યાદિક આહ્નિક કરતા રહેવામાં, કોઈ બ્રાહ્મણોને દાન દક્ષિણા દેવામાં, કોઈ ઉંચો હાથ ટેકાવી રાખી ઉભે ઉભે તપ કરવામાં, કોઈ તીર્થ યાત્રામાં, કોઈ એકાદશી અને સોમવારના અપવાસ કરવામાં, કોઈ હવેલીમાં રાજભોગનાં દર્શન કરવામાં, કોઈ કષાય વસ્ત્ર ધારણ કરી ગમે ત્યાં ગમે તે આહાર કરી લેવામાં, કોઈ કથા કીર્ત્તનાદિ કરાવવા કે સાંભળવામાં, કોઈ ગૌમુખીમાં હાથ નાંખી બે કલાક પર્યંત જપ કરવામાં, અને કોઈ સદાચાર અને અંતઃકરણ શુદ્ધિમાં ધર્મનું રહસ્ય માને છે. આમ હોવાથી પરતંત્ર પ્રજ્ઞાવાળા પ્રાકૃતજનોને, ધાર્મિક વૃત્તિ દરેક માણસમાં કયા દ્વારે સ્ફુરવી જોઇએ તેનો નિર્ણય દુર્ઘટ થઇ પડે છે. બીજાં કેટલાંક સાધારણ કારણો છે. રોજી પેદા કરવાની ભાંજગડમાં પૂરા થતા આઠે દહાડામાં, મુસલમાન કે ખ્રીસ્તી ધર્મની માફક એકે દહાડો કેવળ પ્રાર્થના કે ધર્મચર્ચા માટે અલગ પડાયો હોય એવું નથી. "બાઈબલ" સ્કૂલો, ઉરદુ અને "કુરાન" સ્કૂલો અથવા અવસ્તા પહેલવી માટેની મુલ્લાં ફિરોઝ મદ્રેસા જેવી કોઇ, ધાર્મિક ઉન્નતિને ખાસ ઉદ્દેશીને શાળા હોવાની હિંદુઓને જરૂર જણાઈ નથી. અનેક સંપ્રદાયો છતાં દરેકમાં નિયમસર ઉપદેશનો ગંધ પણ પ્રવેશ કરતો નથી. 'આચાર્ય' શબ્દ હવે ઉપનામ રહેલ છે. બ્રાહ્મણો વેદાધ્યયન પરાયણ મટી દ્રવ્ય સંચય પરાયણ થયા છે. તેથી યજમાનોની શ્રદ્ધા પણ તેજ પ્રમાણે ઉઠતી ગઈ છે. બ્રાહ્મણ વર્ગની જગ્યા પૂરી પાડનાર, બીજો કોઈ ધર્મપરાયણ અને ધર્મોપદેશતત્પર એવો વર્ગ હયાતીમાં આવ્યો નથી. તેવા કોઈ સો પચાસ માણસો

અહીં તહીં મળે તો તેમના પર અન્નપૂર્ણાનો સંપૂર્ણ પ્રસાદ વરસાવી, સરસ્વતી મંદિરમાં કેવળ સાક્ષરજીવન ગાળવાનો રસ્તો કરવાને યોગ્ય સાધન સામગ્રી ગોઠવાયલી નથી. રાજાઓ જોઇએ તેટલા ધર્મપાલક નથી. અને પોત પોતાની પ્રજાનાં ધર્મ સંબંધી મૂળ ઉંડાં હોવાની કાળજી રાખનારા તો જવલે જ હશે. આવી સ્થિતિમાં આપણા લોકોમાં ઘર કુટુંબ અને વ્યવહારિક જીંદગી નીરસ અને નિર્માલ્ય ભાસે તો તાજુબ નથી. આ બધું બદલાઈ આપણાં વ્યવહાર કાર્યમાં ધર્મનું રસાત્મક પોષણ મળતું રહેવાની અગત્ય છે. આજ અભિપ્રાયથી ધર્મહીન પુરૂષો પશુ સમાન કહ્યા છે. ત્યારે ધર્મ જાણવો શેમાંથી ? એ પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય છે. કાંતો તે શાસ્ત્રોના પરિચયથી અને કાંતો ગુરૂજનના અનુગ્રહથી તે જણાય છે. એ વાત ખરી પણ લોકોના મોટા ભાગને શાસ્ત્રોનો પરિચય હોતો નથી. જમાનો ચાલતો જાય છે તેમ હમેશની વધતી જતી બીજી વ્યવહારિક હાજતો પૂરી કરવામાંથી, શાસ્ત્રોનું નિરીક્ષણ કરવા જેટલો વખત પણ મળતો નથી. વખત પણ મળ્યો હોય અને તેનો પરિચય પણ થયો હોય તેવા પુરૂષોમાં જીંદગીનાં નાનાં મોટાં કામમાં તેનો સદ્ઉપયોગ કરવાનું કામ બહુ કરીને, માથા ઉપરવટનું નીવડે છે. સાધનસંપન્ન ગુરૂજનો પણ વિરલ છે. અને જો કોઇ નસીબ વડે એ હશે, તો પોતાના અનુભવના સંસ્કારો બીજાઓમાં મુકવાને ઈંતેજાર નહીં હશે અને જો કોઇ તેવા પણ હોય તો તેમને શોધવાની મહેનત લેનાર મુમુક્ષુ વર્ગ પણ તેટલોજ અલભ્ય છે. આથી કરીને ઘણા માણસો પોતાની બેદરકારી અને ધાર્મિક ઉત્સાહની શિથિલતા માટે કારણાભાસ ગોઠવી શકતા માલમ પડે છે. ઉદયગિરિ પર નીકળતા બાલસૂર્યનું સૌંદર્ય, અરણ્યમાં તરુવરાદિથી ખેલતી મૃગાદિપ્રાણી સૃષ્ટિની વિચિત્રતા, ચંદ્રની ગતિથી અધિષ્ઠિત એવી સમુદ્રની ભરતી વડે અફાળાતા સંધ્યાકાળના વીચીતરંગ સાથે જોડાઈ આવતા મંદ પવનની લહેર, અને અનેક તારાગણથી ચળકતા આકાશ નીચેની આખી આલમમાં ગળતી જતી

રાત્રિએ સચરાચર પ્રાણી માત્રની નિઃશબ્દતા નિહાળી, સેંકડે કેટલા ટકા મનુષ્યોના અંતઃકરણમાં દૈવી અને પ્રૌઢ લાગણીઓ આવી હશે? આમ કંઈ થતું નથી અને ઘણાખરા માત્ર વ્યવહારિક લાભાલાભને, ત્રાજવે અને કાંટે તોળનારા વધી પડયા છે એમ કહીશું તો આપણી હાલની ધાર્મિક સ્થિતિનો ખોટો ખ્યાલ આવ્યો નહીં કહેવાય.

આવી અનિત્ય અસર લાવવાનો પાશ્ચિમાત્ય વિદ્યામાંજ કંઈ સ્વભાવ વિશેષ રહેલ છે એમ તો નહીં કહેવાય. દૂધનો દધિભાવે પરિણામ પામવાનો સ્વભાવ છે, પાણીનો હિમભાવે પરિણામ પામવાનો પણ તેવોજ સ્વભાવ છે. આ પ્રમાણે અમુક દ્રવ્યનો જાતિ સ્વભાવ તેની કસોટી શું? કસોટી એ કે પાત્રાદિ સામગ્રી ગમે તેવી વિચિત્ર હોય તેની અપેક્ષા વિના પરિણામ પામવું તે. આપણા દેશી લોકોનો મોટો ભાગ અને પશ્ચિમ દેશના વિદ્વાનો બન્ને એક સરખી રીતે, તે વિદ્યાના પાત્રત્વવાળા હોવા છતાં એકમાં ઉપર કહેલી અસર દેખાય છે અને બીજામાં દેખાતી નથી. મર્હૂમ રાજદ્વારી મી. ગ્લેડસ્ટન આમની સભામાં કે આમની સભાની બહાર પોતાના ખાસ રાજકીય વિષયોપરનાં ભાષણોમાં જેટલે પ્રખર, અને શ્રોતાજનોના હૃદયની લાગણીઓને સાનુકૂળ વેગળાં મુકવામાં કાબેલ હતો, તેટલો જ નરમાશ વાળો અને બાળક માફક સરળ અંતઃકરણનો હાવરડનના ગામઠી ખ્રિસ્તી દેવળમાં દર રવિવારે સ્હવારે જતાં ઘણાના દેખવામાં આવતો. પ્રોફેસર ટીન્ડાલ જેવો મોટો આધુનિક પદાર્થવિજ્ઞાની "આલ્પ્સ"ના પર્વતો પર ચડ્યો. સ્વિત્ઝરલેન્ડનાં સરોવરો અને ખીણોના વનસ્પતિવાળા પ્રદેશો જોયા; અને પ્રૌઢ દેખાવના બરફના પહાડોનાં ઉત્તુંગ શીખરોપરથી નીચાણમાં આવી રહેલી નાની સરખી લાગતી કલબલાટવાળી દુનીયાને જોતાં આવી રમણીય અને ગંભીર સૃષ્ટિના ઉત્પાદકની અગાધ માયાશક્તિપર મોહ પામ્યો હતો. જ્ઞાન દિવસે દિવસે અધિકાધિક વધતું જાઓ પણ અંતઃકરણમાં માનસિક પૂજાની લાગણી પણ વધારે રહેતી જાઓ એવી મતલબની લીંટીઓ લખનાર મરહુમ

કવિવર "ટેનીસન્" હતો. ઐતિહાસિક તેમજ નૈતિક વિષયોપરનાં લખાણો વડે ઢચુપચુ માણસોના વિચારોને હડબડાવી નાખવાની અગાધ શક્તિ ધરાવનાર "કાર્લાઈલ્" જ્યારે "સારટૉર રિઆર્ટસ" નામના પોતાના પુસ્તકમાં "હેર ટયુ ફેલ્સ ડ્રાક" બન્યો અને ઉત્તર ધ્રુવના મહાસાગરના એકાન્ત ભાગમાં, ધીમે શબ્દે ઉઠતા મોજાના હડેડાટથી ચકિત થયો, ત્યારે તેના ખરા રૂપની નિભાવના થતી હતી. આ તમામ પરથી આપણા લોકોને લાગુ કરવામાં આવેલી, અથવા આપણે સ્વીકારી લીધેલી શૈલીમાં ક્યાંક ખૂટકો હોવો જોઈએ એમ સૂચિત થાય છે. શૈલી એટલે કે પાશ્ચિમાત્ય વિદ્યા જે દ્વારા દેશીઓના મગજમાં બેસારવામાં આવે છે તે રીતિ. આ રીતિ છેલ્લાં પચાસ વરસોથી આપણી શાળાઓ અને પાઠશાળાઓ અને ગામઠી નિશાળોમા ચાલી રહી છે. અને આટલાં વરસોના વખતોવખતના અનુભવ અને પ્રયોગ વડે, હાલ રાજા અને પ્રજા બન્નેના વિચારોમાં એકી સાથે મોઘમ ખ્યાલ આવવા લાગ્યો છે કે આ બધામાં અમુક અમુક રીતે સુધારા વધારાની જરૂર છે. અને આ મોઘમ ખ્યાલને સ્ફુટ શબ્દો વડે બહારની દુનિયામાં જાહેર કરવાના પ્રયત્નો તરીકે, પરિષદો, સમાજો, કોન્ફરન્સો અને રૉયલ કમિશનો એકઠાં થાય છે, અને તે પુરાવા તપાસે છે, કિંવા બીજી રીતે ચર્ચા ચલાવે છે; રિપોર્ટો તૈયાર કરે છે, અને સરકારમાં મોકલાય છે, તે ઉપરથી સરકારી ગેઝીટોમાં ઠરાવો પ્રસિદ્ધ થાય છે. પણ હજુ સુધી તો ઘણા-ખરા ઠરાવોનો અમલ કાગળીઆથી બહાર જોવામાં આવ્યો નથી. તે ગમે તેમ હો પણ ફેરફારની જરૂરીયાત સમજાવા લાગી છે એ તો નકીજ છે. જે વિષયને ઉદ્દેશીને ચાલુ લખાણ ચાલે છે તે લગતું કંઈ નિયમસર ધોરણ રહે તો પાંચ પચીસ વરસે પણ તેની હાંસલ પડતી અસર દાખલ થશે અને સંસાર સુધારો તેના દરેક અંગમાં સંપૂર્ણ રીતે પ્રકાશી શકશે. મુખ્ય ફેરફાર તો બાળવર્ગની શિક્ષણપદ્ધતિમાં થવો જરૂરનો છે. "आचारः प्रथमो धर्मः" એ વાકયનું વિવરણ બાળવર્ગમાં

થતું જોવામાં આવતું નથી. બાળવર્ગના પાયામાં ગમે તે ચીજો પડતી હશે પણ શુદ્ધ આચાર વિચાર વિષયક શિક્ષણ રૂપી અમૃતનું સીંચન તેમાં કરાતું નથી, પણ તેને માટે તો જેવા બાળવર્ગના શિક્ષકો તેવા તેમના શિષ્યો એવી રીતે આ ફેરફારનું મૂળ તો વધારે ઉંડુ જાય છે. હાલનું આ તરફનું શિક્ષણ ઉતાવળું અને ઉપરછલું છે, યુરોપમાં તેમ નથી. ત્યાં તો ક્રમે ક્રમે કરીને પાયો જેમ ઉંડો નંખાતો જાય છે તેમ તેટલો જ સંગીન પણ કરાતો જાય છે. પ્રથમ ગામઠી નિશાળ, પછી ગ્રામર (વ્યાકરણ સંબંધી) સ્કૂલ, પછી પબ્લીક સ્કૂલ, પછી કોલેજનું શિક્ષણ અને યુનિવર્સીટી પ્રવેશ, અને તેમાંથી નીકળ્યા પછી પસંદ કરેલા ધંધા ( Profession )ને લગતો અભ્યાસ, અને આટલું થયા પછી જીંદગી શરૂ કરવામાં આવે છે. આપણને બીજો વાંધો એ આવે છે કે વ્યાવહારિક કેળવણીની સાથે સાથે, વિદ્યાર્થીઓની મગજશકિતને અનુકૂળ એવા ધર્મોપદેશ કરતાં ચ્હડતાં ઉતરતાં પુસ્તકો, હાલના અભ્યાસક્રમમાં ગોઠવાયેલાં જણાતાં નથી. બાળકોને ગમે તેવાં ધર્મ અને નીતિથી મિશ્રિત અને સરળ ભાષામાં લખાયેલાં પુસ્તકો પસંદ કરાતાં નથી કે લખાતાં નથી અગર લખવાને માટે ઉત્તેજનની પણ તજવીજ થતી નથી.

આપણે પ્રાર્થના કરવામાં જાણુતા નથી. પ્રાર્થનાનું રહસ્ય સમજાવનાર પણ આપણને મળતા નથી. દરેક નવો દિવસ શરૂ કરતી વખત તે આખો દિવસ સર્વશક્તિ જગન્નિયંતાએ બાંધેલા કુદરતી નિયમોને અનુસરીને પુરો થાય તે માટે આપણી દુર્બળ વાણીને થોડી ઘણી પણ તકલીફ અપાતી નથી. ખ્રિસ્તી પાદરી બીશપ "જેરેમી ટેલર" કૃત "પવિત્ર જીવનકાળ" અને "પવિત્ર અવસાન કાળ" ( Holy living; Holy dying ) ના જૂદા જૂદા પ્રસંગોને ઉદ્દેશીને યોગ્ય શબ્દોમાં પ્રાર્થનામાળા રૂપી ગદ્યાત્મક નાનાં પુસ્તકો છે, જેને સર જૉન લબકે પોતાનાં ચુનંદા સો પુસ્તકોમાંના એક તરીકે ગણી તેની મહત્તા સ્વીકારી છે. આપણામાં આવાં

પુસ્તકો ઘણુંક જોઈએ. અમદાવાદના જાણીતા મરહુમ સુધારક રાજેશ્રી ભોળાનાથ સારાભાઈ વાળી ઈશ્વર પ્રાર્થનામાળા ધર્મનાં પદ ગાનારાઓને જાણીતી છે. આવી પ્રાર્થનામાળાઓ કે જ્ઞાન અને ભક્તિનાં પદનો પ્રચાર વધતી જતી રીતે લોકોમાં થવાનું જોવાની જવાબદારી અને પુણ્ય સાક્ષર આગેવાનોને છે. આ બધું જોઈ સમજીને જ મુંબાઈમાં ગીરગામ મધ્યેની પ્રાર્થના સમાજમાં દરેક રવિવારે નૈતિક અને ધાર્મિક વ્યાખ્યાનો આપી આપણા ઉગતા યુવકોનું ધાર્મિક જીવન બાંધવાનો સ્વર્ગસ્થ જસ્ટીસ રાનાડેનો પ્રયાસ, તેમની પવિત્ર યાદગીરીને ઘણા કાળ સુધી તાજી અને માનાર્હ રાખ્યાં કરશે એમ કહેવામાં કેવળ સચ્ચાઈ જ છે.

આપણી ધર્મવિષયકવૃત્તિ કેવળ નાસ્તિક—શૂન્યવાદાત્મિકા રહી શકે એમ માની લેવું તો સુલભ નથી. યાસ્કાચાર્યે "મનુષ્ય" શબ્દની વ્યુત્પત્તિ કરી છે કે "मनसा सीव्यति कार्याणीति मनुष्यः" શબ્દાર્થ કે મન વડે કરીને જે પ્રાણી પોતાના કાર્યોને શીવે છે—અર્થાત્ વસ્તુ માત્ર સંબંધે, પોતાની વિચારશક્તિ વડે જે પ્રાણી કાર્યકારણ-ભાવ ગોઠવી શકે છે તેને માનવી કહેવો. અને આ શબ્દશઃ ખરૂં છે. માણસ માત્રમાં મૂળથી જ બે જાતની શક્તિ રહી છે. એક તો કલ્પના શકિત; બીજી વિચારણા શકિત. એક વડે તે કુદરતના ચમત્કારો જુએ છે, તેનાથી મોહીત થાય છે, ચકિત થાય છે—પોતાની ક્ષુલ્લક સ્થિતિ અભિમાન પામે છે. બીજી વડે આવા ચમત્કારોનું ઉદ્ભવ સ્થાન અને પ્રસંગ ટેવે છે; આપણી ક્રિયાત્મક સૃષ્ટિનો કોઈ પણ ચાલક હોવાનું અનુમાન કરે છે, અને આ ચાલક યા અધિષ્ઠાતા મહાશક્તિ અને પૂર્ણ શક્તિવાળો ધારવાને પ્રેરાય છે. આ થયા પછી તુરત પાછી કલ્પના શક્તિની સહાય લેવાય છે, અને ઉપર કહેલી રીતે આનુમાનિક અધિષ્ઠાતાના જૂદી જૂદી રીતે વ્યાકૃત થતા કુદરતી પ્રભાવોના પ્રકારને અનુસરીને, તેવાં તેવાં અધિષ્ઠાતાનાં સ્વરૂપો,

સાધનો, અને ઈતર પ્રાણી પેઠે લાગણીઓ, ઈચ્છાઓ, અને સૃષ્ટિમાં હિતાવહ કે અહિતાવહ એવા પ્રકૃતિ વિકારો પણ જેના તે અધિષ્ઠાતા દેવતામાં કલ્પવામાં આવે છે. પાછી વિચારણાશક્તિ મદદે આવે છે, અને જેમ મનુષ્યાદિક લોક અમુક અમુક કાર્ય ક્રિયા સંઘાતથી અનુકૂળ કે પ્રતિકૂળ કરાય છે, તેમ દેવાદિ પણ અમુક અમુક આવાહન, યજન, પૂજનાદિ ઉપકરણ વડે હિતપોષક, અથવા અહિતપોષક થવા જોઈએ એવું અનુમાન, પક્ષ, હેતુ અને વ્યાપ્તિની ગોઠવણીથી કરે છે. આ રીતે ધાર્મિક વૃત્તિ જન્મ પામે છે અને માણસના મૂળ સ્વભાવની સાથે જ કાર્યકારણ ભાવમાં જોડાયેલી રહે છે. મતલબ કે આ પ્રમાણે માત્ર તર્કના–અનુસંધાનથી પણ જડવાદનું સામંજસ્ય ટકી શકતું નથી. આ ઉપરથી જણાશે કે ધાર્મિક ભાવનાઓનાં આપણામાં બીજો છેજ; અને સદાચાર વિચાર સર્વજ્ઞ સર્વશક્તિ પ્રભુની ભકિત અને પ્રાર્થના તથા નિયમિત ઉપદેશ અગર ચર્ચા વડે તે અંકુરિત થાય છે; છેવટ અનુરૂપ આચરણ વડે ફલિત થતાં આ લોક તથા પરલોકમાં કલ્યાણકારી નિવડે છે.

પણ પરલોક તે આવ્યો ક્યાંથી? અને તે કોણે જોયો છે કે તે પ્રાપ્ત થવાની આશા બાંધી, આપણી તાત્કાલિક સુખોત્પાદક વૃત્તિઓના પ્રવાહમાં ભંગ પાડવા માગો છો? આવા સવાલ ઘણી વખત પૂછાતા દેખાય છે. તેનું કારણ કે નિશ્ચયાત્મક બુદ્ધિ આપણામાં કુંઠિત થયેલી છે અને સંકલ્પવિકલ્પાત્મક મનનું રાજ્ય વિકાસ પામતું જાય છે. આને લીધે જ આપણે ધાર્મિક બાબતમાં ઉચ્ચગ્રાહી થઈ શકતા નથી. આ શૈથિલ્ય દૂર થવાની જરૂર છે, અને તેને માટે જવાબદાર એવી જે નિયન્ત્રણા રહિત માણુસ માત્રની ઉત્પેક્ષા તેને અંકુશમાં લાવવાને કંઈ ને કંઈ, આપણા વિચારોની અને હરહમેશના જીવનની વ્યવસ્થા રાખનાર વસ્તુ નકી કરી લેવાની ફરજ તુરત સમજી લેવાની પણ તેટલીજ જરૂર છે. આ કાર્ય જેમ જેમ લંબાય છે તેમ

તેમ તેટલે દરજ્જે આપણી ઉન્નતિનો માર્ગ વધારે ને વધારે રૂંધિત થતો જાય છે. કેમકે—

"કોઈ આજ, કોઈ કાલ, કોઈ માસે છ માસે,
કોઈ વરસ દસ બાર, કોઈ પચીસ પચાસે;"

એ પ્રમાણે આપણી જીંદગીનો સમયદર્શક કાચની શીશીમાંથી રેતીના કણો હમેશાં ઝર્યા કરે છે. અને છેવટની ઘડીએ આ કણો ગમે ત્યાં ગમે તેમ ફેંકાઈ વિખરાઈ ન જતાં શ્રેષ્ઠ યોનિમાં બંધાય તેની તજવીજ કરવાને કોઈપણ પળ વહેલી ન જ ગણવી જોઈએ. આ દેહના નૈતિક અને ધાર્મિક પરમાણુઓનો ઉપચય અપચય આ હાલના જીવિતમાં જ પરિસમાપ્તિ પામવાનો છે એ ધારવું આધાર વિનાનું છે; બલકે શાસ્ત્રાધાર તેથી જુદા મત માટે છે. શ્રી ભગવાને કહ્યું છે કે: "अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् "॥ અને કૃષ્ણસમો જેને સખો હતો એવા, "ગાંડીવી" ઉપનામવાળા મહાસમર્થ અર્જુનને ઉદ્દેશીને પણ જો, પ્રયત્નો જન્મજન્માંતરે પણ કર્યા કરતા જવાનો બોધ કરાયો છે, તો આપણા જેવા ક્ષુદ્ર અને અલ્પપ્રાય સાધનોવાળા માનવીઓ માટે તો તે બોધ કેટલા સહસ્રગણી રીતે લાગુ ગણવો જોઈએ તે વિચારી લેવાનું વાચકવર્ગ પર રાખીએ છીએ.

આ તમામનો સાર ખેંચીશું તો જણાશે કે જીંદગીમાં ગાંઠે કરી લેવાની એક સર્વમાન્ય વસ્તુ છે. તેનું સ્વરૂપ નકી કરવામાં અને શોધખોળમાં, કાળકાળાંતરથી અનેક પ્રયત્નો થયા કર્યા છે. જમાનો બદલાતાં કરતાં એવો પણ એક વખત આવી જાય છે કે જ્યારે સીધા લક્ષ્ય તરફ આ પ્રયત્નોનો પ્રવાહ જરા તરવાઈ આડો અવળો વહે છે, ખાડા ખબડામાં ભરાય છે, કોઈ કોઈ વેળા તેના પર વાવાઝોડાના પવનો જોસભેર ફુંકાય છે; કાદવ કચરો કે કસ્તરથી થોડાં ઘણાં તે મલિન થવા પામે છે. પણ આખરે આ બધાનો ઉપશમ થાય છે; કાદવ કસ્તર તળીયે બેસે છે અને મૂળસ્વરૂપમાં

સ્વચ્છ જાતી હઈને, પ્રવાહ ઉન્મુખ એવા ક્ષેત્રમાં થઈને તે નિરંતર શાંતિથી લક્ષ્ય ભણી ફરી વહેતો થાય છે, અને તેમાં ચંદ્રમા તારાગણાદિકના જેવાં સાધુ પુરૂષોનાં જીવનો પ્રતિબિંબિત થઈ, માણસોને ધડો લેવાને અહોનિશ કામે લાગે છે.

ગણેશરાય દુલેરાય બુચ.
એમ્. એ., એલ્. એલ્. બી.
(પુ. ૪૯ મું, માહે મે, ૧૯૦૨)

## મન અને વર્તન

મનુષ્યના મનની સ્થિતિ જોઈએ તો બેવડી છે એમ કહી શકાય, કારણ કે જે કાંઈ બહારની સૃષ્ટિમાંથી પંચેન્દ્રિયદ્વારા લાગણી થાય છે તે મનને અસર કરવા ચૂકતું નથી. જેમ પદાર્થવિજ્ઞાનવાદિઓનો એક ન્યાય એવું સૂચવે છે કે, પ્રકૃતિમાં કાંઈ અત્યંત રીતે નાશ થવા પામતું નથી. એવી જ પુષ્ટીથી એક બીજો ન્યાય એમ સિદ્ધ કરી શકાય છે કે, કોઇ વસ્તુ એક વખત મગજમાં લાગણી પેદા કરી ચૂકયા પછી વિસ્મૃતિ પમાતી નથી. એવી વસ્તુઓના સંસ્કાર ઉંડા પ્રદેશમાં જઈને ચોંટી રહે છે, તે એવી રીતે કે પાછા અનુકૂળ પ્રસંગો અથવા યોગ્ય ઉપાધિઓ સાથે તેનું મિલન થયેથી તે સંસ્કાર ઉદ્‌બુદ્ધ થાય છે. આ વાત પદાર્થવિજ્ઞાનમાં પણ ગ્રાહ્ય થઈ છે.

ન્યાયશાસ્ત્રનો પણ એવો જ સિદ્ધાંત હોઈ તેમાં વ્યાખ્યાન થયેલી પ્રક્રિયા ઘણાના જાણવામાં હશે. જે જે વસ્તુઓનું ઇંદ્રિયો સાથે સંયોગથી જન્ય થયેલ જ્ઞાન મન સુધી પહોંચે છે–કે જેની કદાચ તે ગ્રહણ કરનાર વ્યક્તિને સ્થૂળ દેહભાન થવા તક હોતી

નથી—તે તે વસ્તુઓના પાછળ રાખી ગયેલા સંસ્કારો અમુક પ્રસંગે ઉદ્‌બુદ્ધ થાય છે. વ્યવહારમાં પણ પ્રત્યેક માણસના અનુભવમાં એટલું તો આવ્યું હશે જ કે ઘણી વાર કેટલાક અવાજ, કેટલાક દેખાવો, કેટલાક ગંધો, ઇત્યાદિ મગજ ઉપર કાંઈપણ અસર મૂકયા વિના અદૃશ્ય થઈ જાય છે, છતાં તેમાંથી બધા અગર ઘણાખરા અનુભવ્યા એમ ધ્યાન રહે છે. આવી ટુંકી મુદતમાં નાશ પામતા અનુભવના સંસ્કાર પણ મગજમાં રહે છે જ, અને તે જ્યારે ઉપાધિ અનુકૂળ હોય ત્યારે પાછા જાગ્રત પણ થવા ચુકતા નથી. દાખલા તરીકે લઈએ તો એક અતિ ગીચ વસ્તીવાળા મહોલામાં એક બાજુ વાજીંત્રનો નાદ થાય, એક બાજુ મદારી રમત કરતો હોય, એક તરફ નવા રંગબેરંગી ફુલના દેખાવો આવી રહ્યા હોય, એ પ્રમાણે ઈંદ્રિયોથી અનેક ગ્રાહ્ય પદાર્થો અથવા ગુણ કે ક્રિયાઓ જ્યાં હોય ત્યાં જો એક વખત પણ એ પદાર્થનો અને ઇંદ્રિયોનો સંયોગ થયો તો મનને તાર પહોંચતાં વાર નથી લાગતી, અને મનને તાર પહોંચ્યો એટલે મન કે જે બધો વખત આત્મા સાથે સંયોગ ધરાવે છે તેમાં—આત્મામાં છાપ પણ પડી ચૂકી.

એ જ રીતે પદાર્થવિજ્ઞાનમાં માનેલું છે. તે એમ કે ગમે તેવી નિર્જીવ—નકામી અસર ગમે તેવા નકામા પ્રસંગમાંથી અનુભવમાં આવે તો પણ તે અસર મગજમાં દૂર પ્રવેશમાં સંચય થવા પામે છે; અને તે કોઈ વખત પણ—પછી ગમે તો સ્વપ્નાવસ્થામાં કે જાગ્રદવસ્થામાં—સ્મૃતિજ્ઞાન થાય છે. આ કારણથી પદાર્થવિજ્ઞાનવાદિઓએ મગજના બે વિભાગ માન્યા છે. એક તો બહાર ઉમરાનો અને બીજો ઉમરાની અંદર છેક ઉંડાણમાં ઉતરી ગયેલ પ્રદેશ. આ બે પ્રદેશોમાંથી એકમાં તો અસર થઈ કે પછી એ વિસ્મૃતિપથમાં જવાનો વિષય મટી ગયો.

જ્યારે એવી ઉપાધિઓ આવે કે આ સંસ્કાર જાગ્રત થાય ત્યારે—એ અને તેની સાથેના બધા સંયોગ સંબંધે જોડાયેલ

(association of ideas) સંસ્કારો અને તે તે સંસ્કારમાં વ્યાપૃત રહેલ વસ્તુઓ પણ સાથે જ દોરાઈ આવે છે. ત્યારે આપણા આ પ્રસ્તુત વિષયને અર્થે આ બે ભિન્ન પ્રદેશોનાં નામ અંતર્મનઃપ્રદેશ અને બહિર્મનઃપ્રદેશ એવાં રાખીશું તો અયોગ્ય નહિ ગણાય. (Subliminal and Supraliminal) આ અંતર્મનઃપ્રદેશ બુદ્ધિ તથા રાગદ્વેષ ઈચ્છા વગેરે સર્વે મનોવિકારને પ્રેરવામાં, સંયમન કરવામાં તેમજ તેમની ઉપર સત્તા ભોગવવામાં પોતાનો વ્યાપાર ઘણી વાર અજમાવે છે. આનું દૃષ્ટાંત તો સહેલું છે કે હું જ આ લખતે લખતે લખવાના વિષયમાં એવો વ્યાપૃત થઈ ગયેલો હતો કે મેં ખડીઆમાં કલમ કેટલી વાર બોળી તેનું જ્ઞાન મને ખાસ સ્મરણ કરવા જરૂર પડેથી જ માત્ર થઈ શક્યું; પરંતુ એ સ્મરણ કરવા પૂર્વે એ જ્ઞાનના સંસ્કાર તો અસ્તિત્વમાં હતા જ.

વ્યાપારમાં જાગ્રત રહેલ અંતર્મનઃપ્રદેશ દૃઢીકરણ કરવામાં આસક્ત રહે છે; પ્રથમ સંસ્કાર માત્ર ગ્રહણ કરવામાં અને પછી તેના દૃઢીકરણમાં. બહિર્મનઃપ્રદેશ તો સંસ્કાર જે જે અતિ ઉત્કટ રીતે રહ્યા હોય તેનું વ્યક્તિને સર્વ રીતે ભાન થાય તેમ ગ્રહણ કરવામાં જ ગુંથાયેલ રહે છે.

આપણાં ષડ્દર્શનમાં—ઘણાંખરાંમાં–જે પ્રક્રિયાઓ મુખ્ય રીતે સમજાવેલ છે તેમાં પણ એમ નિર્ણય તો થઈ જ ચૂક્યો છે કે ગમે તે એક ક્રિયા કે કર્મ કરવામાં આવે તેનો સંસ્કાર એવો બાઝે છે કે જાતે દહાડે તેમાંથી ટેવ બંધાઈ જાય. આ ટેવ તો માપેલા કર્મનું પૌનઃપૌન્ય છે, બીજું કાંઈજ નહિ. એ જ રીતે ટેવના પૌનઃપૌન્યમાંથી કાયમનું વર્ત્તન બંધાઈ જાય છે, અને એ વર્તનમાંથી છેવટે તેના પ્રારબ્ધનું બંધારણ થાય છે. આજ અર્થનું ઇંગ્રેજ લેખકોમાં પણ મત બતાવાયેલ કેટલીક જગોએ જોવામાં આવે છે. કહ્યું છે કે એક વાર એક કર્મ કરાય છે, તો પછી સ્મરણશીલ, સદા જાગ્રત અંતર્મનઃપ્રદેશ એવું તો તેને આકર્ષણ કરી રાખી મૂકે છે કે ભાન થયા

વિના પણ તે પ્રથમ કર્મ કરનાર મનુષ્ય તેજ કર્મ કરવામાં આસક્ત રહેવાનું પસંદ કરે છે, અને રહે છે પણ ખરો. આમ આસક્ત રહેવાનું કામ અંતર્મનઃપ્રદેશનું સૂચવન અથવા પ્રેરણ કહેવાય છે, અને જો આ સૂચવન કે પ્રેરણને એક વાર અમુક માણુસ વશ રહી વર્તે તો તેની પ્રેરણશક્તિનું જોર અંશે અંશે અધિક થતું જશે, એવો નિયમ શોધી કઢાએલ છે. તે એટલે સુધી કે આપણને ભાન થાય તે પહેલાં તો તે ઉપર કહેલ પ્રાથમિક કર્મ સંબંધી વિચાર આવી લાગશે જ, અને એ કર્મ પાછળથી ઉભું છે જ. આજ્ઞાનુસાર દાસની સમાન પોતાનો ધર્મ ગણીને એ પ્રેરણ મુજબ પોતાનું વર્તન કરવું. એટલો પોતાનો કર્તવ્યધર્મ હોય નહિ એમ પાળે છે.

આમાં થાય છે શું કે પૂર્ણ રીતે ભાન નથી હોતું છતાં ક્રિયાના પૌનઃપૌન્યથી અમુક ટેવ કેળવાય છે; અને ટેવ કેળવાઈ એટલે કે સહેજ માત્ર પણ દઢ થઈ કે ભાન ઉત્પન્ન થવા માંડે છે. આટલા માટે જ સારા માણસોનો જ સંગ કરવો, મનમાં સારા વિચાર જ આવવા દેવા, સારે સ્થાને જ જવું, ઇત્યાદિ, નહિ તો લોહચુંબક જેમ લોહને તેમ બહિરૂપાધિ અને વળી તેમજ અંતર્મનઃપ્રદેશ આકર્ષણશક્તિ પોતામાંથી એટલા જોર સહિત વાપરે છે કે આપણને ભાન થયા વિના પણ એ કાર્યનું પૌનઃપૌન્ય બને જાય છે, અને ટેવ બંધાય છે. ટેવ દુર્ઘટ, દુર્ધર્ષ્ય અને દુર્જય છે. ટેવ પડી એટલે વર્તન અને વર્તનને અંતે પ્રારબ્ધ ઘડાય છે. પ્રારબ્ધની વાસના ઘણી ઊંડી હોય છે, ને એ સ્થિતિ એવી દૂર પહોંચેલ છે કે જ્યાંથી પરિવર્તન થવું ઘણું મુશ્કેલ થઈ પડે છે, એટલું જ નહિ પણ જે ઘટમાળ બંધાય છે તેમાં પ્રાણી એટલો તો ઉંડો ઝંપલાય છે કે તેની વાસનાનો તાગ લેવાતો નથી.

આ ઘટમાળ જ સૃષ્ટિમંડાણ—સંસાર; પછી એને ગમે તેવા અર્થમાં સમજીએ. માનસિક પ્રદેશમાં એક ક્રિયા થઈ ગઈ તેના

સંસ્કાર બંધાયા. સંસાર એટલે ઘટમાળ–Evolution–તેની ગતિ ઉચ્ચતર, ઉચ્ચતમ અથવા અધોધઃ થતી જાય; પ્રહ્મા ગણીએ તો પણ સૃષ્ટિનું રચવું મનઃકલ્પિત તો છેજ. એટલે પછી આ પ્રક્રિયાનું સમર્થન કરતાં બાધ આવતો નથી. વ્યષ્ટિ પરત્વે, ગમે તેમ લઈએ તો પણ એટલું તો સ્પષ્ટ છે કે એક વાર ભ્રમને અવકાશ મળ્યો, એક વાર મિથ્યા જ્ઞાન થયું, એક વાર એકાકાર અદ્વૈત ટળી ગયું, કે તરતજ દ્વંદ્વભાવ પ્રકટ થાય છે; તરત જ મમત્વ બંધાય છે; તરત જ મારૂં તારૂં ભિન્ન થવાથી, આકાર અલગ બંધાયાથી માન અપમાન, રાગ દ્વેષ ઇત્યાદિ દઢ થઈ જવા પામે છે. અને એની વાસના એટલી તો અગાધ છે કે તેનો નાશ શક્ય છે–છતાં અતિ કઠિણ અને દુર્ઘટ છે.

આજ રીતે વ્યવહારમાં ગણવું. દૃષ્ટાંત તરીકે લઈએ તો ફ્રાન્સ-દેશની મહાન ઉથલપાથલ કે જે યૂરોપના તો શું પણ જગતના ઇતિહાસમાં પ્રખ્યાત થયેલ છે, તે એક દિવસનું કર્તવ્ય ન હતું. અને એ જ અર્થની લૌકિક કહેવત પણ છે કે રોમ કાંઈ એક દિવસમાં બંધાયું ન હતું. તે પ્રમાણેજ ગંભીર કાર્યોના પાયા ઘણા વખત પહેલાંથી દઢ થતા આવતા હોય છે કે પછી છેવટે એકાએક ભભુકતો ભડકો થઈ માત્ર અવલોકન કરનારને–દૂર ઉભા રહેલા પુરૂષોને અકાંડ બન્યું એવો મિથ્યાભાસ કરાવે છે. વ્યષ્ટિમાં તેમજ સમષ્ટિમાં અથવા પ્રત્યેક જનમાં તેમજ પ્રત્યેક જનમંડલમાં કાંઈ પણ કાર્ય કરાય છે તે માત્ર પ્રકૃતિનું છે; અને પ્રકૃતિનો એવો સિદ્ધ થયેલ–પરંપરાએ માન્ય કરેલ–નિયમ છે કે કાંઈ કાર્ય યદૃચ્છા કે એકાએક થઈ શકતું નથી. એટલા ઉપરથી જ પ્લેટોની પ્રક્રિયા કે પરમાણુ-સમૂહની મહાન સૃષ્ટિસમારંભ સમયે થતી ગતિ, એ યદૃચ્છાથી નથી પણ અમુક નિયમ અમુક ધોરણને અનુસાર છે, એ પદાર્થવિજ્ઞાન-વાદિઓએ ગ્રહણ કરેલ છે.

ત્યારે એટલો નિશ્ચય થયો કે મન એ એવી આકર્ષણશક્તિ યોજનાર છે કે તેના કોઈ પણ વ્યાપારને થવા દેવો અગર ન થવા

દેવો એને વિષે પ્રત્યેક માણુસે સાવધપણે રહેવાની જરૂર છે; કારણકે એક વાર અમુક કાર્યના સંસ્કાર રહીને તેમાંની ટેવ બંધાઈ તો પછી તે પૌનઃપૌન્ય સુદૃઢ બની જાય છે, અને તેમાં વ્યાપૃત થનાર માણુસને ભાન થાય તો પણ તેની ઉપર સત્તા ભોગવવા પોતે સમર્થ થઈ શકતો નથી. એ તો આરબની ચોકીની માફક ક્રિયા કરીને જ ઉભું રહેવું એવી ટેવ. આ ટેવ સારૂં કરવાની હોય તો તો ઠીક, નહિ તો વર્તન, પ્રારબ્ધ અને જન્મ પુનર્જન્મ બધે નડતર બને છે. અસત્ ક્રિયામાં વ્યાપૃત થયેલ મનને પાછું વાળતાં એટલી મુશ્કેલી પડે છે કે જાણે નવા નોકરને રાખતાં જૂનાની સાથે વઢવાડ કરાવવી પડે છે, અને તેમાં આપણુને પણ ઘણે અંશે સહન કરવું પડે છે. બે પ્રેરક-શક્તિની ખેંચતાણુમાં પરિણમી શક્તિ જે તરફ વધારે બળવાન પક્ષ હોય તે તરફ વળે છે; એ નિયમ પદાર્થવિજ્ઞાનમાં પ્રકાશ પામેલ છે. તે અનુસાર આમાં પણ બને છે, અને ધીમે ધીમે જૂના નોકરને બલહીન કરવામાં માણુસ પોતે જ ચતુરાઈ વાપરે, અને નવાને અધિક બળ આપવામાં વિચક્ષણુતા વાપરે તો જ જાતે દિવસે તે લાંબા કાળથી ઘર કરી રહેલ સંસ્કારને તોડી શકે છે. નહિ તો જ્યાં સુધી છેક નિર્મૂલ થતો નથી ત્યાં સુધી તે આપણુને નિમકહલાલપણે અસલ વ્યાપાર તરફ દોરે છે. બીજી તરફ આપણે જો કે બીજો નવો નોકર નવી ક્રિયા કરનાર રાખેલ છે તેમ છતાં તે ક્રિયાનો જન્મ પણ જૂના નોકરથી સહન થતો નથી.

ત્યારે હવે આમ બે ચડાઈ થાય તેવે વખતે શું કર્તવ્ય માનવું? જૂનો નોકર સારો કે નવો? એ વિષે એક વાર એમ નિશ્ચય થયો કે જૂનો ગમે તેવો નોકરી કરવે નિમકહલાલ છે એટલે તાત્કાલિક આવી હાજર થાય છે અર્થાત્ ગમે તેવા દૃઢ સંસ્કારવાળું કર્મ કરે છે છતાં ખરાબ છે તો તેને કર્મથી દૂર કરવા માટે પહેલાં તેની ખરાબીનો વિચાર નિશ્ચયપૂર્વક મનમાં ઠસાવવો; તેના સંસ્કાર દૃઢ કરવા યત્ન કરવું–મથન કરવું, અને સિદ્ધ થવું. પછી એટલું સજ્જ કર્યાથી કાળે

કાળે જૂનો નોકર નિર્બળ થઈ જશે. માટે આ બીજી જાતની ટેવ કેળવવા પ્રયાસ કરવો. એજ રીતે એ બીજી જાતની ટેવ કરતાં વળી ત્રીજી વધારે સારી નીકળી આવે તો તે કેળવવા યત્ન કરવો કે જેથી ધીમે ધીમે ઉચ્ચ ગતિને પમાય. માત્ર આ રીતે મનને વશ કરવા તત્પર રહેવું એ તાત્પર્ય છે. મનનો નિગ્રહ એ જ મુક્તિનું પહેલું પગથીઉં છે, અને એ ઉપરથી જ ગીતામાં કહેવામાં આવ્યું છે કે चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद् दृढम् । तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ વળી યોગની વ્યાખ્યા પણ એજ મતલબની છે. चित्तवृत्ति-निरोधः ॥ જ્યારે યોગ અર્થાત્ આત્મા પરમાત્માના એકાકાર રૂપી મહત્કાર્ય કરવામાં પણ મનનું સંયમન આવશ્યક છે ત્યારે આ પહેલે પગથીએ તો એના સંયમની અસર કેવી ઉગ્ર હશે તેનો ખ્યાલ સહજ આવશે. વર્તન સારૂં થયું એટલે સર્વતઃ દુષ્કૃત્યનો લોપ થયો તો પછી વ્યવહારમાં જે જે દુઃખદાયક બંધનો છે તે તો ટળી ગયાં; પછી પારમાર્થિક દુઃખનું અત્યંત ટળી જવું ધીમે ધીમે સિદ્ધ થશે, અને છેવટે એટલું પણ કહેવું જોઇએ કે આજ સારૂ મનનો નિરોધ તેમજ મનની નિવૃત્તિ એ બે વાત સારી માની છે. કાંઈ પણ વસ્તુથી રાગદ્વેષ ઈત્યાદિ થતાં જ અટકે તો પછી તે તે વસ્તુમાં આસક્તિ રહેવા સંભવ રહે નહિ, પણ એ તો અંતિમ સ્થિતિ છે; પ્રાથમિકથી આરંભ થવો જોઇએ; અને છેવટે मनोवृत्तिः परमोपशांतिः ઇત્યાદિ વાક્યો વડે જ નિર્મમત્વ પેદા થાય છે તે તો દુઃસાધ્ય છે; પરંતુ એ ભૂમિકાએ પહોંચવાનો સતત પ્રયાસ કરવો એ સર્વનું કર્તવ્ય છે એમ માની સર્વેએ વર્તન કરવું જોઈએ.

શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા, બી. એ.

(પુ. ૫૧ મું, માહે મે, ૧૯૦૪)

# અધ્યવસાય અને સહિષ્ણુતા

કૃતકાર્યતાપ્રાપ્તિનો પંથ અતિશય દુર્ગમ છે, સહેજમાં અને એકદમ તે મેળવી શકાતો નથી. એકદમ જ કોઈ કદિ ઉત્કૃષ્ટ ચિત્રકાર થયો છે? કોઈ કદિ ઉત્કૃષ્ટ ગાયક કે વાદક થયો છે? અધ્યવસાય વિના કોઈ પણ માણસ કોઈ પણ અત્યુત્તમ કાર્યમાં સફળ મનોરથવાળો થઈ શકે નહિ. જે મનુષ્ય યથાર્થ વ્યવસાયી છે તે સહેજમાં પરાજય સ્વીકારતો નથી, પહેલી વાર તે નિરાશ થાય તો બીજી વાર પ્રયત્ન કરે છે. અને બીજી વાર નિરાશ થાય તો ફરીને ત્રીજી વાર બમણા ઉત્સાહ અને ઉદ્યોગથી તેમાં જ લાગ્યો રહે છે; અને એ પ્રમાણે પુનઃ પુનઃ પ્રયત્ન કરતાં કરતાં ધારેલું ફળ મેળવવામાં કૃતકાર્ય થાય છે. વારંવાર નિરાશ થયા છતાં પણ જે આશાનો ત્યાગ કરતો નથી અને કાર્યસિદ્ધિ થતા સુધી એક ચિત્તથી યત્ન કર્યા કરે છે, તેને ખરેખરો અધ્યવસાયી વીરપુરુષ કહી શકાય.

એક સાધારણ વૃક્ષને પણ જો ભોંય પાડવું હોય છે તો તેને જ્યારે કુહાડાવતી વારંવાર કાપવું પડે છે, ત્યારે બહુ મોટા અથવા ભારે કામને સારૂ પુનઃ પુનઃ પ્રયત્ન કર્યા વિના પાર પાડવું અથવા પૂરૂં કરવું શી રીતે સંભવિત થઈ શકે? ભમરા અથવા મધમાખો જે મધપૂડો બનાવે છે, તેને સારૂ શું તેઓને નાના પ્રકારનાં પુષ્પોમાં ભ્રમણ કરવાની અને પુનઃ પુનઃ પ્રયત્નની જરૂર પડતી નથી? આ પૃથ્વીપર જેટલા માણસો ઉન્નત થઈ ગયા છે, તેઓ સર્વે એવા અધ્યવસાયનું અવલંબન કરીને પોતપોતાના અભીષ્ટની સિદ્ધિ કરી લેવાને સમર્થ થયા હતા. કોઈ પણ માણસ એક જ દિવસમાં એકદમ ઉન્નતિ પ્રાપ્ત કરવાને સમર્થ થતો નથી.

ભ્રમણ કરવાની એટલે ફરવા હરવા કે જવા આવવાની વેળાએ માણસ જેમ એક એક ડગલું ભરતો ભરતો તેને જવાને રસ્તે આગળ

વધે છે, તેજ પ્રમાણે જીંદગીરૂપી રસ્તાનો મુસાફર પણ ક્રમે ક્રમે માર્ગ કાપી શકે છે. ઇચ્છા હોવા છતાં પણ જેમ કોઈ વટેમાર્ગુ એક કુદકો મારીને રસ્તાના એક છેડેથી બીજા છેડા પર જઈ શકતો નથી, પરંતુ સહિષ્ણુતાના અવલંબનપૂર્વક તેને થોડે થોડે કરીને માર્ગ કાપવો પડે છે; તેવી જ રીતે કોઈ પણ માણસ એકદમ અભીષ્ટ સિદ્ધિની આશા રાખી શકે નહિ; પણ પ્રયત્ન, પરિશ્રમ અને સહિષ્ણુતા સહિત ક્રમે ક્રમે ધારેલે રસ્તે આગળ વધીને આખરે મનોરથની સિદ્ધિ કરે છે. ખેડુત અનાજ વગેરે વાવતાં વેંત જ કાપણી કરી શકે નહિ, પરંતુ કેટલાક દિવસ પર્યંત તેને સાવચેતી અને સહિષ્ણુતા સહિત આશાવાન થઈને રહેવું પડે. પ્રથમ વાવેલા ફણગા ફૂટે, પછી પાંદડાં આવે અને ત્યારબાદ રહેતે રહેતે દાણા અથવા ફળ થાય અને પાકે, તે પછી છેવટે કાપણી કરવાનો વખત આવે. તેવી રીતે પ્રત્યેક કાર્યની અંદર અનેક અંશ અથવા ભાગ હોય છે, જે ક્રમે ક્રમે સંપન્ન થવાથી આખરે કૃતકાર્યતા મળે છે.

ઇચ્છા થતાં જ કોઈ મહત્ કાર્ય સિદ્ધ થઈ શકે નહિ. સહિષ્ણુતા રાખીને ઘણા દિવસ સુધી ઘણો યત્ન કરવામાં આવે તો જ તે કાર્ય સફળ થાય. સુપ્રસિદ્ધ ડિમેસ્ટરે કહ્યું છે કે, “ કેવા ભાવથી વાટ જોવી જોઈએ તે જાણ્યાથી જ કૃતકાર્યતાનું રહસ્ય જાણી શકાય. ” વળી એક નીતિવચન પ્રચલિત છે કે, “ સમય અને સહિષ્ણુતા કેળના પાનને સાટીન બનાવી શકે. ” વસ્તુતઃ અપેક્ષા કરતાં જાણ્યા–શીખ્યા વિના કોઈ મહત્ કાર્યમાં સિદ્ધિ મેળવવાની આશા કેવળ દુરાશા માત્ર છે.

અસહિષ્ણુ મનુષ્ય એકદમ લક્ષાધિપતિ અથવા વિવિધ શાસ્ત્ર-વિશારદ થવાની ઇચ્છા કરે છે. અનાજ વાવતાં વેંત જ ફણગા ફૂટ્યા છે કે નહિ, તે બાળકની પેઠે અધીરાઈથી જુએ છે; વિઘ્ન, વિપત્તિ અને અડચણ તેની આગળ અલંધ્ય પર્વતના જેવાં જણાય છે. તે ભયથી અને નિરાશાથી જ્ઞાનહીન અને વ્યાકુળ થઈ પડે છે; અસાધ્ય પરિશ્રમ જોઈને બહુ જલદીથી કાયર અને કંટાળાવાળો

થઈ પડે છે; વૃથા તજવીજો અને તદબીરોમાં અમૂલ્ય સમય ગુમાવી દે છે; અસ્થિર ચિત્તથી નવીન કાર્યપ્રણાલીનું અવલંબન કરે છે અને એકદમ ફળ મળવાની સંભાવના નહિ જોવાથી પુનઃ પુનઃ તેનો પરિત્યાગ કરે છે. એવી રીતે તેનો પરિશ્રમ, પ્રયત્ન વગેરે સમસ્ત નિષ્ફળ થાય છે.

પરંતુ સહિષ્ણુ મનુષ્ય સ્થિરચિત્તે કાર્યમાં પ્રવૃત્ત થાય છે, કેમકે તે જાણે છે કે મુંબઈ અથવા કલકત્તા જેવાં મહાનગર કાંઈ એક દિવસમાં નિર્મિત થયાં નથી; કોઈ મનુષ્ય કોઈ કાર્યમાં એકદમ ફત્તેહ પામવાને સમર્થ થતો નથી, તેથી તે અલ્પે અલ્પે તેનાથી બની શકે તે પ્રમાણે ક્રમ અને યત્ન કરીને ક્રમે ક્રમે કૃતકાર્યતા મેળવે છે. તેની સ્થિર બુદ્ધિ, અખંડ પરિશ્રમ અને એક દિલના યત્નની આગળ વિઘ્ન, વિપત્તિ અને અડચણોનો દુર્લંઘ્ય પર્વત માથું નીચું નમાવે છે.

અનેક લોકોનો એવો સંસ્કાર હોય છે કે, કોઈ કોઈ માણસ સ્વભાવતઃ અસાધારણ ધીશક્તિસંપન્ન થઈને જન્મે છે અને વિના પરિશ્રમે મહત્ કાર્યો સહેજે સંપન્ન કરવાને સમર્થ હોય છે. એ અસાધારણ ધીશક્તિને તે પ્રતિભા ( genius ) તરીકે પિછાને છે. તે ઈશ્વરના વિશેષ અનુગ્રહથી પ્રાપ્ત થાય છે; અને સર્વના ભાગ્યમાં તે હોતી નથી. પરંતુ ઇતિહાસ અને જગતમાં બનતા બનાવોની આલોચના કર્યાથી જેટલું જાણી શકાય છે, તેનાથી ઈશ્વરના વિશેષ અનુગ્રહથી ઉપજતી અસાધારણ ધીશક્તિનો કાંઈ પરિચય અથવા પુરાવો મળી આવતો નથી. જો યથાર્થ જ કોઈ પદાર્થ હોત તો આપણે જોઈ શકત કે આજ અમુક માણસ સુપ્રસિદ્ધ તાનસેનના જેવો ગાયક થઈ ગયો છે, આજ અમુક જણ વિખ્યાત માઈકલ એંજલોના જેવો ચિત્રકાર બની ઉઠ્યો છે; અને તેમ થયાથી જ્ઞાનીજનો પણ કદી એમ ના કહેત કે, "મનુષ્યે જે કર્યું છે તે મનુષ્ય માત્ર સર્વે કરી શકે." વળી એવી વિવેચના કરવા જતાં ઈશ્વરની સમદર્શિતાના ઉપર દોષારોપ કરાય છે. યૂરોપીયન પંડિત પુરુષોમાંના કોઈ પણ પ્રતિભા નામે

ઈશ્વરના વિશેષ અનુગ્રહથી ઉત્પન્ન થતો પદાર્થ માનતા નથી. તેઓ-માંના કોઈ કોઈ કહે છે કે, પ્રતિભા એ બીજું કંઈ નથી, પણ "સતત પરિશ્રમ કરવાની ક્ષમતા અથવા શક્તિ છે." કોઈ કોઈ કહે છે કે, સાધારણ જ્ઞાનના અતિશયપણાને જ પ્રતિભા કહી શકાય"; અને કોઈ એમ કહે છે કે, "ઉદ્યોગ કરવાનું સામર્થ્ય એ જ પ્રતિભા." જોન ફોસ્ટરનું કહેવું એવું છે કે, "પોતાનો અગ્નિ પ્રજ્વલિત કરવાની ક્ષમતાને જ પ્રતિભા કહે છે." સુવિખ્યાત પંડિત કાર્લાઇલ અને સુપ્રસિદ્ધ બફોન કહે છે કે, "સહિષ્ણુતાને જ પ્રતિભા કહેવામાં આવે છે." પ્રસિદ્ધ પંડિત ન્યૂટન એક પ્રબળ પ્રતિભાસંપન્ન પુરુષ હતો એ વાતનો કોઈ અસ્વીકાર કરી શકશે નહિ; પરંતુ જ્યારે તેને પૂછવામાં આવ્યું હતું કે, "સાહેબ, આપે કેવી રીતે આટલાં બધાં અસાધારણ કાર્ય સંપન્ન કર્યાં ?" ત્યારે તેણે નમ્રભાવે ઉત્તર આપ્યો હતો કે "એ સમસ્ત વિષયો વિષે સતત ચિન્તા (વિચાર) કર્યા કરીને મેં કૃતકાર્યતા મેળવી છે." ડાકટર બેન્ટલીને તેણે કહ્યું હતું કે, "જો મેં સાધારણ લોકોને હિતજનક કોઈ કાર્ય કર્યું હોય, તો તે પરિશ્રમ અને સહિષ્ણુતા સહિતના વિચારના બળથી જ સંપન્ન કર્યું છે." તેટલા માટે પ્રતિભા એ ઈશ્વરના વિશેષ અનુગ્રહથી ઉત્પન્ન થતો કોઈ ગુણ નથી. ઈશ્વર કોઈના પ્રત્યે અધિક અને કોઈના પ્રત્યે અલ્પ અથવા કમ અનુગ્રહ દેખાડતો નથી, તેની તો "સર્વ જીવે સમાન દયા" છે, તે સમદર્શી છે.

વસ્તુતઃ અખંડ અધ્યવસાય અને સહિષ્ણુતા સિવાય, વિજ્ઞાન, સાહિત્ય, શિલ્પ વગેરે કોઈ પણ વિદ્યામાં નિપુણતા મેળવાતી નથી. સુપ્રસિદ્ધ સર જોસુયા રેનોલ્ડસે કહ્યું છે કે,–"જો કોઈને ચિત્ર અથવા અન્ય કોઈ શિલ્પવિદ્યામાં પારદર્શિતા પ્રાપ્ત કરવાની અભિલાષા હોય, તો તેણે સવારે શય્યામાંથી ઉઠીને રાત્રે ફરીને શય્યામાં સૂઈ રહેવાના સમય સુધી સમગ્ર મનોવૃત્તિ એ એક વિષયમાં જ રાખવી જોઈએ." વીણા વગાડવાને શીખવા ચાહનારા કોઈ એક જુવાને

સુવિખ્યાત ગિયારડિનાઈને પૂછયું કે, "સાહેબ, કેટલા દિવસમાં હું વીણા વગાડવામાં નિપુણતા મેળવવાને સમર્થ થઈશ?" તેનો તે ઉસ્તાદે એવો ઉત્તર આપ્યો કે, "દરરોજ બાર કલાક પ્રમાણે વીસ વર્ષ સુધી યત્ન કર્યાથી નિપુણતા મેળવી શકાય." તે જ પ્રમાણે આપણે જોઈએ છીએ કે અધ્યવસાય વિના કોઈ પણ વિષયમાં ખરી પારદર્શિતા પેદા થતી નથી.

ઘણા મુખ્ય મુખ્ય માણસો ફરી ફરી હાર ખાઈને અથવા પાછા પડીને આખરે કૃતકાર્યતા પામવાને સમર્થ થયા છે. તેઓ જેટલી વાર વિફળમનોરથ થયા છે તેટલી વાર તેમણે અધિક સાહસ અને અધ્યવસાય સહિત ફરીને ધારેલા કાર્યનો આરંભ કર્યો છે. ઈંગ્લંડનો આગલો મુખ્ય મંત્રી સ્વર્ગવાસી ડિઝરાયલી (પાછળથી લૉર્ડ બિકન્સફીલ્ડ) પહેલી વાર પાર્લામેન્ટમાં ભાષણ આપવાનો પ્રયત્ન કરીને સભાસદોની નિન્દા અને હાસ્યને પાત્ર થયો હતો; પણ પણ તે સહેજમાં જતું કરે તેવો માણસ નહોતો. તરત જ તે બોલ્યો કે, "અનેક કાર્ય પુનઃ પુનઃ આરંભીને આખરે મેં કૃતકાર્યતા મેળવી છે. આજ તો હું બેશી જાઉં છું, પરંતુ એવો દિવસ પણ આવશે કે જ્યારે આપ સર્વે મારૂં ભાષણ ધ્યાન દેઇને સાંભળશો." અને ખરેખર જ તેણે પોતાનું કહેવું સફળ કર્યું હતું. જે ડિઝરાયલી એક વાર મહાસભામાં એવી રીતે નિન્દિત થયો હતો, તે જ મહાપુરુષ એક સમયે ઈંગ્લંડનો નેતા થઈને તે જ સભાસદોને પોતાના ભાષણથી નિસ્તબ્ધ અને મુગ્ધ કરી નાખતો. એવો અધ્યવસાયી વીરપુરુષ જો જગત્‌માં ઉન્નતિ કરી ના શકે તો બીજો કોણ કરી શકવાનો હતો?

આપણા આગલા એક ગવર્નર જનરલ લૉર્ડ લિટનના પિતા બુલવર લિટને પ્રથમ જે જે કાર્યમાં હાથ ઘાલ્યો, તે તે કાર્યમાં તે પાછો પડ્યો હતો. પ્રથમ કવિતા લખવાનો આરંભ કર્યો, તેનું ફળ થયું નિન્દાનાં નગારાં; પછી નૉવેલ લખવાનું આરંભ્યું, તેમાં પણ નાસિપાસ થયો; ત્યારપછી તેણે ભાષણો કરવાનું શરૂ કર્યું, તેનું

પણું તેવી જ રીતનું થયું. બીજો કોઈ માણસ હોત તો તે વખતે ગ્રંથ રચવાનું અને ભાષણ કરવાનું હંમેશને સારૂ છોડી દેત; પરંતુ ગ્લૅડસ્ટનનું મન તેવા ઉપકરણથી નિર્મિત થયેલું નહોતું,–તે કોઈ કાર્યનો આરંભ કરીને પછી સહેજમાં તેને છોડી દે તેવો નહોતો. તેણે વિવિધ વિષયોના ગ્રંથો લખવા માંડયા, અને રાજનીતિ વિષે ભાષણો કરવાનું શરૂ કર્યું; પરિણામે તેનાં પુષ્કળ વખાણ થવા લાગ્યાં, અને ઇંગ્લંડમાં તે એક સુવિખ્યાત ગ્રંથકાર, વકતા અને રાજનીતિજ્ઞ તરીકે ઓળખાયો. સતત પરિશ્રમ, સહિષ્ણુતા અને અધ્યવસાયના બળથી જ એવી ખ્યાતિ અને પ્રતિષ્ઠા પામવાને તે સમર્થ થયો હતો.

અધ્યવસાયી વીર પુરુષ સુવિખ્યાત બર્નાડ પેલિસિ ફ્રાન્સ દેશમાં ઇ. સ. ૧૫૧૦ માં જન્મ્યો હતો. તે એક દિવસ ઈટાલી દેશના એક પ્યાલા ઉપરની કારીગરી જોઈ અત્યંત મોહિત થયો. તેના અંતરનો અગ્નિ સળગી ઉઠયો. એવાં ચિત્રામણ વાસણ ઉપર કેવી રીતે કરી શકાય, તે શોધી કાઢવા તેણે ઉંઘ અને આહારનો ત્યાગ કર્યો, અને પુનઃ પુનઃ કેટલાં કાષ્ટ, કેટલાં પાત્ર અને કેટલા પ્રકારનાં ઔષધ બાળી મૂકયા, પરંતુ કશાથી પણ કૃતકાર્ય થઈ શકયો નહિ. કોઈ કોઈ વાર તે પરીક્ષા કરવાનો આરંભ કરીને ૨–૩–૪–૫–૬ દિવસ સુધી અગ્નિકુંડમાં લાકડાં નાંખ્યા કરતો, અને તેની સ્ત્રી ત્યાં આગળ આણીને તેને જે સામાન્ય ખોરાક આપતી, તેજ ખાતો. પરંતુ કૃતકાર્યતા મેળવવાને સમર્થ ના થવાથી છેવટે એક બહુ મોટો પ્રયોગ કરવાનું તેણે પોતાના મન સાથે નક્કી કર્યું. વાંચનાર ! આ જુઓ, ધક ધક કરતો પાત્રાચ્છાદિત અગ્નિકુંડ સળગી રહ્યો છે, અને તેની પાસે બેશીને જીર્ણ, મલિન, ઉદાસ અને દરિદ્રતાના દુઃખથી પીડિત બર્નાડ પેલિસિ દિવસ અને રાત તેમાં લાકડાં નાખતો ને સંકોરતો રહે છે; અને પરીક્ષાના ફળ–લાભની આશાવાળો થઈને સ્થિર નેત્રે જોઈ રહે છે. પણ એવામાં બળતણ ખૂટી પડયું ! હવે ઉપાય શો ? બગીચાની ચારે તરફ જે કઠેરો હતો તે

તમામ બાળી મૂક્યો તોપણ પૂરૂં થયું નહિ, થોડાને સારૂ સઘળું નકામું થઈ જાય છે! ત્યારે પોતાના ઘરની અંદર દોડી ગયો, અને સ્ત્રી પુત્રના વિનય અને રડારોડને ગણકાર્યા વિના પોતાનાં ટેબલ ખુરશી વગેરે લાવી તેના કડકા કરીને અગ્નિકુંડમાં હોમી દીધાં! તેની બાયડી છોકરાં વગેરે તેનું એવું આચરણ જોઈ ઘરમાંથી બહાર નીકળીને દોડી જઇને કહેવા લાગ્યાં કે 'પેલિસિ ગાંડો થઈ જઈને તેના ઘરનો સરસામાન બાળી મૂકી અગ્નિકુંડનો તાપ સાચવી રાખે છે.' પરંતુ દુઃખ શું એવા લોકને ચિરકાળ કષ્ટ દેઈ શકે છે? આ વેળાએ પેલિસિનું કામ સિદ્ધ થયું. પાત્ર સઘળાં ચિત્રવિચિત્ર થયાં. ધન્ય બર્નાડ પેલિસિ! ધન્ય તમારો અધ્યવસાય! ધન્ય તમારી સહિષ્ણુતા!

સહિષ્ણુ અને અધ્યવસાયી મનુષ્યને વિઘ્ન અને અડચણો ભય દેખાડી શકતાં નથી, ને જેટલો પોતાની દુર્બળતાથી જાણીતો થાય છે, તેટલો અધિકતર ઉત્સાહ સહિત બલિષ્ઠ થવાની તજવીજ કરે છે. વિઘ્ન અને અડચણો તેની છુપી રહેલી શક્તિઓને પ્રકાશિત અને નિસ્તેજ ગુણ સકળને તેજદાર કરે છે. જો વિઘ્ન અને અડચણો ના હોત તો માણસોના યત્ન અને ઉત્સાહનું પ્રયોજન પડત નહિ. જો લોભ લાલચો ના હોત તો શું સહિષ્ણુતાના ગુણ લોકોના આટલા આદરને પાત્ર થાત? તેટલા માટે વિઘ્ન અડચણો, પ્રલોભન, દુઃખ, દરિદ્રતા વગેરે અનિષ્ટજનક નથી; તે લોકોને બલિષ્ઠ, શિક્ષિત અને ધાર્મિક થવાને ઉત્તેજિત કરે છે. અને ઉન્નતિ માર્ગે જવાને સારૂ પ્રવૃત્તિ પેદા કરે છે. રાજનીતિ–વિશારદ એક પુરુષને પૂછો કે, તેણે કેમ કરીને એવી પારદર્શિતા કરી, તો તરત જ તે એવો ઉત્તર આપશે કે, ફરી ફરી નાસિપાસ થઈને બહુ યત્ને તે એવા પ્રકારની શક્તિ મેળવવાને સમર્થ થયો છે. સતત યત્ન કર્યા સિવાય કોઈ કદિ પણ કોઈ શાસ્ત્રમાં, કોઇ કાર્યમાં, કોઈ વિષયમાં નિપુણતા મેળવવાને સમર્થ થયો નથી, અને થશે પણ નહિ.

સૌભાગ્યને ઈચ્છનારા માણસ સતત સહિષ્ણુતા અને અધ્યવસાયના ગુણથી અલંકૃત રહેશે; તે એક વાર કોઈ કાર્યમાં વિફળ પ્રયત્ન થયાથી તેને છોડી દેશે નહિ, પણ પુનઃ પુનઃ પ્રયત્ન કરશે; એક વાર, બે વાર, ત્રણ વાર યત્ન કરશે, તેનાથી પણ અકૃતકાર્ય થયાથી બહુ વાર યત્ન કરશે; આખરે તેની આશા સફળ થશે જ થશે. તે ઉન્નતિ કરવાને ઉત્સુક થઈને વિઘ્ન-અડચણોથી ભય પામશે નહિ; અડધે રસ્તે જઈને પાછો આવશે નહિ; કોઈ કાર્ય અડધું સિદ્ધ કરીને પરિશ્રમના ભયથી તેનો પરિત્યાગ કરશે નહિ; તે ચંચળ ચિત્તના મનુષ્યની માફક એક કાર્યમાંથી બીજા કાર્યમાં ઘૂસીને વૃથા સમય ગુમાવશે નહિ; પરંતુ પ્રકૃત સ્થિર, ધીર, ગંભીર, વીરપુરુષની પેઠે એક મનથી અવિચ્છિન્ન અધ્યવસાય સહિત આરંભેલું કાર્ય પાર પાડશે. તે વિઘ્ન-અડચણો જોઈને બીકણ બાયલાની પેઠે પલાયન કરશે નહિ, અને જ્યાં સુધી જય મેળવવાને શક્તિમાન નહિ થાય ત્યાં સુધી કોઈ પણ રીતે જંપશે નહિ. તેના હૃદયમાં જ્ઞાનીઓનું આ વાકય સતત કોતરાયેલું રહેશે કે—" કૃતકાર્યતાની પ્રાપ્તિ ચાર જ અક્ષરોની અંદર છુપાયેલી છે કે, યત્ન કરો. "

" આરંભશૂરા "નું ઉપહાસ્યાસ્પદ ઉપનામ પામેલા મારા સ્વદેશબંધુઓ આ સંક્ષિપ્ત લેખનો પ્રકૃત મર્મ લક્ષમાં લેઈને પોતાને અને જનની જન્મભૂમિને અનેક પ્રકારના અનિષ્ટમાંથી ઉગારવા અને ઉન્નત કરવાને સારૂ " અધ્યવસાય અને સહિષ્ણુતા "ના આસ્તિક ભક્ત બની જગતમાં જયલાભ કરો એવા આશીર્વાદપૂર્વક હાલ તો વાંચનાર ! તમારી પાસે રજા માગવામાં આવે છે. K.

( પુ. ૫૫ મું, માહે મે, ૧૯૦૮ )

# ખંડ ૩ : ભાષા અને સાહિત્ય

## ૧. ભાષાવિચાર

### ભાષા વિશે

આખા હિંદુસ્થાંનમાં સંસ્કૃત ભાષા ઘણાં વરશથી ફેલાએલી છે. પણ તે શિખતાં મહેનત પડે છે માટે કોઈ ઠેકાણે એજ ભાષાથી વેહેવાર ચાલતો નથી. પણ જુના લેખ ત્રાંબાપત્ર પ્રશસ્તિ વીગેરે આખા હિંદુસ્થાનમાં સંસ્કૃતમાં લખાતા હતા. તેમજ આખા હિંદુસ્થાનના કવિઓ એજ ભાષામાં કવીતા બનાવતા હતા. કારણ કે, તેના વાંચનારા આખા હિંદુસ્થાનમાં મલતા હતા. માટે ભૂગોલ ખગોલ ન્યાયશાસ્ત્ર ધર્મશાસ્ત્ર ઈતીહાસ વૈદક શિલ્પશાસ્ત્ર વીગેરેના ગ્રંથ સંસ્કૃતમાં ઘણા છે.

### હિંદવી ભાષા

પછી જારે મુશલમાંની રાજ્ય થયું ત્યારે સંસ્કૃતનો અભ્યાસ ઘણોજ ઓછો થઈ ગયો. નેં હરેક ઠેકાંણે સંસ્કૃત ભાષા વાંચનારા મલી સકતા નથી એવું જાણવામાં આવ્યું ત્યારે કવીઓએ વ્રજભાષા એટલે ગોકુલ મથુરાંની ભાષામાં કેટલાક ગ્રંથ બનાવ્યા. એ ભાષાનેં હિંદવી અથવા હિદુસ્થાંની ભાષા કેહેવાય છે. કારણ કે આખા હિંદુસ્થાંનમાં એ ભાષાના જાંણનાર મલી સકે છે. મુસલમાંન લોકો પણ એજ ભાષા બોલે છે ખરા તથાપિ તેમાં ફારશી અરબી શબ્દ ઘણા

ભેલવે છે. માટે શુદ્ધ હિંદવી કેહેવાય નહીં. હિંદવી ભાષામાં પ્રેમસાગર નામનું પુસ્તક છપાએલું છે. તે ગુજરાત દક્ષણ મારવાડ વીગેરે હરેક પ્રાંતના લોકો સેહેલી રીતે વાંચી સકે છે. તથા રામકથા સુંદરવીલાસ તથા કેટલાક વૈદકના ગ્રંથ એ ભાષામાં બનેલા તે આખા હિંદુસ્થાનમાં ફેલાએલા છે.

## દેશી ભાષા

મરાઠી ભાષા, મારવાડી ભાષા, ગુજરાતી ભાષા, વીગેરે જે જે પ્રાંતમાં બોલાય છે, તે પ્રાંતના કવીઓ પોતપોતાની ભાષામાં ગ્રંથ કરવા લાગ્યા. પણ તે ગ્રંથ એક બીજાના પ્રાંતમાં સમજનાર થોડા મલે છે.

ઊપર લખેલા હરેક પ્રાંતની ભાષામાં શુદ્ધ સંસ્કૃત તથા અપભ્રંશ થએલા સંસ્કૃત શબ્દો આશરે અરધો અરધ હોઅ છે. કારણ કે સંસ્કૃત ભાષા આખા હિંદુસ્થાનમાં પ્રસરેલી છે. પણ તે પ્રાંતમાં રેહેનારા ઢેડીઆ વીગેરે હલકી જાત્યના લોકો તથા મુસલમાંન વીગેરે પરદેશી લોકોની બોલી નેં બ્રાહ્મણ વાંણીઆ આદિકની બોલી કાંઈક જુદી રીતની હોય છે.

## ગુજરાતી ભાષા

ગુજરાતનું મુખ્ય શેહેર આ અમદાવાદ કેહેવાય છે માટે અહીની ભાષા શુદ્ધ ગુજરાતી કેહેવાય તથાપી અહી મુસલમાંની રાજ્ય આવ્યાથી ભાષામાં કાંઈક તફાવત થએલો છે.

આ શેહેરમાં વલ્લભભટ નામના કવી સંવત્ ૧૭૦૦ ના સઈકામાં થઈ ગયા. તેમણેં ગુજરાતી ભાષાંમાં ઘણી કવીતા કરેલી છે. તે શુદ્ધ ગુજરાતી ભાષા છે. તથા વડોદરામાં પ્રેમાનંદભટ, નેં સાંમલભટ અમદાવાદમાં થઈ ગઆ. તે સીવાઅ નરસીં મેહેતા જુનાગઢમાં રણછોડ,ધીરો, મીઠો, મીરાંબાઈ, અખો, આદીકની કવિતા ગુજરાતી ભાષામાં ઘણી છે.

કોઈ વખત ગુજરાતી ભાષાની તકરારમાં એ કવિઓની ભાષાના દાખલા આપવાની વિદ્વાંનોને જરૂર પડશે.

દર, તયાર, રોજ, સાલ, ગુદસ્ત એવા પરદેશી શબ્દો ઊપર લખેલા કવીઓની કવીતામાં ઘણું કરીનેં લખાએલા નથી. એ કવીઓની કવીતા આખા ગુજરાતમાં લોકો ઘણી ખુશીથી વાંચે છે. અહીની પુસ્તક શાલામાં ગુજરાતી ચોપડીઓ ઘણી છે. પણ તેમાંથી એ કવીઓની ચોપડીઓ વાચવા લોકો વારે વારે લઈ જાય છે.

પુષ્કલ, નિર્મલ, સુંદર, એવા જે પ્રસિદ્ધ સંસ્કૃત શબ્દો છે તે હરેક પ્રાંતની ભાષામાં સરખા છે. એક દક્ષણી માણુસ સાથે એ વીશે ગુજરાતીનેં તકરાર થઈ હતી કેમકે દક્ષણી માંણુસે કહું કે એ મરાઠી શબ્દો છે નેં ગુજરાતીએ કહું કે ગુજરાતી છે. તેમજ બંગાલા પ્રાંતનો હીંદુ કેહેશે કે એતો બંગાલી શબ્દો છે તો પણ સાચી વાત છે કેમકે તે સંસ્કૃત શબ્દો છે. નેં આખા હિંદુસ્થાનમાં બરાબર ચાલે છે.

એ વિષે અમારો અભીપ્રાય એવો છે કે જ્યાંહાં સુધી પ્રસિદ્ધ શબ્દ મલી સકે ત્યાંહાં સુધી અપ્રસિદ્ધ શબ્દો લખવા નહી. તે ફક્ત ગુજરાતીમાં નહી મરાઠીમાં પણ वक्तृत्व संतति परिमेयता એવા એવા શબ્દો લખ્યા હોય તો તે દેશનો રેહેનાર પણ સંસ્કૃત જાણ્યા-વિના સમજી નહી સકે.

કેવલ ગુજરાતી ફીકી લાગે છે. માંટે સંસ્કૃત પ્રસિદ્ધ શબ્દ હોય તે લખવા એ તો ઠીક છે.

કેવલ ગુજરાતી. જેમકે, આ દાહાડામાં નવા નવ બોલ હું શીખ્યો.
સંસ્કૃત ગુજરાતી. આ दिवसमां नवीन नव वाक्योनो में अभ्यास કરચો.

આ વખતમાં કોઈ કવી એવી ઈચ્છા રાખતો હોય કે, આખા હિંદુસ્થાનમાં પ્રસિદ્ધ થાય એવી કિતાબ બનાવું. તો તેંણેં હિંદવી ભાષામાં નેં બાલબોધી અક્ષરમાં લખાથી ઘણી જરૂરની બુક હશે તો સેહેલી રીતે આખા હિંદુસ્થાનના લોકો વાંચશે.

જેમ અંગરેજીમાં લખવાના નેં બુકમાં છાપવાના અક્ષરો જુદી તરેહના છે, તેમજ ગુજરાતીમાં પણ લખવાના લીટીવાલા નેં બુકમાં

બાલબોધીજ સારા લાગે છે એવું ગુજરાતના સઘલા વિદ્વાંનોનું મત જણાય છે. નેં અશલથી ગુજરાતમાં એજ દસ્તુર છે. પણ હાલ મુંબઈ વીગેરે સંસ્થાનમાં પરદેશી લોકો જે ગુજરાતી બોલવા શીખે છે તેઓની બાલબોધી અક્ષરો ઊપર મરજી જણાતી નથી. માટે બાલબોધી અક્ષર, નેં સંસ્કૃત પ્રસિદ્ધ શબ્દ હોય તેનેં પણ મરાઠી છે એવું બોલતાં મે સાંભલું છે. એ કેવી હસવા જેવી વાત છે.

## ગુજરાતીનું કોઈક જ ક્રીયાપદ સંસ્કૃતનેં મલતું નહી હોય

| ગુજરાતી | संस्कृत. | ગુજરાતી. | संस्कृत. |
|---|---|---|---|
| કરવુ. | कार्य. | સુવુ. | स्वप्यं. |
| ખાવુ. | खाद्यं. | બાંધવુ. | बंधनीयं. |
| પીવુ. | पेयं. | મુકવું. | मोचनीयं. |
| ચાલવુ. | चलनीयं. | પેસવુ. | प्रवेशनीयं. |

( પુ. ૨ જું, માહે સપ્ટેંબર, ૧૮૫૫ )

# રેવરેન્ડ મિ. ટેલરકૃત ગૂર્જરભાષાનું વ્યાકરણ

વ્યાકરણ કરવાનું મુખ્ય પ્રયોજન ભાષાનું રક્ષણ છે. વ્યાકરણ વિના ભાષાનું રક્ષણ થતું નથી માટે વિદ્વાનોએ ભાષાનું વ્યાકરણ કરવાનો ચાલ ચલાવ્યો છે. જે વ્યાકરણ નથી તે ભાષા કાલાંતરે વિકાર પામી ગઈ છે. હવણાં આપણે જે ગૂર્જર ભાષા બોલિયે છિયે તે મૂળ સંસ્કૃત વિકારથી થઈ છે એ વિષે થોડો વિચાર લખીને પછી વ્યાકરણ વિષે લખીશું.

ભરતખંડી આર્યલોકોની સ્વભાષા સંસ્કૃત છે. વેદની ઉત્પત્તિથી તે મમદી લોકોના આવવા લગી ધર્મ, વિદ્યા અને રાજ્યસંબંધી

કામકાજમાં સંસ્કૃતભાષામાં જ તેમણે અનેક ગ્રંથો બાંધ્યા છે. એ ભાષા કાલાંતરે વિકાર પામી જાય નહિ તે માટે તેમણે આગળથી ચેતીને એના રક્ષણ માટે અનેક વ્યાકરણ ગ્રંથ બાંધ્યા છે. તેણે કરી સંસ્કૃત ભાષા આજ લગી અવિકૃત જણાય છે. સંસ્કૃતભાષાના રક્ષણ માટે વૃદ્ધ વિદ્વાનોએ જો વ્યાકરણ પુસ્તકો ન રચ્યાં હોત તો આપણે આપણી પ્રાચીન સંસ્કૃત ભાષાને જાણત નહિ; અને સંસ્કૃત ઉપરથી વિકૃતિ પામેલી જ ભાષાઓ આપણા જાણવામાં આવત, આપણી પ્રાચીન ભાષા સંસ્કૃત હતી એવું જાણવાને આપણે કાંઈ આધાર રહેત નહિ. માટે અમે એ વ્યાકરણ બાંધનારા વૃદ્ધ વિદ્વાનોની સ્તુતિ કરિયે છિયે. સંસ્કૃત પૂર્ણ ભાષા છે, એમાં જેમ બોલવું હોય તેમ બોલી શકાય છે. ધાતુ, ઉપસર્ગ, ક્રિયાપદ, નામપદ, સંધિકાર્ય, અવ્યય, લિંગ, વિચાર, સ્ત્રીપ્રત્યય, કારક, સમાસ, તદ્ધિત ઇત્યાદિક વ્યાકરણનાં જે મૂળ તત્વ છે તે સંસ્કૃત ભાષામાં સ્પષ્ટ અને રસાળ દીસે છે. ડાકટર હૌગ અને મ્યાકસમૂલર જેવા યૂરોપિયન વિદ્વાનો પણ સંસ્કૃત ભાષાને સર્વોત્તમ કહે છે.

સંસ્કૃત ઉપરથી પ્રાકૃત પંચભાષાઓ થઈ, અને પ્રાકૃત પંચભાષા ઉપરથી ભરતખંડની દેશી ભાષાઓ થઈ છે; તો પણ સંસ્કૃત ભાષા આજ લગી તેવી ને તેવી જ રહી છે, પણ બદલાઈ નથી, એ પ્રતાપ વ્યાકરણોનો છે, માટે પ્રત્યેક ભાષાનું વ્યાકરણ અવશ્ય જોઈએ. સંસ્કૃત ઉપરથી પ્રાકૃત પંચભાષાઓની ઉત્પત્તિ એ પ્રકારે થઈ કે, ઉત્તર દિશામાંથી આર્ય લોકો ભરતખંડમાં આવ્યા તેમને મ્લેચ્છોનો સંસર્ગ થયો. એ મ્લેચ્છોથી સંસ્કૃતના યથાર્થ ઉચ્ચાર થઈ શક્યા નહિ અને સંસ્કૃત બોલવા જતાં તેમણે શબ્દ બગાડી દીધા; એ શબ્દોની પ્રથમ એક પ્રાકૃતભાષા થઈ, પછી કાલાંતરે એ ભાષામાંથી બીજી ચાર ભાષાઓ થઈ. સિંધુ નદને કાંઠે પ્રથમ પ્રાકૃત ભાષા થઈ, તે ભાષા શૂરસેન એટલે મથુરાંના દેશમાં જતાં થોડોક વિકાર પામીને શૂરસેની ભાષા થઈ; એમાંથી વળી મગધ એટલે બાહાર દેશમાં

જતાં માગધી અને પિશાચ જાતના લોકોમાં જતાં પૈશાચી થઈ છે. સિંધુનદના કાંઠાથી મારૂવાડ અને ગૂજરદેશ ભણી આવતાં અપભ્રંશ નામની ભાષા થઈ છે, એ પ્રકારે સંસ્કૃત ઉપરથી પ્રાકૃત પંચભાષાઓ વિકૃત પામીને ભરતખંડના ભિન્ન ભિન્ન દેશોની દેશી ભાષાઓ થઈ છે. આ વિચાર જે ભાષાનો ઇતિહાસ જાણે છે તે જ જાણે છે. પ્રાકૃત પંચભાષાઓનાં વ્યાકરણ છે. પણ તે ઉપરથી કાલાંતરે થયેલી દેશી ભાષાઓનાં વ્યાકરણ નથી. પાકૃત પંચભાષાઓનાં વ્યાકરણો છે; તે પણ ઘણાં ન્હાનાં છે, અને કોશ તો મુદ્દલ નથી; તેનું કારણ એ છે કે સંસ્કૃત ભાષાના શબ્દો જે ઉત્સર્ગથી વિકૃત થયા તે ઉત્સર્ગ જ એ વ્યાકરણ કર્ત્તાઓને જણાવવાનું પ્રયોજન હતું માટે તેમણે તે ઉત્સર્ગ જ જણાવ્યા છે, બાકીના કેટલાએક પ્રત્યયાદિકના ભેદ જણાવ્યા છે. સંસ્કૃત શબ્દો વિકૃત પામીને પ્રાકૃત થાય છે, માટે તેમણે તે શબ્દોનો કોશ કરવાનું પ્રયોજન મનમાં આણ્યું નથી. જે કોશ સંસ્કૃતભાષાના છે, તે જ કોશ પ્રાકૃત ઉત્સર્ગ લાગતાં પ્રાકૃત-ભાષાના થઈ શકે છે. જે શબ્દો સંસ્કૃત ઉપરથી થયા નથી, પણ દેશમાં બોલાય છે, તે શબ્દોનો કોશ કરવો જોઈએ માટે ગૂર્જરદેશને માટે હેમચન્દ્ર પંડિતે દેશિનામમાળા એ નામનો કોશ કરચો છે. मत्कुण એ સંસ્કૃત શબ્દ ઉપરથી मक्कण અને माकण એવા પ્રાકૃત શબ્દ થયા છે. માટે એવા શબ્દ તો એ દેશિનામમાળામાં લખ્યા નથી, પણ માકણના અર્થનો ढेकुण એવો દેશી શબ્દ પ્રાકૃતભાષામાં વપરાય છે માટે દેશિનામમાળામાં એ શબ્દ લખ્યો છે. એ શબ્દ મહારાઠા લોકો બોલે છે. गढ શબ્દ દેશી છે માટે દેશિનામમાળામાં લખ્યો છે. ઇ૦

પ્રાકૃત પંચભાષા ઉપરથી પણ અનેક પ્રકારના વિકાર થઈને ભરતખંડની દેશિભાષાઓ થઇ છે. ભરતખંડમાં મમદીયન લોકોનું રાજ્ય સ્થિર થયા પછી સંસ્કૃતભાષાનો અભ્યાસ ઓછો થવા માંડયો ત્યારે તે દેશના દેશિકવિયોએ દેશિભાષામાં ગ્રંથ બાંધ્યા છે. મમદીયન લોકોના આવવાની પૂર્વે દેશિભાષાઓમાં ગ્રંથ થયા નથી, જે થયા

છે તેમાં ઘણા ગ્રંથો સંસ્કૃત થયા છે. ગૂર્જરદેશમાં વિક્રમ સંવત ચૌદસે પછી ગૂર્જરભાષામાં ગ્રંથો બંધાયા છે. દેશિ ગ્રંથ બાંધનારાઓએ શુદ્ધ શબ્દો લેઇને ગ્રંથ બાંધ્યા નથી, એટલું જ નહિ પણ ઘણે ઠેકાણે તેમણે ગણ અને માત્રાઓનો મેળ આણવાને દેશમાં બોલાતા શબ્દોને ત્રોડી નાખ્યા છે. કેટલેક ઠેકાણે કાંઠા ભાંગેલા ઘડા જેમ પાણિયારે ગોઠવ્યા હોય, એમ વિભક્તિ વિહીન બૂચા શબ્દ ગોઠવ્યા છે. એ ખોટો ચાલ આજના કવિયો પણ ઝાલી રહ્યા છે. આવું એકલા ગૂર્જરદેશમાં થયું છે, એમ નહિ પણ ભરતખંડના સગળા દેશોમાં થયું છે. હવણાના કવિયોને અમે ઠપકો દેઇયે છિયે ત્યારે તેઓ પાછલા કવિઓનાં ઉદાહરણો બતાવે છે. ગૂર્જરભાષામાં હ્રસ્વ દીર્ઘ બોલાય છે, પણ તે ઉપર ધ્યાન રાખ્યા વિના કવિયો હ્રસ્વને ઠામે દીર્ઘ અને દીર્ઘને સ્થાને હ્રસ્વ અક્ષર કરી છંદ કરે છે. वेदमत એવું સમાસ નામ હોય તેને ત્રાડીને मतवेद એવું ઉલટું કરી નાખે છે. બે શબ્દનો એક શબ્દ થાય તેને સમાસ નામ કહે છે. એ બે શબ્દ શીસાની ગારે ચણેલા જેવા છે માટે ભિન્ન પડાય નહિં. શબ્દ ત્રોડી નાખીને ગણ અને માત્રામેળ કરવો એ કામ એકને મારીને તેનું ધન બીજાને અર્પણ કરવા જેવું થાય છે. રસ અલંકાર અને કાવ્યના ગ્રંથો શીખ્યા વિના રસનો વિરસ થઇ જાય છે તેનું ભાન રહેતું નથી એવા એ કવિયોના અનેક દોષ છે, પણ અમે આ પ્રસંગમાં વધારે જણાવતા નથી. કેટલાએક લોકોના બોલવામાં ઘણઘણી ચૂકો થાય છે, ઉતાવળથી બોલતાં કેટલાએક અક્ષર ગળી જાય છે. પોચશે એવું છે, તેનું પોછે કહે છે. કેટલાએક લોકો અક્ષરપાલટો કરીને બોલે છે. મારૂં ઘર કહેવું તહિં માડુ ઘડ કહે છે. મુંબઇનાં વર્ત્તમાનપત્રોમાં તો ઘણો જ અક્ષરપાલટો જોવામાં આવે છે. નાણાવટી આદિક લોકો ફૂટાક્ષર લખે છે. આખા અક્ષરને ઠેકાણે અડધો લખે છે, અને કાનો માત્ર ન જોઇએ તહિં કાનો માત્ર લખે છે. આ દોષ સરકારી નિશાળો થયા પછી થોડે થોડે દૂર થવા માંડ્યો છે, પણ હજી મૂળ મૂકીને ગયો નથી.

ઉપર લખેલા સહુ દોષ દૂર થવાને ગૂર્જરભાષાનું વ્યાકરણ કરવાનું પ્રયોજન છે, ગૂર્જરભાષાનું વ્યાકરણ હવે જો ન થાય તો કાલાંતરે ગૂર્જરભાષા ઘણી જ બગડી જાય. વ્યાકરણ એ શુદ્ધ બોલવાની તથા શુદ્ધ લખવાની એક વિદ્યા છે. ગૂર્જરભાષાનું વ્યાકરણ થાય તો શુદ્ધ બોલવું અને શુદ્ધ લખવું એ સંબંધી વિચાર ઘણા લોકોના જાણવામાં આવે તેથી ભાષાનો મળ જઈને નિર્મળ ભાષા થાય. જે લોકો બોલાતા હ્રસ્વ દીર્ઘાદિકના ભેદ સમજતા નથી, તે લોકો કહે છે કે ગૂર્જર ભાષામાં હ્રસ્વ દીર્ઘ છે જ નહિ પણ એ વાતને હ્રસ્વ દીર્ઘાદિકને જાણનારા વિદ્વાનો માનતા જ નથી. વિક્રમ સંવત ચૌદશે પછી જૈન અને બ્રાહ્મણ લોકોના લખેલા હજારો ગૂર્જરભાષામાં ગદ્ય ગ્રંથ છે. તેમાં કોઈ ઠેકાણે હ્રસ્વ દીર્ઘની લખવામાં તેમણે ચૂક કરી નથી. જેને જોવાની ઇચ્છા હશે તેને હું એ જૂના ગ્રંથો દેખાડીશ. હવણાના લખનારા તો હ્રસ્વ દીર્ઘ સમજતા નથી તો તેઓ હ્રસ્વ દીર્ઘ કેમ કરી લખે. ગૂર્જરભાષાનું વ્યાકરણ અને કોશગ્રંથ જો હોય તો તેઓ હ્રસ્વ દીર્ઘ લખવા શીખે. ગૂર્જરભાષાનું વ્યાકરણ કરવાથી ગૂર્જર ભાષા વિકાર પામતી અટકે. સંસ્કૃત ઉપરથી અપભ્રંશ અને અપભ્રંશ ઉપરથી ગૂર્જરભાષા થતાં જે વિકાર થયા તે થયા પણ હવેથી નવા વિકાર થાય નહિ.

ભરતખંડમાં ઇંગ્રેજી રાજ્ય આવ્યું છે તેથી ભરતખંડનું ભાગ્ય ઉઘડશે એવી આશા રાખવામાં આવે છે. ઈંગ્રેજ અધિકારિયો મૂળ નીતિવંત અને વિદ્વાન છે તેથી તેમણે ભરતખંડ ઉપર મુસલમાનોના જેવી રાજનીતિ ચલાવી નથી. લોકોમાં વિદ્યા વધારવાનો વિચાર ચલાવ્યો છે. પોતાના રાજ્યમાં વિદ્યાશાળાઓ સ્થાપવા માંડી છે, અને થોડો થોડો ભાષા વિષે પણ વિચાર ચલાવ્યો છે. ઇંગ્રેજી રાજ્યમાં ભરતખંડી ભાષાઓનાં વ્યાકરણ કરવાનો ચાલ ચાલ્યો છે. તેણે કરી ભાષાઓનો ઘણો સુધારો થાય છે. મહારાષ્ટ્ર દેશનાં ન્હાનાં વ્યાકરણ થતાં થતાં મોટું દાદોબા વ્યાકરણ થયું છે. ગૂર્જરદેશમાં પણ ન્હાનાં વ્યાકરણ થતાં થતાં હમણાં મોટું ટેલર વ્યાકરણ થયું છે. ટેલર સાહેબ

યદ્યપિ ઈંગ્રેજ છે, પણ તેમણે ગૂર્જર ભાષા વિષે વધારે જ્ઞાન મેળવ્યું છે. એ સાહેબ લાટીન જેવી મોટી ઘણી ભાષાઓ જાણે છે, તથા ભાષાઓનાં વ્યાકરણોનાં મૂળતત્ત્વ સમજે છે. તેણે કરીને ગૂર્જરભાષાના વ્યાકરણમાં એમણે વ્યાકરણનાં મૂળતત્ત્વ જણાવ્યાં છે. ટેલર વ્યાકરણ વાંચનારાઓને વ્યાકરણ સંબંધી જ્ઞાનમાં ઘણો જ વધારો થશે. ગૂર્જરભાષા મૂળ સંસ્કૃત વિકાર પામીને થઈ છે એ વાતનું ટેલર સાહેબને સારૂં જ્ઞાન છે, તેથી તેમણે પોતાના વ્યાકરણમાં સંસ્કૃત ઉપરથી ગુજરાતી શબ્દો થયાનાં ઉદાહરણ ઘણે ઠેકાણે લખ્યાં છે. ઈંગ્રેજ લોકોમાં એક મોટો સદ્દગુણ એ છે કે, જે જણ જે કામનો આરંભ કરે છે, તે જણ તે કામની પરિસમાપ્તિ લગી તેમાં મંડ્યો રહે છે. ટેલર સાહેબ ઘણા વર્ષથી તળ ગુજરાતમાં રહે છે, અને ગુજરાતના લોકોના પરિચયથી તેમણે ગુજરાતી ભાષાનું જ્ઞાન સંપૂર્ણ મેળવ્યું છે. એ સાહેબ જે વેળાએ ગુજરાતી ભાષામાં બોલે છે, તે વેળાએ કોઈ જાણે જે આ તો ગુજરાતીજ છે પણ પરદેશી છે એવો બોલવા ઉપરથી કાંઈ ભિન્નભાવ જણાતો નથી. વળી એ સાહેબે ગુજરાતી ભાષાના ગદ્ય પદ્યાત્મક અનેક ગ્રંથો વાંચ્યા છે. જૂની ગુજરાતી અને નવી ગુજરાતી ભાષાના ભેદ પણ પોતે સમજે છે. વળી પોતે પિંગળ વિષે સારૂં સમજે છે, અને ગુજરાતી ભાષામાં કાવ્ય કરે છે. ફારસી ભાષાના શબ્દ લીધા વિના પોતે શુદ્ધ ગુજરાતી ભાષામાં લખી જાણે છે. હ્રસ્વ દીર્ઘના ભેદ પણ પોતે સમજીને લખે છે. એ સાહેબ ભાષાશાસ્ત્ર વિષે ઘણું જાણે છે, માટે પોતે સંસ્કૃત પ્રાકૃત અને ગુજરાતી ભાષા જાણનારા ગુજરાતી વિદ્વાનને તે ઘણું ચાહ્ય છે. માટે હવે શુદ્ધ ગુજરાતી ભાષા અને મુંબઈગરી એટલે મુંબઈનાં વર્તમાનપત્રો આદિકની ભાષામાં જે અંતર છે તે જણાઈ આવશે. સુધારાનો આરંભ મુંબઈથી ચાલ્યો તેથી આજલગી જે જે ગ્રંથ થયા છે તે મુંબઈગરી ભાષામાં થયા છે. તળ ગુજરાતના રહેવાશીઓને મુંબઈગરા શબ્દો શીખવા પડ્યા છે. તળ ગુજરાતી ભાષામાં શુદ્ધ, સંસ્કૃત શબ્દો ઘણા

બોલાય છે. તે વાંચીને કેટલાએક મુંબઈગરા લોકો બીહે છે. ભરતખંડની બીજી દેશી ભાષાઓથી ગુજરાતી ભાષા ઘણી રસિક અને સરલ છે. કેટલાએક દક્ષણી લોકો ગુજરાતી ભાષાને સરસ કહેતા નથી. તેનું કારણ એ છે કે તેમના સાંભળવામાં અહોનિશ મુંબઈગરી ગુજરાતી ભાષા આવે છે. મુંબઈગરી ગુજરાતી તે ઘણી જ અધુરી છે. એટલુંજ નહિ પણ ઉડદુ જેવી મિશ્ર થઈ ગએલી છે. એ વિના બીજા ઘણા એમાં દોષ રહેલા છે, તેથી દક્ષણી વિદ્વાનો એને સરસ કહેતા નથી. તળ ગુજરાતી ભાષા જો તેમના સાંભળવામાં આવે તો તે તેને સરસ કહ્યા વિના રહે જ નહિ. વિશ્વગુણાદર્શ નામનો સંસ્કૃત ગ્રંથ રચનાર દક્ષણિ વિદ્વાન છે તેણે ગુજરાતી ભાષાને અમૃતના જેવી મીઠી કહીને વખાણી છે. ગુજરાતી ભાષા સંસ્કૃતભાષાની ચોથી પેઢીયે દીકરી છે. હવે તળ ગુજરાતમાં વિદ્યાનો અભ્યાસ ચાલ્યો છે તેથી ઘણા માણસો શુદ્ધ ગુજરાતી ભાષામાં લખે છે. ટેલરવ્યાકરણનો અભ્યાસ ચાલ્યા પછી તો ઘણા વિદ્યાર્થીઓ પોતાની શુદ્ધ ગુજરાતી ભાષામાં લખવા શીખશે. શીખશે એવું લખવાનું કારણ એ છે કે ઘણા છોકરા ન્હાનપણમાંથી મુંબઈગરી ભાષા વાંચવા લખવાના કામમાં પડેલા તેથી તેઓને મુંબઈગરી ભાષાનો ઘણો અભ્યાસ થઈ ગયો છે.

( પુ. ૧૪ મું, માહે માર્ચ, ૧૮૬૭ )

## ગુજરાતી ભાષામાંના શબ્દો વિશે વ્યાકરણ વ્યુત્પત્તિ ઇત્યાદિ સંબંધે છૂટક વિચાર.

### ઊભું. ઊભવું. ( જૂનાગઢી પ્રયોગ. )

ઊભું—એ શું છે? ક્રિયાપદ છે? છે તો 'ઊભવું' 'ઊભેછે' વગેરે રૂપ કેમ નથી થતાં? ફક્ત જૂનાગઢ તરફના પ્રદેશમાં એવાં રૂપ

વપરાયછે. અને આ તરફ એટલે શુદ્ધ ગુજરાતમાં નથી વપરાતાં. તો ખરૂં શું છે? આ સર્વ વિશે વિચાર કરિયે.

'ઊભો હતો,' 'ઊભો છે,' વગેરે પ્રયોગ, હો ધાતુનાં રૂપ જોડે રાખીને, થાયછે. તે, 'બેઠો હતો,' 'બેઠોછે,' વગેરે પ્રયોગના સાદૃશ્યને લીધે, એમ સહજ સૂચવેછે કે 'ઊભો,' એ કોઈ ક્રિયાના ભૂતકૃદન્તનું રૂપ હોવું જોઇયે. આ કલ્પનાને સબળ કરનાર બીજાં પણ એક બે પ્રમાણ છેઃ—

૧. 'બેઠેલો,' 'બોલેલો,' વગેરે 'એલું' હેવા પ્રત્યયવાળાં પણ ભૂતકૃદન્તનાં રૂપ હોયછે, ત્હેવુંજ રૂપ 'ઊભેલો' (ઊભેલું-ઊભેલી) પણ છે.

૨. 'ઊભો હતો,' 'ઊભોછે,' વગેરે પ્રયોગમાં અને વિશેષે કરીને-'તે આવીને ઊભો'-હાવા ઉદાહરણમાં-'ઊભો'એ શબ્દના અર્થમાં કોઈ પણ ક્રિયાનો, વ્યાપારનો સ્પષ્ટ ભાસ આવેછે. તેથી 'કાળો છે' 'ધોળો છે' હેની અંદર 'કાળો' 'ધોળો' હેની પેઠે ફક્ત વિશેષણ (શુદ્ધ) છે એમ 'ઊભુ'' એ શબ્દ વિશે નહિં કૂહેવાય. બાકી જેટલે દરજ્જે કૃદન્તો (ભૂત–વર્તમાન–ભવિષ્ય) વિશેષણ છે તેટલે દરજ્જે 'ઊભુ'' તે પણ થશે.

પણ આ કેકાણે એ શબ્દને વિશેષણ ગણવાની શંકા પણ શા માટે ઉત્પન્ન થવી જોઇયે? હેનું કારણ એ છે કે 'ઊભુ'' એ શબ્દની વ્યુત્પત્તિ જોતાં તે શુદ્ધ વિશેષણ છે, એમાં કાંઈ સંદેહ નથી. અને તે વ્યુત્પત્તિ મને જડતાં એ શબ્દને વિશેષણ માનવાનું વલણ મને પ્રથમ થયું હતું. પણ ઉપર કહ્યા પ્રમાણે ક્રિયાના રૂપની પેઠે પ્રયોગ થાયછે, અને તેમાં ક્રિયાનો, વ્યાપારનો, અર્થ પણ સ્પષ્ટ ભાસેછે, માટે અર્થને વધારે પ્રધાન ગણીને, योगाद् रूढिर्बलीयसी, (યોગ-વ્યુત્પત્તિ કરતાં રૂઢિ વધારે બળવાન છે) એ નિયમને માન્ય કરી, 'ઊભુ''-ને વિશેષણ ન ગણતાં ન્યૂનરૂપ (Defective) ક્રિયાપદ ગણવું વધારે સારૂં છે એમ લાગેછે. 'ઊભુ'' એ શબ્દની વ્યુત્પત્તિ બતાવવી અવશ્યની છે. સંસ્કૃતમાં

ऊर्ध्व શબ્દનો અર્થ 'ઊંચુ' તેમ 'ઊભુ' પણ છે.* પ્રાકૃતમાં તેનું उब्भ ( उब्भं, उब्भो ) હેવું રૂપ થાયછે.÷ ગુજરાતીમાં બેવડો म् (ब्भ) જતો રહી એકલો મ, રહેવાથી—જેમ चर्मनुं चम्मनुं ચામ, कर्मनुं कम्मनुं કામ, તેમ પૂર્વનો સ્વર દીર્ઘ થઈ 'ઊભુ" એમ થયું. આ વ્યુત્પત્તિ વિશે કૃત્રિમપણાનો અથવા હેવો કોઈ સંશય આવવા જેવું લાગશે નહિં. આ વ્યુત્પત્તિને પ્રમાણ એક બીજું એ છે કે 'ઊભુ" હેનો ગુજરાતીમાં રૂઢિને લીધે શુદ્ધ વિશેષણ જેવો ઉપયોગ ઉડી જઇને ભૂતકૃદન્તવત્ થઈ ક્રિયાના અર્થનો અંશ પેઠો તે છતાં ક્રિયાપદ જેવાં બધાં રૂપ ન થતાં ફક્ત કૃદન્ત જેવાંજ રૂહેછે, એટલો વિશેષણ-પણાનો અંશ કાયમ રહ્યોછે, તે આ વ્યુત્પત્તિને લીધેજ છે, એમ સહજ સૂચના થાયછે. ક્રિયાપદપણાના પરાયા કુટુમ્બમાં ગુર્જર રૂઢિના સંસ્કારવિધિથી દત્તકવિધાનને લીધે 'ઊભુ' એ શબ્દ દાખલ થયો ખરો, તથાપિ અસલ વ્યુત્પત્તિના સૃષ્ટિસ્વભાવના બળે વિશેષણપણાનો ગુણ ऊर्ध्व એ પિતામાંથી 'ઊભુ" હેમાં ઉતરેલો તે કેટલેક દરજ્જે કાયમ રહ્યો ખરો. પછી સહવાસના જોરે દત્તક થઈ રૂહેલા કુટુમ્બનો અસર વધારે પ્રબળ થયો. અને ધર્મશાસ્ત્રના નિયમ પ્રમાણે, વ્યવ-હારમાં સર્વથા ત્હેને તે કુટુમ્બનોજ ગણવો જોઇયે. તેથી ક્રિયાપદ કૂહેવું યોગ્ય છે, પણ તે ન્યૂનરૂપ ક્રિયાપદ—એટલે જે'નાં બધા કાળનાં, બધા પ્રકારના પ્રત્યયથી, રૂપ નથી થતાં ત્હેવું. કોઈકજ રૂપ ત્હેનાં

---

* બાણભટ્ટની કાદમ્બરી મુંબાઈમાં પ્રસિદ્ધ થએલી ( આવૃત્તિ પહેલી ) પૃષ્ઠ ૧૮૫–પંક્તિ ૨૨–૨૩.-ऊर्ध्वस्थितेन स्त्रीजनेन—ઇત્યાદિ. અહિં ऊर्ध्वનો અર્થ 'ઊભુ' શિવાય બીજો નહિંજ થાય.

÷ सिद्धहेमचन्द्र अध्याय ८, पाद २, सूत्र ५९.—वोर्ध्वे. ऊर्ध्व શબ્દમાં સંયુક્તનો વિકલ્પે म થાયછે, उब्भं, उद्धं. આ વ્યુત્પત્તિ શાસ્ત્રી વ્રજલાલે પણ માન્ય કરીછે એમ હેમના ગુજરાતી ભાષાના ઇતિહાસ ( પૃ. ૩૨ ) ઉપરથી પણ માલમ પડે છે.

થાય. ઊભો, અને ઊભેલો હેવાં ભૂતકૃદન્તનાંજ રૂપ થાય છે. બીજાં રૂપ નહિંજ. અને આ ન્યૂનરૂપત્વનું કારણ એ શબ્દની વ્યુત્પત્તિજ છે.

ઉપરની ચર્ચામાં શુદ્ધ ગુજરાતમાં વપરાતા પ્રયોગનુંજ ગ્રહણ કરીને વિચાર ચલાવ્યાછે; જૂનાગઢ તરફ 'ઊભવું' વગેરે બધાં રૂપ વપરાઈને 'ઊભ્' હેવું અનિયન્ત્રિત (જે'નાં બધાં રૂપ થાય હેવું) ક્રિયાપદ બનેછે ત્હેનો અનાદરજ કર્યોછે. અને તે અનાદર યોગ્યજ છે એ ઉપરની ચર્ચાથી જણાશે. વ્યુત્પત્તિનો પ્રભાવ 'ઊભુ' હેને ન્યૂનરૂપ ક્રિયાપદ કરવામાં રહ્યોછે, તે અનિયન્ત્રિત કરવાથી ઉચ્છિન્ન થઈ જશે, અને તે અનિષ્ટ છે એમ હું માનુંછું. એટલો વ્યુત્પત્તિનો આદર કરવાનું પણ કારણ એટલુંજ કે જ્યહાં સારા પ્રકારની ગુજરાતી ભાષાનો પ્રચાર છે હેવા અમદાવાદ અને તે આસપાસના પ્રદેશમાં ન્યૂનરૂપનો પ્રયોગ હકીકતમાં છેજ; ત્યહારે તે વધારે પ્રમાણ ગણવો યોગ્ય છે. તેમ જૂનાગઢ તરફ 'ઊભવું' હેનું સ્વતન્ત્ર ક્રિયાપદ થઈ જવાનું કારણ એક સંભવેછે. એ તરફ "લાગ્યું," "વાગ્યું" વગેરેને બદલે "લાગું" "વાગું" વગેરે બોલાય છે. સરખું "ઊભુ" એ પણ રૂપ હશે એમ ભ્રાન્તિ થઈને ઉપરનાંને જેમ લાગવું, વાગવું, વગેરે છે, તેમ હાને પણ 'ઊભવું,' હોય તો શી હરકત? એમ ભ્રમને આધારે રૂઢિ થઈ ગઈ હોય.

ન્યૂનરૂપ ક્રિયાપદ ગણવું એ અપૂર્વ છે એમ પણ નથી. આપણી ગુજરાતીજ ભાષામાં, 'હોવું', અને 'છે', એ બંને એક રીતે જોતાં જૂદા જૂદા ધાતુ ઉપરથી છે, (હોવું-તે भू ઉપરથી અને 'છે'-એ अस् ઉપરથી)-તેથી 'હોવું' એ એકરીતે ન્યૂનરૂપજ છે. તેમજ 'જવું' એને ભૂતકાળ માટે 'ગયો' રૂપ છે તે જુદાજ ધાતુનું (गम्) છે, અને પોતે या ઉપરથી છે. એટલું કે ન્યૂનરૂપ હોઈ, એક ક્રિયાપદને બદલે બીજું ક્રિયાપદજ વપરાય છે. અહિં-'ઊભુ'-ત્હેમાં તેમ નથી. માટે ન્યૂનરૂપ ન થઈ સકે એમ કહેવાય નહિં. અને વાસ્તવિક રીતે જોતાં જે સ્થિતિ હોય તેજ ગ્રહણ કરીને ત્હેને યોગ્ય નામ આપવું એ બરોબર છે.

માટે ન્યૂનરૂપ જેવી સ્થિતિ દેખિયે છિયે, તો ન્યૂનરૂપ હેવું નામ આપવામાં શો બાધ છે ?

આ ઉપરથી નિષ્પન્ન આટલું થયું કે, (૧) જૂનાગઢ તરફનો પ્રયોગ 'ઊભવુ', 'ઊભેછે', વગેરે છે તો ભલે છે, પણ તે માન્ય નથી. અને માન્ય નથી તે સકારણ છે.

(૨.) 'ઊભુ'— એ શબ્દ ऊर्ध्व ઉપરથી ઉત્પન્ન થયો છે.

(૩.) એ શબ્દ મૂળમાં વિશેષણ છતાં રૂઢિના બળે ન્યૂનરૂપ ક્રિયાપદ છે. અને ત્હેનાં રૂપ–'ઊભું'–'ઊભેલું' એટલાંજ છે.

## ૨. 'વિનતિ–કે–'વિનંતિ'?

આપણા હાલના ગ્રંથકારો હમેશાં 'વિનતિ' એ શબ્દ લખવા મંડયાછે. હેમને એ શબ્દ 'વિનંતિ' કરતાં વધારે શુદ્ધ અને ખરો લાગેલો હશે, તેથી એમ લખતા હશે. અને તેમ માનવાનું ત્હેમને કારણ છે; 'વિનંતિ' હેવો શબ્દ કદી સંસ્કૃતમાં જાણ્યો નથી, અને 'વિનત' 'વિનતિ' એ શુદ્ધ સંસ્કૃતરૂપ છે. તેથી 'વિનંતિ' એ રૂપ અજ્ઞાનને લીધે અનુસ્વાર ઉમેરાઈને, જેમ 'મુખ્ય'ને બદલે 'મોક્ષ' અભણ લોકો કૂહેછે, અથવા 'જગદંબ'ને બદલે 'જુગદંબ' તે લોકો કૂહેછે તેમ, થયું હશે એમ તેઓ ધારીને 'વિનતિ' હેવું શુદ્ધરૂપ ગણીને લખતા હશે. એમ અનુમાન થાય છે.

પણ હામાં સંશય મ્હોટો એક એ રૂહેછે કે આમ અનુસ્વાર ઉરાડી નાંખ્યા પછી 'વિનતિ' એ શબ્દ રૂહેછે ત્હેનો અર્થ જે આપણે ધારિયે છિયે તે છે ખરો ? અરજ, વિનવણી,–હેવા અર્થમાં 'વિનતિ' શબ્દ વપરાયછે. તે અર્થ 'વિનતિ' નો છે ખરો ? 'વિનતિ' એ શુદ્ધ સંસ્કૃતમાં જે અર્થ થઇ સકે તેથી જૂદા અર્થમાં ગુજરાતીમાં કદી વાપરી ના સકાય, એ તો નિર્વિવાદ છે. અને શુદ્ધ સંસ્કૃતમાં હેનો અર્થ શો છે ? ફક્ત આટલો–નમ્રપણું; નમ્ર હોવું;-नम्=નમવું, ત્હેને वि ઉપસર્ગ લાગીને ( વિશેષ–એટલો

અર્થ આવી ) विनत એટલે વિશેષ નમેલો-નમ્ર, અને विनति એટલે નમ્રપણું, એટલોજ અર્થ થવાનો. એમાં વિનવવાનો અર્થ શીરીતે પેસશે ? અને વાપરિયેછિયે તો વિનવવાના અર્થમાં. વિનવતી વખત માણસ નમેછે, માટે विनतिનો અર્થ વિનવવું એમ ના થાય ? એમ કદી કોઈ કહેશે. પરંતુ નમવું એટલા અપ્રધાન અંશમાં વિનવણીનો અરજ કરવાના અર્થનો પ્રધાનઅંશ બ્હારથીજ દાખલ કરવો એ કિલષ્ટતા સૂચવે છે. માટે विनति શબ્દ આ અર્થમાં વાપરવામાં મ્હોટી શંકા આ રહેછે.

ત્ય્હારે ખરું શું ? 'વિનંતિ' એજ શબ્દ ખરો છે એમ હું ધારું છું. અને હેમાં અનુસ્વાર કાંઈ ચૂકથી અથવા અજ્ઞાનથી ભળ્યો હોય એમ લાગતું નથી. પણ એ શુદ્ધ સંસ્કૃત શબ્દ નથી તે છતાં ખરો ગણવાનું શું કારણ ? ત્હેનો ઉત્તર આ પ્રમાણે છે. સંસ્કૃતમાં विज्ञापनानो અર્થ બરોબર આપણા 'વિનંતિ' જેવો છે. વસ્તુતઃ 'વિનવેછે' એ શબ્દજ विज्ञापयति ઉપરથી विण्णवइ ( વિનવે ) એ પ્રાકૃત રૂપની દ્વારાએ આવ્યો છે. અને તેનુંજ (ज्ञा-वि સાથે-નો કારક विज्ञाद् विज्ञप् ) ભાવસૂચક રૂપ બીજું विज्ञप्ति હેવું છે ત્હેનું પ્રાકૃત *विण्णत्ति હેવું થઇ, ગુજરાતીમાં બેવડો 'त' જતો રહી એક રહેવાથી પૂર્વના સ્વરનું ગુરુત્વ જાણે ટેકવી રાખવા અનુસ્વાર ઉમેરાઇ-વિનંતિ' થાય એ નિયમાનુસારજ છે. +અનુસ્વાર આમ ભળવાનાં બીજાં

---

* सिद्धहेमचन्द्र अध्याय ८, पाद २-सूत्र ४२, म्नज्ञोर्णः પ્રમાણે ज्ञ નો ण થઈ; सूत्र ८९, अनादौ शेषादेशयोर्द्वित्वं પ્રમાણે દ્વિત્વ થઈ એ ण ण्ण થયા. તેમજ सूत्र ७७, क ग ट ड त द प श ष स ×क ×पामूर्ध्वे लुक् એ પ્રમાણે प्ति ના ઉપરના पનો લોપ થઈ ઉપર કહેલા ८९ सूत्र પ્રમાણે શેષ तનું દ્વિત્વ થઈને त्ति થવાથી विण्णत्ति થયું.

\+ હેમચંદ્રે હેમના ઉપર કહેલા પ્રાકૃત વ્યાકરણમાં પાદ ७ના सूत्र २६ (वक्रादावंतः) માં वक्रादिगण ( वक्र વગેરે શબ્દોનું ટોળું ) બતાવ્યું છે તે 'ઇત્યાદિ' એમ કહીને અનિંયત્રિત રાખ્યાથી આકૃતિગણ ( નમૂના દાખલ બતાવેલા શબ્દોનું-માંહિ બીજા દીઠામાં આવે તે ઉમેરાય હેવો ગણ ) ગણીને હેમાં ન કહેલા 'પાંખ' વગેરેની પેઠે 'વિનંતિ' પણ એ ગણમાં દાખલ થઇ સકે.

ઉદાહરણ છે. सं. वक्रं, प्रा. वंकं, ગુજ. વાંકું,
" अश्रु, अंसु, આંસુ, "
" पुच्छं, पुंछं, પુંછ(છું) "
ઈત્યાદિ.

આટલો બધો પ્રવાસ એટલાજ માટે કે 'વિનતિ' હેમાં અનુસ્વાર અમથોજ પેશી ગયોછે એમ નથી, પણ નિયમાનુસારજ છે. આ કારણો ઉપરથી એમ લાગેછે કે विनति જે અર્થમાં આપણે વાપરિયે છિયે તે અર્થ એ શબ્દમાં મુદ્દલ નથી, અને 'વિનંતિ' હેમાં તે અર્થ સંપૂર્ણ રીતે રહીને નિયમ પ્રમાણે સંસ્કૃતમાંથી પ્રાકૃતદ્વારા બન્યું છે, માટે 'વિનંતિ' એજ શબ્દ યોગ્ય છે અને 'વિનતિ' એ અયોગ્ય છે.

નરસિંહરાવ ભોળાનાથ

(પુ. ૩૪ મું, માહે મે, ૧૮૮૭)

## 'છોકરો' અને તેના વર્ગના શબ્દ વિષે વિચાર

આ શબ્દની વ્યુત્પત્તિ નક્કી કરતાં પહેલાં તેના વર્ગના મળી આવે એટલા શબ્દો એકઠા કરવાની જરૂર છે, એમ કર્યા વિના મૂળ જડી આવવું મુશ્કેલ છે. પ્રાણીશાસ્ત્રમાં પણ શરૂઆતમાં એમજ કરવામાં આવ્યું તો આગળ વધાયું. એક જાતિની વ્યકિતઓ નજર આગળ એકઠી કરી તે તે વ્યકિતમાં વિલક્ષણ હોય તે કોરે કરાય તો પછી સામાન્ય શું છે તે તરી આવે અને વસ્તુસ્વરૂપ નક્કી કરી શકાય.

આ કાંઈ નવો રસ્તો પકડ્યો છે એમ નથી. ગુજરાત દર્પણમાં એ શબ્દની જેટલી કલ્પી શકાય તેટલી વ્યુત્પત્તિ આપતાં

મારા મોટાભાઈ રા. સા. હરિલાલભાઈએ પણ કેટલાક શબ્દો એકઠા કર્યા છે. પણ એઓએ તથા ગુજરાતીના લખનારે જૂના નિરૂક્ત-કારોની પદ્ધતિ પકડી વ્યુત્પત્તિ આપવા પ્રયત્ન કર્યો છે તે પ્રમાણે અહિં નહિ કરવામાં આવે.

છોકરો અને તેના, વર્ગના શબ્દો સામાન્ય વહેવારના છે, એટલે તે ભાગ્યે જ કોઈથી અજાણ્યા હશે; તેમ છતાં એકત્ર આવ્યા હોય તો વાંચનારને વિચારવું સુગમ થાય એમ જાણી આપિયે છિયે તે પુનરૂક્ત નહિ લેખાય. મોટાભાઈએ 'છોકરો-છોકરી-છોકરૂં,-છોરો-છોડી-છોરૂં, છૈયો-છૈયું' એટલા શબ્દ તો એઓના વ્યુત્પત્તિવિચાર-માં ગણાવ્યા છે. આ ઉપરાંત હાલમાં સુઝી આવતું તો છોટો-છોટી-છોટું એ વિશેષણ અને તેનાં છોટેરાં આદિ કહિંક કહિંક વપરાતાં સાધિત રૂપ છે.

'છોટો' શબ્દ પણ 'છોકરો' એ શબ્દના જ વર્ગનો છે એમ કહેવાને કારણ બીજભૂત 'છો' અંશના સામ્ય ઉપરાંત એ છે જે, મૂળે 'છોટો' શબ્દ પણ વયોવસ્થાવાચક છે. અર્થ વિસ્તાર પામી પરિણામવાચક તે બન્યો તે પાછળથી. આથી ઉલટો 'મોટો' તે મૂળે પરિણામવાચક છતાં કાળક્રમે વયોવસ્થાવાચક બન્યો. નામ અને વિશેષણ આમ શી રીતે સંબદ્ધ બને એ શંકા દૂર કરવા દષ્ટાંતો અનેક છે, પણ તેમાં અહિં જેવું જોઈયે તેવું લાગુ પડે એવું ઉદા-હરણ 'બેટ' શબ્દ છે. એ શબ્દ હાલ આપણે નહાનું એ અર્થમાં નથી વાપરતા, પરંતુ જે શબ્દ ઉપરથી એ વિશેષણ બન્યું છે તેના પ્રતિનિધિ 'બેટો-બેટી' શબ્દ સૌના જાણીતા છે, જેનાં કવિતામાં 'બેટડો-બેટડી' એવાં વિકૃત રૂપ થાય છે. મજકૂર 'બેટ' વિશેષણ 'છોટું-નહાનું' એ અર્થમાં બે ઠેકાણે વાપરેલો મારા જોવામાં આવ્યો છે. પોતાની પદબંધ ગુજરાતી કાદંબરીમાં પ્રસિદ્ધ ભાલણ કવિ જ્યાં વિંધ્યાટવી વિષે દંડકારણ્યમાં પંપા સરોવર પાસેના

આશ્રમમાં રહેતા વૃદ્ધ તપસ્વી **જાબાલિનું** વર્ણન કરે છે ત્યાં લખે છે જે,

क्षुधाइ अति उंडुं पेट, मुनि पीधु मिहिरामण बेट।

એટલે અનેક ઉપવાસ કરી ક્ષુધા તૃષાથી દેહને કષ્ટવાથી તે મુનીશ્વરનું પેટ છેક ઊંડું ચઢી ચોટી ગયું હતું તેથી તે **અગસ્તિ** રૂષિ પાન કરી ગયા પછી ખાલી પડેલા નહાના (બેટ) સમુદ્ર સરખું તે દીસતું હતું. અહિં 'બેટ' શબ્દનો બીજો કોઇ અર્થ મૂળ સાથે લગાવી જોતાં સંભવતો નથી. આજ ઉપમા આપણા લોકપ્રિય કવિ **પ્રેમાનંદે** પ્રસંગ સહજ ફેરવી **રણયજ્ઞમાં કુંભકર્ણ હનુમાનને** ખાઈ જાય છે ત્યારે તેના પેટનું ચિતરી ચઢાવે એવું પણ અદ્દ્ભુત વર્ણન આપતાં વાપરી છે, ઉપયોગી પંક્તિ નીચે પ્રમાણે છે.

'દુર્ગંધ વાસના મોટું પેટ, શેવાલ ભર્યો શું સાગર બેટ.'

કવિનો અભિપ્રાય એવો જણાય છે જે **કુંભકર્ણનું** પેટ બહુ મોટું હતું ને તે દુર્ગંધ મારતું હતું, તેથી તે શેવાળથી છવાયલા નહાના સરખા સમુદ્ર જેવું જણાતું હતું. બંને પ્રસંગે અધિકોપમાનો દોષ પરિહરવા એ વિચક્ષણ કવિયે 'બેટ' પદ મૂકેલું છે, આ 'બેટ—બેટો—બેટી' ઇ. શબ્દ ઘણું કરી ×अपत्य ઉપરથી થયેલા છે.

'છૈયો—છૈયું' શબ્દ વિષે તો ભાગ્યે જ વાંધો લેવામાં આવશે. તેમ છતાં કોઇને સંશય હશે તો તે આગળ વ્યાખ્યાન આપવામાં આવશે. તેથી ઘણું કરીને દૂર થશે. 'છોરો—છોડી—છોરૂં' એ શબ્દો 'છોકરો' શબ્દના વર્ગના છે એ પણ કાંઈ અહિં સિદ્ધ કરવાની જરૂર જણાતી નથી. તથાપિ તેને વિષે પણ આગળ બે બોલ કહેવામાં આવશે.

'છૈયો—છૈયું' શબ્દમાં વિકૃતિ વિશેષ થયેલી હોવાને લીધે તે શબ્દોને હાલમાં પડતા મૂકતાં બાકીના—

× કેટલાક તેને बटु ઉપરથી સાધે છે; પણ શબ્દશાસ્ત્ર પ્રમાણે તે ઘટમાન નથી.

| | | |
|---|---|---|
| છોકરો | છોકરી | છોકરૂં |
| છોરો | છોડી | છોરૂં |
| છોટો | છોટી | છોટું |

એ શબ્દો તપાસતાં વિલક્ષણ અંશ-'કરો-કરી-કરૂં,'-'રો-ડી-રૂં,' અને 'ટો-ટી-ટું' કોરે રાખતાં બાકી સામાન્ય અંશ 'છો' રહે છે. એ અંશનો 'છ'કાર 'છૈયો-છૈયું' શબ્દમાં પણ સ્થૂળ દૃષ્ટિએ વિદ્યમાન જણાઈ આવશે. હવે વિચારવાનું એટલું જ રહ્યું કે કોરે કહેલા અંશમાંથી કોઈ પણ મૂળનો અંગભૂત છે કે સર્વે પ્રત્યય જ છે? ગણાવેલા વિલક્ષણ અંશ પૈકી '-કરો-કરી-કરૂં' એ અંશ મૂળનો હોય એમ સંભવતું નથી, કેમજે મારા મોટાભાઈ અને રા. રા. નરસિંહરાવ કહે છે તેમ મૂળના અનાદિ 'ક'કારનો અપભ્રંશ થતાં વ્યંજનાંશના લોપે અવશેષભૂત 'અ'કાર કે વ્યંજનાંશના પ્રાધાન્યે વિકૃત 'ગ'કાર થવો જોઇયે; અસલ 'ક'કાર રૂપે તો એ ન જ રહે. આથી કરીને '-કરો-કરી-કરૂં' એ પાછળથી લાગુ કરેલો ગુજરાતી પ્રત્યય હશે, એમ ધરાય છે. બાકીના જે '-રો-ડી-રૂં' અને '-ટો-ટી-ટું' અંશ કહ્યા તે પણ મૂળના હોવા સંભવતા નથી. કેમજે એ બેમાંથી એકે જો મૂળનો હોય તો બીજો તેના વિકારથી લોપ થતાં વધારાથી થયેલો હોવો જોઇયે. પરંતુ 'ર'કાર ને 'ટ'કાર એક બીજા ઉપરથી થવા વ્યાકરણદૃષ્ટિયે સંભવતા નથી. તેમ તેમનો લોપ કે 'ય'કાર પણ થયેલો કહિં જાણવામાં નથી કે એક ઉપરથી બીજા શબ્દની અથવા મુકી દીધેલા 'છૈયો-છૈયું' શબ્દની સ્વરૂપસિદ્ધિ તે રીતે કરી શકાય. આથી સ્પષ્ટ જ છે કે એ ગણાવેલા વિલક્ષણ અંશો પૈકી એકે મૂળનો અંગભૂત નથી.

ડાળાં પાંખડાં આ રીતે તજી દેઈ થડરૂપ 'છો' અંશને પકડી લેઈ એનું મૂળ શોધિયે. તદ્ભવ 'છ' કારના મૂળ સંસ્કૃત પ્રતિનિધિ ઘણા છે. કદી કદી 'ચ'કાર અનુપ્રાણિત થઇને 'છ'કાર થાય છે. ઉદા૦ चकित-છક; च्युत-છૂટું-છૂટવું-છોડવું-છટકવું ઇ૦ સંયુક્ત 'क्ष'નો 'છ'-

કાર પણ क्षुर ઉપરથી છરો–છરી વગેરે દૃષ્ટાંતથી પરિચિત છે. વળી 'ષ'કારનો 'છ'કાર થવો પણ षष् ઉપરથી થયેલા છ–છક્કું-છઠું આદિ શબ્દોથી જાણીતો છે. વાસ્તવિક રીતે તો પ્રથમ ઉષ્માક્ષર 'શ'તાલવ્ય હોઈ તેનો જ અપભ્રંશક્રિયામાં 'છ'કાર થવો જોઈ તો હતો; કેમજે 'શ'કાર જેમ તાલવ્ય છે તેમ 'છ'કાર પણ છે; 'શ' કાર જેમ મહાપ્રાણ છે તેમ 'છ'કાર પણ છે. અને 'શ'કાર જેમ અઘોષ છે તેમ 'છ'કાર પણ છે. આ રીતે મૂળ 'શ' કારનો 'છ'કાર થવો સ્વરૂપસિદ્ધ જ છે, પરંતુ અપભ્રંશમાં ત્રિવિધ ઉષ્માક્ષરનો સૂક્ષ્મ ભેદ રહ્યો નહિ, તેથી એકના નિયમ બીજાને લાગુ થયાથી 'ષ'કાર અને તેના સંયોગથી થયેલા 'ક્ષ' વર્ણનો 'છ'કાર થયો, તેમજ 'સ'કારનો પણ अस् પરથી 'છે' ઈ. सिच् પરથી છીપવું-છીતવું આદિ દૃષ્ટાંતોમાં 'છ'કાર થયો. આ રીતે આપણા 'છો' અંશનું મૂળ 'શ'કારાદિ શબ્દમાં હોય એમ ફલિત થાય છે.

'છો' અંશના 'છ' વર્ણનું તાત્ત્વિક સ્વરૂપ 'શ' વર્ણ ઠર્યું, પણ 'ઉ'કાર શી રીતે ભળ્યો તે શોધવું રહ્યું. સંસ્કૃતમાં शो કે शु એવો તો કોઈ બાળવાચક શબ્દ છે જ નહિ એટલે શુદ્ધ સ્વરમાં 'ઉ'કારનું મૂળ શોધવું વ્યર્થ છે. આથી વ્યંજનના વિકારથી એ થયો સંભવે છે. વ્યંજનોમાં 'પ'કાર અને 'વ'કાર એજ 'ઉ'કાર ઉત્પન્ન કરનાર છે. 'છૈયો–છૈયું' શબ્દ વિચારતાં 'છ' કારના મૂળમાં 'અ' કે 'આ' સ્વર ભળ્યો ધરાય છે. આ બધા વિચાર એકત્ર કરતાં વાંચનારને સહજ शाव શબ્દ સુઝી આવશે, એ શબ્દ કોશકારો× કુમારાવસ્થાવાચક આપે છે. એ शाव શબ્દના વર્ણવિકારે થયેલા 'છો' અંશને તે તે પ્રત્યયો લાગ્યાથી 'છોકરો–છોકરી–છોકરૂં',–'છોરો–છોડી–છોરૂં', ને 'છોટો–છોટી-છોટું' એ શબ્દો થયા.+

× જુઓ હેમાચાર્યરચિત અભિધાનચિંતામણિઃ મર્ત્યકાંડ.

+ કોઇ "વત્સ" શબ્દ ઉપરથી ઉપરના શબ્દ સાધવા ચહાય. પરંતુ એ કલ્પના ક્લિષ્ટ ભાસે છે.

હવે 'છૈયો–છૈયું' એ શબ્દો તપાશિયે. અપભ્રંશક્રિયા તપાસનારા શાબ્દિકોએ એવો ઉત્સર્ગ બાંધ્યો છે જે મૂળના અનાદિ ક, ગ, ચ, જ, ત, દ, પ, બ ને ય વ્યંજનનો લોપ થઇ તેને સ્થાને કેવળ સ્વર રહે છે, પણ પછી વિસંધિત્વ દોષના પરિહારાર્થે પાસે આવેલા બે સ્વરનો ઉચ્ચાર કરવાની મુશ્કેલી દૂર કરવા વચ્ચે ય, વ કે હ ને કદીક બીજા અંતસ્થ વ્યંજન પણ ઉમેરવામાં આવે છે. આથી 'અ'કારની પૂર્વે 'ય'કાર ભરાયો તેથી 'છાય' એવું રૂપ થયું હશે. તેને સંસ્કૃત સ્વાર્થવાચક क પ્રત્યયના, જાતિવાચક પ્રત્યય મળીને થયેલા, 'ઓ–ઉં' પ્રત્યય લગાડી અને 'ય' કારનું નમ્ર અને 'આ'-કારનું ત્વરિત ઉચ્ચારણ થતાં 'છઈઓ–છઇઉં' 'છઇયો–છઇયું' એવા શબ્દો ને તે ઉપરથી સંહિત 'છૈયો–છૈયું' એ શબ્દો થયા હશે. આવા જ ત્વરિત ઉચ્ચારણથી બાઈ ઉપરથી 'બૈરી–બૈરૂં' શબ્દ બન્યા છે.

જેમ 'છોકરો' 'છોરો' 'છોટો' એ શબ્દોનાં નારી જાતિ રૂપ છે તેમ 'છૈયો' શબ્દનું કેમ નહિ હશે એ સવાલ કદાચ ઊઠે, તો તેના જવાબમા એટલું જ કહેવાનું છે જે, ઉચ્ચાર થવો મુશ્કેલ જાણી તે રૂપ પડતું મેલ્યું હશે. ભાષાનું સ્વાભાવિક વલણ ઉચ્ચારણ સરળ કરવા ઉપર છે. થાય તો 'છઈઈ' 'છઇયી' કે 'છૈયી' એવું રૂપ થાય. પણ જીભને કેવું અટપટું અને કાનને કેવું કઠોર લાગે છે તે સહજ વિચારી લેવું.

बालः पाकः शिशुडिम्भः पोतः शावः स्तनंधयः ।
पृथुकार्भोत्तानशयाः क्षीरकण्ठः कुमारकः ॥

આ રીતે ઘણું કરીને આ તકરારી મૂળના 'છોકરો–છોકરી–છોકરૂં', 'છોરો–છોડી–છોરૂં' 'છોટો–છોટી–છોટું' અને 'છૈયો–છૈયું' એ શબ્દો સંસ્કૃત शाव શબ્દ ઉપરથી થયા હોય એમ લાગે છે. એ શબ્દ સંસ્કૃત અને પ્રાકૃતમાં કુમારાવસ્થાવાચક જ છે. પરંતુ ખુલ્લી

રીતે કહેવું જોઇયે જે શાવ ના ‘ છો ’ અંશને કોઈ પ્રત્યય મળી થયેલું પ્રાકૃત રૂપ મારા વાંચવામાં અદ્યાપિ નથી આવ્યું. તેની સાથે એ ધ્યાનમાં રાખવાનું છે જે, ગુજરાતીમાં એવા ઘણા શબ્દ છે જેના પ્રતિનિધિ સંસ્કૃતમાં મળી આવે છે, પણ પ્રાકૃતમાં નથી જડતા. આનાં કારણ બેજ હોવાં સંભવે છે. કાંતો એ શબ્દનાં પ્રાકૃત રૂપ પ્રાકૃત કાળમાં બોલાતાં હશે પણ બહુ ગ્રામ્ય મનાતાં હશે તેથી શિષ્ટ કોશ કાવ્યાદિ ગ્રંથોમાં તે દાખલ થવા નહિ પામ્યાં હોય; અથવા તો તે પ્રાકૃતકાળ અને અર્વાચીન અપભ્રંશભાષાકાળના અંતરાળ સમયમાં થયેલાં હોઈ તેનો લેખ આપણી પાસે નથી પણ અપભ્રંશ ક્રિયાના ક્રમે સ્વભાવેજ તે તે રૂપ ઉતરી આવ્યાં છે. કે. હ. ધ્રુવ

( પુ. ૩૫ મું, માહે જુલાઈ, ૧૮૮૮ )

# ચારણ અને ચારણી ભાષા

( લખનાર : છગનલાલ વિદ્યારામ રાવલ )

ચારણોનો અસલ દેશ મારવાડ છે, ત્યાંથી તેઓ આ દેશમાં આવી વસ્યા છે. તેમનામાં બે જાત છે, પરજીયા અને ગુર્જરા, તેમાં પરજીયા ચારણ, કવિતા બનાવવાનો-બોલવાનો કે યાચક વૃત્તિનો ધંધો કરતા નથી; પણ ભેંસો વીગેરેનો વેપાર કરી ગુજરાન ચલાવે છે, બીજા પ્રકારના ચારણો કવિતા બનાવી કે બીજાની કવિતા ગાઈ ગુજરાન ચલાવે છે. તેમ હાલ કેટલાક ખેતીવાડી પણ કરે છે. મૂળ ધંધો તો કવિતાનો, પણ રજપૂત ઠાકોરો તેમ રાજાઓનું દીલ કવિતા ઉપરથી ઉઠી જવાના સમએ તે ધંધામાં તેમનું ગુજરાન થતું નથી. તેથી જ આવી રીતે બીજે ધંધે વળગ્યા છે. આખા ગુજરાતમાં આ લોક પ્રસરેલા છે, ઠેઠ દમણુથી તે પાલણપુરની ઉત્તર સરહદ સૂધી,

અને દ્વારિકાથી દોહદ–પંચમાલ સુધી તેમની પ્રથક્ પ્રથક્ વસ્તી છે. તેઓ બહુધા શક્તિને માને છે, અને તેઓ એમ કહે છે, કે "દેવીની કૃપાથી હમે કાવ્ય કરીએ છિયે," અફીણના અતિશય દુર્વ્યસનથી તેમની દિન પ્રતિદિન વધારે પડતી આવતી જાય છે.

રાજા કે ઠાકોરના લગ્ન વખતે તેઓ ભેગા થાય છે, ત્યાં તેમને ખોરાક તથા પૈસા મળે છે. બારોટ–ભાટ– કરતાં તેમનું દાપું બમણું કહેવાય છે, એટલે તાગ વહેંચતાં બારોટને એક રૂપિયો મળે તો ચારણને બે રૂપિયા મળે છે, એ સિવાય તેવા પ્રસંગે તેમની સભા થાય છે. ત્યાં કોઈએ નવી કવિતા બનાવી હોય તો તેને દાપાંના રૂપિયા ઉપરાંત બીજું ઈનામ મળે છે. લગ્નની વાત સાંભળી તે લોકનાં ટોળેટોળાં એકઠાં થવા માંડે છે, તેથી તેવા ખર્ચથી બચવા માટે કેટલાક રાજા ઓચિંતા લગ્ન ઠરાવી દે છે. તેમ કેટલાક ગુપ્ત રીતે પરણી આવે છે. જે રાજા અથવા ઠાકોર આવા પ્રસંગે એકઠા થયેલા ભાટ ચારણોને તાગ ન આપે તેની તેઓ અપકીર્તિ કરે છે, અને વખતે તેનો ચાડિયો બાંધે છે. તેમ અપજશની કવિતા બનાવી જાહેરમાં બોલે છે, તેથી રાજાને શરમાવાનું થાય છે. રાજાને અથવા કોઈ નાના ઠાકોરને અરસપરસ વેર હોય તો તેઓ એક બીજાની નિંદા થવા કવિતાઓ બનાવવાનું કહે છે અને તેમ કરી પોતાના દુશ્મનની ફજેતી કરાવે છે. આવી જ રીતે એક ચારણે કરેલું હોવાથી એક રજપૂતે તેનું નાક કાપી નાખ્યું હતું, એમ સાંભળ્યું છે.

કહે છે કે પૂર્વે આ લોક કુંભારોના યાચક હતા, તેમના લગ્ન ઉપર હાજર રહે તો તેમને થોડા રૂપિયા અને એક ગધેડું આપવાનો ચાલ હતો; પછી સિદ્ધરાજ જયસિંહના વખતમાં તેમનો રજપૂતોમાં લાગો પેઠો. આ વાતમાં કેટલી સત્યતા છે તે વાંચનારે શોધી કાઢવું જોઈએ. બારોટ અને ચારણોને વેર હોવાથી કોઈ ભાટે પણ આ વાત જોડી કાઢી હોય.

બારોટ લોક ચારણી ભાષાની કવિતા કરતા નથી, કેમકે તેમ કરવામાં પોતાની હલકાઈ સમજે છે, પણ ચારણ લોક હિંદી ભાષામાં કવિતા બનાવે તો તેમાં તેની હલકાઈ થતી નથી, પણ ઉલટું માન મળે છે.

કહે છે કે પ્રથમ કવિતા રચવાનું કામ ફક્ત બારોટ-ભાટનું જ હતું, તેમની બનાવેલી કવિતાઓ ચારણ લોક બીજાને સંભળાવી ખુશી કરતા અને તેથી તેમનું ગુજરાન ચાલતું, પણ તેમ કરતાં કરતાં તેઓ પણ કવિતા રચવાનું કામ લેઈ બેઠા, કેમકે જેને સો દોહરા મોઢે આવડતા હોય તો તે નવો દોહરો બનાવી શકે એવી કહેવત છે. આ કહેવત પ્રમાણે તેમને કવિતા કરવાનો ધંધો આવડ્યો. આમાં પણ સત્યતા કેટલી છે તે જોવું જોઈએ.

ચાર યુગના ચાર વરદાઈ ભાટ થઈ ગયા તેમ ચારણોમાં કોઈ નામાંકિત કવિ થઈ ગયો નથી, તેમ ભાટ બારોટની ઉત્પત્તિ માટે સંસ્કૃતમાં પુસ્તક છે તેવું આ લોક માટે હોય એમ જણાતું નથી.

કાવ્ય રચવામાં ભાટ–બારોટ જેટલી તેમની કીર્તિ નથી, કેમકે ભાટ લોક હિંદીમાં કાવ્ય કરે છે, તેથી તે સર્વ દેશમાં પોષાય છે, તેમ હિંદી ભાષામાં સાહિત્યના ગ્રંથો હોવાથી ભાટ કવિયો કાવ્યના નિયમને અનુસરીને રસિક કવિતા બનાવે છે. ચારણોમાં સાધારણ કવિતા કરનારો માણસ રસ અલંકારના ગ્રંથો જોવા માટે બહુ શ્રમ લેતો નથી, તેમ તેની પાસે ચારણી ભાષાનાં તેવાં પુસ્તકો પણ હોતાં નથી, તેમના જે કવિઓ સારી કવિતા માટે બીજા ગ્રંથો જુએ છે તે બહુધા ચારણી ગ્રંથો કરતાં ભાષાની કવિતા વધારે રચે છે. કેમકે તેથી તેને સારું માન મળે છે, તેમ તેના રચેલા ગ્રંથોનો ફેલાવો વિશેષ થાય; કારણ હિંદી ભાષા સર્વદેશી અને ચારણી એકદેશી છે.

સંસ્કૃત, હિંદી, વ્રજ, મારવાડી તથા ગુજરાતી એમ પાંચ ભાષાઓ ભેગી મળવાથી ચારણી ભાષા બનેલી છે. આમાં સૌ કરતાં

મારવાડી ભાષાનો વધારે ભાગ, કેમકે તે ભાષા તેમની સ્વદેશી છે, જેમ જેમ મારવાડથી તેઓ ગુજરાતના અન્ય દેશમાં ફેલાતા ગયા, તેમ તેમ તેમની ભાષામાં તે તે દેશના શબ્દો પેસતા ગયા. સૌરાષ્ટ્રી ચારણી ભાષા જોઇશું તો તેમાં સૌરાષ્ટ્રી ગુજરાતી શબ્દો વધારે જણાશે, સુરતી ચારણુની બોલીમાં સુરતી, અને ચરોતરા ચારણુની બોલીમાં મૂળ ભાષા ભેગા ચરોતરી શબ્દો ભળાઈ ગયેલા માલૂમ પડશે.

કેટલાક સંસ્કૃત કવિઓએ જેમ આખું કાવ્ય એક જ વૃત્તમાં બનાવેલું છે, તેમ કેટલાક ચારણ કવિઓએ એક જ વૃત્તમાં આખું કાવ્ય રચેલું માલૂમ પડે છે. ચારણોમાં પણ કેટલાક પ્રસિદ્ધ કવિઓ થઈ ગયા છે. વઢવાણુમાં પીંગલસિંહ નામનો ચારણ કવિ થઈ ગયો તેણે ભીષ્મ પર્વનું ચારણી ભાષામાં કાવ્ય રચ્યું છે. તથા બીજા પણ ગ્રંથો લખ્યા છે. કોઈ કવિએ રામાયણનું ચારણી કાવ્ય લખેલું છે પણ તે અધુરૂં છે. ભાવનગરના રાજ્યમાં પીંગલસિંહ નામનો ચારણુ કવિ છે. તેના પિતા પણ એક સરસ ચારણ કવિ હતા. તેણે કેટલાંક પુસ્તક બનાવ્યાં છે. પીંગલસિંહને ચારણી કવિતાનો મહાવરો નથી એવું સાંભળ્યું છે. આ વિના બીજા ઘણાક થઈ થયા છે, પણ તેમની ભાષા જૂદી તેમ આપણા લોકને કવિતા ઉપર અભાવ, તેથી તેમના ગ્રંથોની પૂરી માહીતી નથી.

આ ભાષામાં ચાર પ્રકારની કવિતા જોવામાં આવે છે. ૧ લઢાઈનું વર્ણન; આમાં ઘણો ભાગ સાચો અને થોડોક અતિશયોક્તિનો હોય છે, તેથી આ જાતનાં પુસ્તકો નવા શોધ માટે ઉપયોગી છે. આ જાતનાં પુસ્તકો પૈકી મારવાડના રાજા અભયસિંહની ગુજરાત ઉપર ચઢાઈનું કાવ્ય (બરદ શૃંગાર), ઉજ્જણુની લઢાઈ ( ઔરંગઝેબ અને જશવંતસિંહ વચ્ચે થઈ તે ), હમીર પચીશી-અલાઉદ્દીને રણથંભોર ઉપર ચઢાઈ કરેલી તે, અને આમોદના રાજાની કવિતા રૂપે વંશાવળી, એ પુસ્તકો હાથ આવ્યાં છે. આવી જાતનાં પુસ્તકો થોડાં નથી. "પતાયણુ" નામનું ચાંપાનેરના પતાઈ રાજાના નાશનું કાવ્ય પણ

આજ ભાષામાં છે. રામાયણ, મહાભારત કે પુરાણાદિક ઉપરથી સાર લેઈ રચેલાં કાવ્ય જેમકે "નાગદમણ" "અંગદ વિષ્ટી" "રૂક્મણી હરણ" ઇત્યાદિક કલ્પિત શૃંગાર રસનાં કાવ્ય. અને કોઈ રાજા કે સાધારણ રજપૂતની ઉદારતા માટે કરેલી અતિશયોક્તિની કવિતા. આમાં બીજા પ્રકારના ગ્રંથ વાંચક વર્ગને સહેજ કામમાં આવે તેવા ખરા, પણ ત્રીજા અને ચોથા પ્રકારના ગ્રંથ તો હાલ પોષાય તેમ નથી, પણ ચારણ કે તેવા યાચક લોકોને પોતાના ધંધા માટે કામના છે.

હાલમાં આપણા સાહિત્યમાં ચોતરફથી વધારો થતો જાય છે. કેટલાક સંસ્કૃત કે ઇંગ્રેજી પુસ્તકોનું ભાષાંતર કરે છે, કેટલાક મરેઠી, બંગાળી, હિંદી કે વ્રજ ઉપરથી નવાં પુસ્તકો બનાવે છે ત્યારે કેટલાક રામાયણ, કે ભારતના અથવા અર્વાચીન ઇતિહાસિક બનાવો ઉપરથી નોવેલો લખે છે. આ પ્રકારના વધારામાં ચારણી કાવ્યો કે પુસ્તકો કામમાં આવે તો સાહિત્ય શાસ્ત્રમાં એક નવા પ્રકારનો સારો વધારો થાય તેમ કેટલીક નવી હકીકત પણ જાણવામાં આવે તે ભાષાના ગ્રંથો ચાર રીતે ખપમાં આવી શકે.

૧ મૂળ ભાષા કાયમ રાખી તે નીચે ગુજરાતીમાં ટીકા આપવી.

૨ ચારણી ભાષામાં કેટલીક ગુજરાતી ભાષા ઉમેરી બંધબેસતી કરવી, જેમ હરિરસ નામના નાના ચારણી ભાષાના કાવ્યમાં આવો ફેરફાર કરવાથી હાલ કાઠિયાવાડમાં વંચાય છે.

૩ ચારણીનો જ મહાવરો કરી વગર ટીકાએ કામમાં લાવવી. કઠણ શબ્દનો કોશ આપવાથી બહુ હરકત પડશે નહિ.

૪ ચારણી કાવ્યનું ગુજરાતીમાં ગદ્ય કરવું.

આ ભાષા બીજી ભાષા જેટલી કઠિણ નથી તેથી પહેલા પ્રકાર પ્રમાણે કરવાની જરૂર નથી. બીજા પ્રકારે કરવા જતાં મૂળ હેતુ અને રસ બરોબર સચવાશે નહિ તેથી વાંચનારા ખરી ખૂબીથી અજાણ્યા

રહેશે. ઘડે ઘડો ભરાતો નથી. ત્રીજી રીતે કરવા જતાં સહેલું છે ખરૂં, મૂળ તોડી નાંખ્યા હોય તેમને બનતા ફેરફારથી ફરીને ગોઠવ્યાથી આ રીત કામમાં આવે તેવી છે. ચારણી ભાષાનાં જાતિ અને વચન આપણી જુની ગુજરાતીને મળતાં છે તેમ કેટલાક ચારણુની કવિતા બહુ જ સહેલી છે તેથી આ રસ્તો ઉત્તમ લાગે છે. ફક્ત ગુજરાતી પાંચ ચોપડીઓ ભણી ઇંગ્રેજી શરૂ કરેલું એવા કેટલાક ગ્રેજ્યુએટોને પૂરેપૂરૂં ગુજરાતી લખતાં નહિ આવડયાથી સંસ્કૃતમય લખે છે તેના જેવી આ ભાષા કઠિણ નથી. ચોથી રીતે કરતાં વાંચકમંડળને રસ પડે તેમ લાગતું નથી. આમાંથી કેઈ રીત શ્રેષ્ટ છે તે વિદ્વાનો કાઢશે તો મોટો ઉપકાર થશે.

વાંચવું અને સાંભળવું એમાં ઘણો તફાવત છે. કોઈ માણુસ કવિતા બોલતો હોય તો તેના રાગથી સાંભળનારને સમજણુ સાથે આનંદ થાય છે. પણુ તે કવિતા વાંચી ગયાથી તેમ થતું નથી. આવી જ રીતે આ ભાષાનું પણુ છે. કોઈ ચારણુ, કવિતા બોલતો હોય તો કંઈક ગમત સાથે સમજ પડે છે. પણુ તે જ કવિતા વાંચી જતાં તેટલો આનંદ થતો નથી. તેમ પૂરી સમજણુ પડતી નથી. સમજણુ પડે તો જ આનંદ થાય.

આપણા માનવંતા કવિ દલપતરામભાઈ હિંદી ભાષા સારી રીતે જાણે છે, તેમ રજવાડાના સારી રીતે ભોમીયા છે તેથી આ ભાષાની તેમને માહીતી હશે જ, પણ તેમાં તેમણે લક્ષ આપેલું હોય એમ જણાતું નથી. શબ્દોની ગમે તેમ મનસ્વીપણે ભાંગફોડ કરવાની પદ્ધતિને લીધે તેમને આ ભાષા ગમી નહિ હોય.

આ ભાષામાં ઘણું કરીને અક્ષરમેળ છંદ વાપરવાનો વધારે ચાલ નથી તેમ કવિશિરોમણિ પ્રેમાનંદ પેઠે દેશી રાગણીનાં ગીત પણુ જોવામાં આવતાં નથી. તેમની કવિતાને ગીત કહે છે. અને તે કુલ ૮૪ પ્રકારનાં છે. "રઘુનાથ રૂપક" નામના ચારણુ પિંગલમાં આ ગીતોનું માપ આપેલું છે.

આ ભાષામાં વ્યાકરણુનિયમ જણાતો નથી અને તેથી જ તે ભાષાની મહત્તા ઓછી છે. જો વ્યાકરણુનિયમે તેમની ભાષા બનેલી હોત તો જરૂર તે ખેડાયેલી ભાષા ગણી શકાત. ચારણો હરેક શબ્દોનું મનસ્વીપણે ટુંકું રૂપ કરી દે છે, તેથી જ મહાવરા વિના સમજાતી નથી કે બોલાતી નથી. અજાણ્યા માણુસને શબ્દોનાં મૂળ રૂપ શોધતાં ઘણી મહેનત અને ગુંચવણુ પડે છે. હજુ પણુ ચારણો-માનવાચક નામ ગઢવી–પોતાની બોલીમાં જ કવિતા કરે છે. ગુજરાતી તેમને ગમતી નથી, ફીકી લાગે છે. કેટલાક વિદ્વાન ચારણો હિંદી અને વ્રજ ભાષામાં પણુ કાવ્ય કરી જાણે છે.

આપણા જૂના કવિ શામળભટને ગુજરાતના કોઈ રાજાએ આશરો આપ્યો નહિ અને તેથી તેમને એક લેઉવા કણબીને આશરે પડી રહેવું પડયું અને ત્યાં જ ગામડાંમાં ખેડુતો ભેગી જીંદગી ગુજારી. આથી આધુનિક લેખકો તે વખતના રાજાઓને માથે દોષ મૂકે છે. અને તેઓ કવિતાના કદરદાન નહોતા તેમ ગણી તેમને મૂર્ખમાં લેખવે છે. પણુ ખરી રીતે જોવા જઈશું તો, આમાં તે રાજાઓ બિલકુલ દોષવાન નથી, કેમકે રાજાઓની પાસે રહેનારા રાજ્યકવિઓની ભાષા હિંદી વ્રજ કે ચારણી છે. રાજ્યકવિની ભાષા ગુજરાતી થઈ જ નથી. આજે પણુ પચાસ વર્ષની વયના રાજાઓને જોઈશું તો તેમને ગુજરાતી કવિતા સાંભળવી કે વાંચવી ગમશે નહિ, કેમકે તે તો એમ જ સમજે છે કે કવિતાની ખૂબી તો હિંદી, વ્રજ, કે ચારણી ભાષામાં જ છે. કેટલાક નવા થતા રાજાઓને પણુ હજી આપણી કવિતા જોઈએ તેટલી પસંદ પડતી નથી. ગુજરાતની ઉત્તર અને પશ્ચિમના રાજાઓ તો ઘણે ભાગે મારવાડ મેવાડને મળતા છે. તેમ પૂર્વ દિશાના માળવા અને મેવાડ સાથે મળતા છે. તેમનો પોશાક, ખોરાક, કન્યા આપવા લેવાનો વહેવાર કે કચેરીની બેઠક હજુ પણુ મેવાડ કે મારવાડ અથવા એકંદર રજપૂતાણા સાથે મળતી છે તો તેમની કવિતા પણુ તે દેશની ભાષામાં હોય તેમાં આશ્ચર્ય જેવું નથી.

રા. બ. હરિલાલ ધ્રુવના કવખતના શોકજનક મૃત્યુથી બીજાના કરતાં શોધકોને ઘણું નુકસાન થયું છે. પ્રાચીન ભાષાઓનો શોધ કરવો એ કંટાળાભરેલું પણ ખરી વિદ્વત્તાનું કામ છે, બહુ ઊંડા ઊતર્યા વિના આ કામ પાર પડતું નથી. તેમને આ વાતનો ઘણો શોખ હતો. સાધારણ જ્ઞાનવાળા માણસો શોધ કરી તેમની પાસે જૂનાં પુસ્તકો મોકલતા, અને તે તેને શુદ્ધ કરી શાસ્ત્રનિયમે ગોઠવી જાહેરમાં મૂકતા, તેમ પોતે પણ આ વિષયમાં ઘણો શોધ કરતા હતા. જૂના અક્ષરો, શબ્દોનું મિશ્રણ, ભાષાની અવઘડતા, તેની સાથે કાના માત્રા વિનાના બોડિયા અક્ષરોવાળાં જૂનાં–એક જાતની વાસ મારતાં–પુસ્તકોને વારંવાર ફેંદી તેનું મનન કરવું, એ દઢ ઉદ્યોગ, ખંત અને અપૂર્વ ઉત્સાહ વિના બનતું નથી. જેમ માટી સાથે મિશ્ર થયેલા સોનાને જૂદું પાડતાં મહેનત પડે છે, અથવા ધૂળ ધોઇયાને ધૂળમાંથી ધાતુની રજ એકઠી કરતાં ઘણી માથાકૂટ કરવી પડે છે, તેવું આ કામ છે.

પોતાની કવિતાના ચોપડા બીજાના હાથમાં જાય તો તે કવિતાની નકલ કરી લે એવી બીકથી ચારણ લોક ચોપડા લખવામાં એક ખૂબી વાપરે છે, તેઓ એક સળંગ પાનું ન લખતાં વચમાં વચમાં થોડોક ભાગ કોરો રાખે છે અને ત્યાં બીજું કાવ્ય લખે છે, આથી અજાણ્યા માણસને તેની નકલ કરતાં કેટલુંક વિચારવું પડે છે.

ચારણી ભાષા વિભક્તિ અને વચનમાં જૂની ગુજરાતીને કેટલેક ભાગે મળતી આવે છે, તેથી તેમાં થોડુંક રૂપાન્તર કરવાથી ઝટ સમઝાય છે.

આપણા ગુજરાતી કવિઓના કાવ્યનો ઉદ્ધાર થયો તે પ્રમાણે આ ભાષાના કાવ્યનો ઉદ્ધાર થાય તો કેટલુંક નવું જાણવામાં આવે. ચારણી ભાષા બીજી ભાષા જેટલી ગુજરાતીથી ભિન્ન નથી, તેમ આપણા લોકમાંથી, રજપૂતો, ભાટ, બારોટ, ચારણો, મારવાડીઓ, અને જૂની પદ્ધતિના કવિઓ તે સારી સમજે છે. એટલે તેને ગુજરાતી તો નહિ પણ

તેની અંગત ગણી માન આપીએ તો ખોટું નથી. શુદ્ધ મારવાડી અને આ ભાષામાં ઘણો તફાવત છે, તે બંને ભાષાનો મુકાબલો કર્યાથી જણાશે. તેથી મારવાડી ભાષાને ગુજરાતી બનાવવા જેવું આ કામ થતું નથી. આ વિષે કોઈ વધારે શોધ કરી હકીકત જાહેરમાં મૂકશે તો વિશેષ ફાયદો થશે.

જૂદાં જૂદાં કાવ્યોમાંથી નીચે થોડાક નમુના આપ્યા છે.

## સાંઆ ઝૂલા કૃત રૂકમણીહરણમાંથી

શેરીએ શેરીએ પાટ પટ સાંધિઆ, બારણે બારણે તોરણ બંધિઆ,
ટોડલે ટોડલે માલ મોતી ગણી, ગોખડે ગોખડે લૂણ લે ગ્રહીણી.
ઓઝલે ઓઝલે જુવતી ઉદણે, ચોતરે ચોતરે હંસ મોતી ચગે,
વાડીએ વાડીએ વાટિકા વન રે, આલપે કોકિલા કંઠ ઉંચા સ્વરે.
મારગે મારગે મહમહી માળણી, ચોસરે ચોસરે મેલશુ ચોગણી,
આંગણે આંગણે ચોક પુરે અબળ, કનકમે આંગળે કેળે કલસા કમળ.
માંડવે માંડવે નાગવેલી વળી, અંબરે અંબરે ગુડીઆં ઉછળી,
ડેહરે ડેહરે દૂધ સીંચે દહી, મોહલે મોહલે ધૂપણા મહમહી.

## સાંઆ ઝૂલા કૃત નાગદમણમાંથી

અધૂરે અમૃતે ન જાએ અઘાઈ, ઝગે કુંડળા લોલ કપૂર જાઈ;
દ્દખે નાસિકા સગ દીપક એરી, કળી ચંપ જાણે લલી લંપ કેરી. २८
નવા નેહ પંકજ દીરઘ નેત્રે, સોભા મીન ખંજન મૂધો સવેત્રે;
દોહે ભૃગટી ઓર દો દેખે દોહે, ભલે ભ્રંગ સુતા સખી દેખે ભ્રોહે. २९
જડેવાઅ તૂ નાગ કાળી જગાવે, હજી મુખ પેપાંનરા સોડ આવે.
ખેલીજે રમીજે ઘણું માન ખોળા, ભરીજે નહીં આભસુ બાથ ભોળા. ४२

## ગઢવી નાથાકૃત આમોદના રાજાની વંશાવળીમાંથી

તે નગરી ચંપાવતી, ચંદ્રવંશીઆં તખત;
સારી ધર દરિયા સહત, પાયે નમે છત્રપત. ૨૮
તે નગરી ચંપાવતી, વીશ કોશમાં વાસ;
બારે માસ વસંત રતે, વધ વધ હાસ વિલાસ. ૨૯
તે નગરી ચંપાવતી, શ્યામા સોલ સૃંગાર;
દાર હીએ જલ હંડચા, ભાર કનંકાં ભાર. ૩૦

## સાંઆ ઝુલા કૃત અંગદવિષ્ટિમાંથી

હૂ અંગદ હર ભેજેઉ, વીસ કને સણે વાત;
વાલે કહી જે વાનરૂ, તે રાવણ મૂ તાત. ૨
તાત હણૂ જણે તાહરૂ, કેમ વાસરીઉ દાઉ;
અંગદ ઓલગ આવ મૂ પંચવધ કરાં પસાઉ. ૩
તુ ઓળગુ રામ તજે જયલ વચારી જોઅ;
ચંદન લેપન પરહરે, કીચ ન ઘસે કોએ. ૪

## કવિ કરણીદાન કૃત "બિરદ સીંગાર"માંથી

( અભયસિંહે ગુજરાત પર કરેલી ચઢાઇ )

ડુંગરપ્રર વાંસબાહલા દેશ, પાટવી રાણુરા કરે પેસ;
લાયક લૂણાપર ગ્રહ લગાંણ, રાએ કુઅર દીધ ચાલ કરાંણ. ૧૨૧
માલહર આગલે નાંમ માંથ, હાલા હર ઝાલા જોડે હાથ;
જૂધ કોળી કાઠી પર પ્રજાલે, આખેટ રમંતાં કીધ આલે. ૧૨૨

## કવિના નામ વિનાની "હમ્મીર ચાલીશી"માંથી

હૂ ભજ (બલ) સાઅર તરૂ સાહ સેના સંધારૂ;
હૂ દલી ગઢ લેઉ, હૂ રણથંભ ઉગારૂ.

ખાંડે ખલ ખટ કરૂ હેર પીથલરૂ વાલૂ;
દ હીંદવાંણુ કરૂ સહુ અસરાંણુ સંધારૂ.
સંધારૂ મીર સેલાર સબ હુ અસપતે સુ કરૂ એમ;
હમીર કહે રે ભટ સણે, મુજ વેર પતસાહ સમ. ૧૫

## ખડીઆ જગાકૃત ઉજ્જનની લઢાઇમાંથી રાણીઓ સતી થાય છે

તણે વારે ત્રીઆં રતનેસ તણી, વધે સાહ સલોલે સંગાર વણી;
પગ હાથ મલૂક જંપક જેઅં, ગણું ગત્ર અછત્ર વના ગજેઅં. ૧
કલે કંઠ જંકંઠ જંઘં કદલી ચલે ચત્ર પવેત્ર મંણુાલ ચલી;
તન રંભહ ખત્રં કનંક તસી ઓપે સરે નાગંદ્ર વેણુ અસી. ૨
વનતા મખ પુનમ ચંદ વણી નજ ભ્રહાં ભ્રંગ ગ્રધા નેઅણી;
કંઠ કોકીલ દંત અનાર કલી અગ્ર વખ અલગ કલા ઉજલી. ૩
આભુખણુ તંનસ ચંગ અસી જગમંગે અનંગ નખત્ર જસી;
સખ નખ લગી શણુગાર સજી લજે લોક તજી વધે સત્રલતી. ૪
કલવંતી એ પ્રતવતા કેહેડી અધુરે ચત્ર પંખજ કે એહેડી;
ધરેઆ ધણુ વાજંત્ર ધાસુ ધણું તણે વાર ત્રીઆં વધે રૂપ તણું. ૫
અંતે ભ્રંતે સરંમ સંસાર અલી ભ્રમ મોહ સંસાર તે આર ભલી;
મળવા પીએ ત્રીસ સેજ મરણું કરણા સેહે લોક લગા કરણુ. ૬
સરસથ ભણે કથ દેખ સતી જસી મીઢે ન કો વર ઈસ જતી. ૭

## કવિના નામ વિનાની કવિતા

### ભાંગ અને અફીણુનો સંવાદ (રૂપક)

ભાંગ કહે છે—નર તૂને ખાએ અમલ પાછે પછતાવે,
નર તૂને ખાએ અમલ એહા ફળ પાવે;
ડાઢી મૂછ જસા તો અંકોર ન આવે,

આંખ ઝરે ઉર હીઝરે ઉભા ઉહંધાવે;
હલ બાબલ ગલ દુબલા ભુડા બરસાવે,
કામણુ કંથ જોઅ ઉઘાત ઉભી કુર લાવે;
કરસૂ મોડે કરડકા આંસુ ઢલકાવે;
પૂત્ર વધે નહ પેટસૂ ઘરસૂત્ર ગમાવે;
તૂતો ભૂડોરે અમલ જગ કહે કહાવે.

## સ્ફુટ કવિતા

### નાગબાઇના દુહા

તરકાંના તાબૂત જૂના મે ફેરૂ જરૂર,
તે દી તૂ રજપૂત મૂ માંને રા મંડલક. ૧
પગ કાંબી પેરસો હેએ કાપડ હોય,
કાંજે ત્રૂળ કોય તે દી મૂ માન મંડલક. ૨

આ સિવાય ચારણુ લોક કાવ્યની અંદર "બચનીકા" કરીને ગદ્ય લખે છે. દેખીતી રીતે આ ગદ્ય છે ખરૂં, પણુ તેમાં ઠામ ઠામ શબ્દોના અનુપ્રાસ તેમ ઝડ ઝમક દેખાઈ આવે છે.

ઉપર પ્રમાણે જૂદા જૂદા કવિઓની જૂદી જૂદી કવિતા લખી છે. અસલ ઉપરથી ખરી નકલ કરી છે તેમાં કંઇ વધારો ઘટારો કર્યો નથી. કેમકે તેમ કરવાથી કવિતાનું અસલ રૂપ બદલાઇ જાય. આશા છે, કે સૌરાષ્ટ્રી મિત્રો આ વિષય ઉપર ધ્યાન દેશે કેમકે તેમને ત્યાં ચારણુ અને ચારણી ભાષાનો પ્રચાર ઘણો હોવાથી સવિસ્તર હકીકત મળે એમ છે.

(પુ. ૪૩ મું, ઓકટોબર-નવેબર, ૧૮૯૬)

# ૨. સાહિત્યતત્ત્વ-ચર્ચા

## નાટ્યવિચાર

ભરતખંડમાં નાટ્ય કરવાની રીતિ પ્રાચીન કાળમાં ઘણી સુંદર હતી. એથી લોકોમાં નીતિનો વધારો થતો હતો. પ્રાચીન કાળમાં ભરત, શિલાલી, કૃશાશ્વી વગેરે ઋષિયો નાટ્ય કરવાના ગ્રંથો બાંધી ગયા છે. તે ગ્રંથોમાં કહેલી રીતિ પ્રમાણે પૂર્વેના નાટ્ય કરનારા નાટ્ય કરતા હતા. કોઈ માણસને સાધારણ રીતિથી વચન કહિયે તો તેના મનમાં બરાબર ચોંટતું નથી પણ એ તે વચન રસ ભેળીને કહ્યું હોય તો તેના મનમાં બરાબર ચોંટે છે. માટે પ્રાચીન કાળના કવિયોએ વચનને શોભાવવા માટે રસ ને અલંકાર શોધી કાહાડ્યા છે. ભરતાદિક પ્રાચીન કવિયોએ નાટ્ય કરવાની રીતિ બતાવી છે તે રીતિને અનુસરીને કાલિદાસ વગેરે મહાકવિયોએ નાટ્યના ઘણા ગ્રંથો બાંધ્યા છે, તેમાં રસને અલંકાર ભરેલાં વચન છે. તે વચનો અદ્યાપિ વાંચનાર અને સાંભળનારને ઘણાં સારાં લાગે છે. સાધારણ માણસોની વાણી કરતાં કવિયોની વાણી રસયુક્ત હોય છે. કવિયોમાં પણ સત્કવિ અસત્કવિ એવા બે ભેદ છે. જે કવિયે જગતમાં નીતિનો વધારો કરવા માટે કવિતા કરી છે તે સત્કવિ કેહેવાય છે અને એથી ઉલટી કવિતા કરનારાને અસત્કવિ કેહેવાય છે. સાધારણ માણસો કરતાં કવિની બુદ્ધિ વધારે હોય છે. સાધારણ માણસનું મન પોતાની જીવિકાના ઉદ્યોગમાં જ ગુંથાએલું રેહે છે. એમાંથી જુદુ પડીને વિશેષ વાર્ત્તાનો તર્ક કરી શકતું નથી. અને સત્કવિનું મન પોતાની જીવિકાના ઉદ્યોગ સિવાય દુનિયાંને સુધારવાના ઉદ્યોગ ઉપર રહીને વિવિધ તર્ક કરે છે. ઘણા કવિયો સાહિત્ય, નીતિ શાસ્ત્ર વગેરે ગ્રંથો બાંધી ગયા છે તેમાં દુનિયાને નીતિનો લાભ મળે એવી બાબતો લખી છે. ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાનકાળના લોકોની હાલતનું જ્ઞાન સાધારણ

લોકથી કવિયોને વધારે હોય છે. લોકોની હાલત જણાવવા માટે ઘણાએક કવિયોએ ઇતિહાસનાં પુસ્તકો રચ્યાં છે. ઇતિહાસનાં પુસ્તકોમાં સારા માણસોની નીતિ લખેલી હોય છે અને નઠારા માણસોની અનીતિ લખી હોય છે, પણ ગ્રહણ કરનારે અનીતિનો ભાગ પડ્યો મૂકીને નીતિનો ભાગ ગ્રહણ કરવો એવો સંપ્રદાય છે, માટે અમુક કવિયે ફલાણા વિષે અનીતિનું વર્ણન કરયું માટે એને અસત્કવિ કહી શકાતો નથી કેમકે ઇતિહાસમાં જેવી બનેલી વાત હોય છે તેવી લખવી પડે છે. ઘણાએક કવિયોએ સંસ્કૃત પ્રાકૃત મિશ્ર કરીને નાટકના ગ્રંથો બાંધ્યા છે તમાં નીતિવાળા અને અનીતિવાળા એ બંને પક્ષવાળાઓની તકરાર હોય છે, તેમાં નીતિના પક્ષને રસયુક્ત વચનથી એટલું બધું માન આપ્યું હોય છે કે જે સાંભળતાં સાંભળનારના મનમાં ઉતાવળથી નીતિની અસર આવે છે. “ કીચક વધ ” એ નામનું નાટ્ય સાંભળનારના મનમાં પરસ્ત્રીસંગ કરવો નહિ એથી મૃત્યુ વગેરે ઘણા ગેરફાયદા થાય છે એવા વિચાર ઉત્પન્ન થાય છે. અને અનીતિના પક્ષને રસયુક્ત વચનથી એટલો બધો તિરસ્કાર કરચો હોય છે કે જે સાંભળતાં માણસ તત્કાળ અનીતિને છોડી દે છે. રસ અલંકાર અને નાટકનાં પુસ્તકો સંસ્કૃત ભાષામાં છે માટે એ પુસ્તકોમાં લખેલું જ્ઞાન દેશી દેશીભાષા જાણનારને મળી શકતું નથી, માટે તેમને એ પુસ્તકોમાં શું લખ્યું છે તેની ખબર નથી પણ જેમ જેમ સંસ્કૃતની કેળવણી ચાલતી જશે તેમ તેમ એ વિષે જ્ઞાન લોકોમાં વધતું જશે.

મીઠા વગરની જેવી રસોઈ તેવી રસ વગરની કવિતા એવું વાગ્ભટ્ટ પંડિતે લખ્યું છે. અને હાલમાં કેટલાએક લોકોને કવિતા વાંચવાનો શોખ ઉત્પન્ન થયો છે માટે તે લોકોને રસનું સ્વરૂપ જાણવા માટે નીચે મુજબ લખ્યું છે. વાણીમાં નવરસ છે. ૧ શૃંગાર, ૨ હાસ્ય, ૩ કરૂણ, ૪ વીર, ૫ અદ્દ્ભુત, ૬ ભયાનક, ૭ રૌદ્ર, ૮ બીભત્સ, ૯ શાંત. સ્ત્રી અને તેના પતિની પરસ્પર પ્રીતિનું નામ શૃંગાર રસ કેહે છે. ૧ જે થકી સામાને હસવું આવે તેનું નામ હાસ્યરસ કેહે છે.

ચેષ્ટા, અંગ અને વેષમાં કાંઈ વિકાર દેખાવાથી હાસ ઉત્પન્ન થાય છે. જેમકે અવળી પાઘડી મુકી હોય તો જોનારને હાસ ઉપજે છે. ઉત્તમ પુરૂષોને આંખ્યો અને ગાલમાંજ ઉલ્લાસ ઉપજે એવો હાસ થાય છે. અને મધ્યમ પુરૂષોને બે હોઠ જુદા પડે એવો હાસ થાય છે. અધમ પુરૂષોને ખડખડ શબ્દ સહિત હાસ થાય છે. ૨ આક્રોશથી કરૂણારસ થાય છે. પૃથ્વી ઉપર પડી જવું, રડવું, શરીરનું નૂર ઉડી જવું, મૂર્છા પામવી, સર્વ ઉપર વૈરાગ્ય ઉપજવો, નિરર્થક વચન બોલવાં, આંખ્યોમાંથી આંસુની ધારા ચાલવી ઈત્યાદિ ચેષ્ટા, કરૂણ રસમાં થાય છે. ૩ અત્યંત ઉદ્યોગ ઉત્પન્ન થયાથી વીરરસ થાય છે. ૪ વિસ્મય પામવું તેનું નાન અદ્દભુત રસ છે, જે વસ્તુ સંભવે નહિ તેનો સંભવ જોતાં કિંવા સાંભળતાં પ્રાણિયોના મનમાં વિસ્મય ઉત્પન્ન થાય છે. વિસ્મય થતાં નેત્ર ખીલી જાય છે, શરીર ઉપરનાં રૂંવાં ઉભાં થાય છે, પરસેવો વળે છે, આંખ્યોની પાંપણો હાલતી ચાલતી નથી, ગદ્દગદ કંઠે વાણી બોલાય છે. ૫ ડર ઉત્પન્ન થાય તેનું નામ ભયાનક રસ કેહે છે. એ રસ ઘણું કરીને સ્ત્રિયો, બાળક અને ભોળા માણસને ઘણો ઉપજે છે. એ રસ ઉત્પન્ન થતાં 'આમથી ખાશે કે આમથી' એવા વિચારથી વારંવાર દિશાઓ તરફ જુવે છે, મુખમાંથી અમી સૂકાઈ જાય છે, શરીર કંપે છે, ગદગદ કંઠે વાણી બોલાય છે. ભ્રાંતિ અને ત્રાસ ઉત્પન્ન થાય છે; શરીરની કાંતિ ઘટે છે; મૂઢપણામાં વધારો થાય છે. ૬ ક્રોધ ઉત્પન્ન થાય છે તેને રૌદ્રરસ કેહે છે. શત્રુ જ્યારે ઉપદ્રવ કરે છે ત્યારે ક્રોધ ઉત્પન્ન થાય છે. ૭ અત્યંત ખરાબ વસ્તુની નિંદાથી બીભત્સરસ ઉત્પન્ન થાય છે, અપવિત્ર વસ્તુનું દર્શન કિંવા શ્રવણ કર્યાથી તે વસ્તુની નિંદા કરવાનું મન થાય છે. ૮ ઉત્તમ જ્ઞાન થયાથી શાંતરસ થાય છે. રાગદ્વેષ જતા રેહે છે ત્યારે ઉત્તમ જ્ઞાન થાય છે. ૯ એ નવ રસની ઉત્પત્તિનું કારણ ભાવ છે. નવે રસમાંથી એક એક રસની પ્રધાનતાથી નાટ્યનાં દશ રૂપક કર્યાં છે. નાટક, પ્રકરણ, ભાણ, પ્રહસન, ડિમ, વ્યાયોગ,

સમવકાર, વીથી, અંક, ઈહામૃગ, એ દશ રૂપક નાટ્યનાં છે તેનો વિસ્તાર કરિયે તો એક પુસ્તક થાય માટે નામ માત્ર લખ્યાં છે. જેમાં શૃંગારરસનું પ્રાધાન્ય હોય તેને નાટક કેહે છે. ઈત્યાદિ. નાટ્યમાં ગીત નૃત્ય વાદિત્ર અને અભિનય એ ચાર વસ્તુ મુખ્ય હોય છે. પ્રાચીન વાત કે નવી વાત ઉપર કોઈ કવિયે નાટ્યનો ગ્રંથ રચ્યો હોય છે એ ગ્રંથ ઉપરથી નાટ્ય કરનારાને નાટ્ય કરવાનો ચાલ છે, ગદ્ય, પદ્ય અને સંસ્કૃત પ્રાકૃત સહિત નાટ્યના ગ્રંથો રચેલા છે. નવે રસને દીપાવીને બાહેર પાડવા માટે વેશ કરવાનો ચાલ છે એ વેશ જોઈને જોનારાના મનમાં રસ ઉતરે છે. રસનું મૂળ કારણ ભાવ છે. જેવો ભાવ મનમાં હોય તેવો બાહાર કરીને તેનો રસ બનાવી બીજાના ઉતારવા માટે આહાર્ય, વાચિક, આંગિક અને સાત્ત્વિક એ ચાર પ્રકારના અભિનય કરવામાં આવે છે. એ ચાર અભિનય ચાર વૃત્તિયોમાં થાય છે. ભારતી, સાત્વતી, કૈશિકી, આરભટી. ગદ્ય કિંવા પદ્ય જે મુખે કરીને બોલાય છે તેને ભારતી વૃત્તિ કેહે છે. એ વૃત્તિમાં વાચિક અભિનય થાય છે એટલે જેવો ક્રોધાદિક મનમાં ભાવ હોય તે પ્રમાણે બોલવાની ધાટી પકડવામાં આવે છે. મનમાં ભાવ રહેલો હોય તેને સાત્વતી વૃત્તિ કેહે છે. એ વૃત્તિ સાત્ત્વિક અભિનયથી ખુલ્લી થાય છે એટલે પારકુ છિદ્ર ખોળવું અને વિચિત્ર દૃષ્ટિયે જોયું એથી મનનો ભાવ જણાય છે. દેહની સુંદરતા અને શોભાનું નામ કૈશિકી વૃત્તિ કેહે છે એ વૃત્તિ આહાર્ય અભિનયથી એટલે લુગડાં ઘરેણાંની શોભા કરવાથી ખુલ્લી થાય છે. જેવો મનમાં ભાવ હોય તે પ્રમાણે આચરણ કરવું તેને આરભટી વૃત્તિ કેહે છે. એ વૃત્તિ આંગિક અભિનયથી ખુલ્લી થાય છે. એટલે હસ્ત નેત્રાદિકનાં વળણ વળવાથી મનનો ભાવ બાહાર જણાઈ આવે છે.

પ્રાચીન સમયમાં સંસ્કૃત ભાષાનું જ્ઞાન લોકોમાં ઘણું હતું. નાટ્ય કરનારા પણ સંસ્કૃત ગ્રંથો ઉપરથી નાટ્ય કરી બતાવતા હતા. પણ જે વખતથી લોકોમાં સંસ્કૃત ભાષાનું જ્ઞાન ઓછું થયું છે તે વખતથી

સંસ્કૃત ગ્રંથો ઉપરથી નાટ્ય કરનારા નાટ્ય કરતાં બંધ પડ્યા છે. એટલું જ નહિ પણ તે લોકો અસલની નાટ્ય કરવાની રીતિ ભૂલી જઈને ધિક્કાર કરવા યોગ્ય અને બેઅદબી ભરેલી રીતિને ઝાલી પડ્યા છે. ગુજરાતમાં કેટલાએક સમયથી ભવાઈ કરવાનો ચાલ પડી ગયો છે. ભવાઈ કરનારા લોકોને ભવાયા કેહે છે. એ ભવાયા કાર્ત્તિક માસથી તે જેષ્ટ માસ સુધી ગામોગામમાં ફરી ફરીને ભવાઈ કરે છે. ગામોગામના લોકો ભવાયાને પૈસા આપીને તેમની પાસેથી ખરાબ રીતિ વેચાતી લે છે. અને પોતાનાં કાચાં બાળબચ્ચાંને ખરાબ રીતિ સંભળાવીને અનીતિવાન કરે છે. ભવાયા લોકો ખરાબ વાતો રસ ભેળીને લોકોને સંભળાવે છે, તેથી એ લોકોનાં મન ભેદાઇને અનીતિવાન થાય છે. ભવાઈ સાંભળનારા લોકો વિદ્યા ભણીને વિશેષ જ્ઞાન પામેલા ઘણું કરીને નથી. તેથી તે લોકોના મન ઉપર ખરાબ અસર થતાં વાર લાગતી નથી. જેમ પર્વત ઉપર પથ્થર ચઢાવતાં પરિશ્રમ પડે છે પણ પર્વત ઉપરથી પથ્થર ફેંકી દેતાં વાર લાગતી નથી એમ મૂર્ખ માણસોને નીતિની વાત ગ્રહણ કરતાં વાર લાગે છે પણ અનીતિની વાત ગ્રહણ કરતાં વાર લાગતી નથી. ભવાઇ જોવાથી નીતિની વાત પ્રાપ્ત થતી નથી માટે ભવાઈ જોવાનો ચાલ બંધ કરીને નાટક જોવાનો ચાલ ચલાવવો જોઈયે.

ભવાઈ કરતાં પણ ભાંડાઇ જોવાનો ચાલ ઘણો જ ખરાબ છે. ભવાયાના ટોળા જેવું જ ભાંડ લોકોનું ટોળું હોય છે. તે પોતાનું ઢોલ બજાવતાં બેઅદબી કવિતાઓ તથા વાતો બોલે છે. શ્રીમંત લોકો જેમ ગુરૂ મુખથી ધર્મની કથા સાંભળીને તેમને દાન આપતા હોય એમ ભાંડના મુખમાંથી ભાંડાઈ સાંભળીને તેમને શેલાં, પાઘડિયો અને રૂપિયા, મોહોરો આપે છે.

ભવાઈ અને ભાંડાઈ જોઈને કેટલાએક ઉંચલોકોને પણ ભવાઈ કરવાનો હાલ ચડી ગયો છે. એ લોકો પૈસા લેવા કોઈ આગળ ભવાઈ કરતા નથી પણ પોતાના ઈષ્ટદેવના દેવળમાં ભવાઈ કરી દેવને બતાવે

છે કે જુવો અમે આ વિદ્યા શિખ્યા છિયે. ભવાયાના ટોળા જેવું રાસધારીનું પણ ટોળું ફરે છે, તે ટોળું મુખમાંથી ખરાબ શબ્દ બોલતું નથી તેથી લોકો પોતાની સ્ત્રિયોને રાસ જોવાની પરવાનગી આપે છે. પછી તે લોકો વ્યભિચારની કવિતાઓ ગાઈને ખરાબ અસર લોકોના મન ઉપર કરે છે અને તેઓ પોતાના ઈષ્ટદેવના વેશ કાહાડીને તેના વ્યભિચારના ચાળા કરે છે તેથી જોનારાના મન ઉપર ખરાબ અસર થાય છે.

( પુ. ૧૦ મું, માહે ડિસેમ્બર, ૧૮૬૩ )

# કવિતા વિષેની ચરચા

ગુ૦ શાળાપત્રમાં એકવાર લખે છે કે નીતિનો ઉપદેશ શામળની કવિતામાંજ છે. પ્રેમાનંદે નીતિના ઉપદેશનું કામ માથે લીધુંજ નથી. અને બીજીવાર લખે છે કે શામળની કવિતા અનીતિ ભરેલી છે. અને પ્રેમાનંદની નીતિવાળી છે. ઓખાહરણ કેટલાએક કવિયોએ જુદાં જુદાં રચેલાં છે, તેમાંથી અમદાવાદના વ્યાસો પ્રેમાનંદનાં ફક્ત ૫, કે ૭, કડવાં પસંદ કરે છે, બાકી બીજા કવિયોનાં ગાય છે. તેથી અમે કહી શકતા નથી કે પ્રેમાનંદકૃત ઓખાહરણ સર્વોપરી છે. જે માણસના મનની જેવી રૂચી હોય તેનું મન તેવી કવિતાથી રંજન થાયછે. બીજી કવિતામાં તેને રસ ઉપજતો નથી. જે વૈરાગ્યવાન હોય તેને સ્ત્રિયોનું વરણન કે હસવાની વાતો ગમતી નથી. નીતિવાનને નીતિની કવિતા વધારે ગમે છે. શાળાપત્રમાં પ્રેમાનંદની કવિતા તુટક તુટક લખાયછે, અને તેમાં જેવી મતલબ છે, એવી મતલબની શામળની કવિતા ઘણી પ્રસિદ્ધ છે, અને એવી નકામી વાતોમાં અમને ઝાઝો રસ લાગતો નથી, માટે નીતિ ભરેલી કવિતા કે જે વાંચવાથી વાંચનારને સદ્ગુણનો ફાયદો મળે, એવી કવિતાથી

બુદ્ધિપ્રકાશનાં પૃષ્ટ ભરવા અમે ચાહીએછીએ. નવ રસમાંના રસ વિનાની શામળની કવિતા છે જ નહિ. પણ વારે વારે તે રસનું નામ લખવાની અમે જરૂર જાણતા નથી,

"મારા સાધુ પિતાને દુઃખ દેવાને,
મારૂ શ્રીમંત શાને આવ્યું રે"

શાળાપત્રને એવું વાકય ચમતકારી લાગે છે, અને અમ ને

"પરનારી સાથે પ્રીત છે, તેને ચંદ્રમા બારમો"

એવાં વાકયોથી ચમતકાર લાગે છે, શામળે કહ્યું કે પનોતીથી અને બારમા ચંદ્રમાથી લોકો બીહે છે પણ પરસ્ત્રીની પ્રીતથી એવું બીહીવું જોઇએ. અમે દર એક વાકયે એમ લખતા નથી કે આવો દાખલો પ્રેમાનંદની કવિતામાં હોય તો બતાવે. પણ વગર લખે વાંચ-નારાઓ અમારાં આપેલાં ઉદાહરણો તપાસશે, એટલે રાત દહાડાના જેટલો ફેર જણાશે.

(પૃ. ૧૧ મું, મોહે જૂન, ૧૮૬૪)

## કવિતાના અભ્યાસિયો

હાલમાં કેટલાએક નવા કવિતાના અભ્યાસિયો નિયમ પ્રમાણે બરાબર કવિતા રચી જાણે છે. આગળ એ વિદ્યાનો અભ્યાસ આ દેશમાં છેક થોડો હતો, પણ હવે સારો વધ્યો છે તે જોઈને અમને ખુશી ઉપજે છે. કારણ કે બરાબર કવિતાના નિયમ પ્રમાણે કવિતા રચી જાણતા ન હોય, તેવાને મન ગોળ ને ખોળ સરખું હોય, જે રચી જાણે તે જ ખરી પરીક્ષા કરી જાણે. માટે હવે સમય એવો આવતો જાય છે કે ગોળખોળ સરખા ગણાશે નહિ. તે કાંઈ થોડી ખુશીની વાત નથી.

પણ કેટલા એક નવા અભ્યાશિયો શબ્દોને મારી કુટીને બેસારીને અથવા શબ્દોને તોડી નાખીને કવિતા રચીને બુદ્ધિપ્રકાશમાં પ્રગટ કરવા સારૂં અમારી તરફ મોકલે છે, અને વળી કાલાવાલા કરીને પત્રમાં લખે છે કે આ કવિતા પ્રગટ કરશો તો હું ઉપકાર માનીશ. પણ તેઓએ જાણવું કે બરોબર નિયમ વિનાની કવિતા છપાવી પ્રગટ કરાવાથી નિયમના જાણનારા ઉલટી મશ્કરી કરે છે.

જેમ જે નિશાળીઓ પહેલવેહેલા અક્ષરો લખવા શિખે તે કદાપિ તેના મનને ઘણા સારા લાગતા હોય તોપણ દફતરોમાં લખવા લાયક તે અક્ષરો ન હોય. જ્યારે ઘણી વાર લખીને ભૂંશી નાંખે, અને ઘણા કાગળો બગડે ત્યારે દફતરમાં લખવા લાયક અક્ષરો લખતાં આવડે. ત્યારે પ્રેમાનંદભટ અને સામળભટ વગેરે મોટા કવિઓ થઈ ગયા તેઓએ પણ ઘણી કવિતા રચી રચીને ભુંશી નાંખી હશે ત્યાર પછી તેઓને નિયમ પ્રમાણે કવિતા રચતાં આવડી હશે.

કવિતા રચીને પ્રથમ તો પિંગળના નિયમ પ્રમાણે માત્રાઓ અથવા અક્ષરો ગણી જોવા. તેમાં પણ કેટલાક શિખાઉ એમ કરે છે કે એક લીટી ગમે તેમ લખીને પછી તેની માત્રાઓ ગણે છે અને તેમાં એક માત્રા વધે તો દીર્ઘનો હ્રસ્વ લખે છે, અને માત્રા ઘટે તો હ્રસ્વનો દીર્ઘ કરે છે; પછી જાણે છે કે હવે બરાબર માત્રાઓ થઈ. પણ એટલું તપાશી શકતા નથી કે તે પ્રમાણે હ્રસ્વ દીર્ઘ તે કવિતામાં બોલાય છે કે નહિ. તેમ જ વર્ણ છંદ રચતાં અક્ષર વધે તો બે અક્ષરો મેળવીને જોડાક્ષર લખે છે, જેમકે દેહને બદલે દ્હે લખે છે; પણ એવું તો આગળના કોઈ કવિએ લખેલું નથી. જોડાક્ષર છૂટા પાડવાનો નિયમ છે, પણ છૂટા અક્ષરો જોડી નાંખીને જોડાક્ષર લખવાની રીત નથી. કીધું ને બદલે કીધ, લીધું ને બદલે લીધ, અને આવ્યા ને બદલે આવીઆ, લખવાનો ચાલ તો અસલથી હરેક ગુજરાતી ભાષાના કવિનો છે, માટે તે વ્યાકરણ વિરુદ્ધ નથી, કેમકે એ તો કવિઓની ચાલતી આવેલી ભાષા છે.

જેમ નવો અભ્યાસી લખવા શીખતો હોય તેના અક્ષરો બીજાથી વાંચી શકાય નહિ, અને કેટલાક વર્ષ પછી તેના પંડનાથી પણ વાંચી શકાય નહિ. તેમજ નવા અભ્યાશીએ તાણીમેળીને કવિતા રચી હોય તે કોઈનાથી સમજાય નહિ. હવે કેટલીક મુદ્દત પછી તે રચનાર પંડે પણ યાદ રાખે નહિ તો તેનો અર્થ સમજી શકે નહિ. એનું નામ ક્લિષ્ટાર્થ દોષ કહેવાય છે.

જેમ શિખાઉપણામાં લખેલા અક્ષરો મોટી ઉમરના શિખેલા થયા પછી જોઇને પોતાને શરમ આવે છે, તેમજ નવા અભ્યાસમાં રચેલી પોતાની કવિતા જોઈને બરાબર આવડ્યા પછી શરમ આવે છે. વળી કેટલાક તો એવા છે કે શિખતી વખતે ઝડઝમક લાવવા સારૂ બહુ ફાંફાં મારે પણ ઝડ ઝમક લાવી શકે નહિ, ત્યારે પોતે ઝડઝમકની નિંદા કરે છે, અને પછી જો અભ્યાસ જારી રાખે તો આગળ જતાં ઝડ ઝમક પોતે પણ મેળવે છે. અને આગળ પોતે ઝડ ઝમકની નિંદા કરી હોય તે બોલ તેના મોંમાં પેસે છે.

જેમ શિખાઉ એક માણસનું ચિત્ર કાઢે અને તેના બધા અવયવો ગણી બતાવે, ને કહે કે ફોટોગ્રાફીમાં પાડેલી છબી કરતાં આમાં કિયા અંગની ખામી છે? તો તેનો ઉત્તર એટલો જ મળશે કે ફોટોગ્રાફીના જેવી બરાબર આ હાથની લખેલી છબી નથી. તેમજ ઉત્તમ કવિતાનો રસ સાંભળનારના મનને જુદી જ તરેહની અસર કરે છે. તે તો મુંગાએ ગોળ ખાધા જેવી છે. જીભે કહી શકાય એમ નથી.

જેમ હરેક પક્ષી આકાશમાં પોત પોતાની શક્તિ પ્રમાણે ઉડે છે પણ આકાશનો પાર આવતો નથી, તેમજ કવિતાની રસિકતા હરેક કવિ પોતપોતાની શક્તિ પ્રમાણે લાવે છે. પણ તે રસિકતાનો અંત નથી, પછી પાંખાળી કીડીઓ પૃથ્વી ઉપર કુદકા મારે તે તે પક્ષીઓની પંક્તિમાં ગણાય નહિ તેમજ શિખાઉ કવિ તાણી મેળવીને કવિતા કરે તે કવિની પંક્તિમાં ગણાય નહિ.

કવિનું બિરદ પોતાની મેળે લઈ શકાતું નથી, એ તો લોકોનાં અંતઃકરણો આપે છે. ફક્ત પોતાના મળતિયા વખાણે, અથવા કોઈ મોટું માણસ હોય, તેથી તેના ખુશામદીઆ કવિનું બિરદ આપે તે લાંબી મુદત સુધી રહે નહિ.

જ્યારે લોકો પોતાની ઉલટથી જે કવિતા યાદ રાખીને મોંઢે ગાય, ત્યારે જાણવું કે તે કવિતા માણસોનાં મનરંજન કરે છે. તે વિના છપાવીને પ્રગટ કરી હોય, તે એક વાર વાંચીને પડી મૂકે, અથવા હુકમથી તાબાના માણસોને કે ખુશામદીઓને મોઢે ચઢાવીએ તે સરસ ગણાય નહિ.

પંડિતો સમજી શકે તેજ કવિતામાં મીઠાશ ઉપજે છે, પણ કોઈ સમજી શકે નહિ, તેમાં મીઠાશ હોતી નથી. ચિત્રકાવ્ય અને અનેકાર્થી હોય તે ક્લિષ્ટ હોય છે. તો પણ જેમ સમજી શકાય તેમ સરસ ગણાય છે. દીર્ઘના હ્રસ્વ, અને હ્રસ્વના દીર્ઘ, તે પણ એક કે બે આવે ત્યાં સુધી ઠીક, પણ એવું ઘણે ઠેકાણે આવે તે ઠીક લાગતું નથી.

દરેક ગામડામાં રહેનારા વગર ભણેલા કેટલાએક ભરવાડ પણ થોડા ઘણા દોહરા વગેરે રચી જાણે છે. પણ તેમાં રસ હોતો નથી, તેથી તે ઝાઝે ઠેકાણે ફેલાતા નથી, અને તેવી જ કવિતા કદાપિ કોઈની મદદથી છપાઈને ગામોગામ ટેવાઈ હોય, તો પણ લોકો મોંઢે કરે નહિ. મનરંજન થયા વિના બીજાં કારણોથી મોઢે કરવી પડી હોય, તે પણ તેમ જ જાણવી.

( પુ. ૧૯મું, માહે ફેબ્રુઆરી, ૧૮૭૨ )

# અલંકારિક વાતો વિષે

વસ્ત્રાદિક અલંકાર વિના જેમ સ્ત્રી શોભતી નથી, તેમ વાણીના અલંકાર વિના વાણી પણ શોભતી નથી. માટે સહેજ વાતચીત કરવામાં પણ અલંકાર લોકો લાવે છે. કેટલાએક લોક હસમુખા હોય છે તેની વાણીમાં ઘણા અલંકાર આવે છે, તેથી તેની વાત સાંભળનારને બહુ મીઠી લાગે છે.

કવિતામાં તો અલંકાર જરૂર જોઈએ, એવું કવિતાના નિયમના ગ્રંથોમાં લખ્યું છે. જંગલી લોકોની ભાષામાં અને બાળકની ભાષામાં અલંકાર હોતા નથી અને તેઓ અલંકારનો મર્મ સમજી શકતા નથી, તેથી જેવા શબ્દો સાંભળે તેના શબ્દાર્થ પ્રમાણે જ મતલબ માની લે છે. જેમકે કોઈ બાળકને કહીએ કે કાલે આપણી શેરીમાં ઘીનો વરસાદ થવાનો છે, તો તેનો ખરો અર્થ બાળક સમજી શકશે નહિ, પણ મોટું માણસ સમજે કે કાલે નાત જમવાની છે.

કાળે કરીને માણસોની ભાષા તથા ભાષાની રૂઢી ફરી જાય છે. એટલે એક સમે જે અલંકાર લોકોમાં પ્રસિદ્ધ રીતે બોલાતો હોય તે કેટલાએક કાળ પછી મુદ્દલ બોલાતો નથી. જેમકે આજ આપણે બોલીએ છૈએ કે ફલાણો તો સુકાઈને લાકડી થઈ ગયો. હવે આગળ જતાં લાકડીને બદલે કાંઈક બીજું કહેવાનો ચાલ પડે, અથવા એ અલંકાર બંધ પડી જાય. પછી તે સમયના અજ્ઞાની લોકો કહે કે અસલ માણસોનાં શરીર સુકાઈને તેની લાકડી થઈ જતી હતી એવું જુના ગ્રંથોમાં લખેલું છે.

તેમજ વેદ વગેરે જુના ગ્રંથોમાં જે અલંકારિક વાક્યો લખેલાં છે તે સમયની રૂઢી પ્રમાણે લખેલાં છે. તેને આજ કેટલાએક લોકો એવું ધારે છે કે તે અલંકાર નથી, પણ તેના શબ્દોનો જે અર્થ થાય તેમજ ખરેખરૂં માનવું જોઈએ.

વેદમાં લખ્યું છે કે એક પુરુષ છે તેને હજાર માથાં, હજાર આંખો, અને હજાર પગ છે. હવે આપણે વિચાર કરો કે એવો પુરુષ

કોઇ હોય નહિ, પણ તે કહેવાની મતલબ કાંઈ બીજી છે એવું વિચારવંત માણસના મનમાં આવ્યા વિના રહેશે નહિ.

વેદ થયા તે વખતે તેની ભાષા અને અલંકારની રૂઢીમાં સઉ સમજતા હતા, એટલે તે ઉપર તે વખતે ટીકા લખીને ખુલાસો કરવાની જરૂર નહોતી, પણ ઘણો કાલ થઈ જવાથી જુની રૂઢી ફરી ગઈ. હવે આપણી તર્કશકિતથી તેનો ખરો અર્થ શોધી કાઢવાનું આપણું કામ છે.

પુરાણોમાં તો અલંકારિક વાતો ઘણી છે, તેથી તેનો ખરો અર્થ સમજવાને ઘણી મુશ્કેલી પડે છે. લખ્યું છે કે પ્રિયવર્ત્ત રાજાએ પૃથ્વીને સાત પ્રદક્ષણાઓ કરી. તેની ગાડીને એક પૈડું હતું તેના ઊંડા ચીલા સાત પડયા. તેમાં પાણી ભરાયું, તેથી તે સાત સમુદ્ર થયા. હવે કેટલાએક લોકો તેના શબ્દાર્થ પ્રમાણે જ સાચી વાત માને છે. પણ લખવાની મતલબ એવી જણાય છે કે પ્રિયવર્ત્ત રાજાનો રથ આખી પૃથ્વીમાં ફરતો હતો. મતલબ કે તેનું રાજ્ય બધી પૃથ્વીમાં હતું.

તેમજ લખ્યું છે કે અગસ્ત રૂષિ સમુદ્ર પી ગયા. તેની મતલબ પણ એવી જણાય છે કે તે રૂષિએ સમુદ્રની મુસાફરી ઘણી કરીને સમુદ્રને કળી લીધો હતો. રામાયણમાં લખ્યું છે કે અગસ્ત સમુદ્રનું જળ પી ગયા હતા, પછી રામચંદ્રજીના શત્રૂની સ્ત્રીયોના રૂદનથી તેની આંખોના આંસુથી પાછો સમુદ્ર ભરાયો. આંસુ ખારૂં હોય છે, માટે સમુદ્રનું જળ ખારૂં છે. આ ઉપરથી એવું સમજાય છે કે રામચંદ્રજીના પરાક્રમની ઉત્કૃષ્ટતા કવિએ દેખાડી પણ એ વાત એમજ બની હોય એવું તો માની શકાય નહિ.

મી. હોપ સાહેબે નિશાળોને વાસ્તે વાંચનની સાત ચોપડીઓ રચાવી. તેમાં કાગડો બોલ્યો, ચકલી બોલી, કીડી બોલી, ઈત્યાદિ અલંકારી વાતો તેમાં લખવી પડી. ત્યારે એક ચોપડીની પ્રસ્તાવનામાં લખી જણાવ્યું કે કીડી, કાગડો વગેરે બોલતાં નથી, પણ તે વાતોમાંથી શિખામણ લેવાની છે એમ જાણવું.

એજ રીતે કાવ્યના નિયમના ગ્રંથો કાવ્યપ્રકાશ, ચંદ્રાલોક, કુવલયાનંદ આદિક છે, તેમાં સાફ લખ્યું છે કે કવિતામાં આવી રીતે અલંકાર લાવવા. તે ગ્રંથોમાં તેનો ખુલાસો કરેલો છે. અને તે ગ્રંથો શાસ્ત્રીઓ અને પુરાણીઓ ભણે છે માટે પુરાણની અને બીજા ગ્રંથોની પ્રસ્તાવનામાં હોપસાહેબની પેઠે લખી જણાવ્યું નથી.

અલંકારના ગ્રંથમાં લખ્યું છે કે વાણીમાં સંબંધાતિશયોક્તિ અલંકાર લાવવો. તેની રીત એવી છે કે જે વસ્તુઓનો મેળાપ કદી થાય જ નહિં તેમ છતાં તેનો મેળાપ થયાનું કહેવું તેનું નામ સંબંધાતિશયોક્તિ અલંકાર છે. જેમકે અયોધ્યાનું વરણન કરતાં કહેવું કે તે શહેરની હવેલીઓ ચંદ્રમંડળને અડકે છે.

संबंधातिशयोक्तिः स्यादयोगे योगकल्पनम् ।
सौधाग्राणि पुरस्यास्य स्पृशन्ति विधुमंडलम् ॥

હવે એ ગ્રંથમાં સાફ ખુલાસો કર્યો. તે ઉપરથી એવું લખ્યું હોય તેનો અર્થ શબ્દાર્થ પ્રમાણે જ માને, અને કહે કે અયોધ્યાની હવેલીઓ ત્રેતાયુગમાં ચંદ્રમંડળને અડકતી હતી એમ લખેલું છે, માટે તે અડકતી જ હતી. તે માનનારનો જ વાંક છે લખનારનો વાંક નથી.

વળી લખ્યું છે કે લગાર કારણ ઉપરથી મોટો બનાવ તરત બની ગયો, એવો ભાવ લાવવો તેનું નામ ચપલાતિશયોક્તિ અલંકાર છે. જેમકે કૃષ્ણે રાધીકાજીને કહ્યું કે હું મથુરાં જઈશ. એવું સાંભળતાં જ રાધિકાજીનું શરીર એટલું સૂકાઈ ગયું કે હાથમાંથી વીંટી નીકળી પડી તે પાછી પહેરતાં બલઈઆની પેઠે હાથને કાંડે આવીને રહી.

चपलातशयोक्तिः स्यात् कार्यहेतु प्रसक्तिजे
यास्यामित्युदितेतन्व्या वलयोभव दूर्मिका.

એવી રીતે જેઓ અલંકારનો મર્મ સમજતા નથી તેઓ કાં તો વહેમથી શબ્દાર્થ તે જ સાચો માને છે અને કાંતો એવું બોલે છે કે, ગ્રંથોમાં જુઠાં ગપ્પાં માર્યાં છે. પણ જો અલંકારનો મર્મ

સમજે તો તેમાંની એકે વાત જુઠી લાગે નાહ. અને જાણે કે આમ હોય ત્યારે આમ લખવાની રીતિ છે.

કોઈ માણસનું પરમપ્રિય માણુસ ગુજરી જાય, ત્યારે તેને સૂર્ય ઝાંખો દેખાય, ઝાડ રોતાં લાગે અને અંગારાનો વરસાદ વરસતો હોય એવું તેને લાગે, માટે તે એવું લખે કે અમુક દહાડે સૂર્ય ઝાંખો ઉગ્યો અંગારાનો વરસાદ થયો અને ઝાડ રોતાં હતાં.

હર્ષનો દહાડો હોય ત્યારે વીવાનાં ગીતમાં ગવાય છે કે આજ મોતીનો વર્ષાદ અથવા દુધનો વરસાદ થયો. આકાશમાં અપસરાઓ નાચે છે. ગાંધર્વો ગાન કરે છે, દેવ પુષ્પની વૃષ્ટિ કરે છે. અને સોનાનો સૂર્ય ઉગ્યો છે.

હવે એ બધાનો ખરો અર્થ સમજવો જોઇએ. નહિ તો જુનાં પુસ્તકોમાં એવી વાતો લખી હોય તેમાં અનેક પ્રકારના સંશય ઉપજે; અને એ લખવાની રૂઢી અસલ હતી, આજ છે, અને હંમેશાં રહેશે. તથા બધા દેશોમાં પણ છે. પછી કોઈ દેશમાં થોડી, અને કોઈ દેશમાં વધારે છે. હાલમાં ઇતિહાસમાં એવા અલંકારો લખવાનો ચાલ ઓછો થયો છે. અથવા આજની રૂઢી પ્રમાણે તેનો ખુલાસો તરત સમજાય એમ લખાય છે. પણ કવિતામાં તો એવા અલંકાર વિના શોભતું નથી.

( પુ. ૨૭મું, માહે જૂન, ૧૮૭૩ )

# નિભૃત કવિ

જેઓ કાનને મધુર જણાય એવા શબ્દ છન્દોબદ્ધમાં ગોઠવીને દરેક પદે રમકઝમકનો ફેલાવો કરી પ્રજાને મોહિત કરવાનો યત્ન કરે છે, તેઓને અભણ માણસો કવિ તરીકે માન આપે છે. એવા કવિ અને તેમના કાવ્યની પરીક્ષા કરવાની જગા કાન છે. કવિતા તાલની

સાથે વંચાય અથવા ઉચ્ચારિત થાય તેની જોડે શરીર પણ તાલના વિવિધ તરંગમાં નાચે. ફારસી, ઉર્દુ, હિંદી, બંગાળી, ગૂજરાતી અને સંસ્કૃત વગેરે ભાષામાં એવા કાવ્યની ખોટ નથી. ભાટ, ચારણ અને આજકાલના કેટલાક પોતાને કવીશ્વરમાં ખપાવનારા એ જાતના કવિઓ છે. જો તેઓને કોઈ શબ્દનો કવિ કહે તો તે કંઈ ખોટું ન કહેવાય, કારણ કે શબ્દની ગોઠવણીની ચતુરાઈ શિવાય તેઓની કવિતામાં બીજું કંઈ જ મળતું નથી. જો કદાચ કંઈ હોય તો તે પણ ઘણું કરીને સ્વાદના શોખીલાને ખાવા લાયક તરીકે ગ્રાહ્ય હોતું નથી.

સહૃદય રસજ્ઞ માણસો કાવ્યની શોધ કરવામાં તેનાથી જરા ઉપર ચઢે છે. તેઓ છંદોબદ્ધ વાકયો સાંભળીને ખુશ થતા નથી, અથવા કેટલાક સુલલિત શબ્દો મેળવીને મોહિત થતા નથી. જે વિષય કાનને રસ્તે પ્રવેશ કરીને જરા આનંદ ઉત્પન્ન કરે તે હૃદયસ્થાનમાં જાય છે કે નહિ એ વિષયનો તેઓ પહેલાં વિચાર કરે છે. જે વાતથી અન્તરનો અન્તરનિહિત કોઈ છૂપો રસ ઉછળે નહિં, સૌન્દર્યની કંઈ નવી મૂર્ત્તિ મનરૂપી આંખની સામે આવે નહિં, હૃદયનો તંત્ર નવા તાનથી વાગે નહિં, અથવા વિચારના બોજાથી આત્મા મોહિત ન થાય, એ તેઓની પાસે કાવ્ય તરીકે ગણાતું નથી. ઇંગ્લંડના ઘણા ખરા કવિઓએ છન્દની રચનામાં નિપુણતા દેખાડીને શેકસપીયરના શિક્ષાગુરૂ તરીકે થઈ શકયા છે, એટલું જ નહિ પણ કેટલીક છોકરીઓની કવિતા શેકસપીયરની કવિતા કરતાં સાંભળવાની વેળાએ વધારે મધુર લાગે છે–જયદેવના ગીત ગોવિંદમાં જેવું પદલાલિત્ય જોવામાં આવે છે તેવું કાલિદાસના અભિજ્ઞાનશાકુન્તલમાં અથવા ભવભૂતિના ઉત્તરચરિતમાં કયાંય પણ તેના જેવું નજરે પડતું નથી. શ્રીહર્ષના નૈષધ કાવ્યની પદમાધુરીની આગળ શ્રીહર્ષની રત્નાવલી કંઈ જ નથી. એવું નજરે પડે છે. સુરૂચિવાન્ બુદ્ધિમાન્ માણસો પદમાધુર્યની કવિતાઓ કરનારા કવિઓના કરતાં શેકસપીયર, કાલિદાસ અને ભવભૂતિની પૂજા કરે છે, અને નૈષધના નાચતા છન્દની કવિતાઓને એક

તરફ મૂકી દઈને રત્નાવલીની જોડે આશા કરીને નિરાશ થાય છે અને નિરાશ થઈને આશા કરે છે. કારણ ભાષા ચરણદાસી છે, વિચાર અથવા ભાવ કાવ્યનો પ્રાણ છે, જેમ પોશાકની તુલનામાં રૂપ છે તેમ શબ્દની તુલનામાં ભાવ અથવા શાબ્દિકની તુલનામાં ભાવમય કવિ છે.

જેઓ વિચારવાન્ અને બુદ્ધિમાન્ તરીકે જગત્માં સન્માનિત થયા છે, તેઓના મતે કવિતાનો બીજો એક ગ્રામ છે, એ ઘણો ઉચ્ચો અને ન જોવાય એવો છે. જે લખવામાં આવે તે કાવ્ય અને જે લખે છે તે કવિ છે એ વાત તેઓ માનતા નથી. તેઓના કહેવા પ્રમાણે લખેલા ચિત્રમાં કાવ્યનો માત્ર આભાસ મળે છે, પરંતુ ખરૂં એક જાતનું અનિર્વચનીય અમૃત છે. મનુષ્યની અપૂર્ણ અને અપવિત્ર ભાષા એને ધારણ કરવાને અસમર્થ છે. ખરો કવિ, હિમાલયના ગાંભીર્યની પેઠે, આકાશના અનંત વિસ્તારની પેઠે અને યોગમાં લાગેલા તપસ્વીના ધ્યાનની પેઠે નિસ્તબ્ધ અને નીરવ છે ને હૃદયમાં તે સ્વર્ગીય અમૃતસિંધુનો છાંટો પીને કૃતાર્થ થાય છે, લૌકિકવાક્ય અને લોકમાં વપરાતી વર્ણમાળામાં તેઓ કોઈ રીતે વર્ણન કરવાને અસમર્થ છે. જેમ માણસો સ્વપ્નાવસ્થામાં દોડવા ઈચ્છે છે પણ તેઓ કોઈ રીતે દોડી શકતા નથી; વાત કહેવાને માટે આતુર હોય છે, પણ કોઈ રીતે વાત મોઢામાંથી નિકળતી નથી, તેમ ખરા કવિઓનુ છે. તેઓ પ્રકાશ કરવાનો ઘણો યત્ન કરે છે પણ તેઓ ઘણી વાર વિરુદ્ધ થાય છે, પ્રકાશ કરવાની ઈચ્છા પર્યન્ત જતી રહે છે.

કોઈ તત્ત્વને અંતરમાં પ્રવેશ કરાવવું એ બુદ્ધિનું સાધ્ય છે, ઉપલા સત્યને ઘણું હલકું સમજીને કદાચ લોકો હસી કાઢશે એ તેવા માણસોને અસંભવતું નથી. તેઓ આવી રીતે ધારતા નથી કે કંઈ ન કહેતા અને કંઈ ન લખતા. જો કવિનું અલૌકિક ધન ભોગવવામાં આવે તો એના કરતાં બીજું શું સૌભાગ્ય હોય? ઈચ્છા થતાં જ તરત ધ્યાનમાં લાગીને કવિના દેવાસનમાં બેસીશ; એટલે તરત

વીણાપાણી સરસ્વતીની મૂર્તિ સામે આવશે, કુદરત પોતાના પ્રિય મહેલનો દરવાજો ઉઘાડશે, પરંતુ કવિત્વનો આવી રીતનો આવેશ ખરી રીતે માણસના ઇચ્છાધીન છે કે નહિ અને સઘળાના ભાગ્યમાં બને છે કે નહિ એ ઘણો વિચાર કરવા જેઓ વિષય છે. ઇચ્છા કર્યાથી કંઈ લખી નાખવું એ પોતાની શક્તિ છે, ઇચ્છા કર્યાથી કંઇક બોલીને માણસનાં ચિત્તરંજન કરવાં એ આપણાથી બને છે. પરંતુ ઇચ્છા કરીને શું કોઈ કવિતાથી ઉર્મી બહાર કરી શક્યો છે? અને ઇચ્છા કરીને ક્યારે કોઈ પોતાના હૃદયને પોતે વિઘાતિત કરવાને સમર્થ થયો છે? ઇચ્છા બુદ્ધિને ચલાવી શકે છે, મનને ઘણીક રીતે ઉત્તેજિત કરે છે, પરંતુ શકિત અને પ્રકૃતિનો મૂળ ઝરો ઇચ્છાનું અગમ્ય સ્થાન છે.

ચંદ્રમા મૃદુ મૃદુ હસે છે, નદી મૃદુ તરંગનો અવાજ કરતી પોતાનું દુઃખનું ગીત ગાય છે, વૃક્ષનાં પાતરાં મૃદુ સંચાલનમાં વડનું પ્રેમનું બોલાવવું પ્રકાશ કરે છે, એ સર્વ અન્તરની વાતો ઘણાકો અભ્યાસના બલથી લખી શકે છે, પરન્તુ જ્યારે ચંદ્રમા હસે છે ત્યારે તેની જોડે જોડે સંસારનાં કેટલાંક હૃદય હસવાથી આનંદિત થતાં હશે? કોણ અવાજ કરતી નદીના કિનારે બેસીને તેના દુઃખના ગીતની જોડે પોતાના દુઃખના ગીતને મેળવવાની શકિત ધરાવે છે? તરૂલતાના બોલાવવામાં માણસના ભોગ્યભૌતિક ભોગ સુખના બોલાવવાને કેટલા માણસો ન ગણકારી શકે?

હર્ષ, દુઃખ, ક્રોધ, અને પ્રીતિ વગેરે ભાવોની ભાષા હંમેશાં ગાઢતાના પ્રમાણાનુસારે જૂદી જૂદી મૂર્ત્તિ ધારણ કરે છે. જે હર્ષ, જે દુઃખ, જે ક્રોધ, અથવા જે પ્રીતિ ઘણી તરલ હોય છે તે સહેલાઈથી બહાર નિકળે છે. જેવો તરલ, ભાવ હોય છે, તેવી તરલ ભાષા બને છે. મનુષ્યનું મન થોડા હર્ષથી ચંચલ થાય છે, આનંદથી ગાંડો થઈ જાય છે, હસવાનો ઉત્સાહ કોઈ રીતે રોકી શકતો નથી. થોડા દુઃખથી આંખમાંથી આંસુ નિકળે છે. થોડા ક્રોધથી આંખ

લાલ અને ગર્જી ઉઠે છે. ઘણો જ થોડો પ્રેમ, થોડા પાણીની નદી પેઠે સર્વદા બકતો રહે છે પરંતુ જે હર્ષ શરીરના રૂંવાટામાં અમૃતની પેઠે વહે છે, જે દુઃખ ગરમ કરાતા લોઢાના સળીઆની પેઠે હૃદયના મર્મસ્થાનમાં લાગેલું છે, જે ક્રોધ ચિત્તમાં તુષાનલવત્ હંમેશાં બાળતો રહે છે, જે પ્રેમ એકી વેળાએ રાત્રિના સ્વપ્નાની પેઠે વગર કામનો જણાય છે, વળી આત્માને આનન્દ અને નિરાનન્દના અધિકારથી ઘણે ઉંચે લઈ જાય છે, તે ઘણું કરીને કદી પણ જોવાની અથવા સાંભળવાની ભાષામાં પરિસ્ફુટિત થતો નથી.

કવિતાની ભાષા પણ એ નિયમને તાબે છે. લઘુ કવિની જે કંઈ દોલત છે તે શબ્દમાં ઘેરાયલી હોય છે. તેના કરતાં ગાઢતર કવિના શબ્દ થોડા હોય છે, અને રસગાંભીર્ય જ વધારે હોય છે. પરંતુ કોઈના પણ હૃદયમાં કાવ્યનો તે અમૃતસ્રોત અતિ પ્રબલ વેગથી પ્રવાહિત થાય છે, જ્યારે મન કલ્પનાના જાદુગરની પાંખથી ઉડીને કુદરતના સોનેરી લખાણો વાંચે છે, અને પહાડના શિખરમાં, સાગરને તળીએ, પ્રકાશમાં તથા અંધકારમાં સર્વત્ર એક જોડે ચાલે છે, જ્યારે જ્ઞાન અનુભૂતિમાં ડુબી જાય છે, અને શોધમાં દૂર રહીને તરંગની જોડે તરંગની પેઠે હૃદયમાં વિલીન થાય છે, ત્યારે ભયથી ધ્રુજનારી ભાષા પોતે પોતાની મેળે જડ થઈ જાય છે. બીજો કોણ તેઓનું કહેવું પ્રકાશ કરે ? કુદરત મુગી, કાવ્ય મુગુ, કવિ પણ તે વેળાએ હાલ્યા ચાલ્યા વગરનો અને મુગો થાય છે. ભાવની લહર વગર અવાજે ઉડે છે, વગર અવાજે લીલા કરે છે, અને વગર અવાજે લય પામે છે. મુગ્ધા બાળા જ્યારે દર્પણમાં પોતાનું સુંદર મુખ પોતે જોઈને ચકિત આંખથી જોતી રહે છે, ચંદ્રની રાત્રિ જ્યારે પોતાના સુખમાં પોતે હસે છે, તુફાની પવન જેમ પોતાના દુઃખમાં પોતે રડે છે, તેમ કવિ પણ પોતાના ભાવ એટલે વિચારમાં પોતે પરિપૂર્ણ થઈને, જીવસ્મૃતિની પેઠે પોતે પોતામાં નિમગ્ન થાય છે. કોની પાસે શું કહે, શું શું સાંભળીને શું કરે, કોણ પ્રશંસા કરશે, કોણ નિંદા કરશે,

કોણ તેની વાતથી મોહિત થશે, ઇત્યાદિ કોઈ જાતનો વિચાર તેના મનોમય જગતમાં સ્થાન પામતો નથી. પાપપુણ્ય, સુખદુઃખ, હર્ષવિષાદ, પ્રત્યક્ષ અને અપ્રત્યક્ષ, જીવન અને મૃત્યુ તે વેળાએ તેની પાસે એક સરખાં થઈ જાય છે. સંસાર છે કે નહિ એ પણ તે વેળાએ તેનાથી અજાણ્યું રહે છે. પોતાનું અસ્તિત્વ થોડા કાલને માટે લુપ્ત થાય છે.

જેઓએ વિધાતાના પ્રસાદથી એવી કવિપ્રકૃતિ મેળવી છે અને લોકાતીત કવિત્વનો પૂર્ણ આવિર્ભાવ થવાથી કોઈ કોઈ વેળાએ એવું જણાય છે, આપણે તેઓને ઓળખીએ કે નહિ ઓળખીએ, તોપણ તેઓ જ સાધક છે, તેઓ જ સિદ્ધ છે, અને તેઓ જ માનવજાતિના પ્રાણ છે. તેઓની ઉદાસીનતા જ આ શકિત છે, કઠિનતા જ કોમળતા છે, વૈરાગ્ય જ ભોગ છે અને તૃષ્ણા જ તૃપ્તિનો અંત છે. હવા એઓથી સ્વર્ગોપમ પવિત્ર, સ્વર્ગથી શીતલ અને સુગંધવાળી થાય છે તેથી આપણે જીવીએ છીયે, નહિ તો આ સ્વાર્થચિંતામય સંસારના રેતીના જંગલમાં મરી જાત. પૃથ્વીએ તેની પગની રજ મેળવી છે તેથી મનુષ્યના રહેવા યોગ્ય થઈ છે, નહિ તો એ ઉજડ થઈને ભયંકર વેશ ધારણ કરત. તેઓએ વ્યવહાર કર્યો છે તેથી મનુષ્યની ભાષા હજી પણ શોકદુઃખની વેળાએ મનુષ્યના દગ્ધ હૃદયને શીતલ કરે છે; નિરાશામાં આશા દે છે, દયા, ઉત્સાહ શાન્તિ અને પ્રેમ વગેરે અતિ-માનુષિક ભાવનો બોજો સહન કરે છે; નહિ તો એ પિશાચના કંઠથી પણ વધારે સાંભળવામાં કઠોર થાત.

બ્રિટિશ મ્યુઝીયમ }
લંડન, ૨૩-૧૨-૯૨ }

**નારાયણ હેમચંદ્ર**

(પુ. ૪૦મું, માહે ફેબ્રુઆરી, ૧૮૯૩)

# લેખ

દેશનો અભ્યુદય પ્રજાએ પ્રાપ્ત કરેલા જ્ઞાન ઉપર આધાર રાખે છે, જ્ઞાનપ્રાપ્તિ મનુષ્યે સંપાદન કરેલી વિદ્યાના પરિણામ રૂપ છે, અને વિદ્યા સંપાદન કરવાને અધ્યયન કરવું એ આવશ્યક કર્તવ્ય છે. કોઈ પણ વસ્તુનું યથાર્થ અધ્યયન (૧) પૂર્વે થઈ ગએલા સૃષ્ટિ તથા સંસારના મહાન્ પુરુષોના વર્તનને અનુસરવાથી. વા (૨) અજ્ઞાન તિમિરાવરણને પલાયન કરાવી સજ્ઞાન દીપકની પ્રાપ્તિ કરાવનાર સુશિક્ષકને શોધી તેમનાં સ્વાનુભવસિદ્ધ, શાંતિદાતા સુખદાયક, દુર્બુદ્ધિ નિવારક, સન્માર્ગદર્શક વાક્યોનું શ્રવણ કરી, મનન કરી, તે પ્રમાણે વર્તવાથી, અથવા તો (૩) "પ્રાચીન અર્વાચીન તત્ત્વવિદ્યા-વિષયક અને ઇતર અનેક વિદ્યા પ્રતિપાદન કરનાર" તેમ દેશના અને હાલના મહાપુરુષો અને સાક્ષરોના હાથે લખાયેલા ગ્રંથોના લેખોના આગ્રહપૂર્વક વાંચનથી કરી શકાય છે. પ્રથમ અને દ્વિતીય ઉભય સાધનો તૃતીયમાં જ સમાએલાં છે. વસ્તુના શુદ્ધ સ્વરૂપથી જ્ઞાત થવા પૂર્વે તેને આધારભૂત ગણી તે પ્રમાણે વર્તવું તે દોષાસ્પદ છે, અને તે જ સિદ્ધાંતને અનુસરી, પ્રથમ સાધન પ્રમાણે શિક્ષણ લેવાનું ધારી, પૂર્વે થએલા મહંતોના વર્તનને અનુસરવા પૂર્વે તેમના સંબંધી પૂરતું જાણવાને તેમના જીવનથી જ્ઞાત થવું જ જોઇએ, અને તેમ થવાતે જીવનચરિત દર્શાવતા લેખનું આગ્રહપૂર્વક વાંચન તે જ ઉત્તમ માર્ગ છે.

અધ્યયન કરવાનું અન્ય સાધન સુશિક્ષકના ઉપર આધાર રાખવાનું છે. શિક્ષકની પાસેથી (૧) શુશ્રૂષા અર્થાત્ સેવા કરવાથી, (૨) ધન આપવાથી, વા (૩) વિદ્યાદાન આપી વિદ્યાદાન લેવાથી, એમ ત્રણ રીતે* કોઈ પણ વિષયનું અધ્યયન કરાય છે. આ ત્રણમાં

* જુઓ બુ. પ્ર. અંક ૧૦ પૃષ્ઠ ૩૧૭.

श्लोक.

गुरुशुश्रूषया विद्या पुष्कलेन धनेन वा ।
अथवा विद्यया विद्या चतुर्थं नोपपद्यते ॥

પ્રથમ, ગુરૂશુશ્રૂષા–સેવા કરી વિદ્યાભ્યાસ કરવાની પદ્ધતિ પૂર્વ કાળમાં સર્વત્ર પ્રચલિત થએલી વિલોકાતી, તોપણ સાંપ્રત કાળમાં તો કેટલીક વૈદિક સંસ્કૃત પાઠશાળામાં, વા અન્ય સ્થળે ઘરઘરઉ જ કવચિત્ કવચિત્ દશ્યમાન થાય છે. તેમ વિદ્યાદાન લઈ તેના ઉપહારમાં વિદ્યાદાન આપવાનો રવૈયો પણ સર્વત્ર જોવામાં આવતો નથી. બીજી રીતે એટલે ધન આપી વિદ્યા પ્રાપ્ત કરવાની રીતજ સુલભ અને સર્વોત્તમ સર્વત્ર મનાઈ છે; અને તેથી શહેરમાં વા કસબામાં કે ગામડામાં સર્વ ઠેકાણે આ પદ્ધતિથી શિક્ષણ આપવાને શાળાઓ હોય છે. તો પછી આવું શિક્ષણ આપવાને, યોગ્ય શિક્ષક શોધવાની, અથવા જે જે શાળાઓમાં બાળકોને શિક્ષણ લેવાને મોકલવામાં આવે ત્યાં યોગ્ય શિક્ષણ અપાય છે કે કેમ? તે તપાસવું તે અભ્યાસ કરનારના વડિલવર્ગનું આવશ્યક કર્તવ્ય છે. સરકારી, સરકારાશ્રિત કે સદ્‌ગૃહસ્થોએ ઉઘાડેલી ઘણીખરી શાળાઓમાં તો સારૂં શિક્ષણ અપાય છે, અને તેને માટે સુશિક્ષકો રોકાય છે; તોપણ તેમાં સાહિત્ય, વિદ્યા, નીતિ અને ઇતિહાસાદિ વિષયો સિવાય ધર્મ સંબંધી કે રાજ્યવિષયક શિક્ષણ અપાતું નથી. અને ધર્મ ઈત્યાદિ અન્ય શિક્ષણને માટે તેમને બીજા શિક્ષકો પણ ખોળવા પડે છે, અને તેમની પાસેથી શિક્ષણ લેવા જતા પહેલાં બહુ જ સાવચેતી લેવાની જરૂર છે. વર્તમાનકાળમાં કેટલાક ધનપ્રાપ્તિને અર્થે, કેટલાક વિષય પ્રાપ્તિ અર્થે, કોઈ તો પ્રેમાનંદના સુબોધક "અણચાલતે વશ કીધું મન" વાક્ય પ્રમાણે, કાં તો સ્ત્રી સારી ન મળવાથી ભોગવવાં પડતાં સંકષ્ટોને અનુભવવાથી અથવા તો સ્ત્રી ન જ મળવાથી, ગૃહસ્થાશ્રમનું સુખ ભોગવવાને અશકય હોવાથી, અણચાલે આણેલા વૈરાગ્યથી, કેટલાક નિર્ધનાવસ્થામાં માથે ચઢચા જતા ઋણથી–એમ અનેક કારણોથી સંસારમાં સુખ વિમુખ હોવાથી તેને ત્યજતાં સંસારને દુઃખાર્ણવ આલેખી પરમાનંદ પ્રાપ્તિ કરવા અર્થે મનને ન જીતતાં બાહ્યેન્દ્રિયને વશ રાખવાનો આડંબર ધારણ કરતા ધૂર્તો, વાચાળ-

શાસ્ત્રીએ વચનમાધુર્યવડે અણુસમજુ વ્હેમી પુરૂષો અને સ્ત્રીઓને અસન્માર્ગે ચઢાવી, પોતાના પ્રતિ ગુરુભાવ સ્થાપી, તેમને શિષ્ય મુંડી પોતે ધર્માચાર્ય બની, ગુરૂપદ ધારણ કરી વૈભવો માણતા, જગત્‌ને ભાર રૂપ સ્વાર્થ સાધતા સંખ્યાબંધ સ્થળે સ્થળે અવલોકવામાં આવે છે. તો આવા વધી ગયેલા કાકસમુદાયમાંથી હંસરૂપ સુશિક્ષકનું શોધન કરી તે દ્વારા અધ્યયન કરવામાં પ્રથમ તો કંઇક અંશે બુદ્ધિ અને તર્કનો આશ્રય પણ લેવો પડે છે. જ્યાં સુધી મિશ્રિત નીરક્ષીરમાંથી વિવેક વડે ક્ષીર સત્વ કાઢવાને બુદ્ધિ વા તર્ક સંસ્કારી કે સશક્ત નથી થયાં, ત્યાં સુધી અધ્યયન કરવાનું દ્વિતીય સાધન નિરૂપયોગી છે, અને આ સાધનો આશ્રય રૂપ ગણવાને પ્રથમ તો બુદ્ધિ અને તર્કને પરિપક્વ કરવાં જોઇએ. પરિપક્વ બુદ્ધિ તર્કને યોગ્ય માર્ગે દોરે છે. અને તર્ક શુદ્ધ સત્ય શોધક છે. જેથી બુદ્ધિ પરિપક્વ હોવીજ જોઇએ, અને તેમ થવાને સુલભ અને ઉત્તમ સાધન ગ્રંથનું-લેખનું વાંચન તે જ છે.

આ પ્રમાણે તૃતીય અંગ પ્રથમ અને દ્વિતીય ઉભય સાધનોનો સમાવેશ કરે છે, તો આપણે ત્રણેને પૃથક્ પૃથક્ ન લેતાં, વસ્તુનું અધ્યયન લેખ વાંચનથી જ થાય છે, એમ ગણીએ તો વિરુદ્ધ ભાસતું નથી. જ્યારે વાંચનથી અધ્યયન, અધ્યયનથી વિદ્યા અને વિદ્યાથી જ્ઞાનપ્રાપ્તિ કરી શકાય છે; અને જ્ઞાનપ્રાપ્તિના ઉપર જ જો દેશ અભ્યુદયનો આધાર છે, તો, ઉપર કથિત સર્વ વિસ્તૃત વાક્યોને બદલે એમજ કહીએ કે, દેશનો અભ્યુદય પ્રસિદ્ધ થતા લેખો-ગ્રંથોના વાંચન ઉપર જ આધાર રાખે છે, અને નૂતન અને વધુ લેખોનું પ્રકાશવું એ દેશોદયનું શુભ ચિન્હ છે, તે અનુપપન્ન નહિ ગણાય.

સાંપ્રતકાળમાં દિનપ્રતિદિન નવા નવા લેખકોના નવા નવા લેખો પ્રસિદ્ધ થતા દષ્ટિગોચર થાય છે. લેખકોની સંખ્યામાં પણ સારી વૃદ્ધિ થએલી જણાય છે. શહેર અને કસ્બાઓમાં તો શું પણ

નાનાં નાનાં ગામડાંઓમાં અને ડુંગરની તળેટીના પ્રદેશમાં પણ, વિદ્વાનો કે અવિદ્વાનો, નાગરિક જ્ઞાન સંપાદન કરેલા મનુષ્યો કે તર્કમાં ગર્ક થયેલા, વૃદ્ધો વા યુવકો સર્વેને લેખક બની એકાદ પોતાનો લેખ પ્રસિદ્ધ કરી ગ્રંથકાર તરીકે પ્રતિષ્ઠા પામવાની ઉત્કંઠા સ્વભાવિકી જ થતી હોય એમ ભાસે છે. ગુજરાતનો એવો એક પણ દિવસ ભાગ્યે જ જતો હશે કે તે દિવસે એકાદ લેખ પણ પ્રકાશ પામ્યો ન હોય. નવાં નવાં માસિકો, સાપ્તાહિકો, પાક્ષિકો, નાટકો, નવલકથાઓ, વાર્તાદિનાં પુસ્તકો, તત્વજ્ઞાન પ્રતિપાદક ગ્રંથો, ઈતિહાસો કે રાગ રાગણીઓમાં લખાએલાં વર્ણનો, ભાષાંતરો ઈત્યાદી ખાંડી ભેર નીકળી આવે છે. સ્ત્રીશિક્ષણ ન આપવાનો વહેમ પણ ઘણે અંશે દૂર થવાથી-સ્ત્રીઓ પણ ગ્રંથકારો થવાથી તેમણે લખેલાં પુસ્તકો પણ બહાર પડે છે; સુધારકોએ પણ ભાષણોદ્વારા એવાં પુસ્તકો પ્રસિદ્ધ કરી સુધારો કરવો શરૂ કર્યો છે. પારસીઓ પણ લેખક બની ગ્રંથો પ્રકાશ કરી ગુજરાતી સાહિત્યમાં વૃદ્ધિ કરવા લાગ્યા છે! તો "વધુ લેખોનું પ્રકાશવું એ દેશોદયનું શુભ ચિન્હ છે" આ વાકય પ્રમાણે હવે સ્વદેશોન્નતિનો સમય સમીપ આવ્યો છે અને આ સર્વે તેનાં જ ચિન્હો છે, એમ માનવું કે કેમ?

આજકાલ તો વિદ્વાનો લેખ લખે છે એટલું જ નહિ પણ નિશાળમાં ભણનાર વિદ્યાર્થીઓ પણ કંઈ પણ જ્ઞાન મેળવ્યા સિવાય લેખક બની પોતાને વિદ્વાન કહેવરાવવાની આશા રાખી, નિર્જીવ લખાણોને બહાર પાડે છે. વાકયરચનાનું તેમાં ઠેકાણું હોતું નથી, ભાષા ઢંગધડા વગરની અને જોડણી પોતાની મરજી પ્રમાણે ગમે તેવી લખી કાઢે છે, કોઈ ભાષા નિર્માલ્ય જેવી લખે છે, તો અન્ય સંસ્કૃતમય જ ભાષા લખે છે અને તેમાં ગુજરાતી વાકયરચના શિવાય એક પણ ગુજરાતી શબ્દ જ જણાતો નથી, અને કેટલાક તો પુસ્તકો વાંચી જ વાસ્તવ-વ્યાવહારિક જ્ઞાન સિવાય લેખ લખી હાસ્યાપદ થાય છે, જેમકે ગ્રંથો વાંચી થયેલો એક વિદ્વાન, વટવૃક્ષ વર્ણન કરતાં તેના

ફળને એક 'કાઆ'ની ઉપમા આપે તો તે લેખ એક સામાન્ય બુદ્ધિવાળાને પણ હાસ્ય ઉત્પન્ન કર્યા શિવાય રહે જ નહિ. આ રીતે અનુભવ રહિત અપરિપકવ બુદ્ધિવાળા મનુષ્યોએ લખેલા ઘણા લેખો સ્થળે સ્થળે નજરે પડે છે. આથી એમ કહેવાનું નથી કે ગુજરાતમાં વિદ્વાનોને હાથે લખાએલા લેખો છે જ નહિ, પરંતુ એ છે, તો તે બહુ જ થોડા છે, અને સેંકડે ૯૦ ટકા જેટલો મોટો ભાગ કેવળ ઉક્ત ટીકાને પાત્ર છે.

સુલેખકો ઘણા થાય અને તેમના લેખો દેશમાં પ્રચાર પામી જનમંડળમાં વાંચનની અભિરૂચિ પ્રસારે, અને મહાકવિ શ્રી કાળિદાસના સમય પ્રમાણે જેમ ગોપાલકો સંસ્કૃત ભાષામાં વાત કરતા હતા તેમ ગુર્જરગિરા મહત્તા પામે અને સર્વ ભવિષ્યના ભાનૂદયના આધારરૂપ યુવકોને, સદ્જ્ઞાન પ્રાપ્ત કરી સુલેખક થવાની વૃત્તિ સ્ફુરે તો દેશને લાભ થાય તે નિર્વિવાદ છે, પરંતુ હમણાં તો જે જે લેખો-ગ્રંથો-વાર્તિકો આદિ બહાર પડે છે તેમાંનો મોટો ભાગ લાભદાયી ન નીવડતાં હાનિકારક જ નીવડે છે એમ કહેવામાં કાંઈ પણ બાધ નથી.

અનીતિ રૂપ ક્ષુદ્ર લેખકો, અનીતિ પ્રસાર કરનાર, તેમ અવિદ્વાન અવિચારી પુરુષો સાધારણ ગ્રંથજ્ઞાન સંપાદન કરી, લૌકિક જ્ઞાન અથવા તો લૌકિકમાં વપરાતી ભાષાની યોગ્ય પદ્ધતિનું લેશ માત્ર જ્ઞાન મેળવ્યા શિવાય જનમંડળને વિપરીત માર્ગસૂચક લેખોને પ્રસિદ્ધિમાં મૂકે તો તેથી તો હાનિ જ થવાનો સંભવ છે. વર્તમાનના ભુંડણનાં બચ્ચાંની માફક નીકળી આવતા હાનિરૂપ વધુ લેખકો કરતાં તો થોડા લેખકો થાય, પણ તેઓ જો સિંહણનાં બચ્ચાંરૂપ નીવડે તો વધારે સારૂં.

લેખકે લેખ પ્રસિદ્ધિમાં મૂકવા પોતે પોતાની શક્તિના પ્રમાણમાં પોતાનો લેખ વાંચકને સુબોધક, રૂચિકર અને નીતિદર્શક થશે કે

નહિ તે પ્રથમ લક્ષમાં રાખવું જોઈએ. ગમે તે વિષય ઉપર ગ્રંથ લખે છતાં પણ તેની શૈલી સરળ, રસિક અને પ્રસાદમય કરી તેમાં જ્ઞાન અને કાવ્ય-ચમત્કૃતિ લાવી ઉત્તમ વિચારો દર્શાવવા જોઈએ, અને તેમ હોય તો જ તે યથાર્થ "લેખ" નામને યોગ્ય છે. वाक्यं रसात्मकं काव्यम् પ્રમાણે જેમાં કાવ્યચમત્કૃતિ નથી તેવા લખાણને લેખ અથવા કાવ્ય કહી શકાય જ નહિ. લેખ હરકોઇ ભાષામાં હોય તોપણ ઉક્ત ગુણોથી રહિત હોય તો તે શાકભાજીના વળાવા વિના સૂકા રોટલા જેવો શુષ્ક છે.

( પુ. ૪૪ મું, માહે નવેમ્બર, ૧૮૯૭ )

## ૩. વિવેચન

## સને ૧૯૦૦નું ગુજરાતી સાહિત્ય

મિ. મલબારી કૃત "સંસારિકા" પર થએલ ટીકા પરથી એમ માલુમ પડે છે કે ગુજરાતી સાહિત્યના સંબંધમાં જો દર વર્ષે અન્ય કોઈ તરફથી સામાન્ય સૂચના રૂપ એકાદ વિષય લખાય તો ગુજરાતી વાચક વર્ગને સારા કયા ગ્રંથો બહાર પડ્યા તેની ખબર પડે અને તે શિવાય સારા ગ્રંથકારોના ગ્રંથોની નોંધ લેવાય, તેથી તેવા ગ્રંથકારોને ઉત્તેજન પણ મળે.

ઈંગ્લાંડ-અમેરિકા આદિ દેશોમાં આવો પ્રયત્ન થાય છે એટલું જ નહિ પણ નિર્માલ્ય નીકળતાં પુસ્તકો બંધ પાડવા માટે તેવા દેશોમાં અનેક વિદ્વાનોનાં મંડળો છે અને તેથી તેવા દેશોમાં ભાગ્યેજ—જેમ આપણી ગુજરાતી ભાષામાં નિર્માલ્ય પુસ્તકો બહાર પડે છે તેમ—બહાર પડે છે.

આવા દેશના ગ્રંથકારો ઘણા વિદ્વાન હોય છે પણ આપણા દેશમાં ગ્રંથો લખવાનું કામ ઘણા ભાગ્યે લેભાગુઓના હાથમાં ગયા જેવું થયું છે. આવા લેભાગુની મોટી સંખ્યા–નિશાળીઆઓ–ભાટ ચારણો-પ્રેસોના કંપોઝીટરો વગેરેના હાથમાં આવેલું જોઈ ખરે ખેદ પામવા જેવું છે, એટલુંજ નહિ પણ આપણા સારા વિદ્વાનોને શરમાવા જેવું છે. આપણા દેશમાં એક સારૂં લેખક મંડળ થવાની ખાસ જરૂર છે; અને આવા લેખકોએ વર્ષમાં એકાદ વખત ભેગા મળી નિર્માલ્ય લેખકોને બંધ પાડવા પ્રયત્ન કરવાની જરૂર છે. કેમકે ઘણા નિર્માલ્ય લેખકો થતા હોવાથી સારા લેખકોને પણ જોઇતું ઉત્તેજન મળતું નથી; અને તેમ થતાં સારા લેખકોનું લખવા તરફનું વલણ બદલાઇ જાય છે અને તેઓ પોતાનો ફુરસદનો વખત આ

અગત્યના કાર્ય પાછળ ગાળવાને બદલે બીજા કામોમાં ગાળે છે. આટલા માટે ગુજરાતી સારા લેખકોને યોગ્ય ઉત્તેજન મળે અને લેભાગુ લેખકો સાહિત્યની અધોગતિ કરતા અટકે તેમ થવાની જરૂર છે. વિષયની શરૂઆતમાં આટલી પ્રસ્તાવના કરી હવે આપણે ચાલુ વિષય તરફ વળીએ.

સન ૧૯૦૦નું વર્ષ દુષ્કાળનું હતું અને તેથી તે વખતમાં પ્રસિદ્ધ થએલાં ગુજરાતી પુસ્તકો ઘણાં જુજ હતાં. સરકાર તરફથી આવા પ્રસિદ્ધ થતાં પુસ્તકોની ૧૯૦૦ ની સાલની ત્રિમાસિક નોંધ પરથી જણાય છે કે, આ વર્ષમાં બધાં મળી મુંબાઈ ઈલાકામાં ગુજરાતી પુસ્તકો ૨૨૩ પ્રસિદ્ધ થયાં હતાં. તેમાં જાન્યુઆરીથી માર્ચ સુધીમાં ૫૩, એપ્રીલથી જુન સુધીમાં ૫૧, જુલાઈથી સપ્ટેમ્બર સુધીમાં ૫૫, ને અક્ટોબરથી ડિસેમ્બર સુધીમાં ૬૪ પુસ્તકો બહાર પડ્યાં હતાં. આ બહાર પડેલાં પુસ્તકોમાં **હુન્નરકળા સંબંધી** ૨, **ચારિત્ર સંબંધી** ૫, **નાટક** ૫, **વાર્તા** ૪૬, **વૈદક સંબંધી** ૪, **તત્ત્વજ્ઞાન સંબંધી** ૫, **કવિતાનાં** ૬૪, **ધર્મ સંબંધી** ૨૬, **શાળોપયોગી** ૧૮, કાયદાનું ૧, ઐતિહાસિક ૧, **વિજ્ઞાનશાસ્ત્ર** સંબધી ૪ અને પરચુરણ ૪૧, હતાં.

ઉપર ગણાવેલા ગ્રંથો પૈકી ઘણા ફરી છપાએલા હતા, કેટલાક તરજુમા હતા અને ભાગ્યે બે કોડી તદ્દન નવાં હતાં. વર્ષ દુકાળનું હતું. સારા લેખકો દુકાળના દુઃખમાં લોકોને પીડીત થએલા જોઈ તેઓનું મન તેવા ગરિબ લોકોના દુઃખ દૂર કરવા તરફ ખેંચાએલું, તેમજ ખરીદનારાઓ પણ પૈસાની સંકોચતાને લીધે ભાગ્યે જ પુસ્તકો ખરીદી શકે તેથી એ વર્ષમાં પ્રસિદ્ધ થએલા ગ્રંથોની સંખ્યા ઘણી જુજ હતી.

મરાઠી, બંગાળી, હિંદી આદિ ભાષામાં જેટલા સારા ગ્રંથો નીકળે છે તેના પ્રમાણમાં પચાસમા ભાગે પણ આપણી ગુજરાતી

ભાષામાં ગ્રંથો લખાતા નથી. મરાઠી ભાષામાં ડા. ભોલકરની કંપની જેવા શાસ્ત્રીય ગ્રંથો કાઢે છે. તેવા બે ચાર ગુ. વ. સોસાયટીએ કાઢયા છે, અને તેનો શાસ્ત્રીય ઉપયોગી ગ્રંથો પ્રસિદ્ધ કરવાનો પ્રયત્ન ચાલુ છે. તેમજ વડોદરાવાળી ગ્રંથસંપાદક મંડળી પણ વખતો-વખત સારા ગ્રંથો બહાર પડે છે. બંગાળામાં લખાતા ગ્રંથો ઘણુા ભાગ્યે બાહોશ વિદ્વાનોના હોય છે અને તેથી જ તેવા ગ્રંથોની કિંમત પ્રમાણમાં મોંઘી હોવા છતાં તેની બબે ચચાર આવૃત્તિઓ થાય છે. દાખલા તરીકે બાણભટ્ટ કૃત કાદમ્બરીના બંગાળી તરજુમા-ની ૨૬ આવૃત્તીઓ બંગાલીમાં થઈ છે. જ્યારે આપણામાં ફક્ત ૧૬ વર્ષમાં ત્રણ થઇ છે. તેવી જ રીતે ત્યાં આગળ ભાગવત જેવાં ૯૦૦ પાનાનો ગ્રંથ સાત આનામાં વેચાય છે, જ્યારે આપણામાં સાડાત્રણ રૂપિયે વેચાય છે

સરકાર તરફથી પ્રસિદ્ધ થના પુસ્તકોની ત્રિમાસિક ટીપણી બહાર પડે છે તે ઘણી અધુરી હોય એમ જણાય છે. કેમકે સન ૧૮૬૭નો ૨૫મો આકટ આખા બ્રિટિશ ઈલાકાને લાગું છે તે દેશી રાજ્યોને લાગુ પડેલો નથી. અને દેશી રાજ્યોમાં હાલ ઠેર ઠેર છાપ-ખાનાંઓ થયાં છે અને ત્યાં છપાતી કેટલીક બુકો ભાગ્યેજ રજીસ્ટર થાય છે–અથવા સરકારમાં નોંધાય છે અને તેથી ત્યાં પ્રસિદ્ધ થતા સારા ગ્રંથોની નોંધ થતી નથી. દાખલા તરીકે ગયે વર્ષે વડોદરા વિરક્ષેત્ર મુદ્રાલયમાં છપાએલ મિ. મહેતાકૃત 'અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાય' નામના પુસ્તકની બે આવૃત્તિ થયા છતાં તેની કોઈ સ્થળે નોંધ સરકારી નોંધમાં જોવામાં આવતી નથી. તેવી જ રીતે ગુજરાત વર્નાકયુલર સોસાયટી તરફથી બહાર પડેલા ફ્રાન્સિસ બેકનના જીવન ચરિત્રની નોંધ પણ–તે વડોદરામાં છપાએલું હોવાથી–થએલી જણાતી નથી. આ ગ્રંથો પર સર્વ હક્ક સ્વાધીન રાખ્યાનું લખ્યું છે. પણ તે કેવી રીતે તે સમજાતું નથી. બ્રીટીશ રાજ્યમાં કૉપીરાઇટ થએલી બુકો દેશી રાજ્યોમાં છપાય છે અને તેથી તેના

હક્ક ઉપર પાણી ફરે છે. દેશી રાજ્યો પર બ્રીટીશ રાજ્યની સત્તા છે અને ગ્રંથકારના હક્ક જાળવવા માટે કૉપીરાઈટનો કાયદો સમસ્ત હિંદુસ્તાનીને લાગુ પડવાની જરૂર છે. દેશી રાજ્યના છાપખાનાવાળા કેટલાક બ્રીટીશ રાજ્યના છાપખાનાઓનું નામ પોતાના પ્રેસ સાથે છાપી બુકો રજીસ્ટર કરાવે છે; પણ બ્રીટીશ રાજ્યવાળાની બુકોના સંબંધમાં દેશી રાજ્યમાં કંઇ કોપીરાઇટ રહેતો નથી, આ બાબત ઘણી વિચાર કરવાની છે. દાખલા તરીકે કેશવલાલ કૃત "લીલાવતી" નાટકની દેશી રાજ્યમાં હજારો નકલ છપાઇ છે અને તે બિચારા ગ્રંથકારને તેથી મોટું નુકશાન વેઠવું પડયું છે.

સને ૧૯૦૦ ની સાલમાં બહાર પડેલા હુન્નરકળાના ગ્રંથોમાં ૧ રબર સ્ટાંપ સંબંધી અને બીજો છબી પાડવા સંબંધી હતો. તેમાં પ્રથમ રબર સ્ટાંપનો ગ્રંથ નવો છે. તે હુન્નર હવે ઘેર ઘેર જાણીતો થયો છે અને આ હુન્નર કોઈ રીતે દેશની દોલતમાં વધારો કરે તેવો નથી જ્યારે બીજો ગ્રંથ ફક્ત આગલા ગ્રંથની નવી આવૃત્તી છે. હુન્નરકળા ઉપર દેશની દોલતનો મોટો આધાર છે. આપણી યુનિવર્સીટીમાંથી મોટા મોટા સાયન્સશાસ્ત્રી નીકળે છે પણ તેઓ પોતાનું વલણ નોકરી તરફ દોરતા હોવાથી ખરે તેમના શિક્ષણને મોટો ગેરઈન્સાફ આપે છે. સાબુ, કાચ, રેશમ, રંગ, વગેરે હુન્નરો શિખવાની ખાસ જરૂર છે અને તેના સંબંધમાં બુકો છાપવાની જરૂર છે. આવો પ્રયત્ન પ્રો. ગજ્જરે વડોદરા કલાભવનના સંબંધમાં "જ્ઞાન મંજુષા "ના અંગે કર્યો હતો પણ તેનું શું થયું તે હજુ કંઈ જણાયું નથી. ચારિત્રના ગ્રંથોમાં પાંચ ગ્રંથ હતા. તેમાં એક **બાબર** નામનો ગ્રંથ હતો તે તો ફક્ત એક ફતાકડું જ છે. બીજો તેવો જ એક નાનો દસ્તુર સંજાનાના જીવનનો છે. ત્રીજો જોરાસ્ટના જીવનનો છે, જે પ્રો. જેકસનના અંગ્રેજી ગ્રંથનું ભાષાન્તર છે. આ ગ્રંથ ઘણો સારો છે પણ તે ઘણા ભાગે ધર્મ ગ્રંથ છે અને બીજા બે ગ્રંથ તે નામાંકિત નારીઓ અને ડો. બહાદુરજીના જીવનના છે. તેમાં નામાકિત

નારીઓનું પુસ્તક બહુધા ભાષાન્તર છે અને તે ગુ. વ. સો. તરફથી ઈનામ આપી છપાએલું છે. ડો. બહાદુરજીનું જીવન ચરિત્ર તદન નવું છે અને તેના લખનાર પણ બાઈઓ છે. આવી રીતે ચારિત્ર ગ્રંથોના સંબંધમાં પણ ગુજરાતી ભાષાનું સાહિત્ય કંઈ નહિ જેવુંજ હતું. નાટકના ગ્રંથોમાં બે નાટકો હતા. તેમાં દેવયાનીનું નાટક એ ભાગવતનો એક ભાગ છે અને જે "મોરબી આર્ય સુબોધ" નાટક મંડળી ભજવે છે. જ્યારે બીજું શિશુપાલમદમર્દન તે પણ ભાગવત પરથી જ લખાએલું છે. તેના કર્ત્તા પ્રસિદ્ધ લેખક નગીનદાસ સંઘવી છે. આ નાટકની કવિતા વગેરે સારૂં છે પણ જ્યાંસુધી સારા બોધક નાટકો ભજવાય નહિ ત્યાં સુધી તેવા લેખ કંઈ કામના નથી. નહિ ભજવાતા નાટકના લેખો વાર્તામાં લખાય તો લોકો વાંચે અને તેનો ઘણા લોકો લાભ લે તેથી તેમાં રહેલી નીતિનો વાચક વર્ગને કંઈક લાભ થાય. વાર્તાના ગ્રંથોની સંખ્યા ૪૬ ની હતી તેમાં ગજરામારૂ, સદેવંત સાવળીંગા, વગેરે વાર્તાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે, અને આ વાર્તાઓ ફરી છપાએલી હોવા છતાં સરકાર તરફથી બહાર પડેલી નોંધમાં તેને નવી લખવામાં આવી છે તે ભૂલ છે. વાર્તાના ગ્રંથોમાં એકે ગ્રંથ સારો નથી. તે બહુધા નિર્માલ્ય જેવા છે. કંઈ સારા ગ્રંથોના લેખમાં લેખીએ તો હેસ્ટીંગ્સની લેડી, ગંગા ગૂર્જરવાર્તા, રણવીરસિંહ, સહનશીલસુંદરી, હેમન્તકુમારી, બેદીલ કે બેવફા, ધણી કે ઢોર, વગેરે ગ્રંથો હતા. આ પૈકી સહનશીલસુંદરીનો ગ્રંથ પારસી બાનુના હાથે લખાએલો છે અને તેની બીજી આવૃત્તી તેજ તેની લોકપ્રિયતા છે. ત્યારે હેમન્તકુમારીનો ગ્રંથ મિસીસ કૃષ્ણાગૌરી રાવળના હાથે લખાએલો છે. હિંદુબાઈના હાથે વાર્તાના ગ્રંથમાં આજ ગ્રંથ પ્રથમ છે. ત્યારપછી મુંબાઈમાં **હાથનાં કર્યાં હૈયે** વાગે તેવા નામનો ગ્રંથ મિસીસ બારભાયાના હાથે બહાર પડયો છે. બાઇઓને ગ્રંથકર્તાઓ થતી જોઈ ખરે આનંદ થવાનું કારણ છે. કેમકે દેશ સુધારાના સાધનમાં સ્ત્રી-સુધારણા એ મુખ્ય સાધન છે.

વાર્તાના ગ્રંથોનો મોટો ભાગ પારસીઓના હાથનો છે. કેટલીક વાર્તાએ પૈ અને પૈસાની કિંમતની મુંબઈમાં નીકળેલી છે, જે તદ્દન નકામા જેવી છે. આવી રીતે ૪૬ વાર્તાઓમાં એકે વાર્તા સારી હોય એમ અમને લાગતું નથી. જે કંઈ વાંચવા લાયક છે તેનાં નામ અમે ઉપર બતાવ્યાં છે. **હેસ્ટીંગ્સની સોટી** તે ગ્રંથ ભાષાંતર છતાં તેને નવા ગ્રંથમાં મુકેલો છે. આ ગ્રંથ મૂળ બંગાળીમાં બાઇના હાથે લખાએલો છે. અંગ્રેજ રાજ્યની શરૂઆતમાં હેસ્ટીંગ્સ જેવા રાજ્યકર્તાઓએ કેવો જુલમ કર્યો છે તેનું ચિત્ર દેખાડનાર ગંગા ગોવિંદસીંગ પછી આ બીજું નોવેલ છે, અને આ જુલમનું ચિત્ર આપવાનું માન બંગાળીઓને છે. ગંગા એક ગુર્જર વાર્તા-સંસારિક વાર્તા છે તેનું ચોકઠું બંગાળી વાર્તાનાં બે ભાષાન્તરો સદ્‌ગુણી વહુ અને પ્રમદાના નામે થએલાં છે, તેજ છે. તેની પણ આ બીજી આવૃત્તી છે એટલે તેની પણ જાણવાજોગ નોંધ લેવા જેવું નથી. આ વાર્તાને ગુજરાતી ભાષાના ૧૦૦ ઉત્તમ ગ્રંથોમાં લેખવામાં આવી છે તેજ તેની સાબિતિ બસ છે. **વૈદક** સંબંધી બધા મળી ૪ ગ્રંથો છે. એક "**અબળા સંજીવન**" નામના ઓન. ડો. ભાલચંદ્રે લખેલા મરાઠી ગ્રંથનું ગુજરાતી ભાષાન્તર ગુ. વ. સો. એ છપાવ્યું છે. સ્ત્રીઓના સંબંધમાં વૈદક સંબંધી જ્ઞાન આપનારા ગ્રંથો ઘણા ઓછા છે અને આ ગ્રંથ તેમાં એક ઉમેરો છે. બીજો ગ્રંથ આરોગ્ય રહેવાના ઉપાયનો છે જેની ૪ થી આવૃત્તી થઇ છે. ત્રીજો ડો. જમનાદાસના **કોલેરા** વિષે ભાષણનો છે, અને ૪ થો ગ્રંથ વૈદ્ય જટાશંકર કૃત **ઘરવૈદું** એ નામનો છે. આવી રીતે ઉપલા ૪ ગ્રંથોમાં છેલ્લો ઘરવૈદાનો ગ્રંથ નવો છે. તેમાં સમાવવામાં આવેલા વિષયો ઘણા ઉપયોગી છે. આ ગ્રંથનો ઉદ્દેશ લોકોને ઉંટવૈદ બનાવવાનો નથી પણ તેઓને તંદુરસ્ત કરવાનો છે. તંદુરસ્તી એ દુનિયાની દોલત છે—જીવનનું સાધન છે. રમવું-ખાવું-રહેવું વગેરે તંદુરસ્તી ઉપર આધાર રાખે છે. અને જ્યારે આવા ગહન વિષયો ઉપર કંઇપણ ગ્રંથો ન

લખાય તો તે શોચનીય ગણાય. માંદા પડવું તે પાપ કરવા બરોબર છે અને તેથી માંદા કેમ ન પડે તેનો બોધ કરવાનું કામ ડીગ્રી ધરાવનારા વિદ્વાન ડોકટરોનું છે. જ્યારે ડોકટરો બેસી રહી દેશની કંઈપણ સેવા ન બજાવે ત્યારે તેમના ઉપર શો દોષ મુકવો તે વાંચનારનેજ સોંપીશું. વૈદક સંબંધી સારા લેખો લખવાની ઘણી જરૂર છે; તેના સંબંધમાં ઠેર ઠેર ભાષણો કરવાની પણ તેટલી જ આવશ્યકતા છે. વૈદ્ય જટાશંકરનો આ પ્રયત્ન સ્તુતિપાત્ર છે, એટલું જ નહિ પણ તેમનો ગ્રંથ મોટો છતાં કિંમતમાં પણ સસ્તો છે અને તેથી લોકો તેનો સારો ઉપયોગ પણ કરી શકે તેમ છે. આ ગ્રંથ દરેક જણના ગ્રંથ સંગ્રહમાં રાખવાની જરૂર છે. વૈદકના સબંધમાં મીસીસ ટબેકા સીપીયને વૈદ્યત્વ નામનું એક નાનું ચોપાનિયું બહાર પાડયું છે પણ તેની નોંધ પરચુરણ ગ્રંથોમાં થએલી હોવાથી તેની નોંધ આ ઠેકાણે લેવાની જરૂર છે. મિસીસ ટબેકાએ જે સૂચના કરી છે તે ખરે સ્ત્રીઓએ વાંચવા યોગ્ય છે. સિવાય વડોદરાવાળા ડો. ધનજીભાઇ હો. મહેતાએ પ્રસિદ્ધ કરેલ ‘ અકસ્માત અને તેના તાત્કાલિક ઉપાય’ એ નામનો ગ્રંથ ખાસ નોંધ લેવા જેવો છે. આ ગ્રંથ સરકારી ટીપણીમાં નોંધાયો નથી; પણ તે ગ્રંથની થોડા વખતમાં બે આવૃત્તિઓ થઈ છે તેજ તેની ઉપયોગીતાની સાબિતી છે—પારસી હાથે જો કે આ ગ્રંથ લખાએલો છે છતાં તેની ભાષા તદ્દન સાદી અને શુદ્ધ ગુજરાતી છે. ગ્રંથ સચિત્ર હોવાથી સાધારણ વાંચનારને પણ સમજ પડે તેવો છે. આ ગ્રંથ પણ ઘરવૈદાની પેઠે દરેક જણના ઘરમાં રાખવા જેવો છે. તેની કિંમત પણ સસ્તી છે. આવી રીતે વૈદક સંબંધી ગ્રંથોમાં પણ ગુજરાતી સાહિત્ય ૧૯૦૦ ની સાલમાં નિર્માલ્ય જેવું જ હતું.

તત્ત્વજ્ઞાન સંબંધી પાંચ ગ્રંથો લખાયા હતા તે બધાએ શાળોપયોગી હતા, અને ઘણે ભાગે અંગ્રેજીના તે ભાષાન્તર છે. કવિતાના ગ્રંથોમાં ઘણા ફરી છપાએલા છે. બીજાં છપ્પનીઆ દુકાળ સંબંધી

અને કેટલાક કેટલાકોના મરણોના વિરહ હતા કવીશ્વર દલપતરામના સ્વર્ગસ્થ થવા પછી ગુજરાતીમાં સારા કવિની ખોટ પડી છે. કવિ ગણપતરામ, કાશીશંકર વગેરે છે, પણ તેઓ જેવી જોઇએ તેવી ગુજરાતી સાહિત્યને મદદ કરતા હોય તેમ કંઈ જણાતું નથી. કવિ ગણપતરામ "લઘુભારત" પ્રસિદ્ધ કરી ગુજરાતી ભાષાની સેવા કંઈક બજાવે છે, પણ આવાં ભારત કવિતામાં અમદાવાદી કેટલાએક બુકસેલરોએ બહાર પાડયાં છે અને તે સસ્તાં વેચાતાં હોવાથી તેમને સારૂં ઉત્તેજન મળવાનો ઘણો ઓછો સંભવ છે. કવિતા એક મનને આનંદ આપનાર ચીજ છે, અને તેનું મરણ એ ગુજરાતી ભાષાનું જ મરણ છે. સારા કવિઓએ હવે જાગૃત થઈ કંઈ નહિ તો જુજ પણ સેવા બજાવવી જોઈએ છે. ધર્મ સંબંધી ગ્રંથોમાં મોટામાં મોટો ગ્રંથ રવિશંકર કૃત બાજીભાઈ અમીચંદે છાપેલો મહાભારતનો છે. તેનાં ચાર હજાર ઉપર પ્રષ્ટ છે. તે ગ્રંથ શિલામાં છપાએલો છે અને તેની કવિતા કથા કરનારાઓને જ કામની છે. તેમાં કંઈ વિદ્વત્તા જેવું છે નહિ. અને નાહક જ કાગળનો ઉપયોગ કરી ગ્રંથવૃદ્ધિમાં ઊમેરો કરેલો છે. બીજા ગ્રંથોમાં ભાગવતનાં બે ભાષાન્તર હતાં. તેમાંથી ઇચ્છારામકૃતની બીજી આવૃત્તિ છે અને બીજું મહાદેવ રામચંદ્ર કૃત છે. ભાગવત વૈષ્ણવોનું લોકપ્રિય પુસ્તક છે અને તેથી હજુ તેનાં બીજાં ભાષાન્તરો થવા સંભવ છે. આવી રીતે એક ગ્રંથના અનેક ભાષાંતરો થવાથી બીજા સારા ગ્રંથો ભાષાન્તર થયા વિના રહી જાય છે અને સ્પર્ધાના લીધે જો કે લોકોને લાભ થાય છે પણ બીજી રીતે તેમને જાજા સારા ગ્રંથો નહિ મળવાથી નુકસાની થાય છે. ધર્મ સંબંધી બહાર પાડેલા ૨૬ ગ્રંથોમાં જો કોઈ પણ ગ્રંથ નોંધ લેવા જેવો હોય તો તે "**શંકરનો સમય**" છે. આ ગ્રંથ ઘણી શોધોનું પરિણામ જણાય છે. બાકીના બીજા ગ્રંથો માત્ર નામના જ હતા. શાળોપયોગી ગ્રંથોમાં એકે જાણવા જેવો નથી. કેટલીક નોટો હતી, કેટલાક ઇતિહાસ હતા અને કેટલાક ગણિતના હતા. આમાંના ભાગ્યે બે ત્રણ સ્કૂલોમાં

ચાલવા મંજૂર થયા હોય. કેટલાક મહેતાજીઓ–બુકસેલરો સરકારી ચાલતી બુકોને બદલે આ બુકો ચલાવતા હોય તેમ જણાય છે; સરકારી કેળવણી ખાતાવાળાએ આના ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. અને આપતા પણ જણાય છે, આથી લેભાગુના હાથે લખાતી બુકો જલદી બંધ થવાની જરૂર છે. શાળોપયોગી બુકોમાં **હિંદનો દેશાજન** એક બુક ઉપયોગી છે. આ બુક સરકારે નિશાળોમાં ચલાવવામાં મંજુર કરેલી છે. પણ આ ચોપડીની ગણના સરકારી રીપોર્ટરે પરચુરણ બુકોમાં ગણેલી છે; જ્યારે આજ બુકની મરાઠી આવૃત્તી શાળોપયોગી બુકોમાં ગણવામાં આવી છે. આવી રીતે આપણા સરકારી રિપોર્ટર બુકને અમુક સ્થાનમાં ગણવાની ભૂલ કરતા જણાય છે. આ શિવાય કેટલાક કવિતાના ગ્રન્થો અમોએ વાર્તાના ગ્રંથમાં મુકેલા તેમજ કેટલાક ધર્મના ગ્રંથો કવિતાના ગ્રંથમાં મુકેલા જોયા છે. આવી રીતે શાળાપયોગી ગ્રંથોના સંબંધમાં પણ ગુજરાતી ભાષા નહિ જ જેવી હતી. કાયદાનું ગુજરાતી ભાષાનું એકજ પુસ્તક હતું અને તે નવા ફોજદારી કાયદાની ટિકાવાળું. આ ગ્રંથમાં જે ટિકા આપવામાં આવી છે તે નવી પદ્ધતિની છે અને તે ઘણા ભાગે અંગ્રેજીમાં બહાર પડેલ Har Knots વાળી આવૃત્તિનું ભાષાન્તર છે. ગુજરાતીમાં હવે વકીલની પરીક્ષા થતી નથી તેથી આવા ગ્રંથોની જરૂર હોય તેવું જણાતું નથી. છતાં સાધારણ લોકોના ઉપયોગ વાસ્તે સાધારણ માહિતીવાળા કાયદાના પુસ્તકની જરૂર છે. આવો એક ગ્રંથ મરાઠીમાં **ઘરનો વકીલ** નામે બહાર પડયો છે, તેમજ અંગ્રેજીમાં આવા ગ્રંથ પુષ્કળ છે. જો આપણા વકીલો આવા ગ્રંથો લખે તો તેઓ પ્રજાને કંઇ પણ લાભ કરી શકે તેમ છે.

વિજ્ઞાનશાસ્ત્ર સંબંધી લખાએલા ચાર ગ્રંથો બહુધા અંગ્રેજી ગ્રંથોનાં ભાષાંતર છે. તે બધાએ ટ્રેનીંગ કોલેજ આદિ શાળાઓને માટે હતા. ઐતિહાસિક ગ્રંથમાં એકજ ગ્રંથ હતો અને તે હિંદુસ્તાનનાં મોટાં દેશીરાજ્યો એ નામનો હતો. આ ગ્રંથ કેવળ મફત આપવા

સારૂ પ્રસિદ્ધ થએલો છે. તેમાં સાધારણ દેશી રાજ્યોની જાણવા જોગ હકીકત આપેલી છે. બાકી પરચુરણ ગ્રંથોની સંખ્યા ૪૧ ની હતી. જેમાં નોંધ લેવા જેવાં **હિંદનો દેશાજન** છે, જે સંબંધી શાળોપયોગી ગ્રંથના સંબંધમાં લખવામાં આવ્યું છે. આવી રીતે ગુજરાતી ભાષામાં બધા મળી ૨૨૩ ગ્રંથો થયા હતા, તેમાં સૌથી વધારે સંખ્યા કવિતાના ગ્રંથોની હતી અને સૌથી નાનામાં નાની સંખ્યા ઐતિહાસિક અને કાયદા સંબંધી પુસ્તકોની હતી.

ગુજરાતી માસિકોના સંબંધમાં જે માસિકો પ્રકટ થાય છે તેનો મોટો ભાગ પારસીઓનો છે અને આ માસિકોમાં કંઈ ખાસ અસલ વિષયો ભાગ્યે જ જોવામાં આવે છે; પણ જે જોવામાં આવે છે તે ભાષાન્તર અને ભાષાન્તર કરેલી વાર્તાઓનું પીંજણ. ગુજરાતીઓના હાથે જે માસિકો લખાય છે તેમાં નિયમિત પ્રકટ થતા ફક્ત 'બુદ્ધિપ્રકાશ', સુદર્શન; ગુજરાત શાળાપત્ર, વગેરે હતાં. નવાં પ્રકટ થએલાં માસિકોમાં "અરૂણોદય" અને "વિદ્યાવિનોદ" હતાં. આ બન્ને માસિકોમાંનું 'વિદ્યાવિનોદ' દુકાળમાં બહાર પડયું હતું. તેમાં આવતા લેખ સરળ અને સામાન્ય બોર્ડો માટે ઠીક હતા. બીજું માસિક **અરૂણોદય** ગ્રાડયુએટ અધિપતિના હાથ નીચે પ્રકટ થયું હતું. અને તેમાં આવતા લેખ મોટા ભાગે રાજકિય હતા, અને તેમાં જે કંઈ નવું જોવામાં આવે છે તે અન્ય સાપ્તાહિક વર્તમાનપત્રોની માફક અંગ્રેજી-ગુજરાતી ભાષા છે. સ્ત્રીઓના સંબંધમાં એકજ માસિક પ્રકટ થાય છે. તે "સ્ત્રીબોધ" છે. તેમાં આવતા વિષયો ઘણે ભાગે સ્ત્રીઓ લખે છે. આ માસિક ઘણું ઉપયોગી છે. વૈદક સંબંધમાં "વૈદ્યકલ્પતરૂ" નામે માસિક નીકળે છે તે આ વર્ષમાં તો ઘણું જ અનિયમિત હતું– તેના ત્રણ ત્રણ અંકો ભેગા નીકળ્યા હતા. આ પ્રમાણે માસિકો સંબંધમાં પણ ગુજરાતી સાહિત્ય નહિ જેવું જ હતું.

(પુ. ૪૮ મું, માહે મે, ૧૯૦૧)

# રસાત્મક સંગીત અને ગુર્જર કવિઓ

ગુર્જર કવિઓમાં ખરેખરા રસાત્મક સંગીતકાવ્યો લખનારા ઝાઝા થયા હોય એમ જણાતું નથી. કદાચ કવિનાં મોટાં કાવ્યોમાં પ્રસંગોપાત એકાદ બે એવાં કાવ્યો આવી જાય કે જે ખરેખરાં રસાત્મક સંગીત કાવ્યો કહી શકાય. એ પ્રમાણે જોતાં તો કોઈ પણ ગુર્જર કવિની કવિતામાંથી થોડાં ઘણાં રસાત્મક કાવ્યો મળી શકે એમાં કાંઈ સંદેહ જેવું નથી. આદિ કવિ નરસિંહ મહેતાની કવિતામાંથી પણ આવાં આઠ દશ કાવ્યો મળી આવે એવો સંભવ છે. પણ પ્રેમાનંદના સમય સુધીમાં આવી જાતિની કવિતા ક્વચિત જ દૃષ્ટિગોચર થાય છે. પ્રેમાનંદનાં પોતાનાં કાવ્યોમાંથી પણ શોધ કરીએ તોજ સંગીત પદો મળી આવે. વર્ણનાત્મક સંગીતો પુષ્કળ નિકળે એમ છે પણ રસાત્મક સંગીત બહુ સુલભ લાગશે નહીં. અમને તો કાંઈકિ એવું જણાય છે કે આ પ્રતિની કવિતા આપણી ભાષાને બહુ પરિચિત ન હતી. દયારામનાં શૃંગારનાં જે પદો છે તેમાંનો મોટો ભાગ આ જાતનાં કાવ્યો કહી શકાય. " મ્હારૂં માણેકડું રીસાવ્યું રે શામળીઆ "નું પ્રેમાનંદનું પદ બહુ ઉંચી પ્રતિનું છે. પણ એનાં જોડાનાં પદો બહુ ઉપલબ્ધ થવાં મુશ્કેલ છે. હંસને માટેનો વિલાપ તથા દમયન્તીનાં દુઃખનું વર્ણન આપનારાં કાવ્યો પણ હૃદયને ભીંજવી નાંખે એવાં છે. પણ રસના કરતાં વર્ણન એ કાવ્યોના આત્મા તરીકે અમને લાગે છે. ચંદ્રહાસ આખ્યાનમાં થોડી પંક્તિઓ એવી છે કે જે રસાત્મક સંગીત કહી શકાય. એની કવિતા ગુર્જર હૃદયને શાંતવન આપવાનું ખરેખરૂં સાધન છે; દુનીઆની દુગ્ધાથી કંટાળેલાને પ્રેમાનંદની કવિતા-છાયામાં બે ઘડી વિસામો મળે છે, એમ કોણ નહીં કહે? માનુષ હૃદયને દિલાસો દેવામાં પ્રેમાનંદની કવિતા અમને તો અપ્રતિમ જેવી લાગે છે. એનું નળાખ્યાન દુઃખીઆનું દુઃખ ભાગે અને અનેક

મનની વ્યથા વિરામે એવું છે. તથાપિ રસાત્મક સંગીત લખવામાં અમે એને પ્રથમ સ્થાને સ્થાપીશું નહીં.

દયારામ આ વિષયમાં એના કરતાં ચઢે એમ કહ્યા વિના ચાલતું નથી. વર્ણનાત્મક કાવ્યો એનાં બહુ નથી. અને તે પ્રેમાનંદના કરતાં ઉતરતાં છે. પણ નવાં "પ્રેમ રસ તેના ઉરમાં ઠરે, જે કોઈ પ્રેમી અંશ અવતરે" એ પદની અલૌકિક ખૂબી સમજાઈ એટલે બીજું સઘળું નિરસજ લાગે છે. પ્રેમાનંદની શબ્દરચના નઠારી નથી, પણ આ પ્રકારના કાવ્યોને ઉપયોગી એવું જે પદલાલિત્ય તે દયારામનુંજ. શૃંગારમાં પ્રેમાનંદ જાય નહીં પણ આ ભાઈની આગળ જરા મોળો પડે ખરો. ઉમદા વાણીએ ચમકતું દયારામનું શૃંગાર રત્ન ભલભલાને ભાન ભૂલાવે એ નિર્વિવાદ છે. અને એનાં રસાત્મક કાવ્યો વિશેષતઃ શૃંગારિક હોવાના સબબે બહુ ઉંચી પ્રતિનાં લાગે છે. "મીઠી આવડો શો શોર! મોહ્યો નંદનો કિશોર; તારૂં આવડું શું જોર; ભૂંડી! કાળજડું મા કોર રે." એ અને વ્રજની નારને વેરણ થઈ લાગનારી વાંસળી અને તેના વગાડનારને લગતાં બીજાં પદો, આ વિષયમાં દયારામની શક્તિ સિદ્ધ કરે છે. એમાં રસાત્મક સંગીતો ઉપર ભક્તિનો ભાસ છે અને પોતાનાં પદો કૃષ્ણને અવલંબીને લખ્યાં છે તેથી, તેમજ નરસિંહ મેહેતાનો અવતાર પોતે છે એમ ખ્યાતિ લોકોમાં પામેલા એટલે એમનાં હૃદયની લાગણીની ઘનતા તે વખતના લોક સમજી શકયા નહી. ગમે તેમ હો, દયારામભાઈએ તો ગુર્જર વાસીઓને માટે દુનીઆ વધારે રસમય બનાવી એની કોઈ ના કહી શકે એમ નથી.

એની કવિતા ઉપર આશક એવા નર્મદાશંકરે શું કર્યું તે જોઈએ. પ્રેમાનંદનાં કાવ્યો તો એના વખતમાં પ્રસિદ્ધિમાં આવ્યાં હતાં. દશમસ્કંધ નર્મદાશંકરની સહાયતાથી જ પ્રથમ સુરતમાં બહાર પડયો. એટલે કવિને પ્રેમાનંદની કવિતાનો અભ્યાસ કરવાને સંપૂર્ણ વખત મળ્યો હશે જ. એનું કવિત્વ સ્વાનુભવરસિક અને પ્રેમાનંદ સર્વાનુભવ-

રસિક વધારે, એટલે એમની પ્રકૃતિને રૂચે એવું દયારામનું કવન નર્મદને વધારે ગમ્યું હોય એમ લાગે છે. ત્યાર પહેલાં દયારામની કવિતા વિષે લોકોમાં જાણ હતી નહતી જેવી જ. અને એમને પહેલી પંક્તિના કવિઓમાં ન મૂકવા એમ ઠરી પણ ચૂક્યું હતું જ. પણ પ્રેમી અંશ અવતરે એટલે પ્રેમરસ ઠરે. કવિએ તો દયારામની કવિતાનો સંગ્રહ બહાર પાડયો અને એમાં રહેલી ખુબીથી લોકોને પરિચિત કરવાને આગ્રહ પૂર્વક પ્રયાસ આદરવા માંડયો. પહેલી પંક્તિના કવિમાં દયારામ ગણાયા તે નર્મદાશંકરના શ્રમને પ્રતાપે જ. દયારામે તો પોતાના એક રસાત્મક સંગીતમાં "ઢાંકયા ધીકીએ રે" એમ કવિ હૃદયરસને હૃદયમાં જ સમાવ્યો—ગમે તેમ ઢાંકયું ઢાંકયું રાખ્યું. પણ ઘાયલ દર્દી નર્મદે તો "નર્મદ ઘાયલ દર્દીનું દર્દ તે નર્મદ જેવું જ દર્દી પીછાને" એમ કહીને સહૃદય નહીં એવા સઘળા વાંચકોને અધિકારી તરીકે સ્વીકાર્યા જ નહીં. પોતાની શિક્ષા પ્રમાણે પોતે જ્ઞાની એટલે "રડવામાં હસવા તણો સ્વાદ" પોતે લે છે અને ખરો રસ તે દર્દમાં જ સમાયલો છે એવો કાંઈક બોધ આપે છે. રસાત્મક સંગીતનો ખરો નમૂનો "સલામ રે ! દીલદાર, યારની કબૂલ કરજે" વગેરેમાં આવ્યો છે. "ખળખળતા પાણી વિષે" તરતાં તરતાં નર્મદાશંકરે લખેલાં સંગીતો બળતા વાચકની લ્હાય હોલવવાને સંપૂર્ણ રીતે સમર્થ છે એમ કોણ નહીં કહે ?! વર્ણનાત્મક સંગીત એની કવિતામાં પણ ઘણાં નથી પણ રસાત્મક ઉપરાંત ધ્યાનાત્મક સંગીત કોઈ કોઈવાર દષ્ટિએ પડે છે. "પ્રેમાનંદમાં હું તો તરતો રે" તેમજ "રસિકડાં નવ કરશો કોઈ શોક" એ આદિ પદો બહુ કવિત્વવાળાં છે! "સાંજની શોભા તો રળીઆમણી રે" એમાં રસ અને વર્ણન બંને આત્મા રૂપે દીપે છે. "ઓ પડી સાંજ; ફૂલ ચટ ચૂંટી ચલો, ઓ પડી સાંજ." એમાં પણ રસ ઝરતો હૃદયને જ જણાય છે. કાવ્યો નાનાં છે, એમજ વિષયને અવલંબીને છે અને તેમાં એક અલૌકિક ખુબી છે કે જેથી તે રસાત્મક સંગીતની સંજ્ઞાને યોગ્ય તરીકે આપણે ગણ્યાં છે.

આપણી કવિતાસરિતા નર્મદઘાટ આગળથી શિલા ઉપર પછડાતાં બે પ્રવાહમાં વ્હેંચાઈ જાય છે. પાશ્ચિમાત્ય વિદ્યાને પ્રતાપે સ્વ. મણિભાઇ નભુભાઇ જેઓ નર્મદની બાની ઉપર બહુ ખુશ હતા તેમણે એક માર્ગ પકડ્યો. અને તેમાં તત્ત્વજ્ઞાનનો પાસ દઈ રસાત્મક સંગીત કાંઇક ઉંચી પ્રતિનાં વધારે વિદ્વાન વાંચકોને માટે લખ્યાં. 'અભેદોર્મિ'માંનાં પદો ઘણે અંશે આજ જાતનાં છે એમ કહેવું વાસ્તવિક છે. આજ સરિતાનો બીજો પ્રવાહ રા. નરસિંહરાવની કવિતા, તે છે. એમણે પણ પોતાની કેળવણીથી રંગીત કરીને પોતાની કવિત્વશક્તિને કુસુમમાળા ગુંથવામાં યોજી છે. અભેદોર્મિ ને કુસુમમાળા બંનેમાં આ જાતનાં સંગીતકાવ્યો છે, તથાપિ એક ફારસી ઢબમાં લખાઇ બીજીની સંસ્કૃતમય રચનાથી જૂદી જણાય છે એટલુંજ નહિ પણ તત્ત્વજ્ઞાનને રસિક કરી આગળ મૂકવામાં અભેદોર્મિ પોતાનું કર્તવ્ય સમજે છે. કુસુમમાળા વિચારમાં પણ રસિક અને શબ્દ રચનામાં પણ લલિત એવી છે. એકમાં ધ્યાન આત્મા તરીકે વધારે જણાય છે, બીજામાં રસ આત્મા રૂપે જ પ્રકાશે છે. "સાથે આવો તો સગપણ જાણીએજી હો" અને "સંસ્કારોદ્બોધન" કે "પ્રેમબંધ બંધુતણો વિશ્વજનો બોલે" એ કાવ્યો જોશો તો ખાતરી થશે કે અમારૂં કહેવું કેટલું સત્ય છે.

જેમ જેણે ઘણું સહ્યું હોય અને સોસ્યું હોય તેજ નર્મદના રસાત્મક સંગીતનું ખરૂં રહસ્ય સમજી શકે તેમ વિદ્વત્તા વગર સ્વ. મણિલાલની કવિતા સમજાય એમ નથી અને સમભાવ વિના રા. નરસિંહરાવની કવિતા નકામી જેવી લાગશે. પ્રેમાનંદનાં કાવ્યો સાથે સમભાવ રાખ્યો હોય તો એનું કવિત્વ અનુભવાય. રા. નરસિંહરાવનું પણ તેમજ કાંઈક સમજવું; દયારામનાં પદો અનુભવવાને કાંઇક એવી વૃત્તિ રાખવી કે લેખક ને વાંચક ભિન્ન નથી. નર્મદાશંકર તો એટલે ધરાય એમ નથી. એમને તો વાંચનાર પાસેથી પ્રત્યક્ષ અનુભવની અપેક્ષા રહેતી હોય એવું લાગે છે. સ્વ. મણિલાલ પોતાનાં

કાવ્યોથી વાંચક અને લેખક વચ્ચે અભેદની અપેક્ષા રાખે એમાં નવાઇ નથી. કારણ કે પોતે જ અભેદ–માર્ગપ્રવાસી હતા. આ દરેક લેખકને ઉપર નિર્દિષ્ટ કહેલી રીતે વાંચી શકાય તો તેમનાં રસાત્મક સંગીતકાવ્યો એની મેળે જ સમજાશે અને તેમનું ઉચ્ચ કવિત્વ સ્હેજ અનુભવી શકાશે.

કવિ અને તેના વાંચનારમાં અંતર એટલો જ છે કે જે અનુભવ એકને થાય છે તેજ અનુભવો બીજાને થાય છતાં બીજો પહેલાની પેઠે સ્પષ્ટીકરણ કરી શકતો નથી. કવિ પોતે અનુભવે છે એટલું જ નહિ પણ બીજાને તેનો અનુભવ કવિતાદ્વારા આપી શકે છે. પોતાના અનુભવનો સ્વાદ ઉપરના લેખકો પૈકી કોઈ પણ પ્રાકૃત વાંચનારને પણ ચખાડી શકે એમ છે. પણ જ્યારે વાંચનારને પોતાને આગળ ઉપર એવા સંસ્કાર થયા હોય તો નર્મદાશંકર જેવાની કવિતા વાંચતાં તેના આનંદનો પાર રહેતો નથી. બધા કવિનો પ્રસાદ ઘણું ખરૂં સ્વાદિષ્ઠ જ હોય છે પણ રસાત્મક કવિઓની ખુબી તો ન્યારી જ.

આ લેખનો હેતુ અમુક કવિને અમુક કરતાં ચઢીઆતો સિદ્ધ કરવાનો નથી. માત્ર તેમનાં સુંદર કાવ્યો કેવી માનસિક વૃત્તિથી વાંચવાં એટલું જણાવવાનો પ્રયાસ કર્યો છે. અમને તો પ્રત્યેક પોતાને સ્થાને અનુપમ જેવા જ લાગે છે. એકંદરે તેમની ગમે તે રીતે વર્ગણી કરવામાં આવે તેમાં અમને કશો સંબંધ નથી. અરવિન્દ

( પુ. ૫૦ મું, માહે મે, ૧૯૦૩ )

# કવિ વિષ્ણુદાસ

પ્રાચીન અપ્રસિદ્ધ કવિની કોઈપણ કૃતિને પ્રકાશમાં મૂકતાં તે કવિના જીવનવૃત્તાન્ત વિશે જે કાંઈ મળી શકે તે હકીકતથી સુજ્ઞ વાચકોને જ્ઞાત કરવા એ આવશ્યક છે. કવિ વિષ્ણુદાસનાં "બભ્રુવાહન આખ્યાન" અને "અનુશાલ્વનું આખ્યાન" એ બે કાવ્યો "બુદ્ધિપ્રકાશ"માં પ્રસિદ્ધ થયાં છે. તેમાંનું "બભ્રુવાહનનું આખ્યાન સન ૧૯૦૨ના "બુદ્ધિપ્રકાશ"માં પ્રસિદ્ધ થયું છે અને "અનુશાલ્વનું આખ્યાન" આ અંકમાં જ પૂરૂં થાય છે. આ પ્રસંગે તે કવિ વિશે શોધખોળ કરતાં જે ટૂંકી હકીકત મળી છે તે અત્રે જણાવીએ છીએ.

કવિ વિષ્ણુદાસ કઈ જ્ઞાતિનો હતો અને તેનો જન્મ ક્યારે થયો હતો તે જાણવાનું જરાપણ સાધન નથી. પણ તેનો સમય મુકરર કરવા માટેનું સાધન મળી આવે છે. આ કવિએ રામાયણ અને મહાભારતનાં કેટલાંક પર્વો પદ્યબંધ લખેલાં છે તેમાંથી 'રામાયણ' તથા "દ્રોણપર્વ" અને "કર્ણપર્વ" એ બે પર્વો ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની લાયબ્રેરીમાં છે. તે ઉપરથી જણાય છે કે, તે **ખંભાતનો** વતની હતો, અને રામાયણ સંવત ૧૬૫૬માં, દ્રોણપર્વ ૧૬૫૭માં તથા કર્ણપર્વ સંવત ૧૬૮૧માં તેણે પૂરૂં કર્યું છે. દ્રોણપર્વને છેવટે કવિ લખે છે કેઃ—

* "**સ્થંભતીર્થ** નયરપૂર વાસ, જોતાં પાતિક પામે નાસ;<br>
"તે પૂરમાં કવિતાનો વાસ, નામ કહે તેહનું **વીષ્નુદાસ.**

* આ હસ્તલિખિત પ્રતો સન ૧૮૬૭ ની સાલમાં લખેલી હોવાથી તેના કાગળ એવા જીર્ણ થઇ ગયા છે કે હાથ લાગતાં ફાટી જાય છે, અને કેટલાંક પાનાં તો શાહીની ચીકાશને લીધે એવાં ચોંટી ગયા છે કે તે ઉખડતાંજ નથી. દ્રોણપર્વમાંની ઉતારેલી ચાર લીંટીઓમાંની પહેલી બે લીંટીઓ ચોંટી ગયેલી હોવાથી ઉંધા અક્ષરો વાંચીને મહામહેનતે બેસાડી છે.

"સંવત **સોલસેહુ સતાવન**, તવ પ્રતિબંધ હવો પાવન;
"માસ દામોદર ઉત્તમ સાર, દિવસ પંચમી નવ રવીવાર.

"તે દાડે કીધો ગ્રંથ સારોદ્ધાર, સાહ હવા તેને શ્રી મોરાર."

કર્ણપર્વને છેવટે લખે છે કેઃ—

"+સંવત ૧૬૮૧ શ્રાવણ વદ સોમવાર;
"તે દીન પુરણ થઈ કથા, બુદ્ધિમાને મેં બોલી સર્વથા.
"ગાય સુણે તેહને વૈકુંઠવાસ, બેહુ કર જોડી કહે વિષ્ણુદાસ."
"**સંવત સોળ છપ્પન** વિસ્તાર, આસો માસ તૃતીયા ચંદ્રવાર,
"તે દીન પુરણ હવું આખ્યાન, સાહે કરો મુને શ્રી ભગવાન.
"વાસે **સ્થંભતીર્થ** છે જાંહે, કવિતા ગન્યાતિ **મકરકુલમાંહે**,
"ખાનપોર મધે છે વાસ, વૈશ્નવજનનો કહાવું દાસ."

**રામાયણ ઉત્તરકાંડ**

આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે કવિ વિષ્ણુદાસ સંવત ૧૬૫૬થી ૧૬૮૧ સુધીમાં હૈયાત હતો. તેમજ સંવત ૧૬૫૬માં રામાયણ અને ૧૬૫૭ માં દ્રોણપર્વ જેવું ૫૦૧૬ શ્લોકનું કાવ્ય લખવાની શક્તિ તેણે મેળવી હતી, ત્યારે તે વખતે તેની ઉંમર પુખ્ત એટલે ૩૦–૩૫ કે ૪૦ વર્ષની આસપાસ હોવી જોઈએ. અર્થાત્ આ કવિનો જન્મ સંવત ૧૬૨૦–૨૫ના અરસામાં થયો હોય એમ અનુમાન કરીશું તો તે બહુ તફાવતવાળું ગણાશે નહિ. પ્રાચીન કવિઓ કે જેમના જીવનવૃત્તાન્ત વિશે જરાપણ હકીકત ઉપલબ્ધ નથી તેમના સમયનિર્ણયમાં એકાદ બે દસકાનો તફાવત રહે એમાં વિશેષ બાધ નથી.

"સ્તંભતીર્થ **નયરપુર** વાસ" આ કડીમાં **નયરપુર** શબ્દનો બરાબર અર્થ સમજાતો નથી, પણ સ્તંભતીર્થ–ખંભાત, એટલું તો નક્કી થાય છે. તેમજ "સંવત ૧૬૮૧ **શ્રાવણ વદ સોમવાર**" આમાં "શ્રાવણ વદ"ની કઈ તિથિ તે નથી; પણ અસલ પ્રત

ઉપરથી નકલ કરતાં તિથિનો આંક ભૂલથી જ લખવો રહી ગયો હશે, એમ લાગે છે. તે ટૂકમાં થોડી માત્રાઓ ખૂટે છે તેથી પણ આ અનુમાનને ટેકો મળે છે. રામાયણમાં "સ્તંભતીર્થ–ખાનપોર" લખેલું છે, એટલે ખાનપોર તે ખંભાતનું કોઇ પરૂ હશે.

"ગન્યાતિ મકરકુલ માંહે" આ વાક્યમાં કવિની જ્ઞાત અથવા કુલનો ઉદ્દેશ જણાય છે; પરંતુ તેનો અર્થ સમજાતો નથી. "મકરકુલ" એટલે શું તે વિશે કોઈ ગૃહસ્થ ખુલાસો કરે તો તેથી શંકાશીલ બાબતનું કદાચ સમાધાન થાય.

આ કવિના કાવ્ય ઉપરથી બીજી એક મહત્વની બાબત ઉપર પ્રકાશ પડે છે. "યૌવનાશ્વનું આખ્યાન" આ કવિએ લખેલું છે, તેને છેવટે કવિ લખે છે કે:—

"હરીહર ભટ્ટે આપ્યો ઉપદેશ, અંતરયામી વશ્યા નરેશ;
"જૈમુન્ય ઋષિએ વિસ્તર્યું, તે પદબંધ મેં પ્રાકૃત કર્યું.
"ગાતાં મન્ય ઉપજે આનંદ, અવિચલ પદ આપે ગોવિંદ.
"અણજાણે કીધો અભ્યાસ, બેહુ કર જોડી કહે વિશ્નુદાસ."

આ કડીઓમાં કવિ એમ જણાવે છે કે હરિહરભટ્ટે ઉપદેશ આપ્યો અને અંતરયામી નરેશ વશ્યા (હૃદયમાં) તેથી જૈમુન્ય ઋષિએ જે વિસ્તરેલું તેનું મેં પ્રાકૃત કર્યું. આ ઉપરથી એમ ધારી શકાય કે હરિહરભટ્ટ તે વિષ્ણુદાસ કવિના ગુરૂ હશે; પણ

"ભટ્ટ બાળકૃષ્ણે કરૂણા કરી, જાણ બુધ આપી શીશ મૂક્યો પાણ;
"તેહ તણી કૃપાએ કરી, ઉત્તરકાંડ કહ્યું વિસ્તારી."

વિષ્ણુદાસકૃત રામાયણમાંની આ ટૂક ઉપરથી આ અનુમાન ખરૂં હોવાની શંકા ઉત્પન્ન થાય છે. આમાં કવિ બાળકૃષ્ણ ભટ્ટને પોતાના ગુરૂ તરીકે ઓળખાવે છે. કવિ યૌવનાશ્વના આખ્યાનમાં હરિહર ભટ્ટને અને રામાયણમાં બાળકૃષ્ણ ભટ્ટને ગુરૂ તરીકે લખે છે, એથી એક નિશ્ચય ઉપર આવવામાં બહુ ગુંચવણ ઉભી થાય છે.

કદાચ એમ હોય કે કવિના ગુરૂ જૂદે જૂદે વખતે હરિહરભટ્ટ અને બાળકૃષ્ણભટ્ટ હોય, અથવા તો તેમના ગુરૂ બે નામથી ઓળખાતા હોય. સોળમા સૈકામાં નાકર નામે એક કવિ થઈ ગયો છે, તેના ગુરૂ હરિહરભટ્ટ નામે હતા. નાકરે “ સુધન્વાખ્યાન ” લખ્યું છે તેમાં એ વિશે જણાવે છે કેઃ—

“ હરિહરભટ્ટની કૃપાગે, પદબંધ કીધો એહ.”

× × × ×

“ કર જોડીને વીનવે, નાકર હરિનો દાસ.”

નાકરના ગુરૂ હરિહરભટ્ટ તેજ વિષ્ણુદાસના ગુરૂ હોય એમ સ્વીકારતાં મોટો વાંધો એ કવિઓના સમયનો આવે છે. વિષ્ણુદાસનો સમય લગભગ ૧૬૨૦ પછીનો અને નાકરનો પહેલાંનો છે, એટલે તે બન્નેનો ગુરૂ એકજ હોય એમ માની શકાય નહીં. આ વિશે વધારે માહિતી મળે નહિ ત્યાં સુધી કોઇ પણ નિશ્ચયાત્મક નિર્ણય ઉપર આવી શકાય નહિ.

વિષ્ણુદાસ પોતાનાં કાવ્યોની શરૂઆતમાં બીજા કવિયોની પેઠે ગણપતિ અને સરસ્વતીનું સ્તવન કરી અંબાજીનું સ્તવન પણ કરે છેઃ—

“ પસાય અંબે મુજને કરો, માગું એકજ માન;
“ તાહરી કૃપાએ કરી શકું, અનુશાલ્વનું આખ્યાન.”

**અનુશાલ્વનું આખ્યાન**

“ માતા તાહારે ચરણે નમું રે, આણી મન ઉલ્લાસ;
“ વિષ્ણુદાસ કહે માહારા મનતણી, પૂરો અંબે આસ.”

**બભ્રુવાહન આખ્યાન**

“ દયા કરી મુજને મત્ય આપો, પૂરો મનની આશ;
“ વાણી વિષે વસો જગદંબે, કહે સેવક વિષ્ણુદાસ.”

**નીલધ્વજનું આખ્યાન**

"અંબે મયા પૂરો મુજને, અશ્વમેધ પૂરો તેહ.
"આખ્યાન એ લવકુશતણું, ગાવા મન ઉલ્લાસ;
"કર જોડી વિષ્ણુદાસ કહે, મા પૂર્ય મનની આસ."

લવકુશ આખ્યાન

વિષ્ણુદાસ અંબાજીનો ભક્ત હશે એમ ઉપરના તેના ઉદ્‌ગારો ઉપરથી ધારી શકાય છે. તેની સાથે તે કૃષ્ણ અને વૈકુંઠવાસને પણ માનની લાગણીથી સ્વીકારે છેઃ--

"સંસારનાં દુઃખ વામીએ, પામીએ વૈકુંઠવાસ."

લવકુશ આખ્યાન

"વૈકુંઠ પદ પામે સહી, ઉધારે શ્રી અવિનાશ;"

\+ + + +

"વિષ્ણુદાસ કહે તેહને, કૃપા કરશે કૃષ્ણદેવ તો અતિ ઘણી."

બભ્રુવાહન આખ્યાન

"કર જોડી વિષ્ણુદાસ કહે, તેહને કૃષ્ણદેવ કૃપા કરે."

નીલધ્વજ આખ્યાન

"ગાયે સુણે તેહને વૈકુંઠવાસ, બેઉ કર જોડી કહે વિષ્ણુદાસ."

કર્ણપર્વ

"વૈશ્નવ જનનો કહાવું દાસ"—રામાયણ

આ ઉપરથી વિષ્ણુદાસ અંબાનો ભકત પણ વૈશ્નવપંથાનુયાયી હતો એમ જણાય છે.

વિષ્ણુદાસે લખેલા નીચેના પદ્યબંધ ગ્રંથો આજ સુધીમાં જણાયા છે. (૧) દ્રોણપર્વ, (૨) કર્ણપર્વ, (૩) યૌવનાશ્વનું આખ્યાન, (૪) દ્વારિકાવિલાસ, (૫) અનુશાલ્વનું આખ્યાન; (૬) નીલધ્વજનું આખ્યાન, (૭) ચંડીનું આખ્યાન (૮) લવકુશનું આખ્યાન, (૯) બભ્રુવાહનનું આખ્યાન, (૧૦) મેરૂધ્વજનું આખ્યાન. (૧૧) રામાયણ, (૧૨) લક્ષ્મણાહરણ.

આમાંનું "બભ્રુવાહનનું આખ્યાન" "બુદ્ધિપ્રકાશ"ના સન ૧૯૦૨ ના અંકોમાં અને "અનુશાલ્વનું આખ્યાન" ચાલુ વર્ષમાં પ્રસિદ્ધ થયું છે. "મેરૂધ્વજના આખ્યાન"નું માત્ર એકજ પાનું લખેલું સોસાયટીમાં છે, અને બીજાં સંપૂર્ણ છે. સોસાઈટીની લાઈબ્રેરીમાં વિષ્ણુદાસ કૃત "શિવરાત્રીની કથા", "જાલંધરનું આખ્યાન" અને "રૂકમાંગદનું આખ્યાન" એવાં હસ્તલિખિત ત્રણ પ્રાચીન કાવ્યો છે; પરંતુ તે કાવ્યોની ભાષા અને રચના જોતાં એમ જણાય છે કે, તેનો કર્તા વિષ્ણુદાસ કવિ તે સંવત ૧૬૦૦ ની પૂર્વે થઇ ગયેલો કોઇ બીજો જ હોવો જોઇએ. આ વિષ્ણુદાસ જેમ પોતાના દરેક કાવ્યમાં પોતાનું નામ દાખલ કરે છે, તેમ આ કાવ્યોમાંથી નથી, તેથી પણ તે કાવ્યો બીજા કોઈના હોવાં જોઇએ એમ માનવાને કારણ મળે છે. એક બહુ પ્રાચીન વિષ્ણુદાસ કવિ વિશે રા. ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ "આર્યજ્ઞાનવર્ધક" માસિક પત્રમાં લખે છે કે,–"વિષ્ણુદાસ ૧ લો–ખંભાત તાબે બાવનાપૂરનો; તેનાં કાવ્યો–"હરિશ્ચંદ્ર આખ્યાન" અને "ભીષ્મ પર્વ". સંવત ૧૩૦૦ ની સાલમાં હયાત હતો એમ કહે છે. જો તેમ હોય તો તે આદિ કવિ."

રા. ઇચ્છારામ કહે છે તે વિષ્ણુદાસના સમય માટે તેમને ભરોંસા લાયક સાધન મળ્યું હોય એમ લાગતું નથી; અને ભરોસા લાયક સાધન વિના કોઈ પણ જાતનું અનુમાન બાંધવું એ નિરર્થક છે. આ કવિના જીવન વૃત્તાન્તને લગતી કોઈ ગૃહસ્થ તરફથી વિશેષ માહિતી મળશે તો ગુજરાતી પ્રાચીન સાહિત્ય ઉપર આભાર થશે.

( પુ. ૫૦ મું, માહે ઓકટોબર, ૧૯૦૪ )

## મહાકવિ પ્રેમાનંદનું

# સુધન્વા આખ્યાન

શંખ, લિંખિત એ બે દંભી બ્રાહ્મણોનું ખરૂં સ્વરૂપ પ્રકટ કરનાર તરીકે આ આખ્યાન ચિત્રાયું છે. દ્વાપરમાં માન્ય થયેલ સ્મૃતિકારો રખેને હોય નહિ તે પ્રમાણે તેઓનાં વચનો જ શાસ્ત્રાર્થમાં પ્રમાણ ગણતો રાજા, પોતાના પુત્રને પણ તેમના દ્વેષમાંથી જન્મ પામેલ-દુર્બુદ્ધિમાંથી નીકળેલ વાકયોએ નક્કી કરેલ શિક્ષાને પાત્ર ઠરાવવા તત્પર થયો; એટલું જ નહિ પણ સંતપ્ત તેલની કઢામાં તળવા નાંખ્યો પણ ખરો. હવે જેમ નૃસિંહ મહેતો હરહડતા વૈષ્ણવભક્ત હતા, તે પ્રમાણે ભક્તિરસમાં છેક લીન થયેલ સુધન્વા એક સદૃઢ વૈષ્ણવી સંપ્રદાયાનુયાયીનું પુતળું હોય તેવો ઓળખાયો છે. તે સમયે વૈષ્ણવમતનું માન ઘણું હતું. શૈવીમત વૈષ્ણવીમતને માંહોમાંહે ઝઘડો જામ્યા કરતો, અને અતિ તીવ્ર આસ્થાવાળા ભકતોને દુઃખ આપતાં જનસમુદાય જે જે વિરુદ્ધ મતનો ગણાય તે પાછી પાની કરતા નહિ. વૈષ્ણવી મત હજી નવો નવો ખેડાતો હતો, અને મુસલમાની જાહોજલાલીને અનુકૂળ એવો એજ મત હતો; તેથી મુખ્યત્વે કરી સામાન્યને તે અગ્રાહ્ય થઈ પડતો. અને કદાચ લોકોનાં મન વૈષ્ણવમત પ્રત્યે આકર્ષાતાં તેનું કારણ એ પણ હોય કે તે મતનો દમામ માત્ર મુગલાઈ ઠાઠનું અનુકરણ કરે એવો હતો.

આવા નિઃસ્વાર્થી દૃઢ આસ્થાવાળા ભકતને દયા માત્ર રાખ્યા વિના તેનો પિતા પોતે જ તેલની કઢામાં તળવા તત્પર થાય એ એક સૂચવે છે કે, દંભી બ્રાહ્મણોનો મત તે સમયે વધારે વજનદાર મનાતો હશે. રાજા સામો અપરાધ કરનાર ન્યાયાસન ઉપર બિરાજમાન થયેલ રાજા અથવા તેના મંત્રીને હાથે સજાપાત્ર ઠરાવાય

એવો ન્યાયનો પ્રકાર આધુનિક કાળમાં જોવાય છે તેથી જૂદો પ્રકાર અસલના કાળમાં હતો. તે સમયે તો બ્રાહ્મણનું વચન એજ ન્યાય. અને પ્રજાનો બ્રાહ્મણો માટે સારો મત હોય કે ન હોય તો પણ રાજા પોતે ધાર્મિક હોય તો તેણે તો બ્રાહ્મણનું વચન એજ શાસ્ત્રનું અનુશાસન માનવું જોઈએ. આ પ્રસંગે કોર્ટો સાંપ્રતકાળની સમાન હશે કે નહિ તે વિશે નક્કી થઇ શકતું નથી. મુગલાઇમાં તો રાજા કે કાજીનું વચન એજ ન્યાય ગણાતો, અને દેશી રાજાઓને પોતપોતાના સ્થાનકોમાં ન્યાય આપવાની કોઈ કઢંગી રીતિ હોવી જોઈએ. વળી બ્રાહ્મણો તથા ધર્મશાસ્ત્રની ગણના માનપુરઃસર થતી તે પણ નિઃશંક-પણે કહી શકાય છે, જે નીચેના બીજા દૃષ્ટાંત ઉપરથી સિદ્ધ થાય છે.

"શાસ્ત્રાનુશાસન એવું છે કે "દિવસે મૈથુનનો મહાદોષ, રવિદેવ ભરાયે રોષ; યુદ્ધે જાતાં સંભોગે અર્ક, પામે તે તો દંપતિ નરક." રૂતુદાન પ્રયાણકાળે, તેમાં પણ સંગ્રામ પ્રતિ પ્રયાણ કરવું હોય ત્યારે આપવું શાસ્ત્રથી નિષિદ્ધ કરાયું છે; એ વાત અભિમન્યુના દૃષ્ટાંતમાં પણ પ્રકટ કરી છે. તો સુધન્વાને એ અપશુકન લેખાય; એજ પ્રમાણે પરિણામ પણ આવ્યું. અભિમન્યુને એજ પરિણામ થયું હતું. વળી કદાચ એમ મનાય કે સુધન્વાની પોતાની ઇચ્છા વિરુદ્ધ થયું અને પોતે કૃષ્ણભક્તિમાં છેક લીન થઇ ગયો હતો માટે મૃત્યુમાંથી ઉગર્યો; અને અભિમન્યુને રૂતુદાન માટે છેક ઇચ્છાનો અભાવ ન હતો, તેમ કૃષ્ણને તેનો નાશ ઇચ્છિત હતો, એવાં બે કારણોને સંયોગે તે મૃત્યુવશ થયો. પરંતુ એટલું તો સત્ય છે કે દિવામૈથુનનો તેમજ પ્રયાણકાલે મૈથુનનો નિષેધ છે, અને એ શાસ્ત્રવિધિ ઉલ્લંઘન કરનાર કષ્ટ પામે તથા કદાચ મૃત્યુમુખમાં પણ પહોંચે એવી માન્યતા પાળવા સર્વે તત્પર રહેતા.

આ વાર્તામાં મુખ્ય મુદ્દો એજ છે કે શિવભક્તિ કરતાં કૃષ્ણ-ભક્તિ બલીયસી ગણાતી, અને સામાન્ય રીતે ધર્માચરણ લોકોમાં

પ્રશંસાપાત્ર ગણાતું:-“ધર્મ થકી જશ પામે લોક, ધર્મ થકી નાસે સર્વ શોક.” “ધર્મવાદીને લક્ષ્મી ઘણી” ઈત્યાદિ. ધર્મ પાળે-ખરા અંતઃકરણના ભાવથી ભક્તિ કરે, એવાઓને ઈશ્વર સહાય કરવા ગમે ત્યાંથી આવે છે. અને ભક્તિ સદૃઢ હોવી જોઈએ; નહિ તો અભિમાનને અવકાશ મળે અને “હું કરૂં, હું કરૂં” એવો મિથ્યાવાદ પ્રકાશ પામી મમત્વ અધિક અંશે પ્રવર્તે; જેથી ભક્તિમાં ન્યૂનતા થાય એવો સંભવ રહે છે. આ વાત સુધન્વા અને અર્જુનના દૃષ્ટાંતથી સ્પષ્ટ સમજાય છે. અર્જુનને કૃષ્ણની સહાય તુચ્છકારતાં હાર ખાવી પડી, અને અડગ ભક્તિ સુધન્વાની જીત મેળવી શકી. શ્રીકૃષ્ણે અર્જુનનું અભિમાન ઊતાર્યું તે વખતે જ આ ભાવ સ્વચ્છ રીતે દર્શાવ્યો છે.

આ શિવાય સુધન્વાખ્યાનમાં અધિક વિવેચન કરવાપણું રહેતું નથી. ભાષાશૈલી ઇત્યાદિને તો આ લેખમાં સ્પર્શ કરવો જ નથી એ ઉદ્દેશ હોવાથી માત્ર બે શબ્દોનું દૃષ્ટાંત આ પ્રસ્તુત આખ્યાનમાં માત્ર આવવાથી તે ટાંકવું ઉચિત માની લેખને પૂર્ણ કરવો ઠીક લાગે છે. પ્રાકૃતના નિયમાનુસાર “હ” અક્ષર ઉમેરવાનો પ્રચાર પ્રેમાનંદે સ્વીકાર્યો લાગે છે. તે “કેર”ને બદલ “કેહેર” અને “વેરી”ને બદલે “વેહેરી” એમાં સ્પષ્ટ માલમ પડી આવે છે. બીજા કાવ્યોમાં જેને આવાં વિશેષ ભેદવાળાં રૂપો તથા શબ્દ સ્વરૂપો છે તે તે યોગ્ય સ્થળે દર્શાવવા યોગ્ય ગણીને અત્રે આ વિવેચન બંધ રાખવામાં આવે છે. મહાકવિ પ્રેમાનંદના સુપ્રસિદ્ધ “ઓખાહરણ” વિશે જો બની શકશે તો આગળ વિવેચન કરવાનું અમે ધારીએ છીએ.

શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા (બી. એ.)

(પુ. ૫૧ મું, માહે જુલાઈ, ૧૯૦૪)

## ૪. ગ્રંથાવલોકન

### ગુલાબ નાટકની પહોંચ

એ પાંચ અંકી નાટક મુંબાઇમાં એલ્ફીન્સ્ટન કાલેજના વિદ્યાર્થી ભાઇ નગીનદાસ તુલસીદાસે રચીને યુનિયન પ્રેસમાં છપાવીને પ્રગટ કર્યું છે; તેની એક નકલ તેના માલેકની તરફથી બક્ષીસ દાખલ અમોને મળી છે, તેની આ પહોંચ ઘણી ખુશીથી આપીએ છીએ.

એ નાટક ગદ્યમાં તથા કેટલોક ભાગ પદ્યમાં રચેલો છે; અને બુદ્ધિવર્ધક સભાના ખરચથી એ પુસ્તક છપાયું છે. તેના પેલા બે અંકોમાં આપણા લોકો વેપારીઓને બેવકુબીથી કેમ તોડી નાંખે છે, તે તથા જીલ્લામાં સરકારી કારખાનાઓમાં લાંચ લેવી તે વગેરે નાના પ્રકારની અનીતિઓ કેવી ચાલે છે તે, તથા એ અનીતિઓ જોઇને રૂડી રીતે કેળવણી પામેલા જુવાન પુરુષોના મનપર કેવી અસર થાય છે તે; તથા તે દૂર કરવાને જેમ કોઇ વીર પુરુષ દુશમન પર તુટી પડવાને તલપે છે તે પ્રમાણે તેઓ તલપે છે, એ સર્વ બતાવેલું છે.

છેલ્લા ત્રણ અંકોમાં પ્રીતિની અસર સર્વ પ્રકારે રૂડી રીતે કેળવાએલા મન પર પણ કેવી થાય છે તે બતાવેલું છે.

આપણા લોકો નાતોમાં જ છોકરાં પરણાવવાં, અને નાનપણે પરણાવવાં, એ સારૂં ગણે છે પણ તે ખોટું છે, અને તે બદલે કેઇ રીતે લગ્ન કરવાં તે બાબતની અસર પણ છે.

એ પુસ્તક લખનારે પોતાના પહેલા જ અભ્યાસથી આ પુસ્તક રચીને બહાર પાડયું છે. પહેલાજ અભ્યાસમાં એવું પુસ્તક રચવું મુશકેલ છે. માટે એ ભાઇનો અભ્યાસ અને મહેનત જોઈને અમને ઘણી ખુશી ઉપજે છે. અને અમે ધારીએ છીએ કે પુસ્તક રચવાનો અભ્યાસ જેમ જેમ એ ભાઈ વધારે કરશે તેમ તેમ તેના હાથથી ઘણાં સારાં પુસ્તકો રચાશે.

આવી રીતે સર્વ વિદ્યાર્થીઓએ પુસ્તક રચીને પોતાનું નામ પ્રસિદ્ધ કરવાની હોંશ રાખવી તો તેથી દેશમાં વિદ્યાનો ઘણો ફેલાવો થાય. એ પુસ્તકનાં આશરે બુદ્ધિપ્રકાશ જેવડાં સો પૃષ્ટ છે. અને તેની કીમત તેણે બાર આના રાખી છે. તેમાં કવિતા કેવી તરેહની છે ? તેનો દાખલો વાંચનારાઓને જાણવા સારૂ એ પુસ્તકમાંથી આ નીચે લખીએ છીએ.

### તોટક છંદ

મહિના વઇસાખતણાની મધે, નદિઓ નિર સીંધુ રવીજ પિએ ।।
રહ્યું હોય જરા નિરદૈવ થકી, વરસી ધન તે પ્રફુલ્લીત કરે ।।
કરિઓજ હતી અમનેજ ખરી, વળિ કામ વિરે થઈ ક્રૂર સુકી ।।
પ્રભુ મેર થકી ધન આવિ કરી, દિલ વીત ભલૂંજ દિધૂંજ ખરૂં ।।

### ઇંદ્રવજ્રા છંદ

ખીલી રહ્યાં એ ફુલ માલતીના, રંગે સુગંધે અતિસેં દિપંતા ।।
તેને મધુઓ જોઇ એજ ભોગી, ઈશે દિધા છે મધુનેજ ભોગી ।।
હથ્થિ શિશે એ ગજ મોતિડાં રે, ઊગી થયાં પાણિથિ તે ભરેલાં ।।
હંસો ભૂખ્યારે દિવસો ઘણાના, સુખે ચરો ચારૂજ ચાર હો આ ।।
જોરે હસો સૂત પુરા વિધારા, લેશો વિંધીને અતિમાન બેઉ ।।
હો ચાતકીઓ ઘન પાં ચઢીઓ, લાવો જઇનેજ તમે સમાવો ।।

### શિખરિણી છંદ

ખરે પૃત્રીઓ છે, ફુલજ સુભ જુઈ અતિ ફુલાં ।।
પિતા માતા માળી, રજનિ દિન ચોકી ભક્ષિ કરે ।।

રમે વંટોળી વા, ગરજિ ઘન તેમે કદિ હણે ॥
નિતી નીરો તાડાં, સિંચિ કરિજ ધર્મી અતિ કરે ॥
ભલો ભોગી જોઇ, હરખ ધરિ દીએ મન અતી ॥
બજાવી એવી રે, ફરજ ઘણી મોટી સુખિ રહે ॥
નહીંતો પૂત્રીઓ, દિવસ નિશ નામે ખુબ રડે ॥
વળાવી પૂત્રીને, મુજ મન અતિ કોમળ થયું ॥

અનુષ્ટુપ્ છંદ

ઘણે દીને પ્રભૂ તારી, મેરે આ ઘર પામિઆં ॥
હવે દીજે વળી માગૂં, ચર્ણ કમળ તાયરાં ॥

વળી એ ભાઈ લખે છે કે, આ નાટકનું બંધારણ મેં અંગ્રેજી નાટકો પરથી બાંધેલું છે. અને તેણે કવિતા રચવાનો અભ્યાસ કવિ નર્મદાશંકર પાસે કરેલો, માટે તે કવિનો આભાર માનીને એ પુસ્તક ભાઈ નર્મદાશંકરને અરપણ કરેલું છે.

( પુ. ૯ મું, માહે ડિસેમ્બર, ૧૮૯૨ )

## એક નવા નાટકની પહોંચ

હવે સુધારાના વિદ્વાનોએ રમઝટ પુસ્તકો પ્રગટ કરવા માંડયાં છે. ગુજરાતી ભાષામાં આજદિન લગી પુસ્તકોની ખોટ ઘણી હતી, તે હવે પ્રતિદિવસે ભાગવા માંડી છે. દેશ સુધારાને વાસ્તે ઇતિહાસ ઉપરથી કે કલ્પિત કથા ઉપરથી નવરસ ભરીને નાટક રચવાનો ચાલ ભરતખંડના કવિયોમાં પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે. પાણિનીય વ્યાકરણ રચનારની પૂર્વે ભરત અને શિલાલિ નામના નાટય ગ્રંથકાર થયા તેમણે નાટયના દશ રૂપક કરવાના ગ્રંથો રચ્યા છે. તે ઉપરથી પ્રાચીનકાળના હજારો કવિયોએ હજારો ગ્રંથ રચ્યા છે. કેટલાએક નાટય વ્યભિચારનિષેધક છે, કેટલાએક નીતિપ્રવર્તક છે.

મુસલમાનોને ભાંડનો નાચ અને ભવાયાનો નાચ જોવાનો ઘણો છંદ હતો તેથી તેમના સમયમાં નાટચ મટીને બિભત્સ ભાષણવાળી ભાંડાઈ અને ભવાઈ કરવાનો ચાલ પસરી ગયો છે, એ ચાલને હવણાના સુધરેલા વિદ્વાનો મોડતા જાય છે. તેથી આગળ જતાં એ તુચ્છ ચાલ બંધ થઇને પ્રાચીન કાળનો ઉત્તમ ચાલ પુનઃ ચાલશે. એ કામ મોટો આનંદ અને નીતિ ઉત્પન્ન કરે એવું થાય છે.

ભાઈ રણછોડલાલ ઉદયરામે દેશ સુધારાને વાસ્તે નવે રસ ભરીને લલિતા દુઃખદર્શક નામનું એક નાટક રચીને છપાવ્યું છે, તે ઘણું સરસ છે. તેમણે એક ચોપડી અમારી સોસાઇટીને પણ અર્પણ કરી છે તે અમે માન દેઇ અંગીકાર કરી છે. આ ચોપડી ઘણી રસિક, રમણિક અને હિંદુ સુધારાને ઉત્તેજન આપનારી છે. આ સમયમાં આવી ચોપડીઓનો ઘણોજ ઉપયોગ હતો. આપણા હિંદુ લોકોમાં એક મોટી અનીતિ એ છે કે પોતાની પુત્રીને યોગ્ય વર મેળવતા નથી. અયોગ્ય વર્ણે ગુણવંતી કન્યા પરણાવવાથી જે તેને દુઃખ પડે છે, એ દુઃખ આ નાટકની ચોપડી બતાવી આપે છે. નાટક રચનારમાં જેટલી સામગ્રી જોઈયે તેટલી આ નાટક રચનારમાં છે. ગદ્યપદ્યની રચના પણ આ ભાઈ સારી કરી જાણે છે. તથા લોકોના મનમાં વર્ત્તતા ભાવ પોતાના મનમાં લેઈને તે વેશની બોલી ઠોલી સારી લખી જાણે છે. આ નાટક રચનારો જગતમય છે કારણ કે એણે જગતના કલ્યાણ ઉપર જ ધોરણ રાખીને તેમાં સદ્‌ગુણ વધારવાની કવિતા રચી છે. આ નાટકમાં કરુણારસ ઘણો છે. તેથી સાંભળનારનાં મન પલળી જાય એવું છે. જે જણ આ ચોપડી વાંચશે કે સાંભળશે તેના મનમાં યોગ્ય વરને કન્યા આપવાનો વિચાર ઉત્પન્ન થશે તેથી જગતમાં આ એક મોટી નીતિ પસરશે.

(પુ. ૧૩ મું, માહે એપ્રિલ, ૧૮૬૬)

# વિનાશકાળે વિપરીત બુદ્ધિ

આ ચોપડીમાં જુગારી માણસ કેવા કપટી, કેવા લુચ્ચા અને નઠારા હોય છે, અને તેમની કેવી ફજેતી થાય છે, કેવી ખરાબી થાય છે, તે નાટક રૂપે રચના રચી દર્શાવ્યું છે. નાટકમાં રસ ઉમેરવાને મુખ્ય જુગારીની પત્નિને પતિવ્રતા કલ્પીને તે બાઈની પોતાના ભૂંડા અને અયોગ્ય સ્વામી ઉપર આશ્ચર્યકારક દૃઢ ભક્તિ દેખાડી છે. કોઈ અંગ્રેજી પુસ્તક ઉપરથી મી. કેખુશરો નવરોજજી કાબરાજીએ ભાષાંતર કરી આ ગ્રંથ પ્રગટ કર્યો છે. લખનાર પારસી છતાં શુદ્ધ ગુજરાતી લખવાનો પ્રયત્ન કર્યો છે એ જોઈ અમે ખુશી થયા છીએ. એમના રાસ્તગોફ્તારની ભાષામાં પણ દિવસે દિવસે સુધારો થતો જોવામાં આવે છે. એક દેશમાં ભાષાભેદ હોવો ન જોઈએ એવું સર્વ વિદ્વજ્જન માને છે, અને પ્રત્યેક દેશમાં જેમ લોકો ભણે છે તેમ એ ભેદ નાશ પામે છે. ગ્રેટબ્રિટનમાં સ્કાટ લોકોએ આ બાબતમાં જે ડહાપણ દેખાડ્યું છે તે આપણા વિદ્યાવાન થતા પારસી બંધુઓએ સ્વીકારવા માંડ્યું છે એથી ગુજરાતી ભાષામાં સારાં પુસ્તકોનો વધારો વહેલો થવાનો સંભવ વધતો જાય છે. અમારા પારસી મિત્રોને ચેતવવાની રજા લેઈએ છીએ કે કોશમાંથી કાઢેલા સંસ્કૃત શબ્દો જેમ વધારે વપરાય તેમ ગૂજરાતી શુદ્ધ ગણાય એવું ન સમજવું. પાંડિત્યદર્શક ( pedantic ) ભાષા વખાણવાજોગ નથી. એવી ભાષા પારસીઓથી સમજાય નહિ તેમ ગૂજરાતના સાધારણ વાંચનારાથી પણ સમજાય નહિ એટલે રસિક ન લાગે, તે રસિક ન લાગે એટલે વાંચવી ગમે નહિ. આ પુસ્તકમાં આ ખોડ કાંઈક જણાય છે. જ્યાંસુધી લોકમાં ચાલતા શબ્દોથી અર્થ સધાય ત્યાંસુધી વાંચનારને અજાણ્યા શબ્દોનો અર્થ શોધવાની તસ્દી ન આપવી જોઈએ. આ ગ્રન્થમાં એક બીજી ખામી એ છે કે જે રૂઢિઓ નાટકનાં પાત્રોમાં ચાલતી નથી તે દાખલ કરી છે; એથી નાટક

ખોટું પડે છે, ને તે લખવાનો હેતુ પાર પડતો નથી. વાણીઆ, બ્રાહ્મણ, કડવાકણબી આદિક હિંદુની નાતોમાં બાળલગ્ન થાય છે તેનું ઈંગ્રેજીમાં જોડીએ ને તે નાટકના પાત્ર ઈંગ્રેજોને બનાવીએ તો નિરર્થક છે, કેમકે ઈંગ્રેજમાં એવાં લગ્ન થતાં નથી. આ અસલ નાટકમાંના ઈંગ્રેજ સ્ત્રીપુરુષો, વરકન્યા વગેરેને હિંદુ નામ આપ્યાં છે તે 'અજુગતું' છે. પ્રેમકોર જેવડી કુંવારી સ્ત્રી હિંદુમાં હોતી નથી; સસરો જમાઈને દીકરો કહી બોલાવતો નથી, પીઠાવાળો ભોળાનાથને રોટલો આપે એ, અથવા પીઠાવાળાને ભાટેલો (અનાવળો બ્રાહ્મણ) ધારીએ તો તે પણ ખોટું; "ભીખી (ભીખાને સ્વગત) પણવા બણવાનો સોહેળો," એ વગેરે આ નાટકમાં લખ્યું છે તે ઈંગ્લાંડને લાગુ પડે છે, ગૂજરાતને નથી બેસતું આવતું. ઈંગ્લાંડની રૂઢીઓ બતાવવાને આ ચોપડી પ્રગટ કરી હોય તો મૂળ પુસ્તકના નામ રાખ્યાથી આમ અજુગતું દેખાત નહિ. પાત્રોને ગુજરાતી નામ આપ્યાં છે તથાપિ ઈંગ્રેજ લોકોમાં જે બને છે તે દર્શાવનાર ચિત્ર છે એવું સમજી વાંચતાં ત્યાંના જુગારીઓ વિશે જ્ઞાન થાય ને રમૂજ પડે. એ ચોપડી ગુ. વ. સોસાયટીમાં વેચાતી મળે છે. એનું મૂલ આઠ આના છે.

(પુ. ૨૭ મું, માહે એપ્રિલ, ૧૮૮૦)

# કજોડા દુઃખદર્શક નાટક

બનાવનાર જગજીવન કાશીરામ પંડ્યા, મુનસફ સ્વસ્થાન ભાદરવા. છપાવી પ્રસિદ્ધ કરનાર શમશેર બહાદુરના માલેક સવાઈભાઈ રાયચંદ. બારપેજી પૃષ્ટ ૨૧૧, કિંમત રૂ. ૧–૮–૦. આ નાટક વિશે વિસ્તારથી વિવેચન નહિ કરતાં માત્ર એટલું જ જણાવવું બસ છે કે, એની રચના નાટકને લાયકની નથી, લખાણ અશુદ્ધ અને

કેટલેક ઠેકાણે નિર્લજતાવાળું છે, વિચાર સંકલના બરાબર નથી, અને એકંદરે રચનારનો પ્રયત્ન ફલિભૂત થયો નથી એમ કહીએ તો ચાલે. કજોડાંના દુષ્ટ ચાલ વિશે લખનારને ઘણો ધિક્કાર હોય એમ જણાય છે. આવું નાટક લખંવાને બદલે મર્યાદા ભરી ભાષામાં નિબંધરૂપે લખનારે પોતાના વિચાર પ્રગટ કર્યા હોત તો પ્રયત્ન સફળ થાત ખરો. નાટક રચવાનું કામ કેટલું મુશ્કેલ છે તે લક્ષ્યમાં રાખ્યા વગર હાલમાં ઘણા માનના ભુખ્યા પાંચ દસ આડાં અવળાં પાત્રજન ગોઠવી કાઢી તેમની ઢંગધડા વગરની વાતચીત જોડી તેને નાટકનું નામ આપી નાટકકર્તા તરીકે પ્રખ્યાત થવાને ફાંફાં મારતા જણાય છે, એ ભાષાના ઉત્કર્ષને હાનિકારક છે. એજ પ્રમાણે કવિતાને પણ ગધેડે વગોવાતી કરવાનો પવન પણ ફેલાતો જાય છે. વિદ્યાનો વધારો થવા સાથે સારા સારા ગ્રંથકાર અને કવિઓ થાય એ આનંદની વાત છે, પણ સુંઠના કાંકરે ગાંધી થઈ પોતાની શક્તિ ઉપરાંતનાં કામ કરવાનો દુર્લોભ ભણેલા કહેવાતા કે કહેવરાવતા જુવાનીઆઓમાં વધે એ ખેદકારક છે. એથી ભણતરનો ઊંધો ઉપયોગ થવા સાથે ભાષાની ખીલાવટને ધોકો પહોંચે છે.

(પુ. ૩૧ મું, માહે જુલાઇ, ૧૮૮૪)

## ઇરાવતી×

આ વાર્તા મૂળ ડચ્ચ ભાષામાં "અકબર" એવે નામે હતી અને તેનું ઇંગ્રેજીમાં ભાષાંતર પણ જણાય છે. પરંતુ ગ્રંથકર્ત્તા તેને મૂળ અથવા ભાષાન્તર અથવા અનુકરણ કે મિશ્રગ્રંથ કહેતા નથી, અને નામ બદલ્યું છે. પરંતુ જો તેને ભાષાંતરજ કહીએ (અને ભાષા ઉપર નજર રાખીએ તો તેજ અનુમાન થાય છે) તો તેમાં બહુ દોષ કહાડવા જેવું નથી. કારણ ગ્રંથ લખનાર પરદેશનો હોય

× છગનલાલ ઠાકોરદાસ મોદી બી. એ.

તે આપણા દેશની માહીતીનું ગમે તેવું જ્ઞાન ધરાવતો હોય તોપણ કંઈક પોતીકી વાતનો સંસ્કાર આવ્યા વિના રહેતો નથી. પરણ્યા વિના, પિતાની સમક્ષ ઈરાવતી જેવી ગ્રંથની નાયકા સિદ્ધરામને "પ્રિય, તમે ભલે પધાર્યા" ઈત્યાદિ કહે અને શ્વશુર તથા ગુરુ સમક્ષ સિદ્ધરામ ઈરાવતી આગળ ઘૂંટણીએ પડે, તેના લાંબા કોમળ હાથ ઉપર ચુંબન કરે અને "હે પ્રિય, મનમોહન સુંદરી" ઈત્યાદિ પ્રણયવચન બોલે એ આર્ય દેશની નીતિ અને રૂઢિથી લાગે છે તો વિરુદ્ધ. ન્યાયપક્ષે વિચારતાં પણ એમ જણાય છે કે અમુક જણ સાથે લગ્ન થવાનું છે એવું જાણીને તે ઉપર અતુલ પ્રેમ લાવી પિતાની પણ શરમ ન રાખવી એમાં નિર્લજતા આવી જાય છે. પરણ્યા પહેલાં હસ્તચુંબન તથા પાયલાગણાનો રિવાજ યુરોપીય મંડળીમાં છે પણ હિંદુસ્તાનમાં હોય એમ લાગતું નથી. વળી ઈરાવતીના મ્હોં ઉપર તેનો બાપ નિર્દય છે એમ કહેવરાવવામાં સિદ્ધરામને વિવેક રહિત બનાવ્યો છે. અને આગળ ઉપર ગળે હાથ નાંખી **અધરચુંબન** કરાવ્યું છે તેમાં આર્યરૂઢિ પ્રમાણે તો વૈયાત્ય થયું સમજવું પડશે.

પ્રકરણ ૪ થાને મથાળે "અદ્ભુત દરબાર" એમ લખ્યું છે પણ તેનો કંઈ સંબંધ તેમાં લખેલી હકીકત સાથે મળતો નથી.

દુર્ગા અથવા ભવાનીના મુખ્ય ભક્ત ગોરખનું વર્ણન ઠીક લખ્યું છે. આવુંજ અને આવા પ્રસંગનું વર્ણન રેનોલ્ડસે **વરજીન્સ કીસ** (virgin's kiss) નામની નોવેલમાં કર્યું છે.

પાને ૯૦ મે ફૈઝી જેવા વિદ્વાન માણસે ટોડરમલ્લ જેવા રાજ્યના મહાન જનની કન્યા સંબંધી પોતાના જ ભત્રીજાની મશ્કરી કરી છે એ વાત કેવળ અસંભવિત જણાય છે. આવા બનાવોના વર્ણનથી તે વેળાની સ્થિતિ શી રીતે સમજાય એ જણાતું નથી.

તેમજ પાને ૯૪ મે ઇરાવતીનો સંદેશો તેના બાપ પાસે તેના વિવાહિત પતિને કહેવરાવવામાં પણ હિંદુસંસારસ્થિતિ બરાબર જણાઈ એમ નથી.

વળી ઇરાવતી અને સલીમના પ્રથમ પ્રસંગો પણ યુરોપીય છે. અને તેમાં ઈરાવતીનો હાથ સલીમે ઓઠે અડકાડયો એ વાત ન લખી તોજ સારૂં. બાકી ૧૭૩મે પાને ઇરાવતી પાસે જે જવાબ અપાવ્યો છે તે તો ઘણો રૂડો છે. ૧૭૫ મે પાને બાપ દીકરી વચ્ચે વાત કરાવી છે તે હિંદુ રિવાજથી વિરુદ્ધ લાગે છે અને ૧૭૭ મે પાને લખાણ છે તે તો ઇંગ્રેજીમાં મીસ ઓસ્ટેનની બનાવેલી મેન્સફીલ્ડપાર્કના કેટલાએક ફકરાને અનુસરતું છે.

આ ગ્રંથમાં નાયક અકબર છે અને તેનો સ્વભાવ તો આબેહૂબ ચીતરાયો છે. તેના મનની દઢતા, તેનો પ્રેમ, પારકાના સ્વભાવો અને વિચારો ઉપર તેની નરમ દૃષ્ટિ, તેની ક્ષમા અને તેની બહાદુરી આ ગ્રંથ સારી રીતે બતાવે છે. તેમજ બંડખોર પોતાના પુત્રને તેણે દીધેલી શિક્ષા બેશક ડાહી અને અસરકારક છે. પરંતુ ગ્રંથની નાયકી તો ઈરાવતીને રાખી છે, તેનું વર્ણન જેવું જોઈએ તેવું નથી. છેલ્લો કેટલાંએક પ્રકરણમાં તેના શીયળવ્રતની તથા તેના એક પાતિવ્રત્યની ખાત્રી થાય એવું લખાણ છે. પરંતુ લગ્ન થયા વિનાની માત્ર વિવાહિત કન્યાઓ પોતાના ભવિષ્યના થવાના પતિના વ્યભિચાર, દગા આદિની ખાત્રી થયા છતાં એ તેને ચોંટી રહે એ ઉચિત નથી લાગતું. દમયંતી તો પરણેલા પતિને વળગી હતી. અને આ નાયકા તો જાણી જોઈને દીવો લેઇને કૂવામાં પડી. આમ કેટલીએક વિરુદ્ધતા આવી જાય છે.

એકંદર આ ગ્રંથ વાંચવા લાયક છે. ભાષા કઠિણ નથી. પણ વાકય રચના કંઈ તરેહ તરેહની છે. તથાપિ એવી રચનાની પણ આપણી ભાષામાં આવશ્યકતા છે. અકબરનો ચીતાર તો આ પુસ્તક ઉપરથી કંઈક ખ્યાલમાં આવશે. પણ હિંદુસંસાર સ્થિતિનું અનુમાન આ ગ્રંથ ઉપરથી કરવામાં જરા ભય રહે ખરૂં.

(પુ. ૩૫ મું, માહે ડિસેમ્બર, ૧૮૮૮)

## ગ્રન્થાવલોકન

**પ્રતાપ**—અથવા સત્યનો જય અને પ્રપંચનો પરાજય: આ પુસ્તક અમને તેના પ્રકાશક રા. રા. ગણુપતિરામ ઉત્તમરામ ભટ્ટ તરફથી અવલોકન માટે મળ્યું છે, તેનો ઉપકાર સાથે સ્વીકાર કરીએ છીએ. આ પુસ્તક સર્વ કોઇને વગર કિંમતે જ એટલે માત્ર પોસ્ટેજ અને વહેંચામણી બદલ એક આનાની ટિકિટ લઈ અપાય છે (જેમને જોઇએ તેમણે પ્રકાશકને ખાડીઆમાં લખવું.) અને તેથી લગભગ ૧૫૦ પૃષ્ટનું પુસ્તક વગર કિંમતે ગુર્જર પ્રજા સમક્ષ મૂકી સારૂં અને સસ્તું વાચન પૂરૂં પાડવાના પ્રકાશકના ઉત્સાહ માટે તેમને ધન્યવાદ ઘટે છે.

પ્રતાપ એ વાર્તાનું પુસ્તક છે. અમને અભિપ્રાય માટે મળેલો તે પુસ્તકનો પ્રથમ ભાગ છે. (બીજો ભાગ હવે થોડા સમયમાં બહાર પડશે તેની પ્રસ્તાવના–સૂચનમાં જણાવેલું છે) તેથી તે સંબંધી કંઈ વિવેચન યોગ્ય ન ગણાત; પણ બહાર પડેલો ભાગ વાંચતાં પણ જાણે સંપૂર્ણ વાર્તા તેમાં ન આવી હોય એવી વ્યવસ્થા લેખકે કરી હોવાથી આ પ્રથમ ભાગ ઉપર પણ અભિપ્રાય આપી શકાય તેમ છે. આ વાર્તાનો સાર–"જેવા કૃત્ય તેવાં ફલ, જેવી કરણી પાર ઉતરણી, જેવું વાવીએ તેવું લણીએ, સારાં કામનો બદલો સારો, અને નઠારાંનો નઠારોજ" આદિ પ્રચલિત સૂત્રો સિદ્ધ કરવા રૂપ છે, અને તે સારરૂપ સૂત્રો આ પ્રથમ ભાગમાં પણ સિદ્ધ થએલાં જોવામાં આવે છે, વાર્તાની ભાષા સરળ અને સામાન્ય વર્ગ–સ્ત્રી બાળકો પણ સહેલાઈથી સમજી શકે તેવી રાખી છે તે ઠીક કર્યું છે. સ્થળ સંકોચથી વસ્તુ આપી શકાય તેમ નથી; પરંતુ તે રસિક, મનોવેધક અને એક પ્રકરણ વાંચતાં બીજું વાંચવા જીજ્ઞાસા ઉત્પન્ન કરે તેવું છે.

આજ કાલ જોડણીના સંબંધમાં બહુજ મતો મળી રહ્યા છે. પ્રત્યેક લેખક નિર્ભયતાથી પોતાને ફાવેતેમ જોડણી કરે છે. થોડાક સમય ઉપર આ પત્રમાં તેમજ ગુજરાત શાળાપત્ર વગેરે પત્રોમાં જોડણીના વિષયે ચર્ચા ચાલી હતી, પરંતુ કાંઈ નિર્ણય આવ્યો નહતો. તોપણ કેટલાક રા. રા. નૃસિંહરાવની પદ્ધતિને અનુસરનારા એટલે ત્યેમ, જ્યેમ, મ્હેં, મૂલ્ય, સત્ય વગેરે લખનારા; અને બીજા કેટલાક તેમ, જ્યારે, મેં ભૂલ, રીત વગેરે લખનારા છે. આ પદ્ધતિમાંથી કઈ માન્ય કરવા યોગ્ય છે અને કઈ નથી તે સંબંધે અત્રે અમારે બોલવાનું નથી, તો પણ અત્યારે આ વિષયમાંથી જ એકને અનુસરનારા ઘણા નીકળે છે, ત્યારે એક ત્રીજો વર્ગ પણ એવો ઉત્પન્ન થયો જણાય છે કે તે બન્ને મતના મિશ્રણરૂપ જોડણી કરે છે. અને વળી એક ચોથો વર્ગ જેમ બોલીએ છીએ તેમજ લખવાનું કહે છે. તેવા આ ત્રીજા વર્ગના મતને મળનારા જેવી જોડણી આ પુસ્તકમાંની અમને લાગે છે, મને ને માટે મ્હને લખવાનું આ પુસ્તકના લેખકે યોગ્ય ગણ્યું નથી, પણ સામે શબ્દને બદલે સ્હામે શબ્દનો ઉપયોગ કર્યો છે. જોડણી-લેખનપદ્ધતિમાં ચાલતા આ ભિન્નભાવ સંબંધે સર્વમાન્ય સ્થાયી નિયમો મુકરર થવાની ખાસ અગત્ય છે. જોડણીના નિયમો મુકરર કરવા માટે ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી એક કમિટિ નીમવામાં આવી છે અને એ કમિટિએ એ વિશે ગુજરાતમાં કેટલાક ગૃહસ્થોના અભિપ્રાયો પણ લીધા છે, એટલે એ કમિટિ કાંઇપણ નિશ્ચય કરે તે પૂર્વે આ સંબંધે અમે વિશેષ કાંઈ બોલવા માગતા નથી.

હાલમાં જાહેરખબરો પ્રસિદ્ધ કરાવવાના વધી પડેલા પરી પાઠ પ્રમાણે આ પુસ્તકમાં વાર્તાની સાથે આગળ પાછળ જાહેરખબરના પાનાં આશરે ૧૦ એટલે ૨૦ પૃષ્ટ જેટલાં જણાય છે. વિના મૂલ્યે આ પુસ્તક આપવાનું હોવાથી કદાપિ પ્રકાશકે જાહેર

ખબરો મેળવી તેમાંથી છપામણી ખર્ચ કાઢવા ધાર્યું હશે એમ અમને લાગે છે. તે ગમે તેમ હોય પણ આ રીતને પ્રસાર પામેલી જોવાને અમે ખુશી નથી. છતાં બીજી તરફ જોતાં કહેવું જોઈએ કે જે પુસ્તક જનસમાજ સમક્ષ પ્રકાશકે મૂક્યું છે તેટલાની કિંમત પણ જ્યારે સામાના વર્ગને છ સાત આના સહેજ બેસે એટલું મોટું છે, અને તે માત્ર પોસ્ટેજ સાથે એક આનામાં આપ્યું છે તેથી જાહેર-ખબરો લેવા માટે અમને બહુ બોલવાનું રહેતું નથી. એકંદરે વાર્તા વાંચનના શોખીનોને આ પુસ્તક પ્રિય થઈ પડે તેવું છે.

**માસિકો**—સુરત ખાતેથી નવાં પ્રસિદ્ધ થએલાં, **અવલોકન, મનહર, શશાંક** તેમજ મુંબઈમાંથી પ્રસિદ્ધ થએલાં **કપોળમિત્ર, સખુને રાહત, ઋષિવિદ્યા,** વગેરે માસિકો અમને અવલોકનાર્થે મળ્યાં છે. આ સર્વેનો ઉપકાર સાથે સ્વીકાર કરતાં અમારી ઘણા દિવસની ઈચ્છાનુસાર ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થતાં કેટલાંએક માસિકો સંબંધી આ સ્થળે થોડું જ બોલીશું તો તે અજુગતું નહિ જ ગણાય એમ અમે ધારીએ છીએ. આ લખવામાં કોઈને ખોટું લગાડવાનો બિલકુલ આશય નથી; પણ જે માસિકો માટે જે કંઈ કહેવામાં આવશે તે તેમના હિતના વિચારથી જ. આ નવાં નીકળેલાં માસિકો સાથે લેતાં આજકાલ પ્રસિદ્ધ થતાં માસિકોની સંખ્યા આપણે તપાસીએ તો ઘણીજ મોટી થાય છે. કંઈ નહિ તો, જો પારસી અને મુસલમાની પત્રો કે જે ગુજરાતી ભાષામાં નીકળે છે તે બધાં સાથે ગણીએ તો તે સંખ્યા લગભગ પચાસની થાય છે. આજથી બે દશકા ઉપરની વાર્તા જો આપણે કહીશું તો છુટાં છવાયાં જ્યારે પાંચ સાત માસિકો ભાગ્યેજ નજરે પડતાં હતાં, ત્યારે અત્યારે તે સંખ્યામાં દશગણો વધારો થયેલો જણાય છે.

પુસ્તકોની પ્રસિદ્ધિની વૃદ્ધિ એ દેશોદયનું અથવા જ્ઞાનવૃદ્ધિનું એક ચિન્હ છે, અને તેજ સૂત્ર માસિકો માટે પણ વાપરી શકાય તેમ છે.

અમે માસિકની સારી સંખ્યા પ્રસિદ્ધ પામતી જોઇ અલબત્ત ખૂશી થઈએ છીએ; પણ તે સાથે એમ કહેવું જોઈએ કે એક રાજ્યમાં લશ્કરની સંખ્યા વધારે હોય તેથી જ તે રાજ્ય અન્ય થોડા લશ્કર-વાળાને પરાજ્ય પમાડી શકે એમ માની શકાય નહિ; અથવા ગણ-ત્રીની મોટી સંખ્યા જોઇનેજ ખુશી થવાથી લાભ નથી; પણ તે લશ્કર પોતાનું કર્તવ્ય કરવામાં કુશળ હોવું જોઈએ. આજ નિયમ માસિકોને પણ લાગુ પડી શકે છે. માસિકો કે પુસ્તકોની વધતી જતી સંખ્યા જોઇનેજ રાજી થવાનું નથી. પણ તે સંખ્યાનો જે વધારો થયો છે તે ઉપયોગી વિષયવાળો થયો છે કેમ ? જે માસિકો કે પુસ્તકો પ્રકાશ પામે છે તે કંઈ પણ લાભ આપે છે કે કેમ ? અથવા તો તે નિર્જીવ જ છે અને માત્ર સંખ્યાનો વધારો જ સૂચવે છે કે કેમ ? તે જાણવાની જરૂર છે.

આજકાલ જે માસિકો બહાર પડે છે તે માસિકો અવલોકતાં સહજ એમ જણાય છે કે સાહિત્ય, વ્યાપાર, વિદ્યા, કલાકૌશલ્ય, ખેતી, કેળવણી કે એવો એકજ ખાસ વિષય ચર્ચાવતું એવું એક-પણ સારૂં માસિક ભાગ્યેજ જોવામાં આવે છે. માત્ર જો નામ ગણીએ તો વૈદક વિષય ચર્ચાવતું "વૈદ્યકલ્પતરૂ" અને ખેતી સંબંધી લખતું "**ખેડા ખેતીવાડી પત્ર**" છે. આ સિવાય અન્ય જે પત્રો બહાર પડે છે તે એકંદરે સાહિત્યના વિષયો ચર્ચે છે. અને તે સાથે જ કેટલાંક ધર્મતત્ત્વજ્ઞાનના તથા પરચુરણ વિષયો પણ આપે છે, ત્યારે કેટલાંક તો એકલી વાર્તાઓજ આપવામાં કર્તવ્ય માને છે. અને દશ બાર પત્રો છે તે તો પોતાના જ્ઞાતિહિત માટેજ પ્રકાશ પામતાં હોવાથી તેમને ઉપયોગી વિષયો ચર્ચે છે. જૈન કોમનાં પત્રો તમામ જૈન ધર્મ સંબંધીજ વિષયો આપે છે, મુસ-લમાની પત્રો વાર્તા અને સામાન્ય પરચુરણ વિષયો આપે છે અને સર્વ પારસી પત્રો સામાન્ય સાહિત્ય, વાર્તાઓ, રમુજી ટુચકા, સમા-ચારો અને વિવિધ વિષયો આપતાં બહાર પડે છે.

હવે ગુજરાતી ભાષામાં ગુજરાતી ભાઇઓને હાથે લખાતાં પત્રો જોઈશું તો સારાં ગણાતાં પત્રો બહુ થોડાંજ છે. બાકીનો મોટો ભાગ સામાન્ય રીતે ચાલે છે, સામાન્ય વર્ગમાં વિસ્તાર પામે છે અને પોતાનો નિર્વાહ ચલાવે છે! સારાં પત્રો ગણીએ તો સાહિત્ય સાથે ધર્મ અને તત્ત્વજ્ઞાન આપનારાં **સુદર્શન**, **મહાકાલ**, **આર્યધર્મપ્રકાશ** અને **જ્ઞાનસુધા** છે. આ પત્રો ઉપરાંત વિવિધ વિષયો પણ આપે છે. આ પત્રો અલબત્ત સારી રીતે ચલાવાય છે અને તેમના તંત્રીઓ વિદ્વાન હોવાથી તે પત્રો લાભ આપે એવાં છે; પરંતુ ભાષાકાઠિન્ય કે આશ્રયને અભાવે પણ **મહાકાળ** જ્યારે શ્રેયઃ સાધક અધિકારી મંડળમાંજ ફેલાએલું છે ત્યારે **આર્યધર્મ પ્રકાશ** અને **જ્ઞાનસુધાનો** વિસ્તાર પણ બહોળો જણાતો નથી. **સુદર્શનની** પણ ભાગ્યે જ ૫૦૦ કરતાં વધારે પ્રતો ખપે છે. **મહાકાળ** અને **સુદર્શનમાં** જે તત્ત્વજ્ઞાનના અને ધર્મ સંબંધી વિષયો ચર્ચાય છે, તે વિદ્વાનોની કલમથી લખાતા અને ઉત્તમ હોવાથી તે વિષયો ગૂઢ અને ગહન હોય છે; પણ કેટલીક વખતે ભાષા કઠિણ આવતી હોવાથી સામાન્ય વાચકમંડળ જોઈયે તેવો લાભ તે પત્રોનો લઈ શકતું નથી. અમે ધારીએ છીએ કે જ્યારે, બીજી પ્રજાના વિદ્વાનો આપણો સત્ય ધર્મ શું છે, તે આપણે સહેલાઇથી સમજીએ તેવી રીતે સરળ ભાષામાં અને સારી રીતે આપણને સમજાવવા પ્રયત્ન કરે છે તો આ પત્રો તે કામ કરવાનું ધારે તો વધારે સારી રીતે કરી શકે. **જ્ઞાનસુધા** પત્રમાં પણ સાહિત્યના વિષયો ઘણા સારા આવે છે પણ તે અનિયમિત છે અને તેથી તેનાથી નિયમિત લાભ મળી શકતો નથી. **આર્યધર્મ પ્રકાશમાં** જો કે સાહિત્યના બહુ વિષયો નથી આવતા પણ તેની કીર્તિ આર્યધર્મશાસ્ત્રના વિષયો ચર્ચાવવામાં જ છે અને તે કાર્ય તે નિયમિત રીતે કર્યે જાય છે. સ્વર્ગવાસી રા. રા. હરીલાલ હર્ષદરાય ધ્રુવે પ્રકાશીત કરેલું **ચંદ્ર** સારા માસિકોમાંનું એક ગણાતું હતું; પરંતુ એ વિદ્વાન ગૃહસ્થના મરણથી

અને કમભાગ્યે ત્યારપછીના તંત્રી જટીલના પણ મરણથી હાલ તે નીકળતું બંધ થયું છે; પણ તેને પૂર્વ રૂપે ચાલું થએલું જોવાને અમે ઇચ્છીએ છીએ.

સાહિત્ય સાથે વિવિધ વિષયો ચર્ચાવનારાં બીજાં પત્રો ગણીએ તો–સાહિત્ય સાથે રાજકીય વિષયો ચર્ચાવનારૂં અને ઈંગ્રેજી-ગુજરાતી ભાષામાં ગયા વર્ષથી જ પ્રસિદ્ધ થતું એક **અરૂણોદય** છે. તેમાં રાજકીય અને સાહિત્યના લેખો સામાન્ય આવે છે. સાહિત્ય સાથે વાર્તા આપતું અને અન્ય પણ વિવિધ. વિષયો ચર્ચાવતું તેમજ દર વર્ષે નવીન રૂપ ધારણ કરતું પત્ર **વાર્તાવારિધિ** અને **સરસ્વતી** છે. આમાં સાહિત્યના વિષયો ઠીક આવે છે, તે સાથે વાર્તાઓ પણ સારી આવે છે, ત્યારે આ પત્ર અનિયમિત બહુ છે. તે કદમાં મોટું છે, લવાજમમાં સસ્તું છે, પણ જો અનિયમિતતા દૂર કરે તોજ તે કંઈ વધારે લાભ આપી શકે. મુંબઈ ખાતેથી પ્રસિદ્ધ થતા **સમાલોચકમાં** પણ વિદ્વાનોના હાથે લખાતા સારા લેખો આવે છે ત્યારે તે પત્ર ત્રિમાસિક છે, અને ત્રિમાસિક છે છતાં પણ નિયમિત રીતે સતત બહાર પડતું નથી.

ઉપર પ્રમાણે સાહિત્ય અને ને સાથે વિવિધ વિષયો ચર્ચનારાં સારાં જણાતાં માસિકો સંબંધે કહ્યું, એ સિવાય બીજાં પણ સાહિત્યના વિષયો પણ ચર્ચનારાં પત્રો છે; પણ તે સામાન્ય જ છે. એટલે તેમના સંબંધે ખાસ લખવા જેવું અમે આ સમયે યોગ્ય ધાર્યું નથી. પણ કેળવણીના વિષયો ચર્ચાતા **ગુજરાત શાળાપત્ર**, **કેળવણી** ને **વિદ્યાર્થીજીવન** એ ત્રણ પત્રો છે. તે સંબંધી કંઈક બોલવા જેવું છે. ગુજરાતી શાળાપત્ર અને કેળવણી આ બંને પત્રોમાં મુખ્યત્વે કરીને શાળાપયોગી વિષયો જ આવે છે. તેમનું પ્રથમ ગુજરાતની પ્રત્યેક સરકારી શાળામાં અને બીજું વડોદરા રાજ્યની શાળામાં અપાતું હોવાથી તે વર્ગને માટે તે ઉપયોગી પણ છે. શાળાપત્ર વિદ્વાન તંત્રીની દેખરેખથી પ્રસિદ્ધ થતું હોવાથી જે વર્ગને

માટે તે કહાડવામાં આવે છે તે વર્ગને સર્વ રીતે ઉપયોગી લેખો તેમાં લખાય છે. કેળવણીના સંપાદક જ્ઞાનવાન અને લાંબા અનુભવી તેમજ જાણીતા લેખક ગૃહસ્થ છે, છતાં હાલ કેટલોક વખત થયાં તેમાં બહુ સારા લેખો આવતા નથી. હરકોઇ વ્યવસાયને લીધે કેળવણીના સંપાદકનું લક્ષ હાલમાં એ તરફ ઓછું અપાતું હશે, એમ અનુમાની શકાય છે. **વિદ્યાર્થીજીવન** નામનું પત્ર જે ગયા વર્ષથી જ નીકળવા લાગ્યું છે એ પત્રમાં વિષયો સારા આવે છે, અને તેના પ્રકાશકનો તેમજ લેખકનો ઉત્સાહ ચાલુ રહેશે તો તે સારૂં પત્ર ગણાશે. વૈદકના વિષયો ચર્ચાવતા **વૈદ્યકલ્પતરૂ** સંબંધે તો એટલું જ જણાવવું પુરતું થઇ પડશે કે આવાં પત્રોની ખાસ જરૂર છે. અને આ પત્રમાં આવતા કેટલાક લેખો વાંચવા લાયક હોય છે. અમે તેના અનુભવી તંત્રીને તે પત્રને નિયમિત કરવા અને સામાન્ય વધારે ઉપયોગી એવા વિદ્વાન ડૉકટરો તથા વૈદ્યોને હાથે લખાએલા -લેખો મેળવી વધારે સારી રીતે માસિક ઉપયોગી થાય તેમ કરવા સૂચવીશું.

ગુજરાતી ભાઈઓને હાથે લખાતાં ગુજરાતી માસિકો સંબંધી કંઇક બોલ્યા પછી પારસી ભાઇઓને હાથે લખાતાં ગુજરાતી માસિકો સંબંધે સહેજ બોલીશું. આ માસિકોમાં સારાં માસિકો **માસિક મજાહ, નૂરે એલમ, કોહીનુર**, વગેરે છે. આ અને બીજાં સર્વ માસિકોમાં પ્રથમ જણાવવા પ્રમાણે વાર્તાઓ, સામાન્ય ખબરો અને વિવિધ ઉપયોગી વિષયો આવે છે. સાધારણ રીતે ગુજરાતી ભાષાનો આ માસિકોમાં જે બગાડો થાય છે તે જો લક્ષમાં ન લઈએ તો આ માસિકો આપણાં ગુજરાતી ઉભરાઈ જતાં માસિકો કરતાં પોતાનું કામ અલબત્ત ઠીક બજાવે છે. **સ્ત્રીબોધ** અને **સરસ્વતી** એ બે માસિકો પારસી સ્ત્રીઓને હાથેજ લખાતાં પ્રસિદ્ધ થાય છે, એ ખુશી થવા જોગ છે. સ્ત્રીબોધ માસિક ઘણા વર્ષથી પ્રસિદ્ધ થાય છે અને તેમાં સ્ત્રી ઉપયોગી ઇંગ્રેજી વિષયોના તરજુમાનો ભાગ વધારે

જોવામાં આવે છે. **સરસ્વતી** માસિક ગયા વર્ષથીજ અમદાવાદમાં દાવર બહેનોના આધિપત્ય નીચે પ્રસિદ્ધ થવા માંડયું છે તેને પણ તેના પ્રમાણમાં સારૂં કહી શકાશે. વિદ્યાદેવીનો સુસ્વાદ ચાખેલી આપણી ગુજરાતી બહેનોને આવો કાંઈક પ્રયત્ન કરવા બહાર પડેલી જોવાને અમે બહુ ઉત્સુક છીએ. મુસલમાન પત્રો સંબંધે અત્રે અમે બહુ કહી શકતા નથી, કારણ કે જે પત્ર અમને હાલ અભિપ્રાય માટે મળ્યું છે તે સિવાયનાં બીજાં પત્રો અમને મળી આવ્યાં નથી. હાલમાં પ્રસિદ્ધ થવા લાગેલું મુસલમાન પત્ર **સખુનેરાહત** ખોજા કોમ માટે જ છે, અને તે કોમ માટે તે ઠીક લખાયું છે. તેને ઉત્તેજન મળેલું જોઈ અમે ખુશી થઈશું.

માસિકો માટે બહુજ ટુંકમાં પણ સામાન્ય રીતે આ પ્રમાણે બોલી હવે અમને અભિપ્રાયાર્થે મળેલાં (આરંભમાં દર્શાવેલાં) માસિકો સંબંધી અમે એટલું જ કહીશું કે **મનહર અવલોકન** ને **શશાંક** સામાન્ય જ વિષયો ચર્ચવાને બદલે સારા ઉપયોગી અને સ્વતંત્ર વિષયો ચર્ચવાનો પ્રયત્ન ધીમે ધીમે કરશે અને શરૂઆતનો ઉત્સાહ છેવટ સુધી ટકાવી રાખશે તો અમારા એ બંધુઓની ઉન્નતિ જોઈ અમે ખુશી થઇશું. **ઋષિવિદ્યાનો** આશય તો ફક્ત સ્વામી દયાનંદ સરસ્વતીના ગ્રન્થોને ટીકા સાથે પ્રસિદ્ધ કરવાનો જ હોવાથી તે વિષે અમે કાંઈ બોલવાનું ધારતા નથી.

(પુ. ૪૮, માહે ઓગસ્ટ, ૧૯૦૧).

## કાવ્યમાધુર્ય

**કાવ્યમાધુર્ય**–એટલે આધુનિક લેખકોનાં કાવ્યોમાંથી ઉત્તમ કાવ્યોનો સંગ્રહ. સંગ્રહકર્તા રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારીઆ, બી. એ. કિંમત રૂા. ૧–૪–૦.

આ સંગ્રહમાં કવીશ્વરો દલપતરામ તથા નર્મદાશંકર પછીના કવિતા–લેખકોનાં ચૂંટી કાઢેલાં ૧૨૫ કાવ્યો છે, તેમાં મુખ્ય તો નીચેના સાક્ષરોનાં છે. ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી, લાઠીના સ્વર્ગસ્થ ઠાકોરશ્રી સુરસિંહજી (કલાપી), નરસિંહરાવ ભોળાનાથ, મણિશંકર રત્નજી ભટ્ટ, રમણભાઈ મહીપતરામ નીલકંઠ, બળવંતરાય કલ્યાણરાય ઠાકોર, ન્હાનાલાલ દલપતરામ કવિ અને લલિત સિવાયે બીજાઓનાં કેટલાંક છુટક છુટક કાવ્યો પણ છે. જુદા જુદા લેખકોનાં કાવ્યોમાંથી ચૂંટણી કરી આ સંગ્રહ કરવાનો પ્રયાસ કરવા માટે રા. અંજારીઆને ધન્યવાદ ઘટે છે.

આ સંગ્રહની શરૂઆતમાં "ગુજરાતી કવિતાના વિકાસ" વિશે એક નિબંધ લખેલો છે, જે આ કાવ્યસંગ્રહને અંગે ઘણો ઉપયોગી છે. આ નિબંધમાં ગુજરાતી ભાષાના આદિ–ભક્તકવિ નરસિંહ મહેતાથી તે આજ સુધીના ગુજરાતી કવિતાના ઈતિહાસ વિશે વિવેચન ટૂંકામાં કરેલું છે. આ નિબંધમાં લેખકે વિચારશક્તિ તથા વિદ્વત્તા સારી બતાવી છે. ગુજરાતી કવિતા તથા કવિઓના ઇતિહાસનાં જોઇતાં સારાં–આધારભૂત સાધનો ઉપલબ્ધ નહિ હોવાથી તે સંબંધમાં લખનાર અપૂર્ણતાના દોષથી મુક્ત થઈ શકે, તે હાલને સમયે અસંભવિત છે. અને તેટલા માટે તે દિશામાં આગળ વધવાના દરેક પ્રયાસ થવાની અત્યંત આવશ્યક્તા છે, એકનો પ્રયાસ અપૂર્ણ હશે તો બીજાઓ તેને સુધારીને પૂર્ણ કરવા માટે પોતાની શક્તિ વાપરશે. આ પ્રમાણે થશે ત્યારે જ અંધકાર નીચે દબાઇ રહેલા પ્રાચીન સાહિત્યરૂપ અમૂલ્ય ખજાનાનાં દર્શન કરવા આપણે ભાગ્યશાળી થઈશું.

આ નિબંધના (૧) નરસિંહ મહેતાનો યુગ, (૨) પ્રેમાનંદનો યુગ, (૩) નર્મદાશંકર તથા દલપતરામનો યુગ, (૪) નવીન યુગ, એવા ચાર વિભાગ પાડવામાં આવ્યા છે; અને તે યુગમાં થયેલા કવિઓ વિશે વિવેચન કરેલું છે. રા. અંજારીઆએ પાડેલા ચાર યુગમાંના પહેલા

એ યુગ વિશે આ સ્થળે અમારે કાંઇ બોલવાનું નથી; (કારણ ઉપર જણાવેલું જ છે) પરંતુ આધુનિક કવિઓના યુગ (જે ખરી રીતે એકજ યુગ છે તે) વિશે-ત્રીજા અને ચોથા વિભાગ વિશે કંઇક વિવેચન કરવાની જરૂર જણાય છે.

(૧) ત્રીજો યુગ કવિ દલપત અને નર્મદનો તેમણે ગણ્યો છે, અને નિબંધમાં માત્ર એ બેજ કવિવરોની કૃતિ વિશે વિવેચન કરેલું છે. એજ યુગમાં-એજ કવિઓના સમયમાં કવિ **છોટમ, હીરાચંદ, કાનજી, ભોળાનાથ સારાભાઈ** અને બુલાખીરામ ચકુભાઈ વગેરે કવિઓ થઈ ગયા છે; અને તેઓએ આપણા સાહિત્યમાં-કવિ દલપત તથા નર્મદ જેટલો તો નહિ તોપણ-ઉપયોગી ઉમેરો તથા કવિતાના વિકાસમાં-યથાશક્તિ સહાયતા કરી છે. આમાંના કોઈ વિશે આ નિબંધમાં કાંઈ પણ ઉલ્લેખ થયેલો નથી.

(૨) કવિશ્રી દલપતરામ સંબંધે તેઓ કહે છે કે, "કવિશ્રી નર્મદાશંકરે જ્યારે ગદ્ય અને પદ્ય બન્નેમાં લખી પોતાના વિચારોને ધીરપણે બહાર કહાડયા, ત્યારે કવિશ્રી દલપતરામે **માત્ર કવિતાનેજ પોતાના વિચારોનું વાહન કરી** ગદ્યમાં લખવા જેવા નિબંધો પણ પદ્યમાં લખ્યા." આ કહેવાનો ભાવાર્થ, "કવિશ્રી દલપતરામે જે કાંઈ લખ્યું છે તે બધું પદ્યમાંજ-ગદ્યમાં કાંઈજ લખ્યું નથી." એવો જણાય છે. કવિશ્રી દલપતરામના પુનર્વિવાહ પ્રબંધ, બાળવિવાહ પ્રબંધ, ભૂત નિબંધ, મિથ્યાભિમાન નાટક, લક્ષ્મી નાટક, જ્ઞાતિ નિબંધ, વિદ્યાબોધ વગેરે ગદ્યમાં લખાએલા નિબંધો; તથા "બુદ્ધિ-પ્રકાશ"માંના વિવિધ વિષયો પરના અનેક ગદ્ય લેખો વિષે રા. અંજારીઆને ખબર તો હોવી જ જોઇએ; પરંતુ તેનું વિસ્મરણ થવાથી અથવા તો તે તરફ લક્ષ ન જવાથી ઉપર પ્રમાણે લખાયું હશે, એમ અમે ધારીએ છીએ.

(૩) સ્વર્ગસ્થ કેશવલાલ હરિરામને નવીન યુગમાં મૂકયા છે; પરંતુ તેમને કવિ નર્મદ તથા દલપતના યુગમાં મૂકયા હોત તો તે

સમયાનુક્રમ× પ્રમાણે વધારે યોગ્ય ગણાત.

(૪) નવીન યુગના કવિઓના ઇતિહાસમાં બુલબુલ તથા કેશવ હર્ષદ ધ્રુવની કૃતિને પ્રશંસાની પુષ્પમાળા આરોપી છે તે યોગ્ય જ છે; પરંતુ સંગ્રહમાં તેમની કૃતિનો નમુનો પણ ન હોવાથી તે પુષ્પમાળા સુગંધ વિનાનાં પુષ્પોની-કરમાઈ ગયેલી લાગે છે, જો કે ખરૂં તેમ નથી. હવે કાવ્યસંગ્રહ જોઈએ.

(૧) કાવ્યોની ચૂંટણી કરવા સારૂ સંગ્રહકર્તાએ ઘણો પરિશ્રમ લીધેલો જણાય છે, પરંતુ સંગ્રહમાં કયા ધોરણે અનુક્રમ ગોઠવ્યો છે તે સમજાતું નથી. કોઇપણ મુકરર ધોરણે અનુક્રમ ગોઠવ્યો હોત તો વધારે ઇષ્ટ ગણાત. તેજ પ્રમાણે પસંદગી-ચૂંટણી માટે પણ પ્રથમથી અમુક નિયમ-નિશ્ચય કરીને પછી તે નિયમને અનુસરીને કાવ્યોની ચૂંટણી થઈ હોત તો આ "કાવ્ય માધુર્ય"માં વિશેષ મધુરતા આવત, એમ અમને લાગે છે.

(૨) "આધુનિક કવિઓ"ની શુભ નામાવલિમાં આપણા માનનીય સ્વર્ગસ્થ કવીશ્વર દલપતરામ અને નર્મદાશંકર પ્રથમ મૂકાય છે, એ વિશે તો મતભેદ છેજ નહિ. પ્રાચીન ને અર્વાચીન ગુજરાતી કવિના ઇતિહાસમાં કવિ દયારામ એક કિલ્લા રૂપે થયા છે, તે તથા તેમની પહેલાં જે જે કવિઓ થયા તે "પ્રાચીન" અને તેમની પછી થયા તે "અર્વાચીન-આધુનિક" ગણાય છે. "પ્રાચીન કાવ્ય" નામે જે જે સાહિત્ય આજ સુધીમાં પ્રસિદ્ધ થયું છે તે સર્વ પ્રાચીન કવિઓના કિલ્લા રૂપ કવિ દયારામ સુધીના કવિઓની કૃતિનું જ છે. રા. અંજારીઆ પણ પોતાના નિબંધમાં સ્વીકારે છે કે,-"દલપત જૂની અને નવી સાહિત્ય સ્કૂલ વચ્ચેની સંયોગી કડી જેવા છે." અર્થાત્

× કવિ દલપતરામ મૃત્યુ સન ૧૮૯૮
કવિ નર્મદાશંકર મૃત્યુ સન ૧૮૮૬
કવિ કેશવલાલ મૃત્યુ સન ૧૮૯૬
કવિ છોટમ મૃત્યુ સંવત ૧૯૪૧. (સન ૧૮૮૫).

જુનાં અને નવાં તત્ત્વોનું સંમિશ્રન કરી નવા થતા કવિઓ માટે યોગ્ય માર્ગ બતાવનાર દલપતસમ છે, અને 'નર્મદે વિદેશી કવિ તથા કવિતાનું અધ્યયન, દેશની બદલાયેલી સ્થિતિ, અને પોતાની નૈસર્ગિક, સ્વતંત્ર ને શુદ્ધ વૃત્તિઃ એ ત્રણનો લાભ લઈ ગુજરાતી કવિતાની એક નવી જ સ્કૂલ સ્થાપી." આ પ્રમાણે આધુનિક કવિતાની ઈમારતનો પાયો નાખનાર આ બે કવિવરોથી જ આધુનિક–અર્વાચીન કવિઓના યુગની શરૂઆત ગણવી જોઇએ; પરંતુ રા. અંજારીઆએ એક યુગના બે વિભાગ પાડી–એક સુંદર વૃક્ષના થડ તથા ડાળીઓને જૂદી પાડે તે પ્રમાણે–આ બે કવિવરોને આધુનિક કવિઓની પંક્તિથી જૂદા (નહિ પ્રાચીનમાં કે નહિ અર્વાચીનમાં–ત્રિશંકુ પેઠે) કર્યા છે, અને તેમની કૃતિને આ સંગ્રહમાં બિલકુલ દાખલ કરી નથી. કાવ્યદોહન, બૃહત્ કાવ્યદોહન, પ્રાચીન કાવ્યમાળા, વગેરેના સંશોધકોએ આ કવિઓની કૃતિને પોતાના સંગ્રહમાં સ્થળ આપ્યું નથી, તેમજ ભવિષ્યે આપશે પણ નહિ; અને આધુનિક કાવ્યદોહનમાં પણ તેમની કૃતિને દાખલ કરવામાં ન આવે તો પછી પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે, જે કવિઓ માટે ગુજરાત મગરૂર છે તેમની નમુના લાયક કૃતિ કયા સંગ્રહને શોભાવશે ? અમારો નમ્ર અભિપ્રાય એવો છે કે, આધુનિક કાવ્યમાધુર્યમાં આ સુપ્રસિદ્ધ કવિઓની કૃતિ નહિ આવવાથી તેની મધુરતામાં અગત્યની ખામી રહે છે.

(૩) સંગ્રહકર્તા કાઠિયાવાડના વતની હોવાથી તેમની પસંદગીનું ત્રાજવું કાઠિયાવાડી લેખકોની કૃતિ તરફ વધારે નમેલું જણાય છે; અને બીજા કેટલાકનાં સારાં કાવ્યો આમાં આવ્યાં પણ નથી. વળી કેશવ હર્ષદ ધ્રુવ, મલબારી, નૃસિંહાચાર્ય, છોટાલાલ સેવકરામ, ભોળાનાથ સારાભાઈ, બુલાખી ચકુભાઈ, વગેરે કેટલાકનાં કાવ્યો તો તદ્દન રહીજ ગયાં છે. જરૂર પૂરતાં સાધનોના અભાવે પણ કદાચ આ પ્રમાણે થયું હોય એમ ધારી શકાય છે.

(૪) મિ. અરદેશર ફરામજી ખબરદારનું એક કાવ્ય, તથા બીજા ત્રણ ચાર અપ્રસિદ્ધ લેખકોનાં કાવ્યો આ સંગ્રહમાં લીધાં છે, ત્યારે મિ. બી. એમ. મલબારી કે જેઓ ઉચ્ચભાવના અને લાગણીવાળી કવિતાના લેખક તરીકે ગુજરાતમાં સુપ્રસિદ્ધ છે, તેમનું એકે કાવ્ય નથી. તેમજ શરૂઆતના નિબંધમાં તેમને યાદ પણ કર્યા નથી. એક પારસી લેખકે ગુજરાતી કવિતાસાહિત્યમાં કરેલા અગત્યના વધારા સંબંધે નિબંધમાં મિ. મલબારીની કૃતિની નોંધ અવશ્ય લેવી જોઈતી હતી.

(૫) ત્રીસમા કાવ્યના લેખકનું નામ રા. અંજારીઆને નહિ મળવાથી તે "નામ વગર"નું મૂકેલું છે. તે કાવ્ય પ્રથમ આ પત્રમાં પ્રસિદ્ધ થયું હતું. તેના લેખક **કુસુમ** (દેવચંદ રામજી ઠકર) છે. નવી આવૃત્તિ વખતે સુધારા કરવાનું આથી બની શકશે.

(૬) છેલ્લાં વીશ પચીશ વર્ષોમાં ગુજરાતી–કવિતાસાહિત્યમાં કવિતાના ગ્રન્થો કરતાં, બુદ્ધિપ્રકાશ, સુદર્શન, જ્ઞાનસુધા, ચન્દ્ર, આર્યધર્મ પ્રકાશ, સ્વદેશવત્સલ, મહાકાળ, વગેરે માસિક પત્રો મારફતે અગત્યની વૃદ્ધિ થઇ છે; અને તે માટે આ સંગ્રહ કરતાં કર્તાએ આ ચોપાનીઆં જોવાની ખાસ જરૂર હતી.

કાવ્યસંગ્રહ પછી સંક્ષિપ્ત ટીપ્પણ અને અઘરા શબ્દોનો કોશ આપ્યો છે જે ઘણો ઉપયોગી છે. આ સંગ્રહમાં કેટલાંક કાવ્યો એવાં છે કે જેને માટે ટિપ્પણની ખાસ જરૂર છે, અને જે આપ્યું છે તે બહુ ઉપયોગી છે. કોઈ કોઇ કાવ્યો માટે હાલ છે તેના કરતાં પણ વધારે ટિપ્પણની જરૂર જણાય છે; તો પણ જેટલું આપ્યું છે તેટલાથી વાચકને પોતાનું શંકાનું સમાધાન કરવાનું અને કાવ્યનું હાર્દ–રહસ્ય સમજવાનું સહેલું થાય છે. શબ્દકોશ પણ તેવો જ ઉપયોગી છે.

ભણેલાઓને ગુજરાતી ભાષા માટે થઇ ગયેલો તિરસ્કાર કાંઇક દૂર કરવાનો તેમજ ગૂજરાતી કવિતામાં દાખલ થયેલો નવીન રસ

બતાવવાનો સંગ્રહકર્તાનો ઉદ્દેશ ઘણે અંશે આથી પાર પડશે એમ ધારીએ છીએ. હાલ યુનિવર્સિટીની કેળવણી લેઈ પદવી પામેલા વિદ્વાન ગૃહસ્થોમાંના ઘણા થોડા જ ગુજરાતી સાહિત્ય તરફ પૂજ્ય ભાવ ધરાવનારા હશે જેઓ ગુજરાતી સાહિત્ય પ્રત્યે કાંઈ પણ લાગણી ધરાવતા હશે, પણ કાંઇ કરતા નહિ હોય તેવાઓને ચાનક આપનારો રા. અંજારીઆનો આ પ્રયાસ સ્તુતિપાત્ર છે. તેમનો ઉત્સાહ અનુકરણીય છે, ઉમેદ આશાજનક છે, અને આ દિશામાં આ કૃતિ પ્રથમ હોવાથી દરેક રીતે ઉત્તેજનને પાત્ર છે. તેમના આ પ્રથમ પ્રયાસને ઉત્તેજન મળશે તો તેઓ આના કરતાં વધારે સાહિત્યસેવા બજાવવાને ઉતેજન તથા શકિતવાન થશે, માટે આ ગ્રન્થને ઉતેજન આપવાની અમારી ખાસ ભલામણ છે. જાહેર લાઈબ્રેરીઓએ તો પોતાની લાઈબ્રેરીમાં આ ગ્રન્થની એકેક નકલ અવશ્ય રાખવી જોઈએ.

આ પ્રયાસ કરવા માટે રા. અંજારીઆને ફરી વખત અભિનંદન આપી આ અવલોકન પૂરૂ કરીશું; અને રા. અંજારીઆની સાથે અમે પણ આશા રાખીએ છીએ કે, ગુજરાતી વિદ્વાનો ગુર્જરી ગિરાને ખીલાવવા-શણગારવા મહા સમર્થ પ્રયત્નો કરશે તોજ તે બલવતી થશે.

( પુ. ૫૧ મું, માહે જુલાઈ, ૧૯૦૪ )

## ૫. ચર્ચા

### હારમાળા અને મિ. હરગોવિંદદાસ

આજે કેટલીએક મુદત થયાં એક જૂના કાવ્ય ગ્રંથની પરીક્ષાના સંબંધમાં 'ગુજરાતી' નામના પત્રમાં ચર્ચા પ્રગટ થઈ છે. એ ચર્ચા પ્રાચીન કાવ્ય 'હારમાળા' નામે એક ગ્રંથ આપણા રસિલા કવિ કૃષ્ણસુત પ્રેમાનંદ ભટ્ટને નામે રા. હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળાએ પ્રસિદ્ધ કર્યા બદલની છે. એના સામે ગુજરાતી પત્રના વિવેચકે સ્થિર વિચાર વગર અનેક શંકાઓના પથરા નાંખ્યા છે. પણ તેમાંની દલીલ આ ગ્રંથની કોઈ પણ તકરારના મુદ્દાના સંબંધમાં વજનદાર હોય એમ હું માનતો નથી. કવિતાના પદને પરસ્પર સંબંધ રાખતાં ચરણો બાતલ કરી પોતાને પસંદ પડતાં બીજાં ચરણો સાથે તેનો સંબંધ બેસાડી પોતે ધારેલો અર્થ કરવા જે યુક્તિ કામે લગાડી છે, તે તેમના રસજ્ઞાનને ઝાંખ લગાડનારી છે. એ ચર્ચા તા. ૧૬–૮–૮૫ ના પત્રમાં છે. વાંચનારને માત્ર એકલા એજ દાખલા ઉપરથી આ તકરાર કેવા પાયા ઉપર ચલાવવામાં આવી છે તેનો સહજ ખ્યાલ થશે.

આ તકરારમાં મુદ્દાની વાત એ કાવ્ય કોનું છે? એ મુખ્યત્વે સિદ્ધ કરવાની છે. તેનો માધ્યસ્થ પક્ષે નિવેડો કવિ નર્મદ, દલપત, રા. નવલરામ, કે સવિતાનારાયણ જેવા સાક્ષર જન વચમાં પડી લાવશે

એમ હું ઇચ્છતો હતો, પણ હજુ સુધી તેમ થયું નથી. પણ એક ચર્ચાપત્ર તા. ૨૩-૮-૮૫ના ગુજરાતી પત્રમાં કોઈ ગૃહસ્થ તરફથી દાખલ થયું છે. તેમાં વિવેચકની તોછડાઈ દર્શાવી હારમાળાના પ્રગટકર્તાને ઇન્સાફ આપ્યો છે, એ યથાન્યાય છે. પણ એ કાવ્ય રચનારની તુલનાનો મુદ્દો જે આખી તકરારનું મુખ્ય કારણ છે, તે વિશે કાંઈ પણ બોલવામાં આવ્યું નથી એ નવાઈ જેવું છે. એજ પત્રમાં બીજો એક નડીઆદી ચર્ચાપત્રી પોતે મેળવેલી બે પ્રતો અને કેટલાંએક પદોનાં "આ" પ્રત્યયના આધારથી એ કાવ્ય નૃસિંહનુ માનવા હિમાયત કરે છે. પણ રા. રા. હરગોવિંદદાસે સાત આઠ પ્રતો મેળવી જે મુકાબલો અને શોધ કર્યો છે અને તે વધારે વજનદાર ગણી શકાય. કેટલાંએક ક્ષેપક પદોને માટે તેમની શંકા હોય તો વિશેષ વાંધા જેવું નથી.

હારમાળાના રચનારની શંકા આજે કેટલીએક મુદ્દત થયાં ગુજરાતમાં ચાલે છે. કાવ્યદોહન પ્રગટ કરતી વખતે હારમાળા કવિ દલપતે નૃસિંહ મહેતાની અને કવિ નર્મદે પ્રેમાનંદ ભટ્ટની ધારી છે.

એક નજીકના સહવાસી માણસના માત્ર અક્ષરજ પારખી કાહાડવા એ કામ ઘણું વિકટ છે તો લાંબી મુદત ઉપર થઈ ગએલા કવિનું નામ વગરનું કાવ્ય માત્ર તેની શૈલી વગેરેના આધાર ઉપરથી પારખી કાહાડવું એ સહેલી વાત નથી એવું એક કાવ્ય પ્રેમાનંદનું પૂરતી રીતે સાબીત કરવાના કામમાં રા. હરગોવિંદદાસે પ્રસ્તાવનામાં અને તકરારમાં એકથી વધારે સબળ કારણો જણાવ્યાં છે. એક જૂના રસીલા કવિના કાવ્યના પુનરોદ્ધાર માટે તેમણે કરેલો પ્રયાસ સ્તુતિપાત્ર છે.

આ કાવ્યના કર્તા વિશે મારો આવો અભિપ્રાય છે. એ કાવ્ય સાદું અને સુંદર છે. એમાં ઘણાં પદો ક્ષેપક હોવાથી અને બહુધા કેટલેક સ્થળે કવિનું નામ નહીં હોવાથી અને પ્રેમાનંદનાં બીજાં કાવ્યો કરતાં રસની ગોઠવણ ના હોવાથી ભિન્ન ભિન્ન મત સાદર થયા છે.

પણ એમાંની કેટલીએક કવિતા એકાગ્ર ચિત્તે વાંચી જોતાં તેમાં ઉત્તમ કવિની છાયા જણાય છે. જુવો પદ ૧-૧૨-૪૮-૫૩-૫૮-૬૪-૭૨ થી ૭૮-૮૨-૮૩-૮૭-૯૦ થી ૯૩-૯૮-૯૯-૧૦૧-૧૩૬-૧૪૧ થી ૧૪૩-૧૪૬-૧૫૦ થી ૧૫૪ વગેરે પદોમાં જનસ્વભાવનુ વર્ણન સારૂં છે. ૧૫૬ અને ૧૬૦ એ પદો ઉત્તમ કવિની પ્રસાદીના નમૂના છે. પદ ૭૮-૧૦૦ માં મંડલીક રાજાના કોપનું ચિત્ર વીરરસમય ખડું છે. તે પ્રશંસનીય છે. ૫૦-૬૧-૧૪૪-૧૫૭ એ પદોમાં પદના આદ્યંત સમસ્ત પ્રાસ સરલ છે. પદ ૮૦-૮૧ માં અવસાન સમયે બાપે દીકરીને સાસરે જવાનો જે ઉપદેશ કર્યો છે તે કરુણાજનક છે. પ્રેમાનંદે નળાખ્યાનમાં "મોસાળ પધારોરે બાળક બાહુવાં રે" એ મેવાડો લલકાર્યો છે, તેનાજ જેટલો આ મેવાડો હૃદયવેધક છે. પદ ૮૮ મું પ્રભુ આગમનનું ઉત્તમ છે. એ સિવાયનાં બીજાં કેટલાંએક ઉત્તમ પદો છે તે રસજ્ઞ વાંચનારને વાંચવાથી ખાત્રી થશે. ઉપર પ્રમાણેનાં પદોમાં મધુરતા હોવાથી એ કાવ્ય સારા કવિનું ગણ્યું છે. પણ એ કાવ્ય પ્રેમાનંદનું જ છે એમ માનવાને નીચે પ્રમાણે કારણો છે.

પ્રેમાનંદની હયાતી સત્તરમી સદીમાં તેના ઘણા કાવ્યની પૂર્ણાહુતીની સાલો જોતાં જણાય છે. તેણે સુદામાચરિત સંવત્ ૧૭૨૫માં, મામેરૂં ૧૭૩૯માં, અને નળાખ્યાન સંવત્ ૧૭૭૬માં બાંધ્યું છે. આ હારમાળા પણ પ્રેમાનંદની હયાતીમાં એટલે છેવટના ૧૬૦મા પદમાં જણાવ્યા પ્રમાણે સંવત્ ૧૭૩૪ માં રચાઈ છે. અને તે પદ નર્મદાશંકર કવિએ હારમાળા પ્રેમાનંદની ગણવા વડોદરાવાળા નૃસિંહજી મહારાજની જે જૂની પ્રત ઉપર આધાર રાખ્યો છે એજ નંબર ૧ની પ્રતનું છે, એથી એ કાવ્ય પ્રેમાનંદનું માનવાને હું મોટો આધાર ગણું છું.

રસના પ્રસંગમાં જે જે દેશીઓ બીજાં આખ્યાનોમાં પ્રેમાનંદને રૂચેલી જણાય છે, તેવા તેવા રસમાં તેજ દેશીઓ અને ઉપમાઓ આમાં પણ એકસરખી છે.

દયારામ કવિ જેમ પોતાની કવિતાને છેડે દયા પ્રીતમની છાપ લાવે છે, તેમ પ્રેમાનંદની ઘણી ખરી કવિતા તપાસતાં પ્રેમાનંદ પ્રભુ એવી છાપની છટા તેણે જગે જગે વાપરી છે. એવી છાપ તેણે રચેલા દશમનાં ઘણાં પદોમાં છે અને તે જ પ્રમાણે સુદામા ચરિત્ર અને નળાખ્યાનમાં છે, તો આ હારમાળામાં જે જે પદોમાં પ્રેમાનંદનું નામ છે ત્યાં છે. તેથી પણ એ કાવ્ય પ્રેમાનંદનું માનવાને હરકત નથી.

ત્રીજા કારણમાં હાલમાં નંદરબારથી હારમાળાની એક પ્રાચીન પ્રત મારા હાથ ચડી છે, તેમાંનાં પદ નં. ૧ વાળી પ્રતને લગતાં જ છે. અને એ નં. ૧ વાળીનાં જે જે પદોમાં જે પ્રમાણે કવિની છાપ વગેરે છે તેજ પ્રમાણે તેમાં પાઠ મળતો છે. કવિનાં ઘણાં પુસ્તકોની છાપ ઉપરથી જણાય છે કે કવિનું આજિવિકા સ્થળ નંદરબારનું હતું. તેજ સ્થળેથી આ જૂની પ્રત સાંપડી છે, અને તે કવિ નર્મદે પ્રમાણુ ગણેલી નં. ૧ની પ્રત સાથે મેળવતાં પરસ્પર મળતી આવે છે.

વળી પ્રેમાનંદના વખતમાં ચાલતા અને તે કવિએ પોતાની પસંદગીથી વાપરેલા કેટલાએક ખાસ શબ્દો આ હારમાળામાં છે. આફણીએ નળાખ્યાન પદ નં. ૧૮ આફણીએ આપણને વરશે! હારમાળા પદ ૧૪૩–'આફણીએ જોને દ્વાર ઉઘડીયાં' ગોરાણી ભાભીને ગોરાણી શબ્દ પ્રેમાનંદે વાપર્યો છે. નૃસિંહના મામેરામાં 'તમને ગોરાણી મેં પ્રમાણી.' હારમાળા પદ ૫ માત વચને ધ્રુવ તપને ચાલ્યા તેમ અમારે ગોરાણી. 'કોશીશાં' સુદામા ચરિત્ર પદ ૬ ઠું. કોઠાં કોશીશાં શોભે પરમ. હારમાળા પદ ૧૪૨–'ખડખડીયાં ઘર કોશીશાં.' એ સિવાય સાંઇ, વેણી, ઓડે, નવેખતી, આળ, વગેરે પ્રેમાનંદની કવિતામાં વારે વારે આવતા શબ્દો આ કાવ્યમાં છે. પ્રેમાનંદની કવિતાની મીઠાશ અને સરળતાનો આવિર્ભાવ આમાં ઠામ ઠામ છે. તે ઉપરથી એ કાવ્ય પ્રેમાનંદનું છે એમ હું માનું છુ અગર જો કે એ કાવ્ય પ્રેમાનંદના નળાખ્યાન, ઓખાહરણ, સુદામા ચરિત્ર, અને દશમના કેટલાએક કથાપ્રસંગ જેવા કે નાગદમન, ચીરહરણ, યશોદા આક્રંદ,

ગોપીવિરહ વગેરે આખ્યાનો જેવું સર્વોત્તમ નથી; તથા વિવેક વણઝારા જેવા ધર્મના લુખા વિષયને પણ છટાથી વર્ણવવામાં રસની રેલછેલ ઉડાવી છે, તેવું આ કાવ્ય નથી, તોપણ એ કાવ્ય કવિ પ્રેમાનંદના કાવ્યમાંનું સાધારણ કાવ્ય છે એમ હું માનું છું.

રસની ગૌણતાના સંબંધમાં એ કાવ્ય પ્રેમાનંદનું નહિ હોવા બદલ ગુજરાતીના વિવેચકે શંકા આણેલી છે તે સર્વમાન્ય નથી. કારણ કે એક જ કારીગરના હુનર કામ કે એક જ ચીતારાનાં ચિત્ર કામ એકસરખાં હોતાં નથી; એટલું જ નહીં, પણ એકજ બાપની પ્રજા પણ એકસરખી વિદ્વાન કે મૂર્ખ નીવડતી નથી, તેવું જ કામ કવિતાનું છે. એના દાખલાએ પ્રાચીન અને અર્વાચીન કવિનાં કાવ્ય પુસ્તકો અવલોકવાથી હજારો મળી આવશે. અગર તો કવિ નર્મદાશંકરે તેમનું પોતાનું અને દયારામભાઇનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે, તેમાં કવિતાની સમવિષમતાની નંબરવાર નોટ આપી છે તે ઉપરથી પણ ખાત્રી થશે.

હવે આ તકરારમાં છેવટનો સવાલ એમ મીશ્રીત થએલા કાવ્યની તુલના બદલ રહે છે. એ કાવ્ય આપણા આદિ ભક્ત કવિ નૃસિંહની કવિતાને મળતું આવે છે. ગુજરાતીમાં ભોજો ભગત થઇ ગયા છે, તેની પ્રસિદ્ધ દેશી ચાબખા છે; તેમજ ગીરધર અને કહાન વગેરે કવિ થઇ ગયા છે, તેમણે પોતાના કોઇ પણ વિચારની કવિતા કુંડળીયા છંદોમાં કરી છે. તેમ નૃસિંહ મહેતાની પસંદગી દેશી તે પ્રભાતીયું છે. એવાં એકથી અનેક પ્રભાતીયાં આ ગ્રંથોમાં છે. પ્રેમાનંદની એ દેશીની સામટી કવિતા જોવામાં આવી નથી. વળી એ પદોમાં કાઠિયાવાડી શબ્દોના આગમનને લીધે પણ એ મિશ્રીત કાવ્ય જૂનાગઢના નૃસિંહનું હોવાનું અનુમાન થાય છે.

આ હારમાળાની ચર્ચા સંબંધી મારો આવો મત છે. પક્ષકારોને મો ઉપર સંતોષ થતો નહીં હશે તો તેમણે એ તકરાર માટે

કવિ નર્મદ, દલપતરામ, રા. નવલરામ, અને કવિ સવિતાનારાયણ એમની કમીટી કરી એકમેકની ચર્ચાએલી દલીલો અને સંશોધનવાળી પ્રતો તેમને સ્વાધીન કરવી, એટલે યોગ્ય નીવેડો અજવાળામાં આવશે.

( પુ. ૩૨ મું, માહે ડિસેમ્બર, ૧૮૮૫ )

## હારમાળા

ગુજરાતી નામના વર્તમાનપત્રમાં તેમજ બુદ્ધિપ્રકાશના ગયા અંકમાં હારમાળા વિશે કેટલીએક ચર્ચા ચાલી રહી છે. એ બધી ચર્ચા વાંચી જોતાં માલમ પડે છે કે ' હારમાળા 'નો કરતા પ્રેમાનંદ છે, કે નરસંઈ મહેતો ' એ સવાલ વિશે બંને બાજુવાળા તકરાર ચલાવે છે. પણ એટલા જ મુદ્દા ઉપર તકરાર ચલાવવી બસ નથી. કેમકે પ્રાચીન કાવ્યમાં છપાએલી હારમાળા પ્રેમાનંદની કે નરસંઈ મહેતાની ઠરે નહીં, અથવા કેટલેક અંશે એ બંનેની ઠરે, અથવા એ બેમાંથી એકની ઠરે, તોપણ તે પછી બીજા કેટલાએક અગત્યના સવાલનો નિર્ણય કરવો બાકી રહે છે; માટે હારમાળાના સંબંધમાં અત્યાર સુધીમાં જે જે ચર્ચા આપેલી છે તેને અનુસરીને તકરારના વિષયો ચોક્કસ રીતે મુકરર કરવા એ જરૂરનું છે. તકરાર કરવાની બાબતો ચોક્કસ રીતે ઠરાવી ના હોય ત્યાંસુધી તકરાર કરવાનું ફાવતું નથી એમ ચાલેલી ચર્ચા ઉપરથી જ માલમ પડે છે.

વિવેચનકર્તાનું કહેવું એવું છે કે હારમાળા પ્રેમાનંદની બનાવેલી નથી પણ નરસંઇ મેહેતાની બનાવેલી હોય એમ જણાય છે. રા. સા. હરગોવનદાસનું કહેવું એવું છે કે પ્રાચીન કાવ્યમાં છપાયેલી હારમાળા પ્રેમાનંદની હોય એમ સંભવે છે. તકરારની દરમીઆન એમ પણ સૂચવવામાં આવ્યું છે કે તે પ્રેમાનંદના પુત્ર

વલ્લભરામની પણ હોય. એ પ્રમાણેની હકીકત વિગેરે ઉપરથી તપાસ કરવાના વિષય નીચે પ્રમાણે ઠરાવી શકાય છે.

૧. નરસંઈ મેહેતાએ હારમાળા બનાવી છે કે કેમ ?

૨. પ્રેમાનંદે હારમાળા બનાવી છે કે કેમ ? અને બનાવી નથી તો તેમના સુત વલ્લભરામે બનાવી છે કે કેમ ?

૩. પ્રેમાનંદે અથવા વલ્લભરામે નરસંઈ મેહેતાએ બનાવેલી હારમાળામાં જુજ ફેરફાર કરી હારમાળા બનાવી છે કે કેમ ?

૪. પ્રાચીન કાવ્યમાં છપાએલી હારમાળા નરસંઈ મેહેતાની અસલ હારમાળા છે ? અને નથી તો એ હારમાળા પ્રેમાનંદ અથવા વલ્લભરામે બનાવેલી અસલ છે ?

ઉપર લખેલા વિષયો ઉપર જોઈએ એવી રીતનો પૂરાવો દરેક પક્ષકાર તૈયાર કરે અને તે દરેક મુદ્દાવાર કોઈ ચોપાનિયા કે વર્તમાનપત્રમાં મૂકી દે તો તે ઉપરથી નિર્ણય કરવાનું કામ ઘણું સેહેલું થઈ પડે.

અમદાવાદી આ બાબતનો નિર્ણય કરવાને કવિ નર્મદાશંકર વિગેરેની કમિટી નીમવાની સૂચના કરે છે. પણ તેવી કમિટી નીમવાનો વખત ઘણો દૂર છે. જ્યાં સુધી દરેક બાજુ તરફથી જેટલો પુરાવો જોઈએ તેટલો ભેગો કરવામાં આવ્યો નથી; ત્યાંસુધી અધુરે પૂરાવે નિર્ણય કરાવવો એ રેતી ઉપર ઇમારત કરવા જેવું થાય. માટે વિદ્વાનોએ પૂરાવો ભેગો કરવાને ચારે દિશામાં શોધ ચલાવવી જોઇએ.

નિચે ટાંકેલા પદની ભાષા નરસંઈ મેહેતાની ગણવામાં આવે તો મેહેતાના વખતમાં ગૂજરાતી ભાષાનું સ્વરૂપ કેવું હતું એ હજુ સુધી બરોબર જણાયું નથી એમ કહી શકાય. પ્રાચીન કાવ્યમાં હારમાળા અને નરસંઈ મેહેતાનાં પદ છપાયાં છે પણ તે બંનેમાંથી એકમાં નરસંઇ મેહેતાના વખતની ભાષાનાં દર્શન પૂરેપૂરાં થતાં હોય

એમ લાગતું નથી, માટે તેમના વખતમાં અથવા તે પછી થોડી મુદતે લખાએલાં પુસ્તકોની શોધ ઠેકાણે ઠેકાણે થવી જોઈએ. આ શોધમાં નડીઆદના દેસાઈ ચતુરભાઈ શંકરભાઇ જેમણે અપ્રસિદ્ધ ગૂજરાતી પુસ્તક નામનું ચોપાનિયું કાઢવા માંડયું છે તે કંઈક ભાગે ફતેહ પામ્યા હોય એમ એમણે કાનડદે, ભીમ, વિષ્ણુદાસ વગેરેનાં લખેલાં પુસ્તકો મેળવ્યાં છે તે ઉપરથી જણાય છે. એમના તરફથી મને એક પુસ્તક મળ્યું છે તેમાં નરસંઈ મેહેતાની હારમાળાનાં કેટલાંએક પદ છે. તે પુસ્તક વાંચી જોતાં માલમ પડે છે કે તે સંવત ૧૭૩૧ થી ૧૭૩૩ સુધીમાં લખાયેલું છે. ગૂજરાત વર્નાક્યુલર સોસાયટીના આ. સેક્રેટરી રા. કૃપાશંકરને તે બતાવતાં એમનું પણ અનુમાન એજ ચાલે છે.

પ્રાચીન કાવ્યમાં છપાયેલી હારમાળા વાંચી જોતાં માલમ પડે છે કે તે હારમાળા સંવત ૧૭૩૪માં બનાવી છે. હવે જો ચતુરભાઈ વાળી પ્રત સંવત ૧૭૩૩માં લખાયેલી સાબીત થાય તો તે ઉપરથી એમ અનુમાન થઇ શકે કે નરસંઈ મેહેતાએ હારમાળા બનાવી છે. તે હારમાળા સાથે પ્રેમાનંદવાળી હારમાળા સરખાવી જોવામાં આવે તો ઉભય પક્ષ વચ્ચેની તકરારનો નિવેડો કરવો મુશ્કેલ થઇ પડે નહિ.

ચતુરભાઇવાળી પ્રતમાં હારમાળાનાં ૧૨ પદ છે તેમાં નિચે બે ટાંકું છું તે ઉપરથી નરસંઈ મેહેતાના વખતમાં ગૂજરાતી ભાષા કેવી હતી તે જણાશે.

પદ ૩૩ મું. (આ પદ છાપેલી હારમાળામાં ૪૩મું છે.)

**राग केदारो**

गर्व न कीजि गिहिलडा, शूं मांन गमायु ।
नांम नारायण मूंकीनिं, शूं कांम कमायु ॥ गर्व. ॥

शांहांनिं काजि आवीओ, शूं कारण कीधूं ।
अमृत आलिं ढोलीउं, हलाहल पीधुं ॥ गर्व ॥
छते नेत्रे तूं आंधलो, मन्य जोनां वीचारी ।
जेहवी जनेता आपणी, तेहवी परनारी ॥ गर्व. ॥
कृष्णजी व्यना ज्ये तूं कहि, ते कारग काचूं ।
वीश्वासिं सिद्ध पांमोअिं, मन्य जोनां साचूं ॥ गर्व. ॥
रंग लागे रुडा रांमशूं, तेहनुं कारग एह ।
भीम भणि इम जांणजो, जूठो छे देह ॥ गर्व. ॥

પદ ૫૦ મું ( આ પદ છાપેલી હારમાળામાં નથી. )

### राग सामग्री

परणीनिं पारकि हाथ्य शूं भालवां,
लाज न आवि रे कंथ तूंनिं ।
यद्यपि कोटच अपराध होइ सांमला,
मेहेल्य मन आंबला राख्य मूंहूंनिं ॥ १ ॥
सूंदरी सहस्र भरी हणी ताहरि,
तेमांहिं हूं एक दास्य ताह्मारी ।
नरसिंआचा स्वामी कहू तह्मनि,
संगम सार तूं किरि माहारी ॥ २ ॥

ઉપરનાં પદથી જણાશે કે નરસંઈ મેહેતાના વખતની ભાષા હાલની ભાષા કરતાં કાંઈક જુદી હતી. કદાચ કોઈ વિદ્વાનના મનમાં એમ આવે કે જે "નડીઆદી ચર્ચાપત્રી પોતે મેળવેલી બે પ્રતો અને કેટલાંએક પદોના "ચા" પ્રત્યયના આધારથી એ કાવ્ય નરસંઈ

મેહેતાનું માનવાની હિમાયત કરે છે". તે ખોટું છે તોપણ કાંઈ અડચણ નથી. તથાપિ ઉપરનાં પદની ભાષા કયા વખતની છે અને શી રીતે લખવામાં આવી તે વાતનો નિર્ણય થવો જોઈએ.

રા. સા. નવલરામજીએ મામેરૂં છપાવ્યું છે તેમાં આપેલું કવિચરિત્ર વાંચી જોતાં માલમ પડે છે કે પ્રેમાનંદે દંતકથા અથવા જનવાર્તા ઉપરથી મામેરૂં જોડયું એમ એમનું ધારવું છે. પણ મારી પાસે તેમજ ચતુરભાઇ પાસે હારમાળાની જે પ્રતો છે તેમાં મામેરાની ઘણી હકીકત શ્રીપત પંડિતના ભાષણમાં આવી જાય છે. પ્રાચીન કાવ્યમાં છપાયેલી હારમાળામાં એટલી બધી હકીકત નથી. નરસંઈ મેહેતાની બનાવેલી હુંડીની એક પ્રત મારી પાસે છે જેને પ્રેમાનંદકૃત હુંડીની સાથે સરખાવતાં તદ્દન જુદી માલમ પડે છે. એ ઉપરથી એમ અનુમાન કરી શકાય કે પ્રેમાનંદે નરસંઈ મેહેતા વિશેના કાવ્ય કેવળ દંતકથા ઉપરથી બનાવ્યાં નથી. પણ જ્યાંસુધી આવાં પુસ્તકોની શોધ પૂરેપૂરી કરવામાં આવી નથી ત્યાંસુધી કંઈપણ ખાત્રીપૂર્વક કેહેવું યોગ્ય નથી, તેમજ રાગનું બંધારણ, ઝડ, ઝમક, પ્રાસ, અનુપ્રાસ, પ્રત્યય, સોરઠી અને નાગરી શબ્દો વિગેરે ઉપર વાદ ચલાવવો યોગ્ય નથી.

ગૂજરાતી ભાષા પુસ્તકોનો સારોદ્ધાર થવાના આ શરૂઆતના વખતમાં કઠોર ટીકાઓ કરી કોઈ વિદ્વાન કાંઈ પણ કામ કરતો હોય તેને બેહોંસ કરવો એ સારૂં નથી. માત્ર સૂચના તરીકે જે કાંઈ કેહેવું હોય તે કેહેવું જોઇએ. પાંડિત્ય બતાવવાને માટે બીજા રસ્તા ઘણા ખુલ્લા છે. મારે તેની તલવાર અને ગાય વાળે તે ગોવાળ. માટે ગુજરાતી ભાષાના સંબંધમાં જે જે વિદ્વાન પોતાનાથી બને તેટલી મહેનત કરે તે ભલો. એનું કરેલું કામ પૂર્ણ રીતે પસંદ કરવા લાયક નહીં હોય તો તે કામ કોઇ વધારે સારૂં કામ કરવાની હોંસ ધરાવનારને નોટ્સ (Notes) તરીકે ઉપયોગમાં આવશે.

કોઈ વિદ્વાનને ચતુરભાઈવાળી પ્રત તથા હારમાળાની બીજી પ્રતો જે મારી તથા ચતુરભાઈની પાસે છે તે તથા નરસંઈ મેહેતાની હુંડી જોવી હશે તો તે જોવાને યોગ્ય ગોઠવણુ કરી આપવામાં આવશે.

ઉપરના વિષય ચર્ચાવાને જ્યાંસુધી યોગ્ય સાધનો મળી આવ્યાં નથી ત્યાંસુધી માહારા વિચારો જણાવવા દુરસ્ત નથી. માત્ર એટલીજ વિનંતિ કરૂં છું કે વાદવિવાદ સભ્યતાથી કરવામાં આવે તો સારૂં. તોછડાઈથી કોઈ વિદ્વાનનું અપમાન કરવું એ કાંઈ ઠીક નથી.

અમદાવાદ,
તા. ૧૦ મી.
નવેમ્બર ૧૮૮૫

લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ

( પુ. ૩૨ મું, માહે ડિસેમ્બર, ૧૮૮૫ )

# ખંડ ૪ : વાર્તા

## અભિમાની રતુંધો

એક પુરુષ એવો હતો કે, દિવસે દેખી શકતો હતો; પણ સૂરજ આથમ્યા પછી ચન્દ્રને કે દિવાને અજવાળે પણ લગારે દેખી શકતો ન હતો તોપણ પોતાની એટલી ખામી લોકોમાં જાહેર થવા દેતો નહીં. અને રાતે દેખવાની શક્તિ પોતામાં ન છતાં હું રાતે દેખું છું એવું જુઠું અભિમાન રાખતો હતો. વાતે દહાડા છતાં વાળું પાણી કરીને તમામ કામ પરવારીને, દહાડો આથમે એટલે તુરત સૂઈ જતો હતો. કોઈ પૂછે કે તમે સમીસાંજથી કેમ સૂઈ રહો છો ? ત્યારે કહે કે, મારૂં મત એવું છે કે સૂરજ આથમે એટલે તુરત સુઈ જવું, તે સૂરજ ઉગ્યા પછી ઉઠવું, કારણકે પરમેશ્વરે દહાડો ઉદ્યોગ કરવા સારૂ કર્યો છે, અને રાત સૂઈ રહેવા સારૂ કરી છે. માટે રાતે જે કોઈ કામ કરે છે, તે ઈશ્વરની મરજી તોડે છે. વળી એક વૈદે પણ મને કહ્યું છે કે રાતે જાગવાથી રોગ થાય; માટે સૂરજ આથમે એટલે હું તુરત સુઈ રહું છું.

એ રતુંધો એકસમે ક્યાંઈ પરગામ જતો હતો, ત્યાં પોતાના સસરાના ગામમાં દહાડા છતાં પહોંચવાનો તેનો વિચાર હતો. પણ

વગડામાં રસ્તો ચુકી જવાથી સસરાનું ગામ ગાઊ એક વેગળું રહ્યું એટલામાં સૂરજ આથમવા લાગ્યો. ત્યારે ગભરાયો, અને જોયું તો એક ભરવાડ ભેંશો હાંકીને ગામ તરફ જતો હતો; તડકો છતાં તેનો હાથ જઇને ઝાલ્યો, અને કહ્યું કે મારા સસરાની ભેંશ મને દેખાડ. પછી તે ભરવાડે રતુંધાના સસરાની ભેંશ ઊપર રતુંધાનો હાથ મુકાવ્યો. ત્યારે રતુંધે ભરવાડનો હાથ છોડ્યો, અને ભેંશ ઊપર હાથ ફેરવીને વખાણી, તથા તે ઊપર હેત જણાવ્યું. પછી ભેંશનું પુછડું પકડયું; અને જાણ્યું કે, ભેંશ સાથે સસરાને ઘેર જઈશ. રતુંધે જાણ્યું કે હું રતુંધો છું તેની ભરવાડને મેં ખબર પડવા દીધી નથી. પણ ભેંશનું પુછડું ઝાલીને ચાલ્યો તેથી ભરવાડે તો તુરત જાણ્યું કે આ રતુંધો છે. પછી જતાં જતાં રસ્તાને પડખે એક મોટી ખાડ હતી, તેમાં ભેંશ એકદમ ઊતરી તેથી રતુંધો તે ખાડમાં પડી ગયો, અને ભેંશનું પુછડું તેના હાથમાંથી છુટી ગયું. તે ભેંશ તો બીજી તરફથી નીકળી ગઈ, અને રતુંધો તે ખાડમાં ફાંફાં મારતો રહ્યો. પછી પેલો ભરવાડ જ્યારે રતુંધાના સસરાને ઘેર વાળુ લેવા ગયો ત્યારે રતુંધાની સાસુએ રોટલો આપ્યો, તે જોઈને ભરવાડ બોલ્યો કે, આજ જમાઈ આવ્યા છે તેથી તમારે ઘેર લાબશી કરી હશે, અને મને રોટલો કેમ આપો છો?

સાસુ—તને કોણે કહ્યું કે જમાઈ આવ્યા છે! અહીં તો કોઈ આવ્યું નથી.

ભરવાડ—તમારો જમાઈ રતુંધો છે માટે ભેંશનું પુંછડું ઝાલીને આવતો હતો.

સાસુ—ભેંશ તો ક્યારની ઘેર આવી છે, અને તેની સાથે તો જમાઈ આવ્યા નથી. અને એ રતુંધા છે, એ તો વાત સઊ જાણે છે, માટે ક્યાંઈ ખાડામાં પડી ગયા હશે.

ભરવાડ—તેણે મને કહ્યું હોત, જે હું રાતે દેખતો નથી, તો હું તેને ઘર સુધી પહોંચાડવા આવત, પણ તે તો અભિમાનમાં રહે છે.

સાસુ—હા. એક અભિમાની છે ખરા. કહ્યું છે કે—

દોહરો

માન તજીને માનિયે ભલે પ્રકારે ભૂલ;
તો સીધો રસ્તો જડે, ફોગટ તજિયે ફૂલ. ૧

અરે, છોકરાઓ જાઓ, જાઓ, રસ્તાને અડખેપડખે તપાસ કરો. ક્યાંઈ ખાડામાં પડ્યો હશે. તે સાંભળીને રતુંધાના સાળા તથા પાડોશી તપાસ કરવા ગયા. પેલી ખાડમાં જઈને જોયું તો પેલો બહાર નિસરવાનો રસ્તો મળવા સારૂ ખાડની ભેખડોમાં ફાંફાં મારતો હતો.

સાળો—અરે તમે આ ખાડની ભેખડમાં કેમ ફાંફાં મારો છો ?

રતુંધો—હું તો કાંઈ ફાંફાં મારતો નથી, આ તો અમારે દાણા ભરવાની ખાણ આ ઠેકાણે કરવાનો વિચાર છે, માટે જોઉં છું કે, આ ખાડની ભેખડો મજબુત છે કે પોલી છે ? સાળાએ જાણ્યું કે, એ અભિમાની પોતાની જીભે કહેનાર નથી કે, મને હાથે ઝાલીને ઘેર લઈ જાઓ. પછી પોતે જઈને તેનો હાથ ઝાલ્યો અને દોરીને ઘેર લઈ ગયો, તેને જ્યાં બેસાર્યો ત્યાં બેઠો.

સાસુ—ઊઠો હવે તમે લુગડાં ઊતારીને વાળુ કરવા સારૂ નાહી લ્યો, રતુંધે ઊઠીને લુગડાં ઉતાર્યાં, નહાવાનું પોતીઉં સાળે આપ્યું તે પેહેરીને વાતો કરવા લાગ્યો. સાળાએ જાણ્યું કે નહાવાની ખાળ પાસે જવાની તેની શક્તિ નથી, તોપણ જીભે કહેનાર નથી કે મને ખાળ આગળ લઈ જાઓ. તેથી તેણે હાથ ઝાલીને ખાળ આગળ નાહાવા બેસાર્યો, અને ઉના પાણીનું હાંલ્લુ આગળ મૂક્યું. પછી તે નાહાવા લાગ્યો. પણ ભેંશના

મુતરનું ભરેલું હાંલ્લું પડખે હતું તે તેના હાથમાં આવ્યું, તે લઇને પોતાના માથા ઊપર ઢોળ્યું. ત્યારે બીજા લોકો હસવા લાગ્યા. રતુંધાના મોંમાં મુતર આવ્યાથી તેણે જાણ્યું તો ખરૂં, કે આતો મુતરથી હું નાહ્યો.

રતુંધો—તમને પારકી પીડાની ખબર તો નથી એટલે તમે હસો છો, પણ મારે શરીરે લુખસ થઈ છે, માટે હું ભેંશના મુતરથી નહાયો; અને હવે ઉના પાણીથી નાહીશ એટલે લુખશ મટી જશે. એમ કહીને ઉંના પાણીથી નહાયો. પછી ઊભો થયો, પણ પેરવાનું અબોટીયું ક્યાં છે, તે તેને માલમ નહીં તેથી હાથ જોડીને ઊભો રહ્યો. તેની ઘણી વાર થઈ, ત્યારે સાળાએ જ કાયર થઈને તેને આબોટીઉં પેહેરવા આપ્યું.

રતુંધો—આવડી બધી ઉતાવળ કેમ કરો છો? હું તો સવારનો નહાયો નથી, અને રોજ નાહીને ભીને લુગડે ઉભા રહીને ઇશ્વરની પ્રાર્થના કરવાનો મારે નિયમ છે, તે પ્રાર્થના હજી પૂરી થઈ નથી. પછી થોડીક વાર રહીને તેણે અબોટીઉં પેહેર્યું, અને વળી ઊભો રહ્યો.

સાસુ—હજી કેમ ઊભા થઈ રહ્યા છો?

રતુંધો—હવે મને સાંભર્યું કે તમે મને પાગડીના રૂ. ૧૦) આપવા કહ્યા હતા પણ હજી સુધી આપ્યા નથી; માટે તે આપશો ત્યારે જમવા બેસશું.

સાસુ—તેનો હાથ ઝાલીને કહે છે, ચાલો એ તો સવારે આપશું. આ ઠેકાણે બેસો. પછી તેને માલમ નહીં તેથી રસોડાના બારણાને પુંઠ કરીને બેઠો.

સાસુ—એમ અવળું મોં કરીને કેમ બેઠા?

રતુંધો—રૂ. ૧૦) પાગડીના આપશો ત્યારે તમારી તરફ મોં કરીને બેસીશ. નહીં તો મારે જમવું જ નથી–પછી સાસુએ સમજાવીને

સવળે મોઢે બેસાર્યો. અને રસોડામાંથી લાપશી લાવીને તેના આગળ થાળીમાં પીરશી, અને ઘીનું વાસણ લેવા ગઈ. ત્યાં બલાડાં બે આવ્યાં તે થાળીમાંથી લાપશી ખાઈ ગયાં.

સાસુ—અરે બલાડાં લાપશી ખાઈ ગયાં અને તમે ખબર પણ રાખતા નથી ?

રતુંધો—છોને ખાઈ ગયાં મારે જમવું હોય ત્યારે ખબર રાખું કે ?– પછી સાસુએ ફરીથી લાપશી લાવીને પીરશી, અને બલાડાં ખાઈ જાય નહીં માટે તે લાપશી ઊપર રતુંધે હાથ મુકયો. પછી સાસુએ થાળીમાં લાપશીની કોરે ઘી મુકવા માંડયું. રતુંધે જાણ્યું કે બીલાડું ખાવા આવ્યું તેથી બોલ્યો કે ખા, ખા, એમ કહીને તમાચો માર્યો તે સાસુના મોં ઊપર વાગ્યો, ત્યારે તે બોલ્યો કે આટલું બધું ઘી તમે ખાઓ તે મારાથી ખાઈ શકાય ? આવડાં મોટાં થયાં પણ હજી તમને પીરસતાં આવડતું નથી. પછી તે રતુંધે જમીને મોં ધોયું પણ ત્યાંથી ઊઠીને ઠેકાણે જવાની તેની શક્તિ નહીં, તેથી બેઠે બેઠે વાતો કરવા માંડી, ત્યારે તેના સાળે હાથ ઝાલીને તેને ખાટલા પાસે પહોંચાડયો, અને કહ્યું કે હવે આ ઠેકાણે તમે સુઈ રહો, પછી તે સુઈ રહ્યો, અરધી રાત જતાં તેને ખાળે જવાની જરૂર પડી, ત્યારે વિચાર્યું જે કદાપિ ફાંફાં મારીને હું ખાળ એવી બીજી જગા શોધી કાઢીશ, પણ પછીથી આ પલંગ મને જડશે નહીં, તો હું શું કરીશ ? તેથી તેણે પોતાની પાગડીનો છેડો પલંગ સાથે બાંધ્યો, અને બીજો છેડો હાથમાં રાખીને ખાળ તરફ ગયો તો ખરો, પણ વચમાં પાડું બાંધ્યું હતું, તેણે પાગડી વચમાંથી ચાવી ખાધી તેથી તૂટી ગઈ, એટલે તે તો પાછો ફાંફાં મારવા લાગ્યો. અને જે પલંગે તેની સાસુ

સુતી હતી, ત્યાં જઈ ચડચો. પલંગ ઊપર હાથ ફેરવ્યો, ત્યાં સાસુએ બુમ પાડી કે ચોર છે ચોર છે.

રતુંધો—ચોર નથી એ તો હું છું, મેં તમને તમાચો માર્યો છે તેથી તમને દુઃખ લાગ્યું હશે. માટે મને ફિકર થાય છે, અને ઊંઘ આવતી નથી. વાસ્તે હું કહેવા આવ્યો છું. કે જો જો હો કાંઈ દુઃખ લગાડશો નહીં. સાસુએ કહ્યું મને તો કાંઈ દુઃખ લાગ્યું નથી. પછી રતુંધાનો હાથ ઝાલીને તેને ખાટલે પહોંચાડચો. સવાર થઈ ત્યારે સગળા લોકો રતુંધાના અભિમાનપણાને ધિક્કારવા લાગ્યા.

### વાતનો સાર

આપણામાં જે ગુણ ન હોય, ને ઠાલી પતરાજી રાખીએ તો રતુંધા અભિમાનીની પેંઠે ફજેતી થાય.

(પુ. ૧૧ મું, માહે જાન્યુઆરી, ૧૮૬૩)

## હેડમાં પુરાયેલો અનુભવદાસ

**અનુભવદાસ કહે છે કે,**

એકસમે હું ભરનીદ્રામાં ૯ાા મહીના સુધી રહ્યો હતો અને પછી મારી આંખ ઉઘડી, અને જોઉં છું તો આશરે અઢાર ઈંચની હેડમાં મને ઘાલેલો, અને એક મેદાનમાં મુકેલો છે એવું મેં દીઠું અને હું તો ગભરાઇ ગયેલો, અને મારી અકલ તો છેક ગુમ થઈ ગએલી હતી, હું કોણ છું અને અહી મને શા કારણથી અને કોણ લાવ્યું તેનો વિચાર કરવાની શક્તિ પણ મારામાં રહી નહોતી. તરેહ તરેહના ઘાટની હેડોમાં કબજ કરેલા ઘણા લોકો એ મેદાનમાં હતા.

તેમાં કોઇની હેડ એવી હતી કે તેમાં કબજ કરેલાઓ ક્યાંય જોઈ શકે નહીં, કશું સાંભળી શકે નહીં, અને મેદાન ઉપર એક તસુ પણ પોતાની મેળે હેડ આઘી પાછી ખશેડી શકે નહીં. મારી હેડના આકારની હેડોમાં કબજ કરેલા એ મેદાન ઉપર આશરે એક અબજ લોકો હતા પણ હું તો થોડાનેજ દેખતો હતો, પણ તેઓની બોલીમાં હું કાંઈ સમજી શકતો નહીં. તે બધાઓ નાના મોટા જથા બાંધીને મેદાન ઉપર જુદે જુદે ઠેકાણે રહેતા હતા. મારી હેડ દિવસે દિવસે વધવા લાગી. તેમ તેમ હું આસપાસના કેદીઓની બોલી સમજવા લાગ્યો, તથા મેં તેઓની બોલી શાખવાનો અભ્યાસ કરવા માંડ્યો મારી હેડ સુધી તે મેદાન ઉપર હું થોડે થોડે આઘો પાસો ફરવા લાગ્યો. તેમ તેમ મારો ધભરાટ ઓછો થતો ગયો અને કાંઈક મારી અકલ ઉઘડવા લાગી આશરે વીસ વર્ષ થયાં ત્યારે મારી હેડ આશરે પા૫ ફુટ લાંબી અને ૨૦ ઈંચ પોળી થઈ.

એ મેદાનથી વેગળે ચારે તરફ જોઉતો બીજાં અસંખ્ય મેદાન છુટાં છુટાં નજરે પડતાં હતાં, તેમાં કોઇ નહાનાં અને કોઈ મોટાં કોઇ થોડાં ભભકાદાર અને કોઈ ઘણાં ભભકાદાર દેખાતાં હતાં. તે જોઈને તથા અમારા મેદાન ઉપરની રચના જોઈને મારા જેવી હેડમાં પડેલા કેદીઓ તરેહ તરેહના વિચાર કરતા હતા.

કેટલાએક કહેતા હતા કે અરે આપણને કોણે આ હેડમાં પૂર્યા હશે? આપણો શો વાંક હશે? અને હવે આપણે શું કરીએ તો આપણો ગુનો માફ થાય?

કેટલાએક કહેતા હતા કે આપણે આપણી મેળે હેડમાં પુરાયા છિએ આપણને પુરનારો બીજો કોઈ નથી. ત્યારે બીજો શંકા કરતો હતો કે તેમ હોય તો આપણી મેળે આપણે છુટી કેમ શકતા નથી? એ રીતે કેટલાએક તો માંહોમાંહી વાદ કરતા હતા. કેટલાએક કહેતા

કે આપણા મેદાન ઉપર અચરત ઉપજાવનાર જગાઓ દેખાય છે. (સમુદ્ર, નદી, પર્વત વગેરે) તેમાં ક્યાંઈ આપણને પુરનારો રેહનો હશે, માટે આપણે તે જગાઓની પ્રાર્થના કરો. કોઈ તો વેગળે દેખાતાં ચળકતાં બીજાં મેદાનોમાં તેને ધારતા હતા. કેટલાએક તો તેને બોલાવા સારૂ પોતાની હેડને બહુ સંકટમાં નાખતા હતા, જાણે કે દયા ઉપજાવવાથી તે જવાબ દેશે. કેટલાએક તો દિલગીરીના શબ્દોથી પોકાર કરીને તેની પ્રાર્થના કરતા હતા; પણ કોઈને કશો જવાબ મળતો નહોતો.

એ મેદાન ઉપરના કેદિયોના જુદા જુદા જથામાં કોઈ કોઈ ઠેકાણે એક એક કેદી એવું કહેવા લાગ્યો કે તમને કેદ કરનારની તરફથી હું તમને સમજાવવા સારૂ તથા દિલાસો આપવા સારૂ તમારા જેવો જ થઈને આવ્યો છું. માટે મારા કહ્યા પ્રમાણે ચાલો તો તમારો ગુનો માફ થશે. તમે તમારૂ એક બીજાનું સારૂં ચાહો, સંપીને રહો, અને એક બીજાનો ઉપકાર કરો તેથી તમને કેદ કરનાર ધણી કે જેનું નામ પરમેશ્વર કહેવાય છે. તે તમારા ઉપર રાજી થશે.

એવું બોલનાર ઉપર કેટલાએક ભરૂંસો રાખવા લાગ્યા, અને કેટલાએક તો તેની સામે તકરાર કરવા લાગ્યા. વળી જુદા જુદા એવું બોલનારાનાં મત જુદાં પડયાં તેથી જુદા જુદા મતના બંધાયા.

કેટલાએક તો દિલાસો આપનારને પરમેશ્વર મનાવા લાગ્યા, અને તેની હેડના આકારની મુરતીઓ તથા ચીત્રોની પૂજા કરવા લાગ્યા.

એ રીતે સહુ પોતપોતાની કલ્પના પ્રમાણે માનતા હતા. તેમાં કેની વાત સાચી અને કેની વાત જુઠી હશે, તેનો વિચાર કરતાં હું તો ગભરાટમાં પડયો. મારા મનમાં એટલું તો નક્કી થયું કે અમને હેડમાં પુરનારો કોઈક છે. ખરો. હું તેની પ્રાર્થના કરતો હતો.

ઘણાખરાઓને સખત હેડમાં પુરેલા કે તેઓ કશો વિચાર પણ કરી શકે નહીં બેહોશ થઈ ગયેલા હતા. તેઓના કરતાં સારી હેડમાં મને પુરેલો તેથી ખચીત હું તેનો ઉપકાર ઘણો માનવા લાગ્યો.

( પુ. ૧૧ મું, માહે જુલાઈ, ૧૮૯૪ )

## †"ઈત્યાદિ"ની આત્મકથા

શબ્દસમાજમાં મારૂં કાંઈ જેવું તેવું માન નથી. મારૂં તો એટલું બધું સન્માન છે કે વકતાઓ અને લેખકો મને બળાત્કારથી પકડી જાય છે. એક આખા દિવસમાં તો મને કેટલાએ જણા બોલાવવા આવે છે. સભા, સોસાયટીઓમાં જઇ જઈને મને ઊંઘવાની પણ ફુરસદ મળતી નથી, જો હું વગર બોલાવ્યે ક્યાંય જઈ ચડું છું તોપણ અતિશય સન્માન પૂર્વક મને યોગ્ય સ્થાન મળે છે, ખરૂં પૂછાવો તો, શબ્દસમાજમાં હું, "ઇત્યાદિ" શબ્દ ન હોત તો લેખકો અને વકતાઓની ન જાણે શી દુર્દશા થાત! પણ હા આટલું બધું સન્માન મળવા છતાં પણ આ સુધી કોઇએ મારી જીવનકથા ન લખી. સંસારમાં થોડું કામ કરનારાઓને માટે લેખકો મીઠું મરચું ભભરાવી પાનાં ને પાનાં ચીતરી કહાડે છે; પરન્તુ મારે માટે તો કોઈએ એક લીટી પણ ન લખી. વાચક! તેમાં એક ભેદ છે.

જો લેખકો મારા ગુણ બધા સાધારણ માણસો આગળ પણ પ્રકાશ કરે તો તેમની યોગ્યતાનું પોગળ જરૂર ખુલી જાય; કારણ તેમની શબ્દદરિદ્રતાની અવસ્થામાં જ હુંજ એકલો તેમનો આધાર છું. ઠીક, આજે ચારે તરફથી નિરાશ થઈ હું પોતે મારી આત્મકથા કહેવાને, ગુણાવલી ગાવાને બેઠો છું. વાચકો, આત્મપ્રશંસાનો અથવા

† Newmans Idea of a University માંના એક નિબંધને આધારે લખેલા બાબુ યશોદાનન્દન અખૌરીના લેખનો અનુવાદ.

તો વરની મા વરને વખાણે એ દોષ મારા ઉપર ન મૂકતા. તેની હું ક્ષમા ચાહું છું.

મારા જન્મનો સન, સંવત, મિતિ, દિવસ, કાંઈ મને યાદ નથી, ગામ એટલું જ યાદ છે કે જ્યારે 'શબ્દનો મોટો દુકાળ' પડયો ત્યારે મારો જન્મ થયો હતો. મારી માતાનું નામ 'ઇતિ' અને પિતાનું નામ 'આદિ' છે. મારી મા અવિકારી 'અવ્યય' કુટુમ્બ કુળની છે. મારે માટે આ થોડા ઘણા ગૌરવની વાત નથી; કારણકે શેષશાયી ભગવાનની કૃપાથી 'અવ્યય' વંશવાળાઓ, પ્રતાપી મહારાજ 'પ્રત્યય' ને કોઈ દિવસ આધીન નથી થયા; સદા સ્વતંત્રતાથી રહેતા આવ્યા છે.

હું જ્યારે બાલક હતો ત્યારે મારા માબાપે એક જોશીની પાસે મારા અદૃષ્ટનું ફળ જોવરાવ્યું હતું. તેમણે કહ્યું કે આ છોકરો વિખ્યાત અને પરોપકારી થશે. એના મંડળમાં એ સૌનો પ્રિય બનશે, પરન્તુ દોષમાં દોષ એટલો જ છે કે એ કુંવારો રહેશે; લગ્ન નહિ થવાથી તેને છોકરાં છૈયાં નહિ થાય. આ સાંભળીને મારાં માબાપના મનમાં પહેલાં તો થોડું દુ:ખ થયું. પરન્તુ કરે શું? એ તો થવાનું જ નશીબમાં લખાયું હતું. એથી કરીને દીલગિરી છોડી દઇને તેમને મન વાળવું પડયું, એ બંનેએ પોતાનું નામ ચિરસ્મરણીય કરવા માટે (મારાથી જ તેમના વંશની ઇતિશ્રી હતી! મારૂં નામ બીજું કંઈ ન રાખતાં પોતાનાં જ નામોને જોડી દઈને એ મને બોલાવવા લાગ્યા. એથી હું 'ઇત્યાદિ' કહેવાયો.

શરૂઆતમાં મારી એટલી બધી પ્રસિદ્ધિ નહોતી. કારણ, એક તો બાલ્યાવસ્થામાં બહુ થોડા લોકો સાથે મારી ઓળખાણ પીછાણ હતી. બીજું, એ વખતે બુદ્ધિમાનોના બુદ્ધિ ભંડાર શબ્દની દરિદ્રતા પણ નહોતી. પરંતુ જેમ જેમ શબ્દ દારિદ્રય વધતું ગયું તેમ તેમ મારૂં સન્માન પણ વધતું ગયું. આજ કાલની વાત તો પૂછવી જ

નહિ. આજ કાલ તો મારા જેટલા સન્માનવાળો મારા મંડળમાં ભાગ્યે જ કોઈ વિરલો હશે. મારો આદર વધતો ગયો તેની સાથે નામ પણ વધતાં ગયાં. આજ કાલ મારાં અનેક નામ છે. ભિન્ન ભિન્ન ભાષાના 'શબ્દસમાજ' માં મારાં ભિન્ન ભિન્ન નામ છે. મારો પહેરવેશ પણ જુદો જુદો છે. જેવો દેશ તેવો વેશ કરી હું સર્વત્ર ફરતો ફરું છું. તમે તો જાણતા જ હશો કે સર્વેશ્વરે અમને શબ્દો સર્વવ્યાપક બનાવ્યા છે, એથી હું એક જ વખતે અનેક જગ્યાએ કામ કરૂં છું. જે વખતે હું વિલાયતની પાર્લામેન્ટમાં બેઠો હોઉં, તેજ વખતે ભારતવર્ષની પંડિત મંડળીમાં પણ બીરાજમાન થઈ શકું છું. જ્યાં જુઓ ત્યાં હું હાજર જ છું.

મારામાં એક મોટો ગુણ એ છે કે, રાજા કે રંક, પંડિત કે મૂર્ખ, ગમે તેને ઘેર જવામાં હું સંકોચ રાખતો નથી, માન અપમાન પણ ગણતો નથી. મારા બીજા શબ્દ બન્ધુઓમાં આ ગુણની ખોટ છે. કેટલાક મારા શબ્દબન્ધુઓ તો બોલાવ્યા છતાં પણ નથા આ-વવામાં બહુ આનાકાની કરે, બહુ માન માગે છે, અને જયા પછી માનવાળી જગ્યા ન મળવાથી ગુસ્સે થઈ ઊઠી પણ આવે છે. આપ-ણને તો એમાંનું કાંઇ જ ન મળે, અને તેથી જ હું બધા સાક્ષરોનો અતિ માનવંતો સ્નેહી અને સહાયક થઈ પડ્યો છું!

પરોપકાર અને બીજાઓની માનરક્ષા એ તો મારૂં જીવન કર્તવ્ય જ છે. એમ કર્યા વગર મને ઘડી પણ ચેન પડતું નથી. દુનિયામાં એવું કોણ છે કે જેને ત્યાં અવસર આવતાં હું કામમાં ન આવ્યો હોઉં? ગરીબ લોકો ભાડાનાં કપડાં લતાં પહેરીને મોટી મોટી સમાજોમાં પણ માન મેળવે છે; કોઈ તેમને ગરીબ ધારતું નથી. તેમ હું પણ નાના નાના વક્તાઓ અને લેખકોની દરિદ્રતાને એકદમ દૂર કરી દઉં છું, લ્યો તેનાં એક બે દાખલા.

વકતા મહાશય ભાષણ આપવા ઉભા થયા છે. પોતાની પંડિતાઈ બતાવવાને માટે બધા શાસ્ત્રોની થોડી ઘણી વાત કહેવી જોઇએ. પરંતુ શાસ્ત્ર તો કયાંય રહ્યાં પણ એ શાસ્ત્રોનાં પાનાં ઉથલાવવાનું પણ સૌભાગ્ય તેમને મળ્યું નથી. આમ તેમથી સાંભળીને એક બે શાસ્ત્ર અને શાસ્ત્રકારનાં નામ માત્ર તેમણે જાણી લીધાં છે. ભાષણ કરવા તો ઉભા થયા છે, પણ કહે શું ? હવે તે ચિન્તાના સમુદ્રમાં ગોથાં ખાવા અને મ્હોં ઉપર રૂમાલ દાબી ઉધરસ ખાતાં ખાતાં આમ તેમ જોવા લાગ્યા પરસેવાના બુન્દ પણ તેમના મુખમંડળ ઉપર દેખાવા લાગ્યા. જે મુખકમળ પહેલાં ઉત્સાહસૂર્યનાં કિરણોથી ખીલી નીકળ્યું હતું. તે હવે ગ્લાનિ અને સંકોચ પડવાથી કરમાવા લાગ્યું. તેમની આવી દશા જોઇ, મારા હૃદયમાં દયા ઊભરાઈ આવી. એ વખતે વગર બોલાવે હું તેમની મદદે જઈ ઉભો અને તેમના કાનમાં છાનુંમાનું કહ્યું ‘મહાશય! કાંઇ ફીકર નહિ. હું આપની મદદે છું. આપના મનમાં જે આવે તે બોલવું શરૂ કરો, પછી તો બધું હું નીભાવી લઈશ.’ આમ હિંમત મળવાથી વકતા સાહેબના જીવમાં જીવ આવ્યો.

થોડાક વખતને માટે તેમના મ્હોંપરના આકાશ મંડળમાં ચિન્તા ચિન્હનું વાદળ દેખાયું હતું, તે મારી હિંમતના ધડાકાથી એકદમ ફાટી ગયું, અને ઉત્સાહનો સૂર્ય પાછો પ્રકટી આવ્યો, અને તેમણે પોતાનું વ્યાખ્યાન શરૂ કર્યું.

“ મહાશય ગણ, મનુ ઈત્યાદિ ધર્મશાસ્ત્રકાર, વ્યાસ ઇત્યાદિ પુરાણકાર, કપિલ ઇત્યાદિ દર્શનકારોએ કર્મવાદ, પુનર્જન્મવાદ ઇત્યાદિ જે જે દાર્શનિક તત્વનો ભારતના ભંડારમાં ભર્યાં છે એ જોઈ મેકસમુલર ઇત્યાદિ પાશ્ચાત્ય પંડિતો ઘણા આશ્ચર્ય પામી ચૂપ થઈ જાય છે......ઈત્યાદિ, ઇત્યાદિ.”

જણાવવાની જરૂર નથી કે વકતા મહાશય ધર્મશાસ્ત્રકારોમાં માત્ર મનુ, પુરાણકારોમાં માત્ર વ્યાસ, અને દર્શનકારોમાં ફક્ત કપિલનું જ નામ જાણે છે; અને તેમણે કર્મવાદ અને પુનર્જન્મવાદનું માત્ર નામ જ સાંભળ્યું છે. પરન્તુ જુઓ મેં તેમની દરિદ્રતા દૂર કરીને ઉપરથી એવાં કપડાં પહેરાવ્યાં કે અંદરનાં ફાટયાં તુટયાં મેલાં ચીંથરાંઓ કોઇએ જોયાં નહિ.

વળી સાંભળજો. જો કોઇ સમાલોચના–(ગ્રન્થાવલોકન) કરનાર સાહેબનું ઘણા દિવસથી કોઈ ગ્રન્થકાર સાથે ઉંચું મન થયું છે. ત્યારે એ ગ્રન્થકારનું કોઇ પુસ્તક તેમની પાસે અવલોકન માટે આવ્યું ત્યારે એ ઘણા ખુશી થયા. ઘણા દિવસથી એ દાવની શોધમાં એ ફર્યા કરતા હતા. પુસ્તકને ઘણા ધ્યાન પૂર્વક ઉથલાવી ઉથલાવીને તેમણે જોયું. કોઇ જગ્યાએ કોઇ પણ પ્રકારનો ખાસ દોષ પુસ્તકમાં તેમને જડયો નહિ. છાપવાની બેએક સામાન્ય ભૂલો ખોળી, પરંતુ એથી જગસમાજ સંતોષાય નહિ. એવી સ્થિતિમાં બિચારા અવલોકનકાર સાહેબ એકદમ મારે શરણે આવ્યા એટલે પછી પૂછવું જ શું? પોબાર! તેમણે પુસ્તકનું અવલોકન કર્યું કેઃ—

"પુસ્તકમાં કેટલાક દોષો છે એ બધા બતાવીને ગ્રન્થકારની અયોગ્યતાનો પરિચય આપવા તથા અમારા પત્રની જગ્યા રોકવા અને વાચકોનો સમય ગુમાવવા અમે ચાહતા નથી. પરંતુ બેએક સામાન્ય દોષ અમે બતાવી દઇએ છીએ. જેવા કે...ઇત્યાદિ, ઇત્યાદિ."

વાચકવૃન્દ! જોયું? અવલોકનકાર સાહેબનું મેં કેવું કેવું સરસ કામ કર્યું? આ અવસર ચાલ્યો જાત તો પછીથી તે પોતાનો દાવ કેવી રીતે વાળત? આ તો થઈ ખરાબ સમાલોચનાની વાત; પણ સારી સમાલોચના કરવાનું કામ પડે તો પણ મારા આશ્રયથી ખરાબ પુસ્તકોની પણ એ સારી સમાલોચના કરી શકે છે.

હું તો કેટલું કહું ? હું મૂર્ખને પંડિત બનાવું છું, યુક્તિ ન સૂઝે તેને યુક્તિ સુઝાડું છું, લેખકને ભાવ પ્રકાશ કરવાને ભાષા નથી જડતી તો હું યોગ્ય ભાષા શોધી આપું છું કવિને જ્યારે ઉપમા નથી મળતી, ત્યારે હું ઉપમા બતાવું છું, ખરૂં પૂછાવો તો, હું પહોંચતાં જ અપૂર્ણ વિષય પૂર્ણ થઈ જાય છે. બસ, આટલું કહ્યાથી શું મારો મહિમા પ્રકટ નથી થતો ?

( પુ. ૫૫ મું, માહે એપ્રિલ, ૧૯૦૮ )

# ખંડ ૫: નાટક

## વડસાવિત્રી નાટક ત્રણ અંકી

### અંક ૧ લો

પાત્ર ૭

૧ વિદુષક, એટલે મશ્કરો.
૨ તરૂણ લક્ષ્મી ઉંમર વર્ષ ૧૨ ની, તથા તેનો વર.
૨ ગંભીર લક્ષ્મી ઉંમર વર્ષ ૧૭ ની, તથા તેનો વર.
૨ વૃદ્ધ લક્ષ્મી તથા તેનો વૃદ્ધ ભરથાર.

ઠેકાણું ગામનું પાદર.

વિદુષક—અરે ચટક મટક ચાલનારી જુવાન બાઇ તમારૂં નામ શું?

તરૂણલક્ષ્મી—તું મને ઓળખતો નથી, મારૂં નામ તરૂણ લક્ષ્મી.

વિદુષક—હાં હાં, ઓળખ્યાં, ઓળખ્યાં, થોડાંક વર્ષ ઉપર રૂના, અને અફીણના સટ્ટાવાળાની ટોળીમાં ફરતાં મેં તમને દીઠાં હતાં. તે દિવસમાં તો તમારી છેક નહાની ઉંમર હતી. અને આવી રીતે ચટકમટક ચાલતાં આવડું નહોતું.

તરૂણલક્ષ્મી—સઉ ન્હાની ઉમરથીજ મોટી ઉમરે થાય છે કે નહિ?
વિદુષક—વારૂ તમે શણધરાઇને સજોડે ક્યાં જાઓ છો? આજ કાંઈ મોટો તેવાર છે કે શું?
તરૂણલક્ષ્મી—મુઆ તું કાંઈ હજીસુધી માણસની ઓળમાં આવ્યો નથી, એટલે તું શું જાણે છે કે આજ તેવાર છે. તારા જેવા વાંઢાઓનો આજ તેવાર નથી, આજ તો પરણેલાંનો તેવાર છે.
વિદુષક—પરણેલાંનો તેવાર?
તરૂણલક્ષ્મી—હા, પરણેલાંનો તેવાર, આજ વાંઢાનો તેવાર નહિ.
વિદુષક—એવો તો તેવાર મેં કદી કાને પણ સાંભળ્યો નથી, કે ફકત પરણેલાંનો જ હોય.
તરૂણલક્ષ્મી—તું પરણ્યો હોય ત્યારે જાણે કે નહિ! પણ પરણ્યા વિના શું જાણે?
વિદુષક—આજના તેવારનું નામ શું કહેવાય?
તરુણ—અરે રામરાન. આવા અભાગિયા વાંઢા બિચારા આજના તેવારનું નામ પણ જાણતા નથી.
વિદુષક—મને કહે તો ખરો, આતો મને નવાઈનો તેવાર લાગે છે.
તરૂણ—આજ વડસાવિત્રી પૂનમ (જેઠ સુદી ૧૫) કહેવાય. માટે દસરાને દહાડે જેમ સમડી પૂજવા લોકો નીકળે છે, તેમ આ વર્ષમાં નવાં વરકન્યા પરણ્યા હશે, તે સજોડે આજ વડ પૂજવા નીકળશે.
વિદુષક—વર પૂજવા નીકળશે?
તરૂણ—વર પૂજવા નહિ, વડ પૂજવા.
વિદુષક—વડના ઝાડની પૂજા કરવાથી શું થાય?
તરૂણ—થવાની વાત તો પછી, પણ એ બહાને સારા શણગાર પેહેરીને, વર અને વહુ, ચાલતાં ચાલતાં જઈને, જોડાજોડ બેશીને સઉ લોકો દેખતાં, વડની પૂજા કરે, અને બંને જણા

સાથે વડને ફેરા ફરે, તે વખતે પરણુતાં ચોરીમાં ફેરા ફરતાં જેટલો હર્ષ ઉપજે છે, એટલો હર્ષ ઉપજે છે. માટે જેમ દિવાળી વગેરેનાં પર્વ છે, તેમ વડ સાવિત્રીનું પણુ એક આનંદનું પર્વ છે.

વિદુષક—ચાલો ત્યારે હું પણુ તે તમાસો જોવા આવીશ.

તરૂણુ—પીટયા તારે આવીને શું કરવું છે? પરણેલાં જોડાં, તને પોતાની જોડે બેસવા દેશે નહિ, અને બેશીશ તો તને મશ્કરીમાં ઉડાવશે. અને તે સજોડાં જોઈને તારા પેટમાં ઉલટી બળતરા થશે.

[ આ નાટકનાં ઘણાં ખરાં વાકયોનો ભાવાર્થ જુદો છે. તે ધનવાન અને નિર્ધન વગેરે ઉપર લાગુ પડે છે. ]

વિદુષક—અરે ચાલોને, જીવ્યા કરતાં જોયું ભલું, પરણ્યા નહિ, પણુ પાંતે બેઠા તો કહેવાઈશું ?

તરૂણુ—ઠીક છે, ચાલ ત્યારે. અમારી કેડે પગ ઘસતો આવજે.

વિદુષક—(બીજીને પુછે છે) બાઇ તમારૂં નામ શું ?

ગંભીર—ભાઈ, મારૂં નામ ગંભીરલક્ષ્મી.

વિદુષક—તમે પણુ વડ પૂજવા જાઓ છો કે ?

ગંભીર—હા ભાઇ, અમે પણુ સજોડે વડ પૂજવા જઇએ છૈએ.

વિદુષક—આ તરૂણુ લક્ષ્મી, અને તેનો વર, જેમ ચટકમટક ચાલે છે, તેમ તમે બંને ચટકમટક ચાલતાં નથી, એમ કેમ વારૂ ?

ગંભીર—ભાઈ એ તો હજી અજ્ઞાન છે, અને લગ્ન કરવા લાયક ઉમર થયા વિના તેઓનાં એકદમ લગ્ન થયાં છે. માટે બાળકની પેઠે અમર્યાદથી ચાલે છે, અને અમારી તો લાયક ઉમર થયા પછી અમારાં લગ્ન થયાં છે, તેથી અમને થોડો ઘણો અનુભવ થયો છે માટે અમે વિચારીને ચાલીએ છૈએ, કે અમને જોઈને માણુસો પાછળથી રખે અમારી મશ્કરી કરે.

વિદુષક—અરે ડોશીમા, તમારૂં નામ શું ? અને આ ડોસો કોણુ છે ?

વૃદ્ધલક્ષ્મી—ભાઈ, હવે તું અમને શેનો ઓળખે? મારૂં નામ વૃદ્ધલક્ષ્મીબાઇ અને આ મારો ભરથાર છે. મારી જુવાનીમાં હું સૌના દુઃખમાંથી ભાગ લેતી હતી, ત્યારે મને સહુ ઓળખતાં હતાં. આ સંસાર સ્વાર્થી છે.

વિદુષક—વારૂ તમે કયાં જાઓ છો ?

વૃદ્ધલક્ષ્મી—આજ વડસાવિત્રીના મેળામાં અમે જઈએ છીએ.

વિદુષક—અરે હવે તમારે ઘડપણનું, વડસાવિત્રીના મેળામાં શું કામ હતું ?

વૃદ્ધલક્ષ્મી—આ ગંભીરલક્ષ્મીને અને અમારે સહોબત છે. માટે માટે તેઓએ કહ્યું કે તમે અમારી સાથે ચાલો. અને એ બિચારાં અજાણ્યાં છે, માટે વડ કેમ પૂજવો, તે તેમને કોણ બતાવે, તે સારૂં અમે જઈએ છૈએ. વળી ત્યાં ગરીબગરબાંને દાનદક્ષણા અપાશે, તે પરોપકારમાં અમે સારી જીભ વાપરીને સંતોષ પામીશું.

ગંભીર—માજી તમે ભલે પધાર્યાં. વડ કિયે ઠેકાણે છે, તે અમે દીઠો નથી. અને તેને પૂજવાની રીત પણ અમે જાણતાં નથી. માટે તમારાં જેવાં ઘરડાં માણસ અમારી સાથે હોય તો ઘણું સારૂં.

વિદુષક—જુવાન ટોળામાં ઘરડું માણસ તે શું શોભે.

ગંભીર—એ તો આછલકાઈના કામ કરવાં હોય, ત્યાં જુવાન ટોળાંને વૃદ્ધ માણસ ગમે નહિ, પણ સારા કામમાં તો ઘરડું માણસજ જોઇએ. અને સદ્‌ગુણી જુવાન ટોળું હોય, તે તો વૃદ્ધને માન આપે.

વિદુષક—પણ ડોશીમા. આ જુવાન નછોરવી બાઈઓ, રમઝમ કરતી ધમકારે ચાલશે, અને તમે ઘડપણનાં તેઓ સાથે ચાલી શકશો નહિ, તેથી તમારા મનમાં સંકોચાશો કે નહિ.

વૃદ્ધલક્ષ્મી—ભાઇ, મારે ઘેર દીકરા, અને દીકરાના દીકરા છે, તેથી હું જાણું છું કે મારી જુવાની સફળ થઈ છે. અને આ

બાપડાઓની તો સફળ થશે, ત્યારે થશે. માટે ઘડપણથી મને કાંઈ સંકોચ થતો નથી, કહ્યું છે કેઃ—

**मालिनी वृत्त**

तरुण युवति जोडे, डोशि विस्तार वाळी,
परम हरख पामे, पुत्र पौत्रादिक माले;
तरुण शुभट टोळीमां मळी एक ठामे,
रण विजयि शुरो केम संकोच पामे. १

પછી ચાલવા માંડયું, તો તરૂણલક્ષ્મી વીસ પગલાં ભરે, ત્યારે વૃદ્ધલક્ષ્મી એક પગલું ભરી શકતી હતી. આગળ જતાંઃ—

ગંભીર—અરે! ડોશીમા પાછળ રહી ગયાં, માટે તેઓ આવે ત્યાં સુધી આપણે આ ઝાડ હેઠળ બેસીએ.

તરૂણ—અરે ચાલોને, એવાં તો કંઈ ઠીકરાં રસ્તામાં રખડતાં હશે, આપણે એવાંની સાથે શું શોભીએ.

ગંભીર—અરે મૂર્ખી, તું એ શું બોલી? તું એને ઓળખે છે? એની આબરૂ કેટલી છે? અને એને કેટલો અનુભવ છે? તે તું જાણતી નથી.

તરૂણ—એની આબરૂ હશે તે દહાડે હશે, પણ આજ એનાથી કોઈનું કશું કામકાજ થઈ શકે નહિ. માટે તેને હવે કોણ ગણે છે?

ગંભીર—એની જુવાનીમાં એણે માણસોને બળતી આગમાંથી ઉગારેલાં છે. તેઓમાં જેઓ કર્યા ગુણને જાણનારાં છે, તેઓ તો એનો ઉપકાર જીવશે ત્યાંસુધી ભૂલનારાં નથી. અને એણે કરેલાં કામ સંભારૂં છું, ત્યારે હું એના આગળ ઝાંખી પડી જાઉં છું, અને મનમાં ધારૂં છું કે એના જેવાં કામ મારાથી બની શકતાં નથી.

તરૂણ—અરે ચાલોને આ ઉજડ ખેતરમાં વડ દેખાય, તે પૂજીને ઝટ ઘેર જઈએ.

ગંભીર—અરે ઉભી રહે તો ખરી, એ ડોશીની સલાહ લઈએ; હું જરૂર કહું છું કે એની સલાહ લેવાથી કાંઈપણ ફાયદો થશે.

તરૂણુ—આ ઝાડની પેલી ડાળી ઉપરથી આ ડાળી ઉપર કૂદી પડવાનું સારૂં છે. માટે ઝાડ ઉપર ચડીને કૂદું.

ગંભીર—બોલમાં, બોલમાં. પેલાં ડોશીમા આવ્યાં, કાંઇંક અદબ રાખ.

વિદુષક—વાહવાહ, ઘરડાં માણુસ ન હોય તો, તમે તો દેશ ઉજાડ કરો એવાં દેખાઓ છો, હવે મને અનુભવ થયો.

વૃદ્ધલક્ષ્મી હાથમાં લાકડી લઈને કેડેથી વાંકી વળેલી, ભોંય સામું જોઇને હળવે હળવે ચાલતી આવે છે. )

તરૂણુનો વર—ડોશીમા શું શોધતાં આવો છો ? કાંઈ રસ્તામાં ખોવાયું છે કે શું ?

વૃદ્ધલક્ષ્મી—

મનહર છંદ—

"કેડેથી નમેલી ડોશી દેખીને જુવાન નર,  
કહે શું શોધો છો કશી ચીજ અછતી રહી;  
"કહે ડોશી બાળપણું ખબર વિના મેં ખોયું,  
જુવાનીમાં દીવાની તારા જેવી ગતી રહી;  
"જીવાઈ જરાની છયા, કાયાના પિંખાયા બંધ,  
ગાયા ન ગોવિંદ રાયા, મયામાં મતી રહી;  
"ઝુકી ઝુકી ડોકી વાંકી રાખી દલપતરામ,  
જોતી હું ફરૂં છું જે જુવાની કયાં જતી રહી. ૨

સાખી

પીપળી પાન ખરંત, હસતી કુંપળીયાં;  
અમ વીત્યાં તમ વીતશે, ધીરાં બાપડીયાં.

વિદુષક—કાકા, તમે અમારી સાથે દોડી શકશો કે.

ડોસો—ના ભાઈ, અમે તો હળવે હળવે આવીશું.

તરૂણુનો વર—( વિદુષક મશ્કરીમાં ) કાકા તો સંસ્કૃતમાં કાગડાને કહે છે, અને આ ડોસાની દાઢી, મૂછ, તથા માથાના વાળ તો ધોળા હંસના જેવા છે ત્યારે તેમને હંસ કહેતો નથી, અને કાકા કેમ કહે છે ?

સોરઠો.

જો શિર ઉપર જેમ, હંસ વંશ સમ કેશ છે;
હંસા કહે ન કેમ, શા કારણ કાકા કહે.

વિદુષક—

દોહરો

જો સંસારિક સુખ તજે, પરમ હંસ તે થાય;
બદ્ધ રહે સંસારમાં, તો કાકા કહેવાય.

ઇંદ્રવિજય વૃત્ત.

"જોબનમાં જુવતી જર કારણ, સાંખી રહ્યા શિર સંકટ શાકા,
પ્રૌઢ પણે દલપત કહે, તતબીર તણા ન તજ્યાજ તડાકા;
એશ વિશેષ મરાળ બરાબર, કેશ થયા પરિ પુરણ પાકા;
તોય કર્યો ન પ્રપંચ નિવારણ, કારણ એજ કહે સઉ કાકા.

ગંભીર—માજી ચાલો અમે તમારે વાસ્તે અહીં રોકાઈ રહ્યાં છીએ.

વૃદ્ધલક્ષ્મી—તમારી ચઢતી જુવાની છે, માટે તમે ધમકારાથી ચાલો છો અને હું તો મારી શક્તિ પ્રમાણે ચાલું છું.

ગંભીર—બાઇ બેસો તમારા પગ ચાંપું.

વૃદ્ધ—બાઈ તું ગંભીર તે ગંભીરજ છે, જે વર્ષની ત્રણ અવસ્થાઓ છે, પ્રથમ શીયાળો, પછી ઉન્હાળો, અને પછી ચોમાસું. તેમજ માણસની પણ બાળ, જોબન અને વૃદ્ધ, ત્રણ અવસ્થાઓ છે. તેમાં વર્ષની મધ્ય વયમાં જે ખેતરમાં લીલા છોડ હોય, તે વખણાય છે. કેમકે ત્રીજી વય જે ચોમાસુ, તેમાં તો લીલા છોડ સર્વે ઠેકાણે હોય, એમાં કાંઇ નવાઈ નથી. કહ્યું છે કે—

**उपेंद्रवज्रा वृत्त**

जुवानि ग्रीष्मे गुग शुद्ध जेना, जनो वखाणे जश जोग्य तेना;
दशो दिशाये जन सर्व देखे, आषाढमां अंकुरतो अलेखे.

તરૂણ—ડોશીમા, આ ખેતરમાં વડ દેખાય છે ત્યાં જઇએ કે નહિ.

વૃદ્ધ—એ વડના ફરતી કાંટાની વાડ છે, ત્યાં બેસવાની જગા પણ સારી નથી. અને મેળામાં જવાનું મુખ્ય કારણ તો એ છે કે પાંચ માણસનાં મહો જોવાં અને ભિક્ષુક લોકોને દાન દક્ષણા આપવી, કે જેથી પરોપકાર થાય. માટે નદીને કાંઠે વડ સુંદર છે, તેના ફરતો ઓટલો બંધાવેલો છે, તથા ત્યાં ઘણી શોભા છે, માટે ત્યાં બધાં વરઘોડીયાં આવશે. અને મેળો ભરાશે. તથા ત્યાં ભિક્ષૂકો પણ આવશે. માટે મારૂં કહ્યું માનો તો ત્યાં ચાલો.

ગંભીર—(તરૂણને કહે છે) જો, સાંભળ. આપણે આ ડોશીને સલાહ પુછી નહોત, તો ત્યાં જઈને આપણને પશ્તાવો થાત. અને જેમ નવી લક્ષ્મીવાળા લોકો, જુના લક્ષ્મીવાનને પૂછ્યા વિના કામ કરે, તે કોઈના ઉપયોગમાં ન આવ્યાથી તે પછીથી પશ્તાય છે. કાંતો કુવો કે વાવ બંધાવે, તેમાં પછીથી ખારૂં પાણી થઇ જાય તેમ આપણને પણ થાત.

તરૂણ—હા એ તો ખરૂં. ડોશીએ આપણને સારી સલાહ આપી, આપણે તેમને પુછયું તે ઠીક થયું, ચાલો હવે ત્યાં જઈએ.

ગંભીર—ચાલો ત્યારે. પણ તું આ લોકોમાં અદબથી ચાલજે.

તરૂણ—(ચાલતાં કહે છે) આ બધા લોકો મારા સામું કેમ જોઈ રહેતા હશે. હું સઉ કરતાં વધારે શોભું છું કે શું ?

ગંભીર—તને જોઈને તારી પછવાડે તે લોકો તારી નિંદા કરે છે તેની તને ખબર નથી.

તરૂણ—(વૃદ્ધને) મામી, તમે નાકમાં નથ કે પગમાં ઝાંઝર પહેર્યાં નથી, માટે અમારા સણગાર જોઈને તમને ઝેર તો આવતું હશે.

વૃદ્ધ—ના બાઈ, અમને ઝેર આવે નહિ. અમારો વખત હતો, ત્યારે અમે બહુ પહેરી ઓઢી લીધું છે. હવે તમારો વખત છે, માટે તમે પહેરો, ઓઢો, તે જોઈને અમારૂં કાળજું ઠરે છે.

તરૂણ—પણ મનમાં એમ તો થતું હશે, કે આપણે પહેર્યું ઓઢયું હોય તો ઠીક.

વૃદ્ધ—મારી પરોપકારી નિશાળબાઈ, તથા સડકબાઈ વગેરે દીકરીઓ અને ઔષધાલય આદિક દીકરા છે, તે હવે પહેરવા ઓઢવા જેવડા છે, તેઓના શણગાર જોઈને મારૂં મન સંતોષ પામે છે, માટે તમારા ઝમકારા અને ઠમકારા જોઈને મને પસ્તાવો થતો નથી. જે વાંઝણી સ્ત્રી હોય તે કદાપિ શણગાર પહેરવાને ચહાય ખરી. અને બીજાના શણગાર દેખીને પસ્તાવો પણ કરે, કે મારે છોકરાં હોત તો તેઓના શણગાર જોઈને મારૂં અંતર ઠરત.

પડદો પડયો.

## અંક ૨ જો

### પાત્ર ૧૨

સ્થળ નદીનો કાંઠો. પડદો ઉઘડયો.

૭ પ્રથમ હતાં તે.
૧ ગોર.
૪ બીજાં ૨ સજોડાં.
૪ ભિક્ષુકો.

વિદુષક—વાહ વાહ કેવી ભર દરીઆ જેવી નદી વહે છે, તેમાં દરીઆની ભરતી આવેલી છે, અને કાંઠે આ વડ કેવો સુંદર છે, પણ પરણ્યા વિના હું તો કશી લહાણમાં આવ્યો નહિ.

ગોર—જજમાનો રાજા, ઝટ ચાલો વડ પુજીને ગયા, અને તમે આટલી બધી વાર કેમ કરી? (સઉ ઝડપ સારી જગા જોઈને વડ ફરતાં બેસે છે.)

તરૂણ—(ગંભીરને) એક આઘાં બેસો, અમે આટલામાં સમાઈશું નહિ.

વિદુષક—જો મનમાં હેત હોય તો તેની પાસે વેંત જગામાં સમાઈએ, અને હેત ન હોય તો સો ગાઉમાં પણ સમાઈએ નહિ. કહ્યું છે કે—

મનહર છંદ

"હોય જો હૈયામાં હેત, વેંતમાં વિરામ કરે,
દારૂ સાથે દારૂ રહે છે જુઓ જહાનમાં;

"દારૂ અને દેવતાને દ્વેષ જો વિશેષ છે તો,
માય નહિ પાત્ર મોટા માટલા સમાનમાં;
"સીમાડાને માટે મહીપતિઓ સંગ્રામ સજે,
તો શી રીતે સમાય સાંકડા સંસ્થાનમાં;
"કહે દલપતરામ રમા સાથે રમાનાથ,
પ્રીત છે તો પોઢી રહે પ્રાગવડ પાનમાં. ૧

તરૂણુનો વર—ભાઇ આટલામાં સજોડાં છે તેઓમાં ભભકદાર જોડું તને કિયું લાગે છે?

વિદુષક—પુછવાની મતલબ હું સમજ્યો છું, અને તમે ધારો છો તેમજ તમારૂં જોડું સઉથી વધારે ભભકદાર દેખાય છે.

ગોર—લ્યો, વડ દેવતાને કંકુના છાંટા નાખો.

वटदेवताभ्यो नमः चंदनं समर्पयामि

वटदेवताभ्यो नमः आम्रफलं, च सुवर्णदक्षिणां समर्पयामि.

વડ દેવતાને નૈવેદ વાસ્તે એકેકી કેરી, અને દક્ષણાનો અકેકો પૈસો મુકો. અશલના લોકો તો અકેકી સોના મહોર મુકતા હતા.

ગંભીર—કેરી તો અમે ભૂલી ગયાં, કોઈ લાવ્યું નથી.

તરૂણ—મારી પાસે બે કાચી કેરીઓ છે, પણ તે અહીં મૂકવાની નથી.

વૃદ્ધ—(રીસ ચઢાવીને) કાંઇક મર્યાદા રાખીને બોલ. આજથી એવા આછકલાવેડા કરવા માંડયા છે, તેથી હું જાણું છું કે તું કાંઈ ધણીનું દારિદ્ર મારવાની નથી.

ગંભીર—મેર મુઈ, તને કેટલી વાર કહું, ઘરડાં માણસની અદબ રાખતી નથી. (પછી પૈસો સોપારી વગેરે મૂક્યાં).

ગોર—ઉઠો હવે વડની પ્રદક્ષણા કરો, (પ્રદક્ષણા કરે છે.)

તરૂણ—હવે કેણી તરફ જવું?

ગંભીર—આ સઉ ચાલે એમ ચાલ. અને આંધળીની પેઠે શું ચાલે છે. સામી નજર રાખ, નહિતો પડખે આ ઉંડો ખાડો છે, તેમાં તું પડી જઈશ.

વૃદ્ધ—અમારે પણ જુવાની તો હતી; પણ અમે તારી પેઠે આમ ચાલતાં નહોતાં.

इंद्रविजय छंद.

" जोबननो मद, ने धननो मद, तेम त्रिखो अधिकार तणो छे;
विद्वतता मद तेथी विशेष, हमेश घटे नहि एम घणो छे;
अंध थवाय अकेक मदें, मद ए मळतां बदलो बमणो छे;
देखि शके दल्पत कहे क्यम, चारो मळ्यो मर चार घणो छे. २

दोहरो

मदथी मनुष्यता मटे, होय बुद्धिनी हाण;
जे एवा मद जीरवे, जेत्रल्ला जन जाण. ३

ગોર—હવે ભિક્ષુકોને દક્ષિણા વહેંચો.

વૃદ્ધ—પેલા શરીરે હાલમસ્ત છે, એવાને આપવાનું ઝાઝું પુન્ય નથી. પેલા આંધળા લુલાને આપો, એથી પુન્ય થશે.

તરૂણ—અમારા ઘરનો વાદ કોણ કરી શકનાર છે? આખી સાત પાઈઓના પૈસા આજ મેં વહેંચ્યા.

વૃદ્ધ—નિરાશ્રિત લોકોને વાસ્તે આ એક ફંડ ઉભું કરીએ તો ઘણું સારૂં. માટે પોતપોતાની ખુશી પ્રમાણે એક કાગળ ઉપર રકમો માંડો. પછી શેહેરમાં જઈને બીજા લોકો પાસે પણ રકમો ભરાવીશું.

તરૂણ--તમે પારકાં છોકરાંને જતિ કરવાને ભલા ચાહો છો.

ગંભીર—ડોસીમા ઠીક કહે છે, એમાં શું? આપણે આપણી શક્તિ પ્રમાણે રકમ ભરીએ. કોઈ પરાણે ભરાવે છે કે શું? જો બીજ રોપ્યું હશે તો ઝાડ ઉગશે. માટે નિરાશ્રિત ફંડનો આજ પાયો નાખીએ, તો પછી તેમાં વધારો થશે.

(પછી રકમો ભરી.) પડદો પડ્યો.

## અંક ૩ જો

### પાત્ર ૧૩

નદીને સામે કાંઠે રાજાની ફોજ, અને નદી વચે એક જુવાન મરદ એટલાં વધારે.

ઠેકાણું એ જ, પડદો ઉપડ્યો.

તરૂણ—આહાહા, પેલે નદીને સામે પારથી શું આવે છે?

ગંભીર—એ તો રાજાની ફોજ આવતી હોય એવું જણાય છે.

તરૂણ—આ નદી ઉતરી શકાય એવી નથી, માટે તે લોકો શી રીતે ઉતરી આવશે?

ગંભીર—આ નદીમાં કેટલીકવાર હોડીઓ ઉંધી વળવાથી ઘણાં માણસો બુડી મુઆં છે. માટે લોકો હોડીમાં બેસતાં બીએ છે, અને વળી ગાડાં, બળદો, ઘોડાં વગેરે હોડીમાં ચઢાવતાં, ઉતારતાં બહુ મહેનત પડતી હતી, અને ગરીબ લોકોને હોડીવાળાને પૈસા આપવા પડતા હતા.

તરૂણ—ત્યારે હવે સઉ લોકો શી રીતે નદી ઉતરે છે?

ગંભીર—જો પેલો નદી વચે એક જુવાન મરદ ઉભો છે, તે હાથી, ઘોડા તથા ગરીબ અને તવંગર સઉ લોકોને પોતાને માથે ઉચકી ઉચકીને મફત આ કાંઠે ઉતારશે.

મરદ—(ફોજવાળાને) આવો, મારે માથે ઉચકી ઉચકીને સઉને મફત ઉતારીશ. મારાં માબાપની આજ્ઞાથી હું રાત અને દહાડો અહીં રહીને એ જ કરૂં છું.

(પછી તેણે માથે ઉચકીને સઉને આ કાંઠે ઉતાર્યાં) તે જોઈને એકદમ સઉ લોકો—અહાહા, ધન્ય છે તારાં માત પિતાને.

તરૂણ—(ગંભીરને) આ મરદને તમે ઓળખો છો? એનું નામ શું છે?

ગંભીર—હા, હું ઓળખું છું, એનું નામ મુલજીભાઈ છે. તે મરદની જુવાનીનું જોર જોઈ લે, એટલે તારો જુવાનીનો મદ ઉતરી જશે.

તરૂણ—એના જેવું કામ તો આપણાથી થઈ શકે નહિ. અને આવા પરાક્રમી દીકરા આપણે જણીએ, એવી મને આશા નથી.

ગંભીર--ત્યારે આવા પરોપકારી જેના દીકરા હશે, તે બાઈ કદાપિ ઘરડી
 કે દુબળી થઈ ગઈ હશે, તો પણુ તે કેવી ભાગ્યશાળી કહેવાય ?

તરૂણુ--એ તો મોટા નશીબવાળી, એમાં કાંઈ શક નહિ.

તરૂણુનો વર—(મુલજીભાઇને) તમે કેના દીકરા છો ?

મુલજી—(પેલી ડોશીના સામો હાથ કરીને) આ મારી માતાજી છે,
 અને હું એનો દીકરો છું

તરૂણુ—અહોહો, માજી. અમે તમને ઓળખ્યાં નહિ, તેથી તમારૂં
 અપમાન અમારાથી થયું હોય તે માફ કરો.

વૃદ્ધ—મારૂં અપમાન કદી થાય જ નહિ.

પછી તમામ લોકો ડોશીને વીંટી વળ્યા, અને પગે લાગીને કહેવા લાગ્યા કે માજી તમને ધન્ય છે, પછી તરૂણુલક્ષ્મીના ચમકારા જોવા કોઈ રહ્યું નહિ. તેથી તરૂણુલક્ષ્મીનું મહો ઝાંખું પડયું.

(સામે કાંઠેથી આવેલા લોકો એક જુવાન હતો તેને)

તરૂણુનો વર--આવો સટ્ટાખોર ભાઈ, તમે કયાંથી આવ્યા ?

સટ્ટાખોર--હું પણુ આ મેલો જોવા આવ્યો છું.

તરૂણુનો વર--જુઓ આ અમારી વહુ, કેવી રૂપાળી છે ?

સટ્ટાખોર--વાહવાહ બહુ રૂપાળી છે, તમે નશીબદારતો ખરા.

તરૂણુ--એ કોણુ છે ?

તરૂણુનો વર--તેં સટ્ટાબજારમાં તેને દીઠો ન હોતો ? એ મારો
 જુનો મિત્ર છે.

સટ્ટાખોર—તરૂણુલક્ષ્મી, એકાંતે આવો એક વાત તમને કહેવી છે.

તરૂણુ—(પોતાના વરને) ઉભા રહેજો હો, હું હમણાં આવું છું.

(આઘે જઈને સટ્ટાખોર, ને તરૂણુલક્ષ્મી કયાંઈ ગુમ થઈ ગયાં.)

તરૂણુનો વર--અરે આટલી બધી વાર થઇ પણુ તે કયાં ગઈ.
 આટલામાં તો કયાંઈ જણાતી નથી.

વિદુષક--હવે તારે એની આવવાની આશા રાખવી નહિ.

તરૂણુનો વર--અરે હાય હાય હું એને હાથે છાયા કરીને રાખતો હતો.
 કોઇ તેની પાસે એક પાણીનો લોટો પીવાને માગે, તો પણુ
 હું ના પાડતો હતો, કે એટલી પણુ તસદી એને દેવી નહિ.

વિદુષક—હવે પસ્તાવો કરવાથી તારૂં કાંઈ વળવાનું નથી. જો કોઈ પાડોશીનું કામ તેની પાસે તેં કરાવ્યું હોત; તો પાડોશીઓ આજ તારો ઉપકાર માનત.

તરૂણુમો વર—અરે, મેં જાણ્યું નહોતું કે, તે મને મુકીને જતી રહેશે.

વિદુષક—તેં નહોતું જાણ્યું પણ બીજા તો સઉ લોકો જાણતા હતા કે આ રહેવાની નથી. અને વળી નકી ધારજે કે તે કોઈને ઘેર હમેશાં રહેનારી નથી. હવે બળતરા પડી મુક. અને ચાલો હવે સઉ શેહેરમાં જઈએ.

પછી સઉ જાય છે.

આ નાટકનો સાર એ છે કે ઘરડી ડોશી, એટલે ઘરડી દૌલત અને તેનાં જુવાન ફરજંદો એટલે તે દૌલતની ભર જુવાનીમાં ઉપજેલાં પરોપકારી કામ. આ નવાં જોડાં એટલે થતા નવા શ્રીમંતો. તે નવા શ્રીમંતોની દૌલત પણ કોઈ સામે વૃદ્ધાવસ્થામાં આવશે. હમેશાં જુવાન રહેવાની નથી. માટે થતા શ્રીમંતોને જોઈ વૃદ્ધ અને નિર્બળ લક્ષ્મીના ધણીએ દીલગીર થવું નહિ. જો પોતાની લક્ષ્મીએ પરોપકારી કામ રૂપી દીકરા જણ્યા ન હોય, તો તેનો પસ્તાવો કરવો ખરો; કે અરે જ્યારે મારી લક્ષ્મીની ભરજુવાની ચાલતી હની ત્યારે પરોપકારી કામ એકે ઊપજ્યું નહિ, અને તે લક્ષ્મીની જુવાની વ્યર્થ ગઇ. પણ જો પરોપકારી કામો થયાં હોય, અને તે કામની ભરજુવાની ચાલતી હોય, તો તેને જોઈને સંતોષ પામવો, કે મારી લક્ષ્મી જુવાની વ્યર્થ ગઈ નથી; પરોપકાર વાસ્તે સ્થાપેલી નિશાળો, દવાખાનાં, ધર્મશાળા વગેરે કરાવેલાં હોય, અને તેના ચલુ ખર્ચને વાસ્તે પકો બંદોબસ્ત કરેલો હોય તેથી તેનું કામ ધમધોકારથી ચાલતું હોય, તો પછી દૌલત ઘરડી થયાનો પસ્તાવો કરવો નહિ. અને નવા શ્રીમંતોએ અભિમાન કરવું નહિ કેમકે તેની યુવાની કે લક્ષ્મી પણ જવાની જ છે માટે પરોપકારી કામ કરી લેવાં.

(પુ. ૧૫ મું, માહે જૂન-જુલાઈ, ૧૮૯૮)

# ખંડ ૬ : ચરિત્ર

## ડાકટર ભાઉદાજીનું મૃત્યુ

લખવાને અત્યંત દીલગીરી ઉપજે છે કે મુંબઈમાં રહેનાર, મોટી પ્રખ્યાતિ પામેલો પરોપકારી ડાકટર ભાઊદાજી લકવાના રોગથી ઘણા દહાડા હેરાન થઈને તા. ૩૦ મી મે શનિવારની રાતના અગ્યાર વાગતાં સ્વર્ગવાસી થયો.

તેનો જન્મ સાવંતવાડીમાં ગરીબ માબાપને પેટ સન ૧૮૨૩ માં થયો હતો. તેને ૭ વરસની ઉંમરનો લઈને તેનો બાપ મુંબઈમાં આવ્યો ને નેટીવ એજ્યુકેસન સોસાઈટીમાં ભણવા બેસાર્યો હતો. જે પછી બાંબે એજ્યુકેસન સોસાઈટી થઇ, તેના અધિકારીની ખુરશી તેને મળી હતી. નાની ઉંમરમાં અંગ્રેજી ભણતર માટે તેને સોનાનો ચાંદ મળ્યો. પછી તે એલફીન્સ્ટન સ્કુલમાં શિક્ષક થયો. પછી બાળ ગંગાધર શાસ્ત્રીની જગોએ તે વડો શિક્ષક થયો પછી એલફીન્સ્ટન કોલેજમાં દાખલ થયો. ત્યાં તે રસાયણ શાસ્ત્ર અને સિદ્ધ-પદાર્થ વિજ્ઞાનનો આશીસ્ટંટ પ્રોફેસર થયો.

સન ૧૮૪૫ માં ગ્રાંટ મેડીકલ કોલેજ ઉઘડવા પછી તેમાં તે પહેલા નંબરનો વિદ્યાર્થી હતો. સન ૧૮૫૧ માં વૈદક વિદ્યામાં પાસ થયો. પછી થોડીક મુદ્દત સરકારી નોકરી કરીને પછી ખાનગી ધંધો

વૈદકનો ચલાવ્યો. તેણે દેશી જડીબુટીઓનો શોધ કર્યો હતો. મુંબઈ આસોશીએસન સભા પ્રથમ તેણે સ્થાપી અને તેનો સેક્રેટરી થયો હતો. ઈસ્ટ ઇંડીઆ આસોશીએસનની મુંબઈ શાખાનો તે પ્રમુખ હતો. સન ૧૮૬૨ માં વાવ્ય કોણ, બંગાળા, અને મદરાસમાં તેણે કેટલાએક પારશી ગ્રહસ્થો સાથે મુસાફરી કરી સન ૧૮૬૪ માં આનરેબલ મી૦ જસ્ટીશ ન્યુટન સાથે કાઠીઆવાડમાં, અને રજપુતાણામાં તે ગયો હતો. સન ૧૮૬૬ માં મધ્ય હિંદુસ્તાન અને ઓરીસામાં ગયો હતો.

સર અરસકીન પેરી, પોતાની મુસાફરીઓમાં ભાઉને સાથે લઇ જતો હતો. ડયુક ઓફ એડીંબરોએ ધારાપુરી જોવા જતાં તેને સાથે રાખ્યો હતો. ગવર્નર જનરલ લારડ નાર્થબ્રુક છેલીવારે મુંબઈ આવ્યા ત્યારે તેમને ઈલોરાની ગુફાઓ દેખાડવાને સાથે જવાની તેને ફરમાશ થઈ હતી. મુંબઈના શેરીફનો અધિકાર તેને બે વાર મળ્યો હતો.

હરેક સભામાં, અને હરેક શુભ કામમાં તેનાં પગલાં થતાં હતાં. ઘણાં અંગ્રેજી ચોપાનીયાંઓમાં એનું લખાણ છે. શેર સટ્ટાનો ઝપાટો એને પણ લાગ્યો હતો. ભાઉના જેવા પરોપકારી, અને મિલનસાર બીજો મળવો મુશકેલ છે.

એને વિદ્યાનો શોખ ઘણો હતો, સંસ્કૃત, ફારશી, અંગ્રેજી અને દેશી ભાષાઓનાં પુસ્તકોનો સંગ્રહ તેણે ઘણો કર્યો હતો, તે એવું કહેતો હતો કે મારા મુઆ પછી મારી પુંજીમાં આ પુસ્તકોનો સંગ્રહ માત્ર રહેશે, તે એમજ થયું છે. જુના ઈતિહાસનો, અને જુના લેખ વગેરેનો શોધ તેણે ઘણો કર્યો હતો.

એણે વિદ્યાર્થી અવસ્થામાં રજપુતો દીકરીઓને મારી નાંખતા હતા તે વિષે સઉથી સરસ નિબંધ રચીને સરકારથી રૂ. ૧૦૦૦ નું ઈનામ મેળવ્યું હતું. વિલાયતમાં અને અમેરિકામાં પણ તેના મિત્રો હતા.

પરદુઃખભંજન તે કેવો હતો ? તેનો એક સાધારણ દાખલો દરજીના કેશના ગરબામાં વરણવેલો છે. પણ એથી મોટા બીજા પરોપકાર તેણે ઘણા કર્યા છે તેણે નાણાની દરકાર રાખી નહોતી.

ગરીબ લોકોને ઘેર જઈને પોતાની ગાંઠનુ ઓસડ આપતો હતો. તેણે ૧૩૦ જણુના પેટમાંથી પથરીઓ કાઢી, અને કેટલાએક રગતપીતના દરદીઓને સાજા કર્યા હતા. ૩૦૦) માણુસો રગતપીતના દરદીઓની દવા કરી હતી. તેમાંના કેટલાએક સાજા થયાનાં સરટીફીકેટા છપાયાં છે.

તે ઘણો ગંભીર સ્વભાવનો હતો. કીર્તિનો ભૂખ્યો બહુ હતો. શાસ્ત્રીઓને અને કવિઓને તે બહુ ચહાતો હતો. તેનામાં ઘણી નમ્રતા હતી. તેને કમાણી ઘણી હતી, પણ તે પ્રમાણે તે ખર્ચ બહુ કરતો હતો. વડોદરાનાં માજી દીવાન ગોપાળરાવ મહીરામને મોટા દરદથી તેણે એકવાર મુક્ત કર્યા હતા, તેથી તેને સારૂં ઈનામ મળ્યું હતું. તે ઘણો ઊદાર હતો. તે એવો તો દયાળુ હતો કે કોઇનું દુઃખ દેખીને સહન કરી શકતો ન હતો તેનું નામ રાખવા તેના મિત્રાએ કન્યાશાળા સ્થાપી છે. કાશી વિદ્યા સુધાકરમાં એની કીર્તિ છપાઈ હતી.

મને આંખનું દરદ ૭ વરસ સુધી રહીને સન ૧૮૫૬ માં બંને આંખોમાં છેક ઝાંખ વળી ગઈ. ત્યારે અમદાવાદના ડાકટર વાયલી સાહેબે એવી સલાહ આપી કે મુંબઈમાં આંખની જ દવા કરનાર એક ડાકટર છે તેની પાસે તમે જાઓ, કેમકે હવે મારો ઊપાય ચાલતો નથી. પછી હું મુંબઇ ગયો. ત્યાં ડાકટર ભાઉદાજીએ મને કહ્યું કે થોડા દહાડા મારી દવા કરો. પછી જો કાંઈ ફેર જણાશે નહી, તો તે ડાકટર પાસે હું તમને તેડી જઇશ. પછી તેણે થોડા દહાડા દવા કરી. એટલે ફેર પડતો જોઈને તેણેજ નવ મહિના સુધી દવા કરીને આંખો સાફ કરી. ને દવા વગેરેના પૈસા લીધા નહિ. ને ઊલટો મને તથા મારી સાથેનાં માણસને સાલ જોડા પાઘડીનો સિરપાવ આપીને વિદાય કર્યા. અને કહ્યું કે તમારી આંખ્યો સારી કરવાથી મને કીર્તિ મળશે તેજ મારે બસ છે.

( પુ. ૨૧ મું, માહે જુલાઇ, ૧૮૭૧ )

## મલ્હારરાવ ગાયકવાડ

વડોદરાનો પદભ્રષ્ટ ગાયકવાડ મલ્હારરાવ જે સાતેક વરસથી રાજબંધવા તરીકે મદ્રાસમાં કેદ હતો તે તા. ૨૬ મી જુલાઈ બુધવારને રોજ બપોરના બે વાગે આ ફાની દુનિયાનો ત્યાગ કરી ગયો છે. મલ્હારરાવની પહેલી રાણીની કુંવરી કમાબાઈ નામે છે જેને મરનાર મહારાજા સાથે પૂરો મેળ નહોતો તે તેના પિતાના અંતકાળ સમયે તેની પાસે હતી. કારણકે મલ્હારરાવને આખર મંદવાડ થયાને લીધે તેને જીવવાની આશા નહિ જણાવા વિષે દાકતરોએ અભિપ્રાય આપ્યાથી મદ્રાસથી તારનો સંદેસો મોકલી તેને ત્યાં તેડાવી હતી. આ કમનસીબ મહારાજાના મૃત્યુના સમાચાર તારની મારફતે વડોદરામાં તથા ગૂજરાત વગેરે સ્થળોમાં જણાતાં જ દીલગીરી ફેલાઇ હતી. ગાયકવાડી સઘળી કચેરીઓ બીજે દિવસે બંધ રહી હતી તથા વડોદરાના લોકોએ પણ તે દિવસે બજાર બંધ રાખીને પોતાની દીલગીરી જાહેર કરી હતી અને સરકારવાડામાં પણ મહારાણી જમનાંબાઇ તથા શ્રીમંત મહારાજા સાહેબે અંતઃકરણથી શોક પાળ્યો હતો. મરનાર મહારાજા તેના કમનસીબના યોગે ખટપટી અને લુચ્ચા સલાહકારોનો વિશ્વાસ કરવાથી તથા કેટલીક નિલાજરી વર્ત્તણુકથી પદભ્રષ્ટ થયો હતો, તોપણુ દયાપાત્ર દશામાં તેનો કાળ થવાથી લોકોને ઘણી દીલગીરી થઇ છે. એના જન્મારાનો ટુંક હેવાલ નીચે પ્રમાણે જણાયો છે.

મરહુમ શિયાજીરાવ મહારાજને પાંચ દીકરા હતા તેમાંનો મરનાર સૌથી નાનો હતો. એનો જન્મ સન ૧૮૨૭ માં થયો હતો. તે વીસ વરસનો થયો ત્યારે શિયાજીરાવ કૈલાસવાસી થવાથી તેમના તીલાટ કુંવર ગણુપતરાવ મહારાજ ગાદીએ બેઠા અને સન ૧૮૫૬ માં તેમણે સ્વર્ગવાસ કર્યો એટલે તેમના નાનાભાઇ ખંડેરાવ મહારાજની દુવાઈ રાજ્યમાં ફરી. એ મહારાજ ગાદીએ બેઠા ને બીજે

વર્ષે હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય સામે બળવો ઉઠ્યો હતો તે પ્રસંગે ખંડેરાવ મહારાજે સમાધાની કરવામાં સારી સહાય કરી હતી, પણ મલ્હારરાવે તેથી વિરુદ્ધ વર્તી અમદાવાદ લૂટવાનો વિચાર કર્યો હતો એમ ચર્ચા ઉઠી હતી. આ વખતે જ તેનાં કાંઈ ઘાટ ઘડાત પણ તે વખતનો રેસીડેન્ટ તેના પક્ષમાં ઉતરવાથી બચી ગયો. પરંતુ એ તરૂણ રાજવંશીનો દૈવ વંકાએલો તેથી સન ૧૮૬૩ માં તેના ઉપર એવું આળ આવ્યું કે ખંડેરાવને મારી નાંખવાનાં કાવત્રાં તે કરાવે છે. આથી ખંડેરાવે તેને પાદરાના કિલ્લામાં કેદ કર્યો અને તેના સાગ્રીતો જણાયા તેમને હાથીના પગતળે ચગદાવી મારી નંખાવ્યા. શરૂઆતમાં ત્યાં તેના ઉપર ઘણો જાપતો રાખ્યો હતો પણ છેક પાછલા વખતમાં તેને સારી છૂટ આપવામાં આવી હતી. પૂન્યદાન કરવાને માટે તથા બીજો જોઈતો ખર્ચ કરવાને તેને પુરતા પૈસા આપવામાં આવતા અને ગમતને માટે પાડા, ઘેટા વગેરેની લડાઈ કરવાની પણ તેને પરવાનગી મળી હતી. ગામમાં ફરવાની તેને છૂટ આપી હતી પણ ઘણું કરીને તે નીકળતો નહિ. અહિંઆં તેણે સાત વરસ ગાળ્યાં એટલામાં સન ૧૮૭૦ માં ખંડેરાવ મહારાજનું અચાનક મૃત્યુ થવાથી તે વખતના રેસીડેન્ટ કર્નલબાર સાહેબે પાદરેથી મલ્હારરાવને તેડાવી ગાદી ઉપર બેસાડ્યો. પણ ખંડેરાવ મહારાજનાં રાણી શ્રી જમનાંબાઈ તે વખતે સગર્ભા હતાં તેથી તેમણે તારાબાઈને જન્મ આપ્યો ત્યાર પછી મલ્હારરાવને રાજ્યાભિષેક કરી મુકરર કર્યો. શરૂઆતમાં તેની કારકીર્દી લોકોને સુખકારક હતી. જળાશય વગેરે બંધાવવામાં તથા દેવસ્થાનોનો જીર્ણોદ્ધાર કરાવી તેમની સંભાળ રાખવાના કામમાં ઘણાં નાણાં ખરચ્યાં હતાં રા. સા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ જેવા વિદ્વાન ગૃહસ્થને પોતાના રાજ્યમાં તેડાવી કેળવણીનો પ્રસાર કરવા માંડ્યો અને મોટાં મોટાં ગામોમાં પણ કેટલીક નિશાળો સ્થાપી. પરંતુ તેના દુર્દૈવે તેની મતિ ફેરવી અને દામોદરપંત જેવા લુણહરામી સલાહકારોની જાળમાં તે સપડાઈ ગયો.

ખંડેરાવ મહારાજના દીવાનને તથા તેમના આશ્રિતોને હેરાન હેરાન કર્યા અને રૈયતને બેટા બેટી સમાન ગણવાનો મુખ્ય ધર્મ ભૂલી જઈને કેટલાક આબરૂદાર શહેરીઓની વહુ બેટીઓની આબરૂ લેવાનું આદરી બેઠો. સરકાર હવેલીની નજીકનાં ઘરો તોડી પડાવી ત્યાં વિશાળ નજરબાગ બનાવ્યો અને તેની અંદર એક રમણિક બંગલો ચણાવી તેમાં ઇંદ્રનો વૈભવ ઉતારવાનું કામ આરંભ્યું; પરંતુ એ કમનસીબ જીવડો તેનો ઉપભોગ કરી શક્યો નહિ પણ કેટલુંક કામ અધુરૂં મૂકીને તેને જવું પડ્યું. તેના કુડાં કૃત્યથી લોકો કંટાળી ગયા એટલામાં સન ૧૮૭૩ માં કર્નલફેર ત્યાં રેસીડેન્ટ નીમાયો. તેને તથા ગવરનર જનરલને લોકોએ કેટલીક અરજીઓ કરી ને મહારાજની ભુંડી ટેવ છોડાવવા વિનંતિ કરી તેથી વડી સરકારે તે વિષે પંચની મારફત તપાસ કરાવી ૧૮ માસની મુદતમાં સુધારો તથા વ્યવસ્થા કરવાની સૂચના કરી. આ વખતના તેના પારસી દીવાનની સલાહ અને સહાયતાથી તે વડી સરકારની આજ્ઞા પ્રમાણે અમલ કરવાને તે ઘણો ખુશી હતો પણ કંઇક બુઠી બુદ્ધિને લીધે તથા રેસીડેન્ટની કરડી નજરથી તેની ધારણા પાર પડી નહિ. મલ્હારરાવના દીવાને વડી સરકારને વિનંતિ કરી કે કર્નલફેરની અહિંથી બદલી કરવી પણ એટલામાં એવી બુમ ચાલી કે કર્નલફેરને ઝેર દેઈ મારી નાંખવાની કોશીશ મહારાજે કરી છે. ગવરનર જનરલે કર્નલફેરની બદલી કરી અને ઝેર દેવાના તોહોમત માટે તપાસ કરવા અમદાવાદના તે વખતના પોલીસ ઇન્સ્પેક્ટર ગજાનંદ વિઠલ તથા મુંબાઈની પોલીસના વડા સુટર સાહેબને નીમ્યા. તેમણે મહારાજાને ગુનેગાર જણાવવાથી વડી સરકારે તા. ૧૩ મી જાનેવારી સન ૧૮૭૫ ને રોજ મલ્હારરાવને પદભ્રષ્ટ કરી કાંપમાં કેદ કર્યો. અને ત્રણ અંગ્રેજો તથા ત્રણ દેશી ઉમરાવોનું કમીશન નીમી તેની તપાશ ચલાવી. મહારાજે પોતાનો બચાવ કરવા સારૂ સારજંટ બાલેનટાઇન નામના વિલાયતના બાહોશ બારીષ્ટરને એકલાખ રૂપિઆ આપવા કરી તેડાવ્યો હતો.

તેણે ઘણો સારો બચાવ કર્યો. બાવીસ દિવસ સુધી કેસ ચાલ્યો પછી અંગ્રેજ કમીશનરોએ ઝેરના તહોમત વિષે મહારાજને ગુનેગાર ઠરાવ્યો અને દેશીઓએ નિરઅપરાધી ઠેરવ્યો; પણ હિંદુસ્તાનના પ્રધાનના હુકમથી સરકારે તેના અવ્યવસ્થિત અમલ તથા કુડી ચાલને લીધે તેને રાજ્ય ચલાવવા નાલાયક ઠરાવી વંશ સહિત પદભ્રષ્ટ કરી તા. ૨૨ મી અપ્રેલ ૧૮૬૫ ને રોજ વડોદરેથી મદ્રાસ મોકલી કેદ કર્યો, અને હાલના મહારાજા સાહેબને ખંડેરાવ મહારાજાનાં વિધવારાણી શ્રી જમનાંબાઈએ દત્તક લેઈ ગાદી ઉપર બેસાડયા.

મલ્હારરાવની આડી વર્તણુકને લીધે રૈયત તેનાથી કંટાળી હતી તોપણ તેની માઠી વલે થવાથી તે નાખુશ થઈ અને કેટલાક અનાડીઓએ ઉશ્કેરાઇને હુલડ કરવાનું કર્યું પણ એકદમ લશ્કરી મદદથી તેની શાંતી કરી થાળે પાડયું. હાલના દિવાન સાહેબ કુલ અખત્યારથી નીમાયા અને અંગ્રેજ સરકારની જયંતીમાં રાજકારભાર પાછો ચાલવા માંડયો. દત્તક લીધેલા મહારાજાને સારી કેળવણી આપી તનમનથી સુધારી લાયક કર્યા અને તા. ૨૮ મી ડીસેમ્બર સન ૧૮૮૧ ને રોજ તેમને ગાયકવાડી રાજ્યનો કુલ અખત્યાર સ્વાધીન કરી અંગ્રેજ સરકારે પોતાની જવાબદારી ઉડાવી લોકોને મલ્હારરાવની વાત વીસારે પડવા માંડી અને નવા અમલમાં તેમના જાનમાલનું ઠીક રક્ષણ થવાથી સલાહશાંતિથી પોતપોતાને ધંધે લાગ્યા.

મલ્હારરાવને મદ્રાસ લેઈ ગયા ત્યાં તેના દરેક કૃત્ય ઉપર દેખરેખ રાખવાને દાકતર શીવર્ડને નીમ્યો હતો. એવું કહેવાયું છે કે મજકુર દાકતર તેની સાથે કેટલીક અસભ્ય વર્તણુંક ચલાવી કમનસીબ રાજબંધવાને કાયર કરતો હતો. મુદત વિત્યે મન વાળ્યા સિવાય ચાલતું જ નથી. તે પ્રમાણે મલ્હારરાવે રાજગાદીનો શોક કબજે કરી પોતાનાં તથા પોતાની રાણીઓનાં જે નાણું વગેરે વડોદરામાં કબજ થયેલું તે મેળવવા પ્રયત્ન કરવા માંડયા. છેલી વખતે દાકતર કેવોનવ નામના વકીલની મારફત ફરી તકરાર ઉઠાવી

અને લીબરલ પક્ષ પ્રધાનપદે આવવાથી તે પોતાના શ્રમમાં સફળ થવાની આશા બાંધી વાટ જોવા લાગ્યો. દાક્તર શીવર્ડની અયોગ્ય વર્તણૂંક વિષે હાલના ભલા ગવરનર જનરલ લાર્ડ રીપન સાહેબને જાણ થવાથી તેમણે મલ્હારરાવ ઉપર કૃપા કરીને શીવર્ડ સાહેબને તેની તેનાતમાંથી દૂર કર્યો. લોકો પણ મલ્હારરાવના લાભમાં કાંઈક થશે એમ આશા રાખતા હતા અને ન્યુસપેપરમાં કંઈપણ બાબત એ સંબંધની જણાય તો અતિ આતુરતાથી વાંચવાને ચાહતા હતા. પણ મલ્હારરાવની અરજનો નિવેડો મનુષ્યના હાથે થાય તે કરતાં ઈશ્વરે પોતાની હજુરમાં જ કરવાનો વિચાર કરીને અતિસાર અમ-લદારને વારંટ આપી મોકલ્યો, તેણે આશરે એક માસ સૂધી એ દુઃખીઆરા રાજપુત્રને રીબાવી આખરે ઈશ્વરના હુકમનો અમલ કરી, તેના દોષીત ઠરેલા દેહને પડતો મૂકી તથા તેની વહાલી રાણીઓ વલવલતી રાખી, આશાતુર આત્માને લેઈ કુચ કરી ગયો.

મલ્હારરાવના મૃત્યુથી લોકોને પાછી તેની જુની વાત યાદ આવી તેની દશા વિષે દીલગીરી થઈ હતી. હાલના મહારાજાની રૂડી રાજ-નીતિથી લોકોની ચિત્તવૃત્તિ સ્થિર થયેલી છે તોપણ પ્રેમપાસને લીધે મલ્હારરાવની દુઃખી દશા તેમને ઘણો કાળ સાંભરશે. રાજાપ્રજાનો સંબંધ માતાપિતા અને સંતાન તુલ્ય છે; એમનામાં ગમે તેટલો અંટસ પડે તોપણ સ્વાભાવિક નિયમ પ્રમાણે એક બીજાના ઉપર લક્ષ ખેંચાય. મલ્હારરાવે કરેલાં કુકૃત્યનો પુરતો બદલો તેને તેની હયાતીમાં જ મળી ચુકયો છે એમ અમે ધારીએ છીએ અને તેથી ઈશ્વર પાસે માગીએ છીએ કે એ દુઃખીઆરા રાજવંશીને હવે તું તારા પવિત્ર ધામમાં શાંતિ આપજે.

( પુ. ૨૯મું, માહે સપ્ટેમ્બર, ૧૮૮૨ )

# સ્વર્ગવાસી કવિ પ્રતાપરાય શિવલાલની જિંદગીની ટુંકી નોંધ

જણાવવાને અત્યંત દીલગીરી ઉત્પન્ન થાય છે કે જામનગરના પ્રખ્યાત નાગર કવિ રાજશ્રી પ્રતાપરાય શિવલાલ માંકડે તારીખ ૭ જાનેવારી સને ૧૮૯૧ સંવત ૧૯૪૭ ના માર્ગશીર્ષ વદી ૧૨ બુધને રોજ ૪૬ વર્ષની ઉમ્મરે કફના દુષ્ટ વ્યાધિમાં પોતાનો પ્રાણુ ત્યાગ કર્યો છે. આ ખેદકારક બનાવથી તેમના આખા કુટુંબમાં અને મિત્ર વર્ગમાં ઘણીજ ગમગીની ફેલાઇ રહી છે. જામનગરના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ રા. શિવલાલ ગોરધનને ઘેર સંવત ૧૯૦૧ ની સાલમાં પ્રતાપરાયનો જન્મ થયો હતો. ત્રણ વર્ષની છેક બાલ્યવસ્થામાં શીળીના મહાદુષ્ટ રોગના સપાટામાં ફસાઈ પડયાથી તેમાં દૈવયોગે નેત્રો રહિત થવાથી તેમને જન્મ પર્યંતનો અંધાપો પ્રાપ્ત થયો હતો. આવી રીતે આંખની અપંગ સ્થિતિમાં આવી પડવાથી તેમનાથી તે વખતની શાળામાં અપાતી કાંઈ પણ કેળવણી લેવાને બની શકયું નહોતું. પરંતુ ૧૩ વર્ષની યોગ્ય ઉમ્મરે પહોંચ્યા પછી તેમના સરખી વયના બીજા છોકરાઓ નિશાળે ભણવા જતા ત્યારે તેઓની પાસે ચોપડીઓ વંચાવી શ્રવણુ કરવાનો અભ્યાસ ઉલટ સાથે તેને વધતો ગયો. આ પ્રમાણે બે ત્રણુ વર્ષ પરોક્ષ રીતે પુસ્તકો વંચાવવાનું જારી રાખ્યું હતું. તેવામાં સુજ્ઞ કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈના રચેલા ગદ્યપદ્યાત્મક વિષયો તેમાં મુખ્યત્વે કરીને બુદ્ધિપ્રકાશ ચોપાનિયાં પ્રસિદ્ધ થતાં તે વંચાવી તેઓ શ્રવણ કરવા લાગ્યા; અને તે ઉપર કેટલાક વિચારો જાહેરમાં મૂકી તેના ગુણદોષની પરીક્ષા [illegible] માટે "જ્ઞાનવર્ધક" નામનું માસિક ચોપાનિયું છપાવીને પ્રતાપરાયે

પ્રગટ કરવા માંડયું. પૈસાની જોઇએ તેવી મદદ ન મળવાથી એ ચોપાનિયું છપાવવાને બન્યું નહિ. તેનો પહેલાં અંક બહાર પડતાં તેની પ્રશંસા થઈ અને તે સાથે એક સભા સ્થાપન કરવાની સૂચના થતાં સંવત ૧૯૨૪ ઇ. સ. ૧૮૬૮ માં પ્રતાપરાય અને તેના મિત્રોએ એકઠા મળી માતાશ્રી અંબાજીના મંદિરમાં "મનોરંજક સભા" સ્થાપન કરી, તે સભાના પ્રતાપરાય એક સભાસદ થયા, અને ઘણું કરીને બીજા સભાસદો પ્રતાપરાયના બાળમિત્રો અને કુટુંબીજનો હતા. એ સભા ૧૨ અઠવાડિયે ભરાતી, તેમાં જુદા જુદા વિષયો ઉપર મોઢેથી અને લખીને ચર્ચા ચાલતી. સત્સંગ અને સાગ ઉદ્દેશથી માણસના વિચારો સુધરતા જાય છે, તે પ્રમાણે પ્રતાપરાયના સંબંધમાં બન્યું હતું. એ સભાનો લાભ લઈ પોતાના મિત્રોની મદદથી પ્રસંગોપાત ગદ્યના નિબંધો સભાને નિવેદન કરી પ્રતાપરાયે પોતાના વિચારો જાહેર કરવા માંડયા; અને તેની સાથે કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈની કવિતાઓ શ્રવણ કરવાથી પોતે કવિતા કરવાનો તેમના દીલમાં અંકુર ઉત્પન્ન થયો. કવિતા રચવાની શરૂઆત કરવા માંડી. પ્રારંભ હંમેશાં ઘણોજ નબળો હોય છે; પરંતુ અભ્યાસ અને પરિચયથી આરંભેલું કામ સંતોષકારક થતું જાય છે. કવીશ્વર દલપતરામનું બનાવેલું પિંગળશાસ્ત્ર પ્રતાપરાયે લક્ષપૂર્વક વંચાવી તેના નિયમો જાણ્યા; અને તે ઉપરથી કવિતા રચવાનું જ્ઞાન દિનપરદિન તેનું વધતું ગયું. સભાનું કામ પણ કેટલાંક વર્ષ સુધી સંતોષકારક ચાલ્યું હતું; અને તેના ઉત્સાહી મેંબરો જેમણે સભાની મદદથી ઘણું જ્ઞાન મેળવ્યું હતું તેઓ ઘણા ખરા સંસાર વ્યવહારમાં ઉદ્યોગે વળગી ગયા, જેમાંનો ઘણો ભાગ આજે સારી સ્થિતિ ભોગવે છે. મનોરંજક સભા જો આવા કારણસર નિયમિત ભરાવી બંધ રહી હતી, તોપણ સમયાનુસાર તે સભાના મેંબરોએ માતાશ્રી અંબાજીના મંદિરમાં ભેગા થઈ જ્ઞાનચર્ચા ચલાવવાનું જારી રાખ્યું હતું.

સને ૧૮૭૫ ની સાલમાં વિદ્યાવૃદ્ધિને ઉત્તેજન આપનાર તથા સદા સુધારાના સાથી રા. રા. હરગોવિંદદાસ દ્વારકાંદાસ જેઓ ગાયકવાડ સરકારના કેળવણી ખાતાના ડાયરેક્ટરના ઓદ્ધા ઉપર છે, તેઓ જ્યારે રાજકોટ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ હતા, અને વિજ્ઞાનવિલાસ ચોપાનિયાના સેક્રેટરીનું કામ પણ તેમના હવાલામાં હતું, તે અરસામાં એક બે વિષય ઉપર કવિ પ્રતાપરાયની બનાવેલી કવિતા તેના સ્નેહી ભાઇ માનશંકર વિ. છબીલદાસ માંકડે તેઓ સાહેબને રાજકોટમાં નિવેદન કરી હતી. તે વાંચી તેઓ ઘણા જ ખુશી થયા એટલું જ નહિ, પણ તેની સાથે વિજ્ઞાનવિલાસ ચોપાનિયા માટે વખતો વખત કવિતા બનાવી મોકલવાની તેઓએ સૂચના કરવાની સાથે પ્રતાપરાયના હિતને ખાતર કેટલીક ભલામણ કરી હતી; અને તે વખતથી "વિજ્ઞાનવિલાસ" ચોપાનિયાની એક પ્રત પ્રતાપરાયને પ્રતિમાસે બક્ષીસ મોકલવાનો તેણે ઠરાવ કર્યો; જે તેમના સેક્રેટરી તરફથી હજી સુધી પ્રતાપરાયના નામ ઉપર દર માસે મફત મળી જાય છે. આ પ્રમાણે હરગોવિંદદાસભાઈ તરફથી ઉપયોગી મદદ મળવાથી પ્રતાપરાયને વધારે ખુશી ઉત્પન્ન થઈ અને કવિતા કરવાની શક્તિ દિનપરદિન વિશેષ ખીલતી ગઈ.

ખરેખર આવી કીંમતી મદદથી પ્રતાપરાયને બેહદ લાભ મળ્યો હતો અને તેથી મે. હરગોવિંદદાસભાઈએ આપેલા આશ્રય માટે પ્રતાપરાય પોતાના જન્મ પર્યંત તેઓ સાહેબનો ઉપકાર ભૂલ્યા નહોતા.

પોતાની કવિતા જાહેરમાં મુકવાનું સાધન આ પ્રમાણે મળવાથી વિજ્ઞાન વિલાસ, સૌરાષ્ટ્ર દર્પણ, વગેરે ચોપાનિયાં માટે કવિતા બનાવી છપાવવા મોકલવા લાગ્યા. તેવીજ રીતે પ્રસંગોપાત નીતિ, ઉપદેશ, ઈશ્વરભક્તિ, વગેરે વિષયો ઉપર તેમણે કવિતા તૈયાર કરવા માંડી. આ કામમાં જુદાં જુદાં પુસ્તકોનું અવલોકન કરવાની તેમને જરૂર જણાઇ, તેથી નાણાંની ઘણી અગવડ ભોગવી તોપણ તેમણે જરૂર જોઈતાં પુસ્તકો મંગાવ્યાં. અને ક્રમે ક્રમે જાહેર પ્રજાની સેવા

કવિતાના વિષયો બનાવી બજાવવા માંડી. આ પ્રમાણે ઘણાંએ વર્ષની રચાયલી કવિતાનો એક સંગ્રહ કરી લોકોના ઉપયોગમાં આવે એવા હેતુથી એક પુસ્તકના આકારમાં છપાવી પ્રસિદ્ધ કરવા તેમનો વિચાર થયો. પોતાની પરતંત્ર સ્થિતિને લીધે અને પૈસાની જોઈએ તેવી સગવડ ન હોવાથી પ્રતાપરાયથી એ કામ પાર પડી શકે તેવું ન હતું; તોપણ તેમના એ વિચારને અમલમાં મૂકવા તેમના મિત્રવર્ગમાં ઠરાવ થયો. તેમના કુટુંબી ભાઈ માનશંકર વિ. છબીલદાસ માંકડે તમામ કવિતાનો વિષય વાર સંગ્રહ કરી પ્રતાપરાયની ઈચ્છાનુસાર સને ૧૮૮૩ ની સાલમાં "મનોરંજક પ્રતાપકાવ્ય" એ નામનું એક પુસ્તક છપાવી બહાર પાડયું. પ્રતાપરાયની કવિતા કરવાની શક્તિ એ ઈશ્વરદત્ત બક્ષીસ હતી. અને તેમની કવિતામાં કુદરતી મીઠાશ અને સરળતા એવાં તો સરસ હતાં કે એ પુસ્તક જાહેર પ્રજાને ઘણું જ લોકપ્રિય થઈ પડયું. તેનો ઉઠાવ એકદમ થઇ જવાથી તે સાથે પ્રતાપરાયનું નામ આખા કાઠિયાવાડમાં દરેક સ્થળે પ્રસિદ્ધ થયું.

આટલેથી જ પોતાનું કર્તવ્ય કર્મ પૂરૂં થયું છે એમ સમજીને પ્રતાપરાય બેસી રહ્યા ન હતા. પોતાથી નાની ઉમ્મરના ઊછરતા કુટુંબી જનોમાં કેળવણીની વૃદ્ધિ કરવા માટે ગયા પાંચ વરસ ઉપર નાના પાયા ઉપર 'મનોરંજક પુસ્તકશાળા' એ નામે એક લાયબ્રેરી પોતાના ઉપરીપણા અને દેખરેખ નીચે સ્થાપન કરી છે, જેનું કામ આજ પણ સંતોષકારક રીતે ચાલ્યું જાય છે.

વળી વિદ્યાનો પ્રચાર કરવામાં બીજાં સાધનોની સાથે છાપખાનું એ એક અગત્યનું સાધન છે એમ પ્રતાપરાય માનતા; અને આ જામનગર શેહેરમાં તેવું એકાદ છાપખાનું ખૂલેલું જોવાની પ્રતાપરાયને ઇચ્છા થવાથી તેણે પોતાનો એ વિચાર પોતાના કુટુંબીઓમાં જાહેર કર્યો. તેમના એ અમૂલ્ય વિચારની કિંમત તેમના કુટુંબીઓએ પીછાણી, ગયા વર્ષમાં જામનગર શેહેરમાં "મનોરંજક પ્રિંટિંગ પ્રેસ" લોકોના

ઉપયોગ માટે ખુલ્લું મૂક્યું છે. ખરૂં કહીએ તો, આ છાપખાનું જામનગર શેહેરમાં પ્રથમ લાવવાનું માન કવિ પ્રતાપરાયને મળ્યું છે. અને એ બીના તેની કારકીરદીમાં એક અગત્યની આબરૂની વૃદ્ધિ કરનાર તરીકે ગણવી જોઈએ.

આવી રીતે પોતાના દેશી બંધુઓની પ્રતાપરાયથી જે કાંઈ સેવા બજાવી શકાઈ, તે તેમણે બજાવી એટલું જ નહિ, પણ તેમનો વિચાર સ્ત્રીઓની નીતિ સુધરે અને તેમનો ઘરસંસાર વધારે સુખરૂપ થાય, એવા બોધથી ભરપૂર એક સ્ત્રી ઉપયોગી પુસ્તક લખી પ્રસિદ્ધ કરવાનો હતો અને તેને માટે તેમણે પોતાના દીલમાં કેટલાંક સાધનો તૈયાર કરી રાખ્યાં હતાં. પરંતુ તેના તે વિચારને અમલમાં મૂકવાને પરમેશ્વરે તેનું આયુષ્ય લંબાવ્યું નહિ, એ ખરેખર શોચનીય છે.

પ્રતાપરાયને દમનો વ્યાધિ પ્રથમથી જ હતો. તેમાં ગયા એક વર્ષ થયાં તેને જીર્ણજ્વર લાગુ થવાથી તેમનું શરીર ક્ષીણ પડી ગયું હતું, અને તેથી કફનો પ્રકોપ થઈ આવી તેમાં તેમનો દેહ પડી ગયો છે.

તેઓ પોતાનો કાળ હરહંમેશ ઈશ્વરભક્તિ કરવામાં અને પોતાના ઈષ્ટબંધુઓને જ્ઞાન અને નીતિનો બોધ કરવામાં નિર્ગમન કરતા. પોતાના માબાપે કૈલાસવાસ કર્યાથી અને પોતાના ભાઈઓને બહાર પ્રદેશ નોકરી અર્થે રહેવું થવાથી તેઓ સઘળાના ઘરનો વ્યવહાર ચલાવવાનું કામ તેમણે પોતાને હસ્તક રાખ્યું હતું. કીફાયત અને કરકસર કરી ખર્ચખુટણ ચલાવવાની તેનામાં અનુપમ શક્તિ હતી, અને એક બહોળા કુટુંબમાં સુલેહ સમાધાની સાચવી ઘરસંસાર ચલાવવાનું કામ નિર્વિઘ્ને અને સંતોષકારક રીતે તેઓ ચલાવતા એટલું જ નહિ, પણ કેટલાંક ગુંચવણવાળાં કામોને સુતર કરવામાં તથા જણાતી મુશ્કેલીઓ દૂર કરવામાં તેમની સલાહ સૌને ઉપયોગી પડતી. કુટુંબ, ફળિયા, અને શહેરના જે જે લોકો તેઓની પાસે આવતા તેમની સાથે તે સભ્યતા, સ્નેહ, અને સમતાથી વરતી તેમને

સંતોષ આપતા. નાના મોટા સર્વ કોઈને હાસ્યવિનોદમાં અને સુખ-શાંતિમાં પોતાનો કાળક્ષેપ કરવાનું કવિ પ્રતાપરાય રૂપી એક વિશ્રામ સ્થાન હતું. તેમનો હસમુખો અને આનંદી સ્વભાવ, સ્નેહભાવ, દયા, પરોપકાર બુદ્ધિ, અને સર્વની સાથે વિવેકથી વર્તવાની ટેવ, એ આદિ સદ્ગુણોએ સર્વનાં મનનું આકર્ષણ કર્યું હતું. તેથી તેમના મરણથી તેમના કુટુંબને એક મોટી ખામી પડી છે તે કોઇ રીતે પૂરાવાની નથી એટલું જ નહિ, પણ જે દેશી વિદેશીઓ સાથે પ્રતાપ-રાયને ઓળખાણ પીછાણ અને સમાગમ થયો છે, તે સર્વને હર વખ્ત પ્રતાપરાયની ખોટ લાગે છે ને લાગશે. પ્રતાપરાયમાં કવિત્વ શક્તિ એ કુદરતી બક્ષીસ હતી, અને તેની કવિતાની મધુરતા અને તેમાં શમાયલો બોધ એવાં તો ચિત્તાકર્ષક હતાં કે કવિ વર્ગમાં તેમની એક સારી ગણના થઇ હતી; અને તેથી તેમના મૃત્યુથી કવિ વર્ગમાં એક ખામી પડી છે; અને ખરૂં કહીએ તો આખા કાઠિયાવાડમાંથી કવિરૂપી એક રત્ન ગૂમ થયું છે, જેને માટે કાઠિયાવાડને હીણભાગ્ય-શાળી ગણવું જોઇએ. પંચ મહાભૂતનું બનેલું પ્રતાપરાયનું શરીર અગર જો કે મૃત થયું છે, તો પણ તેમની કવિતારૂપી સુવાસ પછ-વાડે કાયમ રહી તેમની કીર્ત્તિ અવિચલ રહી છે, એ જ તેમના જન્મનું સાર્થકપણું છે. સર્વ બ્રહ્માંડના અધિપતિ ઇશ્વર આ અંધ કવિ પ્રતાપરાયના આત્માને અક્ષય સુખ આપી અવિચળ પદ આપો એમ આપણે કહીએ છીએ. કવિ પ્રતાપરાયના સદ્ગુણો અને સર્વ પ્રત્યે સ્નેહભાવથી તેમણે ચલાવેલાં સદ્વર્તનની યાદગીરી ચિરંકાળ રેહેવાની અવસ્ય જરૂર છે. એવી યાદગીરી કાયમ રાખવાનું કામ તેમના સ્નેહી અને મિત્રમંડળે ઊપાડી લેવું ઘટે છે.

તૈયાર કરનાર

**માનશંકર વિ. છબીલદાસ માંકડ**

જામનગર.

( પુ. ૩૮ મું, માહે એપ્રિલ, ૧૮૯૧ )

# મરહુમ શેઠ સોરાબજી શાપુરજી બંગાળી

## સી. આઈ. ઈ.

મી. સોરાબજી ૧૮૩૧ ના ફેબ્રુઆરીની ૧૫ મી તારીખે મુંબઈમાં એમના કોટના ઘરમાં જન્મ્યા હતા. એઓ સવા વર્ષના ભાગ્યેજ થયા હશે એટલામાં એમના પિતા ગુજરી ગયા. આ વખતે એમના પૈસા ટકા સંબંધી હાલત બીલકુલ સારી ન હતી. એમના પિતાનો પૈસો વેપારમાં ચાલ્યો ગયો અને તે કારણને લીધે એમનાં માતુશ્રીને ઘણી વિટમણા પડી. પણ તેમણે અપૂર્વ ધૈર્ય અને હીમ્મતથી પોતાના છોકરાને કેળવણી આપી. પહેલ વેહેલાં તો એમને એક હિંદુ મેહેતાજીની ગામઠી નિશાળમાં મુકવામાં આવ્યા. આ નિશાળે એમના પિતા પણ શિખ્યા હતા. અહીંઆં આશરે આઠેક વર્ષની ઊમ્મર સુધી શીખીને કોટમાં એક ઈસ્ટ ઈંડીયનની અંગ્રેજી નિશાળમાં એમને મુકવામાં આવ્યા. ત્યાં સેહેજ સાજ અંગ્રેજી ભણીને એલ્ફીન્સ્ટન ઈન્સ્ટીટયુટમાં દાખલ થયા. ત્યાં એમના પશ્ચિમ વયના મિત્ર તથા મુંબઈની પ્રજાના એક મોહોટા સ્તંભ મી. નવરોઝજી ફરદુનજી તેમના શિક્ષક હતા. તેમના હાથ તળે થોડું ઘણું અંગ્રેજી શીખ્યા પછી એમને ઊઠાડી લેવામાં આવ્યા. એમના મામાનાં હાથમાં હાલ એમની કેળવણી સંબધીનો સઘળો કારભાર હતો. તેમણે એમને સીલોન બેંકના મુંબઇ ખાતાના એજંટ મી. ટેનરને ત્યાં કામ શીખવા સારૂ એમને સોંપ્યા. ટેનર માણસ ઘણા ઉદાર દીલનો અને માયાળુ સ્વભાવનો હતો. મો. સોરાબજી ઉપર તે પિતૃભાવથી જોતો. એમને વ્યાપારમાં નજર પોહોંચાડતાં તથા પુસ્તકો અને શિખામણ દ્વારા અંગ્રેજ લોકોમાં જોવામાં આવતા

ઘણા સદ્‌ગુણો ટેનરે શિખવ્યા. ૧૮૪૫ માં મુંબઈમાં "કોમરશ્યલ બેન્ક ઓફ ઈન્ડીયા" સ્થપાઈ અને ત્યાંના અધિકારીઓએ મી. ટેનરને પોતાની બેન્કમાં બોલાવ્યા. મી. ટેનર ત્યાંની નોકરીમાં દાખલ થયા અને મી. સોરાબજીને પોતાની સાથે લેતા ગયા. અહીંઆં એમને પેહેલવેહેલો જ વીસ રૂપીઆનો પગાર મળવા માંડયો. થોડાક દિવસમાં મી. ટેનરનું મૃત્યું થયું પણ મી. સોરાબજીએ તે જ આફીસમાં આશરે આઠેક વર્ષ કામ કર્યું. ત્યાર પછી એમને સોલીસીટરનો ધંધો શીખવાની ઇચ્છા થઈ. તે વખતે મુંબઈમાં દેશી સોલીસીટરો હતા જ નહિ, અને જે અંગ્રેજો હતા તેમણે દેશીઓને ન દાખલ કરવાનો સંપ કર્યો હતો. ડાકટર ટેમસ નામના એક ઉદાર અંગ્રેજે પોતાના ભાઈબંધોની મરજી વિરુદ્ધ મી. સોરાબજીને શીખવવાનું કબુલ કર્યું પણ પછીથી એમનો જ વિચાર ફરી ગયો અને વેપારમાં પાછા લાગુ થયા.

૧૮૫૩ માં મુંબઈમાં "મરકેંન્ટાઇલ બેંક" સ્થપાઈ તેમાં એમને શરૂઆતથી જ નોકરી મળી અને ત્રણ વર્ષ પછી ડેપ્યુટી આકાઉંન્ટંટ નિમાયા. આ નિમણુકથી ત્યાંના અંગ્રેજો નાખુશ થયા અને એમને દુર કરવાને બનતો પ્રયત્ન કર્યો. ૧૮૫૯ માં મી. મંચેરજી ફરામજી કામા જેઓ ગ્રાહામ કંપનીના બેંકર અને એજંટ હતા તેમના મદદનિશ જગ્યા મી. સોરાબજીને આપવામાં આવી. આસરે ૭ વર્ષ પછી મી. કામા પોતાના કામમાંથી દુર થયા અને મી. સોરાબજી શેઠ વરજીવનદાસ નરોત્તમદાસના એ જ કામમાં ભાગીઆ થયા. ત્યારથી તે એમના મૃત્યુ પર્યંત તેઓ એ જ કામમાં રહ્યા.

આપણે કહી ગયા કે મી. સોરાબજી ઈંગ્રેજી નિશાળમાં થોડીક ખપ જોગ કેળવણી લીધા પછી ધંધામાં દાખલ થયા. આ કામમાં રોકાયા છતાં પોતાનો અભ્યાસ તેમણે છોડયો નહીં. અંગ્રેજી પુસ્તકો વાંચવાનો એમને ઘણો શોખ હતો પણ તે વખતે તે શોખ પુરો

પાડવાના તેમને સાધન ન હતાં. કોટમાં તે વખતે એક સેંટસેંડ્રુસ લાયબ્રેરી હતી તેનું લવાજમ મહીને ચાર રૂપીઆ હતું. આ તેમના ગજા ઉપરાંત હતું. ત્યાંના અધિકારીએ એમની બુદ્ધિ તથા આતુરતા જોઈ એમને વગર પૈસે પોતાનાં પુસ્તકોનો ઉપયોગ કરવાની પરવાનગી આપી. અસલથી વ્યાપાર અને અર્થશાસ્ત્ર સંબંધી પુસ્તકો વાંચવાનો શોખ મી. સોરાબજીને ઘણો હતો. હાલમાં એમનાં પોતાનાં ઘરનાં પુસ્તકાલયમાં મુખ્યત્વે કરીને વ્યાપારને લગતાં ઘણાં પુસ્તકો છે તથા તેમાંનાં કેટલાંક ઘણાં દુર્લભ અને કીંમતી છે. આ અભ્યાસની સાથે એમને પોતાના જ્ઞાનનો સારો ઉપયોગ કરવાની આકાંક્ષા વધતી ગયી. એ મતલબથી એમણે ઘણાંક વર્તમાનપત્રોમાં અને ચોપાનીઆમાં લખવા માંડયું. "જગતપ્રેમી" "જગત્ મિત્ર" "રાસ્ત ગોફ્તાર" એ પત્રોને પોતેજ જન્મ આપ્યો. "મુંબઈ સમાચાર" જે આ ઇલાકામાં સઉથી જુનું વર્તમાન પત્ર છે તેમાં અસલ મી. સોરાબજી લખતા. પારસીઓની પુરાતન સ્થિતિ કેવી હતી તથા તેઓનો સામાજીક વ્યૂહ કેવા પ્રકારનો હતો તે વિશે વર્તમાનપત્રોમાં એમણે પોતાની શોધોના તથા અભ્યાસના પરિણામ જણાવ્યા. આ બાબત ઉપર એમણે કેટલાક નાહાના ગ્રંથો લખ્યા છે. જેમ પોતાને ગ્રંથો લખવાનો શોખ હતો તેમ ગ્રંથકર્તાઓની દાઝ જાણી તેમના ગ્રંથો છપાવી બહાર પાડવામાં પૈસા ટકા સંબંધીની મદદ કરવામાં હમેશ તત્પર રેહેતા. પરમેશ્વરે તે કામમાં મદદ કરવાને એમને જોઈતી સમૃદ્ધિ પણ આપી હતી. વિદ્વાનોની દાઝ વિદ્વાન હોય તેજ જાણે. ગુજરાતમાં પ્રસિદ્ધ નવલકથા "વનરાજ ચાવડો" જ્યારે મી. મહીપતરામે એમને અર્પણ કર્યો ત્યારે જે કેહેવત મી. સોરાબજીને એમણે લાગુ પાડી હતી તે નિઃસંશય ઘણી જ વાજબી છે. કહ્યું છે કે માણસ અકસ્માતથી દ્રવ્યવાન અને પ્રખ્યાત થાય પણ અકસ્માતથી સુશીલ અને દયાળુ ન થાય.

ગુજરાતી ભાષામાં લખનારા પ્રસિદ્ધ ગ્રંથકર્તાઓ એમના મિત્ર

હતા તથા તેમના ગ્રંથોને એમના તરફથી ઘણો સારો આશ્રય મળતો.

આપણા સામાજીક સુધારાના સંબંધમાં મી. સોરાબજીએ ઘણો શ્રમ કર્યો છે તથા હિંદુઓની સંસારી સ્થિતિ સુધારવામાં આગળ પડનારાઓને ઘણા આફીનથી મદદ કરી છે. સ્વર્ગવાસી કરસનદાસ મુળજી તથા શેઠ સોરાબજીની મૈત્રી લોકવિશ્રુત છે—એવા મિત્રો હવે કવચિત જ જોવામાં આવશે. કરસનદાસના ગ્નાતીલાઓએ એને વિટમણા પાડવામાં બાકી રાખ્યું નથી. આવે દુ:ખને સમયે તેને મદદ કરનારાઓમાં અગ્રણી મી. સોરાબજી હતા. કરસનદાસના મૃત્યુ પછી તેના બાયડી છોકરાંઓને ગ્નાતમાં દાખલ કરાવી આપનાર મી. સોરાબજી હતા. હીંદુઓના સંસાર સંબંધી પોતે ઘણું લખાણ વર્તમાન પત્રોમાં કરતા. ગુજરાત તરફના સુધારક મંડળના અગ્રણી મહીપત-રામ રૂપરામ નીલકંઠને વિશે મી. સોરાબજી મરણ પર્યંત ઘણો જ ઊંચો વિચાર ધરાવતા. વાત પ્રસંગે કેહેતા કે ગુજરાતીઓમાં શુદ્ધ અંત:કરણ તથા નિ:સ્વાર્થ બુદ્ધિથી સુધારામાં તત્પર રેહેનાર મી. મહીપતરામ એકલા જ હતા. પ્રજાના હકમાં આગળ પડી કામ કરનાર જો નિષ્કલંક હોય તો જ તેને મદદ કરતા, નહી તો ચોખ્ખી રીતે ઉઘાડેછોક ના કેહેતા.

પારસી કોમના સાંસારીક સુધારાના સંબંધમાં મી. સોરાબજીનું કામ કદી ભુલાશે નહી. સ્ત્રીકેળવણીનું પેહેલું બીજ પારસીઓમાં પોતે રોપનાર હતા. નવસારી તથા મુંબઇ મળીને પાંચ નિશાળો છોકરી-ઓની કેળવણીને વાસ્તે પોતે સ્થપાવી તેમાંની બે પોતાને જ ખરચે ૬૦૦૦૦) રૂપીઆને ખરચે એક કન્યાશાળા પોતે બંધાવી છે અને તે પોતાની માતુશ્રીને નામે ઓળખાય છે. સ્ત્રીઓને ગુજરાતી કેળવણીની ઘણી જરૂર છે એમ પોતે સમજી પોતાની સ્થાપેલી નિશાળોમાં ફક્ત ગુજરાતીમાં જ કેળવણી આપવાનું રાખ્યું છે. આ શાળાની રચના, ત્યાં અપાતી કેળવણી, તથા ત્યાં શીખતી બાળાઓની જે માવજત લેવામાં આવે છે તે તો જાતે જોયાથી જ

જાણ્યામાં આવે. પારસીઓમાં કેળવણી પામેલી સ્ત્રીઓને યોગ્ય ઉત્તેજન આપી શાળાઓમાં શિક્ષકનું કામ કરવાનો આગ્રહ કરતા. તેમ સ્ત્રીઓને અંગ્રેજી કેળવણી આપવામાં પણ પાછાં પગલાં કરતા નહીં. તે બાબતમાં એમના સ્વાભાવિક આગ્રહથી પોતે મદદ કરતા. દેશી સ્ત્રીઓનાં દરદો નિવારણ કરવાને સ્ત્રી દાક્તરોની જરૂર છે એ પ્રથમ આ ગૃહસ્થને સુઝયું હતું, તે તે સંબંધી કોઈ પણ યોજનાની અગત્ય એમના મનમાં ઉતરી હતી. પાછળથી આખા હિંદુસ્તાનને માટે એ યોજના જ્યારે થઈ, ત્યારે આ ઇલાકાની યોજનામાં તેમણે ઉત્સાહ-પૂર્વક ભાગ લીધો હતો. એવા સ્ત્રીઓની સ્થિતિના સુધારકના મરણ પછી યોગ્ય રીતે પારસી અને બીજી કોમની સ્ત્રીઓએ સભા ભરી એમની યાદગીરી રાખવા એક મોહોટું ફંડ ઊભું કર્યું છે. પારસી સ્ત્રીઓની સાંસારીક સ્થિતિ ઘણી દુઃખી હતી તે તદ્દન સુધારી તથા તેમને થતો અન્યાય દૂર કરાવવાને એક કાયદાની ઘણી જરૂર હતી. તે કાયદો રચવામાં મી. સોરાબજી સહુથી આગેવાન હતા અને એમણે કરેલી સેવાની યાદગીરી ખાતર એમને એક ઘણી કીમતી ભેટ આપવામાં આવી હતી.

રાજ્યવ્યવહારમાં પણ એટલી જ મમતાથી મી. સોરાબજી કામ કરતા. મુંબઈની મ્યુનિસિપાલીટીમાં અસલ અગ્રેસર પોતે જ હતા. તે મંડળને કેવી સુધારવું એ સંબંધી તે વખતના ગવરનર સર સેમોર ફીટઝીરાલ્ડે એમનો અભિપ્રાય પુછ્યો હતો.

સ્પિનીંગ મીલોમાં નાનાં બાળકો કામ કરતાં અટકાવવાને એક કાયદાની ઘણી જરૂર હતી. એ કાયદો ધારાસભામાં પસાર કરાવવાને મી. સોરાબજી ઘણું મથ્યા અને અંતે ફતેહમંદ થયા. વિલાયતથી આવતા માલ ઉપર હીંદુસ્તાનમાં મુકાતી જકાત દૂર કરવાને લોર્ડ લીટનના વખતમાં ખટપટ ચાલતી હતી. તેની વિરુદ્ધ ઘણો વાદાનુ-વાદ ચાલ્યો તેમાં મુખ્ય. લખનાર મી. સોરાબજી પોતે હતા. ખુદ

માન્ચેસ્ટરનાં પત્રોએ મી. સોરાબજીની દલીલોને ઘણી વખાણી. રાજ્ય વ્યવહારમાં સત્તાધારી પુરુષો મી. સોરાબજીને ઘણા સન્માનથી ને આદરથી જોતા. એમની કલમમાંથી એક પણ લખાણ આવ્યું જોઈ વૃદ્ધ તથા જુવાનો પોતાનો વાદ કોરાણે મુકતા. મી. સોરાબજીના નામ માત્રના ઉચ્ચારથી સભાગૃહો ધન્યવાદથી ગર્જીત થતા. રાજ્યપદ ભોગવનારા અંગ્રેજો મી. સોરાબજી સાથે ગાઢ મૈત્રી ધરાવતા.

આ પ્રતાપી પુરુષની યોગ્યતા તથા એની રાજ્યભક્તિ જોઈ મહારાણી સરકાર યોગ્ય વખતે કીર્તિ ચિન્હો આપવા ચૂકતા નહીં.

૧૮૬૪ માં મી. સોરાબજી "જસ્ટીસ ઓફ ધી પીસ" થયા.

૧૮૭૬ માં મુંબઈ ધારાસભાના સભાસદ નીમાયા.

૧૮૮૧ માં. મી સોરાબજીને સી. આઇ. ઈ. નો ખેતાબ મળ્યો અને તેજ વર્ષમાં મુંબઈ સરકારે એમને "શેરીફ" કર્યા. ૧૮૯૫ માં સરકારે એમને આબકારી કમીશનના સભાસદ નીમ્યા. મી. સોરાબજીએ જન્મથી તે મરણ પર્યંત સઘળી કોમ તરફથી માન અને સત્કાર ભોગવ્યાં છે.

મી. સોરાબજીનું મૃત્યુ તા. ૪ થી એપ્રિલ અને મંગળવારે પરોઢીયામાં ત્રણ વાગે થયું. મૃત્યુની શય્યા ઉપર એમનું મન અત્યંત શાંત હતું. છેલ્લી ઘડી લગી ઇશ્વરનું સ્મરણ કરવું તેઓ વિસર્યા નથી. એમનામાં ધર્મબુદ્ધિ ઘણી ગાઢ અને અચળ હતી. એમનો આત્મા ઘણી શાંતીથી એમના અંગને તજીને જ્યાં કીર્તિમત્ પુરુષોના આત્માઓ લોકોત્તરાનંદમાં વસે છે ત્યાં યશથી ભરપૂર થઇ ચાલ્યો ગયો છે. બીજે દીવસે બપોરે ત્રણ વાગતે એમના શબને બાહેર લઈ જવામાં આવ્યું. તે વખતે આખા કોટના ભાગમાં તથા શેહેરના કેટલાક ભાગોમાં ગંભીર શોક વ્યાપી રહ્યો. એમના શબને માન આપવાને વાસ્તે આશરે પાંચ હજાર માણસ એકઠું થયું હશે.

मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्टसमं क्षितौ ।
विमुखा बांधवा यान्ति धर्मस्तमनुगच्छति ॥

આ પ્રતાપિ પુરૂષના જીવન વૃત્તાંતમાંથી આપણે શું તાત્પર્ય કહાડવું. આટલી ઊંચી પદવી તથા આવી ઉજ્વળ કીર્તિ એમણે મેળવી એનું શું કારણ. એમના સ્વભાવમાં કેટલાક નૈસર્ગિક ગુણો એવા હતા કે શત્રુ પણ તે જોઈ આશ્ચર્ય પામે તથા માન આપે. મી. સોરાબજીના સઘળા ગુણોમાં વિશેષે કરી ઔદાર્યનું પ્રાધાન્ય હતું. દુઃખીનું દુઃખ ટાળવું એજ પોતાનું કર્તવ્ય છે એમ સમજતા. બુદ્ધિમાન, પ્રમાણિક અંગ્રેજોને કરજના દુઃખમાંથી ઘણીવાર એમણે છોડાવ્યા છે. ગરીબાઈમાં જન્મેલાં નિર્દોષ બાળકોને તથા તેમના માતા પિતાઓને દારિદ્રયના સંકટમાંથી છોડાવવાને મદદ કરતા. ઘણા તરૂણ વિદ્યાર્થીઓને પુસ્તકોથી અને પૈસાથી અભ્યાસમાં મદદ કરતા. ચોપડી વેચનારાઓની દુકાને પોતાનું ખાતું હંમેશાં કાયમ રાખતા અને હમેશને વાસ્તે એવી સૂચના આપેલી કે કોઈ પણ કોમના કોઇ પણ વિદ્યાર્થી ગરીબ છોકરાને ગમે એટલાં કીંમતી પુસ્તકોની જરૂર પડે તો તે તેને વગર પૈસે પોતાને ખર્ચે નામ બહાર પાડ્યા વગર આપવાં. યુરોપ જઇ હુન્નર શીખી આવવાની ઉમેદ રાખનાર તંગીમાં પડેલા તરૂણોને પોતાના પૈસાથી યુરોપ મોકલતા. એમના ઔદાર્યનું વર્ણન જેટલું કરીએ એટલું ઓછું છે. પોતાના અસલના શેઠ મી. ટેનરની સ્ત્રીને છેલ્લા છેલ્લા દીવસ લગી મી. સોરાબજી પૈસાની મદદ મોકલતા.

મી. સોરાબજીના આત્મીય ગુણોમાં ઔદાર્યનું પ્રધાન્ય હતું એટલુંજ નહીં પણ એમનો બુદ્ધિપ્રભાવ પણ જબરો હતો. એમના તર્કો ઘણા યુક્તિસિદ્ધ અને સત્યપ્રમાણ હતા. વ્યાપાર, કેળવણી, સામાજીક સુધારો એ સઘળા વિષયોમાં એમની નજર ઘણીજ ઊંડી જતી હતી.

મૃત્યુની ધાસ્તી તેમને બીલકુલ હતી જ નહીં. મૃત્યુની શય્યા ઉપર પોતે હંમેશાં કહેતા “આપણે દુનીઆમાં કોનું બગાડયું છે કે આપણે ધાસ્તિ રાખીએ.” શાંત અંતઃકરણથી મૃત્યુને સામા મળવાની થોડાનેજ હીમ્મત હોય છે. એમના સ્વભાવમાં એક રીતે ચોકસપણું ઘણુંજ હતું. એમની સ્મરણશક્તિ તથા નિયમિત જીંદગીનો હેવાલ સાંભળીને કોઇ પણ માણસને આશ્ચર્ય લાગે. સંસારમાં નામ મેળવવાને વાસ્તે જે ગુણો જોઇએ તે સઘળા એમનામાં સંપૂર્ણ રીતે હતા. પોતાના ઘરના બારણા ઉપર “હીમ્મતે યાર ખુદા” એ કહેવત સુવર્ણના અક્ષરે કોતરાવી રાખી હતી. અને હજુ તે ત્યાં છેજ. આ કેહેવતને અનુસરીને પોતાનાં આચરણો દોરવતા.

એમના પરિવાર ઉપર એમના પોતાના ગુણોની અસર સંપૂર્ણ રીતે જોવામાં આવે છે—એમનીજ સત્યતા, એમનુંજ ઔદાર્ય, એમના જેવીજ હીમ્મત તથા પ્રમાણીકપણું એમની છોકરીઓમાં તથા તેમના ફરજંદોમાં જોવામાં આવે છે. એમના વિચાર એવા પાકા તર્કથી બાંધેલા હતા કે પચીસ વર્ષની ઉમ્મરે જે વિચારો બાંધેલા તે જીંદગીના અંત સુધી એમણે છોડયા નથી. માણસના મૃત્યુ પછી તેનાં અસ્થિચર્મો તો પંચતત્વમાં જાય છે પણ તેણે કરેલો ધર્મ કાયમ રહે છે. તા. ૧૪ મી એપ્રીલની સાંજે મુંબઈના ટાઉનહોલમાં એમની યાદગીરી કાયમ રાખવાને એક ત્રણ હજાર માણસની સભા ભરાઈ હતી અને તેમાં સઘળી કોમનાં માણસો સામેલ હતાં. એ સભા બોલાવવાને મોહોટા મોહોટા સર ચાર્લ્સ સાર્જંટ અને મી. લીવારનર જેવા સત્તાધિકારીઓ તથા ઘણીક સ્ત્રીઓની સહીથી શેરીફને અરજ કરવામાં આવી હતી. સભામાં સઘળી કોમનાં માણસો તરફથી એકજ પ્રકારની પ્રશંસા સાંભળવામાં આવી હતી. આ પ્રસંગે જે ભાષણો થયાં હતાં તથા હાજર નહીં રહી શકેલા ગ્રહસ્થો તરફથી જે પત્રો આવ્યા હતા તેની મતલબ જાણવાથી આખી પ્રજાને એમના મૃત્યુથી કેટલો શોક થયો છે તેનું માપ થઈ શકે. સ્ત્રીઓએ મી.

સોરાબજીની યાદગીરી રાખવાને એક જુદી સભા ભરી હતી. એમની યાદગીરી રાખવાને ઉભું કરવામાં આવેલા ફંડમાં આટલી થોડી મુદતમાં ત્રીસ હજાર રૂપીઆ ભરાઈ ચૂકયા છે. પ્રમાણીક અને સદ્‌ગુણી માણસને બીજો કાંઈ બદલો નથી, પણ પ્રજા તરફનું સન્માન એજ છે. મૃત્યુ લોકનું સ્વર્ગ ખરૂં જોતાં આ જ છે.

(પુ. ૪૦ મું, માહે મે, ૧૮૯૩)

# ૨૧. બા. ગોપાળરાવ હરિનું જન્મવૃત્તાંત

રત્નાગિરિજીલ્લાના કુર્ધ નામે ગામમાં સિધ્યેની અટકવાળા વંશના પુરૂષો છે, તેમાંથી જ દેશમુખી વતન પ્રસંગે "દેશમુખ" કુટુંબની ઉત્પત્તિ છે. સિધયે વંશના મૂલ પુરૂષ વિશ્વનાથ પંતે રત્નાગિરિ પ્રાંતના બાર ગામનું દેશમુખી વતન ખરીદ કર્યું અને કુર્ધ ગામમાં પોતાનો જાથુનો નિવાસ રાખ્યો. આ ઈ. સ. ૧૬૫૦ અથવા તે અરસાની વાત છે. વિશ્વનાથપંત ઇ. સ. ૧૭૦૦ માં ગુજરી ગયા. તેમને નારાયણ નામે એક પુત્ર હતો. નારાયણરાવ પણ આજ ગામમાં રહેતા. આ વખત શાહુ રાજા સતારાની ગાદી ઉપર હતો. થોડા સમય બાદ જ્યારે પેશ્વાઇ શરૂ થઇ ત્યારે તેમણે પોતાના ચાર પુત્રોને પુને મોકલ્યા. તેમનાં નામ (૧) વામનાજીપંત (૨) ગોવિંદપંત (૩) અંનાજીપંત અને (૪) લક્ષ્મણપંત.

આ સમયે પુનામાં "ફડનવીસ" નામનું એક મ્હોટું ખાતું હતું જ્યાં મુત્સદ્દી વર્ગના લોકને શિક્ષણ મળતું. ફડનવિસ ખાતામાં નોકરી લીધી એટલે મુત્સદ્દીપણાનું શિક્ષણ મળ્યું એમ સમજાતું. અને ઘણા તરૂણ પુરૂષો આ માટે પુને આવી રહેતા. આમાંના ચોથા લક્ષ્મણપંત ઉપર પ્રસિદ્ધ નાનાફડણવિસનો ઘણોજ વિશ્વાસ

હતો અને રાજદ્વારી કેટલાંક કઠિન અને મહત્વનાં કાર્યો તેમને સોંપવામાં આવ્યાં હતાં. લક્ષ્મણપંતના વડીલ બંધુ ગોવિંદપંત પણ પુનામાંજ રહેતા. તે ઇ. સ. ૧૭૯૨ ની સાલમાં ગુજર્યા. તેમને હરિપંત નામે પુત્ર હતો. પોતાના પિતાના મરણ વખત હરિપંતનું વય ૩૬ વર્ષનું હતું અને તે વખત પુના સરકારના મ્હોટા દરજ્જાના લશ્કરી અમલદાર હતા. હરિપંતને પેશ્વા સરકારે કામ પ્રસંગે દક્ષણમાં મોકલેલા તે આવ્યા પહેલાં ઇ. સ. ૧૮૧૮ માં છેલ્લા બાજીરાવ પુનાની પેશ્વાઇ અંગ્રેજ સેનાપતિ માલ્કમ સાહેબને હસ્તક સોંપી, બ્રહ્માવૃતમાં (બીઠુર) પલાયન કરી ગયા હતા! આ દિનથી અંગ્રેજ અમલ પુનામાં શરૂ થયો.

ઉપર લખેલ હરિપંત તેજ આ ચરિત્રના નાયક રા. બ. ગોપાળરાવજીના પિતા થાય. હરિપંતની પ્રથમ પત્ની દેવલોક પામ્યાં, ત્યારબાદ તેમણે દ્વિતીય લગ્ન કુર્ધનાજ રહીશ રાઘોપંતની કન્યા કાકુબાઈ વેરે કર્યું; અને તે આ વિષયના નાયકના માતુશ્રી કાકુબાઈને ત્રણ પુત્ર પ્રસવ્યા, ચિંતામણિરાવ, ગોપાળરાવ અને ગોવિંદરાવ. હરિપંત દેશમુખ ૮૦ વર્ષની વયે સન ૧૮૩૬ ના મે માસની ૧૬ મી તારીખે ગત થયા.

હરિપંતને તેમની હયાતીમાં રૂા. ૧૦૦૦) નું વર્ષાસન પેશ્વા સરકારે એનાયત કરેલું અને બ્રીટિશ રાજ્યે ચાલુ રાખેલું તે મળતું. મરણ પછી તે બંધ થયું. હરિપંતની વિધવાએ આ સંબંધમાં અરજ કરવાથી, તેની અરજ મંજુર કરવાના અભિપ્રાય સાથે મુંબાઇ સરકારે "કોર્ટ ઑફ ડાયરેકટર" ને લખ્યું. ત્યાંથી નીકાલ થયો કે "જપ્ત કરેલું સરનજામ પાછું આપવાનું નથી; પરંતુ હરિપંતની વિધવા કાકુબાઇને જન્મપર્યંત રૂા. ૬૦૦) વર્ષાશન આપવું. અને તેના પુત્રોને નોકરીએ લાગે ત્યાં સુધી રૂા. ૨૦૦) વર્ષાશન આપવું." આ ઠરાવ પ્રમાણે અમલ થયો. પેશવાઈની આખર બાદ પેશવાઈ

વખતના પ્રતિષ્ઠિત અને શ્રીમાન કુટુંબના સ્થિત્યંતરનું આ એક સાધારણ ઉદાહરણ છે.

ગોપાળરાવ દેશમુખનો જન્મ તા. ૧૮ ફેબ્રુઆરી ૧૮૨૩ ને રોજ થયો, પિતાના મોત વખત તેમનું વય ૧૩ વર્ષનું હતું. લખવા વાંચવાનું અને હિસાબ વિગેરેનું સામાન્ય જ્ઞાન ગોપાળરાવે ખાનગી શિક્ષકના હાથ તળે ઘર આગળ જ મેળવ્યું હતું. કંઇ નિશાળે બેઠેલા નહીં. ૧૫ વર્ષની ઊમરે તેમણે હવેલીના મામલતદાર અમૃતરાવ અપ્પાજી રાનડે ( તે હોન. રા. બા. મહાદેવ ગોવિંદ રાનડેના માના બાપ) ના હાથ તળે કચેરીમાં ઊમેદવારી શરૂ કરી. આ વખતથી જ ગોપાળરાવની ચાલાકી અને હીસાબી જ્ઞાન જોઈ અમૃતરાવ મામલતદાર કહેતા કે આગળ જતાં દફતરદાર થશે. તે વખત દેશી લોક માટે દફતરદારનો હોદ્દો મહોટો ગણાતો હતો.

બુધવારવાડીમાં મામલતદારની કચેરી હતી—એ કચેરીના ઉપર સરકારી અંગ્રેજી શાળા હતી. આ શાળામાં આશરે ૬૦ વિદ્યાર્થી અભ્યાસ કરતા હતા. વિદ્યાર્થીઓ પૃથ્વીનો ગોળો લઈ અથવા જુદા જુદા દેશના નકશા લઇ જુએ કરે તે સઘળું કચેરીના લોકના જોવામાં આવે. ગોપાળરાવનું મન તે તરફ આકર્ષાયું અને ઇંગ્રેજી અભ્યાસ શરૂ કરવાનો નિશ્ચય કર્યો. વાંચનારને આશ્ચર્ય લાગશે, પણ ખરી વાત છે કે, આ કાર્ય સહેલું નહોતું. અંગ્રેજી અભ્યાસ કરવો એ બ્રાહ્મણ લોક અત્યંત અપવિત્ર ગણતા. અને આ મતના લોકનું જોર તે વખત જબરૂં હતું. ખુદ ગોપાળરાવનાં માતુશ્રી પુત્રને અંગ્રેજી શિક્ષણ આપવા વિરુદ્ધ હતાં. ગોપાળરાવે દૃઢ નિશ્ચય કર્યો હતો તે રહે તેમ નહોતું. માતુશ્રીને રાજ્યભાષા શીખ્યા વગર ચાલે નહીં વિગેરે કારણો બતાવી શાંત પાડ્યાં તોપણ નિશાળેથી આવ્યા પછી દેહશુદ્ધ સ્નાન કર્યા શિવાય પુત્રને ઘરમાં પેસવા દેતાં નહોતાં. આ વિગેરે બીજી અડચણોથી નિરાશ ન થતાં અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો. પ્રથમ તો ઘર આગળ થોડા વખતમાં, વિદ્વાનોની મદદથી

"વીલસનનો ડાયલોગ" "સ્ટીશાનું વ્યાકરણ" અને "જોનસનના કોશ"નું કિંચિત જ્ઞાન મેળવી શાળામાં પરીક્ષા આપી, સન ૧૮૪૧ માં ચોથા વર્ગમાં દાખલ થયા. ગોપાળરાવની ઉંમર શાળામાં દાખલ થયા ત્યારે ૧૮ વર્ષની હતી. અને મહેનત અને ચંચળ બુદ્ધિના બળથી એક પછી એક ઉપલા વર્ગમાં ઘણી ટુંક મુદતે ચઢતા ગયા. નિશાળમાં ફક્ત ત્રણ વર્ષ રહ્યા પરન્તુ તેમણે તેટલા વખતમાં "અંગ્રેજી ભાષાનું ઉત્તમ જ્ઞાન સંપાદન કર્યું છે" એવો ઉપરી શિક્ષક મી. ઈર્સ્ડેલનો અભિપ્રાય મેળવ્યો. ગોપાળરાવજીની તીવ્ર બુદ્ધિ જોતાં આટલા વખતમાં આવું ઉત્તમ જ્ઞાન મેળવ્યું એમ સંભવિત નથી લાગતું એ ખરૂં પણ હાલની માફક નિરૂપયોગી અભ્યાસ વિદ્યાર્થીઓને ગળે ઠાંસવામાં નહોતો આવતો એ પણ ધ્યાનમાં લેવા જોગ છે. શાળા છોડયા બાદ પુષ્કળ અભ્યાસ કરી જુદા જુદા વિષયોનું ઉત્તમ જ્ઞાન મેળવવામાં ગોપાળરાવે અથાગ શ્રમ લીધો હતો.

શાળા છોડયા પછી તા. ૧૬ ઓકટોબર ૧૮૪૪ માં ગોપાળરાવને દક્ષણના સરદારના એજન્ટ મી. વારડનના હાથ તળે રૂ. ૭૭ ના પગારની કલાર્કની જગ્યા મળી. તેજ ને એજ ઓફીસમાં ચાર વર્ષ સુધી એમણે દુભાષ્યાનું કામ કર્યું. ત્યાર પછી એમનો પગાર રૂા. ૯૬ કરી હેડ કલાર્કની જગ્યા આપી. એને એજ ઓફીસમાં સન ૧૮૫૨ માં રૂા. ૧૩૧ાા ના પગારથી શિરસ્તેદાર નીમાયા. આ અગાઉ સન ૧૮૪૬ માં તેમણે મુનસફની પરીક્ષા પસાર કરી હતી.

શિરસ્તેદારના હોદ્દા ઉપર જેટલા વખત રહ્યા તે દરમ્યાનના એમના ઉપરીઓએ એમની પ્રશંસા કરી છે. અને તેઓ સઘળા દેશમુખ સાથે સપ્રેમ વર્તતા. દેશમુખ કુળમાં સરકારી નોકરી સ્વીકારનાર ગોપાળરાવજ પ્રથમ હતા. નોકરીએ લાગ્યા અગાઉ રૂા. ૨૦૦) નું એમને જે વર્ષાસન મળતું તે નોકરી સ્વીકાર્યા પછી બંધ થયું.

તા. ૧ અકટોંબર ૧૮૫૨ થી ગોપાળરાવને રૂા. ૨૦૦) ના પગારથી સતારા જીલ્લામાં વાઇના ફર્સ્ટ કલાસ મુનસફ નીમવામાં

આવ્યા હતા. પછી ૨૭૫ રૂપૈઆના પગારથી સતારામાં આકટીંગ સદર અમીન નીમાયા હતા. ત્યાર પછી રૂ. ૨૫૦ પગાર અને રૂ. ૫૦ ભત્થુ નીમી તેમને ઇનામ કમીશન નં. ૨ નો હોદ્દો મળ્યો હતો, ત્યાંથી રૂ. ૬૧૧) ના પગાર ઉપર તેમની સતારે સુપરી સેટલમેન્ટ ખાતામાં નીમણુક થઈ.

સરકારે સન ૧૮૬૧ માં ઇનામ કમીશનખાતું બંધ કરી ગોપાળરાવની જગ્યા કમી કરી. થોડો વખત વગર નોકરીએ રેહેવું પડયું. ઇનામ કમીશનખાતામાં કામ માટે કેપટન કૌપરે ને કેપટન ગ્રીફીથે સરકારમાં ગોપાળરાવની ઘણી તારીફ મોકલેલી અને એક પત્રમાં ગોપાળરાવ જેવા ચાલાક અને હુશીયાર માણસ નોકરી બહાર રહેવાથી સરકારને તેમની ખોટ માલમ પડે છે એમ દર્શાવ્યું હતું. આ પછી સરકારે તેમને મુંબાઈની સદર અદાલતના બીજા મદદગાર રજીસ્ટ્રારના હોદ્દા ઉપર નીમ્યા. ત્યાર પછી તેમને અહમદનગરના આસીસ્ટંટ અને સેસન્સ. જજની જગ્યા આપી. આ જગ્યા મુંબાઇ ઇલાકામાં સ્વદેશીને પ્રથમ જ મળી. અહમદનગરથી એજ હોદ્દા ઉપર સન ૧૮૬૩ માં તેમની અમદાવાદ બદલી થઈ. આ હોદ્દા ઉપર બંને સ્થળે તેમના પોતાના કામથી સરકારને સંપૂર્ણ સંતોષ આપ્યો. અને તે સાથે લોકોની અપૂર્વ પ્રીતી મેળવી. દીવાની તેમજ ફોજદારી બન્ને કામ કરવામાં તેમની ઉચ્ચ બુદ્ધિ અને ઉત્તમ જ્ઞાન વડે તેઓ સર્વત્ર લોકપ્રિય થઇ પડયા, અને આ શેહેરના લોકની તેમના પ્રત્યેની પ્રીતિ અને માન માટે વાંચનારને અમે તે વખતના હેવાલનું અવલોકન કરવા સૂચવીએ છીએ. મી. દેશમુખ આ હોદ્દા ઉપર નીમાવાથી યુરોપીયન સીવીલીયન વર્ગે કેટલોક બડબડાટ તે સમયે કીધો હતો. અને સરકારે આ અન્યાય કીધો છે એમ બતાવવાનો ઉદ્યોગ માંડયો હતો. પણ તેમાં કાંઈ ફાવ્યા નહીં અને આ નીમણુક કામચલાઉ હતી એટલે તે માટે નકામી કચકચ કરવામાં અર્થ નહોતો.

સન ૧૮૬૫ માં ગોપાળરાવની અહમદનગરના સ્મૉલકાઝ કોર્ટ

જજ્જ તરીકે નિમણુક થઈ. તે પછી સતારામાં પ્રીન્સીપાલ સદર અમીન થયા. ૧૮૬૮માં પાછા અમદાવાદ શહેરમાં સ્મૉલકાઝ કોર્ટના જજ્જ તરીકે આવ્યા. દશ વર્ષ સુધી આ જગા પર તેઓ રહ્યા. તે સમયની અત્રેની અમદાવાદની કારકીર્દી એ એમના સુચરિત્રનો મુખ્ય ભાગ ગણાય. જે પૂજ્યબુદ્ધિ ગોપાળરાવ દેશમુખ પ્રત્યે અમદાવાદી પ્રજાએ દર્શાવી છે તેનું યથાર્થ વર્ણન આપવું એ અશક્ય છે. અહીંની પ્રજાના ભાવનું ખરૂં સ્વરૂપ જે વખત નાશકના જોઈન્ટ સેશન્સ જજ્જના હોદ્દા ઉપર એમની બદલી થઈ તે વખત જોવામાં આવ્યું હતું. તેનો સહેજ આભાસ તે વખતના અમદાવાદના વર્તમાનપત્રના આધારે અત્રે ટુંકામાં આપીએ છીએ.

રા. બા. દેશમુખ આ શહેરમાં એકંદર બાર વર્ષ રહ્યા. આ એક તપ જેટલી મુદતના દરમ્યાનમાં તે એટલા બધા પ્રિય અને પૂજ્ય થઈ ગયા હતા કે લોકો તેમને દેવ સમાન સન્માન આપતા. તેમનાં કામકાજની શૈલી, તેમની ન્યાયબુદ્ધિ એમના શાંત અને ગંભિર સ્વભાવ અને એમના ધૈર્ય એ ઔદાર્યની લોકોને એવી પૂર્ણ પીછાન થએલી હતી કે એમની નાશક બદલીની ખબર જાણતાં સર્વત્ર શોકગ્લાની વ્યાપી ગઈ હતી. તે વખતે તેમને માન આપવામાં અને સત્કાર કરવામાં કશી મણા રાખવામાં આવી નહોતી. રા. બા. દેશમુખની વિદાયગીરી વખતે નાગરીકોએ "ગોપાલોત્સવ"નો નામનો એક જંગી ઉત્સવ કીધો હતો. તે વખતનાં વર્તમાન પત્ર વાંચતાં દરેક પત્રકાર ગોપાળરાવના ગુણ ગાવામાં એક એકની સ્પર્ધા કરતા હોય એમ લાગે છે. કવિ અને પત્રકાર તેમણે આ પ્રસંગે રા. બા. દેશમુખનાં એટલાં બધાં વખાણ કીધાં છે કે ભાગ્યે જ અધિકારી વર્ગમાંથી કોઇનાં એટલાં વખાણ થયાં હોય. શહેરમાંથી તેમના વિદાય થતા અગાઉ ઘણી મીજબાનીઓ તેમના માનાર્થે થઈ હતી. અને તે પ્રસંગે લોકોએ જે સન્માન આપ્યું હતું તે બેશક અપૂર્વ હતું. તા. ૨૪ શનીવાર ફેબ્રુ-

આરી ૧૮૭૭ આ ગોપાળોત્સવને માટે મુકરર ઠેરવવામાં આવી હતી. તે માટે રૂ. ૫૦૦) ઉઘરાવેલા તે પૈકી ૨૫૦)ના પુસ્તકો તથા મીઠાઇ મંગાવી સઘળી શાળાઓના વિદ્યાર્થીઓને વ્હેંચવામાં આવ્યાં હતાં. આ પ્રસંગે ૪૦૦૦ વિદ્યાર્થીઓ અને ૧૦૦૦૦ ઉપરાંત શહેરી જન ગોપાળરાવના સન્માનાર્થે એકઠા થયા હતા. આ સંબંધનો પૂર્ણ હેવાલ આ માસીકમાં તે સમયે પ્રસિદ્ધ કરવામાં આવેલાં છે. અમદાવાદના અનેક કવિઓએ ગોપાળરાવના ગુણની પ્રસંશાની કવિતાઓ રચેલી છે. તેમાં કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઈ. તથા તેમના પુત્ર મોહનલાલનું "ગોપાલગુણ વર્ણન કાવ્ય" તથા કવિ બુલાખી ચકુભાઇની કવિતા વિશેષ પ્રસિદ્ધ છે. ગોપાળરાવજીને સંન્માન આપવામાં હિંદુ, મુસલમાન, પારસી, યુરોપિયન, સર્વેએ એક સરખા ઉત્સાહથી ભાગ લીધો હતો. આ પ્રસંગે એક અમેરીકન વ્યાપારી આ શહેરમાં આવી પુગેલો તેણે પોતાના વિચાર જણાવતાં કહેલું કે આ મીલાવડા ઉપરથી જ કેવા પ્રકારના પુરૂષને માન આપો છો તેનું મને સહજ ભાન થાય છે. આવી લોકભક્તિ કવચિત જોવામાં આવી છે અને એવા મહાન પુરૂષને બેશક ધન્યવાદ ઘટે છે.

ઉપરનો હેવાલ વાંચનારને તે વખતના મીલાવડાઓનો ચીતાર આપવાને કાંઈજ નથી. બેશક ગોપાળરાવ પ્રત્યે લોકની પ્રીતિ અલૌકિક જ હતી. અને ૧૮૮૧ માં જ્યારે રા. બા. દેશમુખ વડોદરે શ્રીમંત શીયાજીરાવ ગાયકવાડના રાજ્યાભિષેક સમારંભ ઉપર આવેલા ત્યારે આપણા પ્રસિદ્ધ મર્હુમ રા. બા. ભોળાનાથ સારાભાઇના આમંત્રણથી તેઓ અમદાવાદ પધાર્યા હતા. તે વખત લોકોનાં જે ટોળે ટોળાં એમના દર્શન માટે ભેગાં થતાં તે કોઇ જાત્રાના જુથની યાદગીરી આપતાં. ટુંકામાં અમારા જાણવા પ્રમાણે પુણાના કૈલાસવાસી સાધુ યશવંતરાવ મહાદેવ ભાસ્કર ઉર્ફે દેવ મામલતદારને જે ભક્તિથી ત્યાંના લોક ચાહતા તેવી ભક્તિ દેશમુખના સંબંધમાં અમદાવાદના લોકમાં જોવામાં આવી હતી. રા. બા. દેશમુખ અમ-

દાવાદમાં હતા તે દરમ્યાનમાં તેમણે શહેરની ઉત્તમ પ્રકારની સેવા બજાવી છે. હીમાભાઈ ઈન્સ્ટીટ્યુટના તેઓ અધ્યક્ષ હતા, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ને શેઠાણી કન્યાશાળાના સેક્રેટરી, બાળલગ્ન નિષેધક મંડળીના તથા પ્રાર્થના સમાજના પ્રમુખ હતા. અને કંગાળ દુષ્કાલફંડ તથા અમદાવાદ રીલીફ ફંડ કમીટીના સેક્રેટરી હતા. બીજી અનેક રીતે તેઓ શહેરની સેવા બજાવવામાં તત્પર હતા. આ સમયમાં તેમણે નિરનિરાળા વિષયો ઉપર કીમતી અને વજનદાર સંખ્યાબંધ વ્યાખ્યાનો આપ્યાં હતાં. અવદીચહીતેચ્છુ સભા, નાગરી સભા, વણિક સભા, વિગેરે ઉપર તેમનું સારૂં લક્ષ હતું અને તેને ઉદાર આશ્રય આપ્યો હતો. અમદાવાદથી નીકળતાં રા. બા. દેશ-મુખને વિદાય કરવા સેંકડો લોક સ્ટેશન ઉપર ભેગા થયા હતા. એ વિયોગ દુઃખ તેમને એટલું બધું લાગ્યું હતું કે તેમની આંખમાંથી આંસુ વ્હેવા લાગ્યાં હતાં.

સન ૧૮૭૭ ના માર્ચ માસમાં રા. બા. દેશમુખ નાશકમાં જોઈન્ટ જજ્જના હોદ્દા ઉપર હાજર થયા. ત્યાં અને થાણાના શેસન્સ જજ્જના એમના કામ માટે હાઈકોર્ટે સારી પ્રશંસા કીધી છે. સીવીલ સરવીસ કમીશન રૂબરૂ સાક્ષી આપતાં મરહુમ મી. જસ્ટીસ નાનાભાઈ હરિદાસે કહેલું કે વગેરે સનંદી દેશી જજ્જ ન્યાયનું કામ કેવી અચ્છી રીતે કરી શકે તેનું ઉત્કૃષ્ટ ઉદાહરણ રા. બા. દેશમુખ છે. તેમની સર્વ નોકરી તદન નિષ્કલંક હોઈને પ્રજાપ્રિય હતી. ગોપાળરાવજીને ૫૫ વર્ષ થયે સર રીચાર્ડ ટેમ્પલ, મુંબાઈનાં તે વખતના ગવરનરે પેનશન આપ્યું. રાવબહાદુરનો નોકરી પર કાયમ રહેવાનો હવે વિચાર નહોતો. તેમની જ્યેષ્ટ પુત્રીનો પતિ મંગળવેધ્યાના જાગીરદાર શ્રી હરીહરરાવ રામચંદ્ર પટવર્ધન, તરૂણવયમાં એકાએક પંઢરપુરમાં દેવલોક પામ્યા. આથી રાવબહાદુરના મનપર અત્યંત ઉદાસી વ્યાપી ગઈ હતી, અને નોકરી પરથી દીલ ઉઠી ગયું હતું...

સન ૧૮૭૭ માં મહારાણીએ હીંદુસ્તાનની શેહેનશાહત ધારણ કરી ત્યારે નામદાર મુંબઈના ગવનર સર ફીલીપ વુડહાઉસ અને વાયસરોય લોર્ડ લીટનના આમંત્રણથી ગોપાળરાવ દિલ્હીના દરબારમાં હાજર રહેવા ગયા, ત્યારે તેમને રાવબહાદુરનો ઇલ્કાબ એનાયત કરવામાં આવ્યો હતો. પેન્સન મળ્યા પછી રાવબહાદુર પાંચ છ માસ મુંબાઇ રહી પછી પુને રહ્યા હતા. સન ૧૮૮૧–૮૨ અને ૧૮૮૨–૮૩ માં મુંબાઈના કાયદા કાઉંસીલના સભાસદ હતા તે વખતે મહુડા બીલ અને શિકારી કાયદાના ખર્ડાના સંબંધમાં કીમતી સેવા બજાવી હતી. તેઓ જસ્ટીસ ઓફ ધી પીસ અને મુંબાઈની યુની-વર્સીટીના ફેલો હતા. અને સરકારે પ્રથમપદના સરદારની પદ્વિ બક્ષી હતી. આ ટુંક ચરિત્ર પૂરૂં કરતાં પહેલાં તેમના મુખ્ય કામની સંક્ષેપ નોંધ લેવાની રજા લઈએ છીએ.

તે વખતના લોકમાં પ્રચલિત દુરાગ્રહ તથા દુરાભિમાન અને અજ્ઞાન ફેડવાના નેક હેતુથી અને વિદ્યાના પ્રસારથી જ લોકની સ્થિતિ સુધરશે. એ શુભ નિશ્ચયથી જ્ઞાનપ્રસારક પત્રમાં "લોકહિત વાદી"ની સહીથી રા. બા. ગોપાળરાવજીએ જે લેખ પ્રસિદ્ધ કીધા છે તે આજપણ આપણા મનને આનંદ સાથે ઉચ્ચ શિક્ષણ આપે છે. આ જ્ઞાનપ્રસારક પત્ર કાઢવાનું માન પણ તેમને જ ઘટે છે. ચાર વર્ષ પર્યંત આ પત્ર તેમણે ચલાવ્યું. એજન્ટની ઓફીસમાંથી તેમની બદલી થયાથી આ પત્રનું કામ તેમને છોડવું પડયું. લોકહિતવાદીના લેખનો બહોળો ઉતારો મુંબાઇના મીશનરી જ્ઞાનોદય પત્રમાં ૧૮૪૮ થી ૧૮૫૨ સુધીના અંકો જેમની પાસ હશે તેમના જોવામાં આવશે. આ લખાણની તે વેળાની પ્રજા ઉપર ઘણી ઉત્તમ અસર થયેલી જણાય છે.

મુંબાઈ ઇલાકામાં પુનાની નેટીવ જનરલ લાયબ્રેરી ઘણી જુની છે; અને તેને હયાતીમાં લાવવામાં રા. બા. દેશમુખને ઘણી અડ-

ચણુ સોસવી પડી હતી. આ લાયબ્રેરીના જેટલાં જુનાં સંસ્કૃત પુસ્તક બીજી કોઈ લાયબ્રેરીમાં ભાગ્યેજ હતાં, પણુ કમનસીબે તેમાંનાં ઘણાં ખરાંની બુધવારવાડાની મોટી આગમાં પૂર્ણાહુતી થઈ ગઇ છે. રા. બા. દેશમુખ જ્યારે મુંબાઇ આવ્યા ત્યારે તેમણે તથા કેશવ-શાસ્ત્રી ગાડગીલ, લક્ષ્મણુ શાસ્ત્રી હળવે અને પારસી ગૃહસ્થે મળી ઈંદુ પ્રકાશ છાપખાનું કાઢયું અને થોડા વખતમાં તેજ નામનું પત્ર બહાર કાઢયું. જે પત્ર તે સમયે શરૂ થએલું તે મુંબાઈ ઈલાકામાં હાલ ઉત્તમ પંકિતનું ગણાય છે. આ પત્રનો ઇંગ્રેજી ભાગ તે વખત રા. બા. દેશમુખ લખતા. બુદ્ધિપ્રકાશ માસિકમાં પણુ તેમનાં કીંમતી લખાણો પ્રસિદ્ધ થએલાં છે.

રા. બા. ને પોતાને પુસ્તક વાંચવાનો અત્યંત શોખ હતો. તે જેમ બને તેમ વિદ્યાનો પ્રસાર સ્વદેશીજનમાં વિશેષ થાય તે તરફ ઘણું લક્ષ દેતા તે કારણે તેમણે પોતાનાં ૫૦૦૦ રૂપીઆનાં કીમતી પુસ્તકો એકી વખતે મફત અર્પણુ કરી દીધાં હતાં. ફક્ત ટપાલ ખર્ચેજ જેને જોઈએ તેમને મંગાવી લેવા જાહેર ખબર આપી હતી. આ ઉપરાંત જુદા જુદા પુસ્તકાલયમાં તેમણે ઘણાં પુસ્તકો ભેટ આપેલાં છે.

રા. બા. ના કુટુંબનું કાંઈપણુ વર્ણુન ન કરવાથી તેમનું ચરિત્ર અધુરૂં ગણાય. ગોપાળરાવજીનો વિવાહ ગોપિકાબાઈ નામની કન્યા સાથે તેમના સાતમે વર્ષે થયો હતો. પતિ પત્નિના વયમાં ફેરમાત્ર વર્ષનો જ હતો આ દંપતિ અતિ ભાગ્યશાળી અને સુખી નીવડયું. ગોપાળરાવજીને ૬ પુત્ર અને ૨ કન્યા થઈ. બધાએ પુત્ર આરોગ્ય અને તેમાંના પાંચ યુનીવર્સીટીના ગ્રેજ્યુએટ થયા. મુંબાઈ ઈલાકામાંથી કોકણુસ્થ બ્રાહ્મણોના પુત્ર બારીસ્ટર થવા વિલાયત ગયો તે રા. બા. ગોપાળરાવજીના પુત્ર કૃષ્ણુરાવ હતા. તેમના વિલાયતથી પાછા ફર્યા પછી પ્રાયશ્ચિત વિગેરેનો બ્રાહ્મણોનો ત્રાસ રા. બા. દેશમુખને સોસવો

પડયો હતો. તેમના વડા પુત્ર રઘુનાથરાવ બી. એ. મુંબાઈની હાઈ-કોર્ટના ઇંટરપ્રિટર છે, બીજા પુત્ર ડાકટર મોરેશ્વરરાવ બી. એ. બી. એસ. સી. એમ. ડી. અદ્યાપિપર્યંત સરકારી કેમીકલ એનાલાઈઝરના માનવંતા હોદ્દા ઉપર હતા. નાના પુત્ર રા. બા. લક્ષ્મણરાવ બી. એ સી. એસ તે હાલ આસિસ્ટંટ કલેકટરની ઉંચી પદવી ઉપર છે. જ્યાં સુધી રા. બા. ગોપાળરાવ નાશકમાં હતા ત્યાં સુધી તેઓ કુટુંબ સંબંધે સંપૂર્ણ સુખી હતા, પરંતુ દેવઇચ્છાથી તે પછી આઠ વરસમાં તેમને માથે એક પછી એક દુઃખ ભોગવવાનાં હતાં. તેમના ઉમરે પહોંચેલા ત્રણ પુત્રો કમનસીબે ગત થયા. પ્રથમ કૃષ્ણરાવ બારીસ્ટરનું દુઃખદાયક મૃત્યું થયું, તે અસહ્ય દુઃખ ન સહન થઈ શકાયાથી તેમનાં માતુશ્રી થોડા કાળમાં ગત થયાં. પત્નિના મોતથી ગોપાળરાવનું મન ઘણું ઉદાસ થઈ ગયું. તે પછી બે પુત્ર અને એક કન્યા એટલાં ગત થયાં. આ પ્રત્યેક દુઃખે એ ગોપાળરાવજીના શરીર પર ઘણી માઠી અસર કરી. પોતે શાંત વિચારના અને ગંભીર સ્વભાવના તેથી બાહ્ય ઉદ્‌ગાર તો ન કાઢયો પણ અંતરંમાં કેટલી લાગણી થએલી તે જોના-રને સ્પષ્ટ જણાતું.

રા. બા. ગોપાળરાવજીએ પોતાના પુત્રને વિલાયત મોકલવાની જે હીંમત અને ધૈર્ય બતાવ્યાં છે તે ઘણાં સ્તુત્ય છે. તે વખતે અસલી વિચારના માણસોનું જોર પુષ્કળ હતું. એ તેમના વિરુદ્ધ થઇ આ કૃત્ય કરવું એ ઓછી હીંમતની વાત નથી. રા. બા. ગોપાળરાવજી એ વડોદરાના શાસ્ત્રીઓનો અભિપ્રાય પુછાવેલો, જેમણે એમ જણા-વેલું કે વિદેશગમન શાસ્ત્રવિરૂદ્ધ છે. શહેરના શાસ્ત્રીઓએ જે આવો મત આપ્યો હતો તે વિદ્વાન અને સુશિક્ષિત રાજાના પ્રતાપ અને પરિબળ વડે કરી આજ વિદેશગમન કરી આવેલા વિદ્વાનોને પોષણ આપનારૂં થઈ પડયો છે. એ કુટુંબ તે ભાગ્યશાળી પુરૂષોથી ભરપૂર છે.

વિષ્ણુ પરશુરામ શાસ્ત્રી પંડિતના પુનર્વિવાહના સંબંધમાં ગોપાળરાવજીએ અથાગ શ્રમ લીધો હતો. નારાયણ જગન્નાથનો વાંદરાંમાં જ પુનર્વિવાહ થયો તે દક્ષિણી બ્રાહ્મણ જ્ઞાતિમાં પ્રથમ હતો અને તે પછી બીજો પાંડુઆ કરમકરનો. એ બન્નેમાં રા. બા. ગોપાળરાવ અગ્રેસર હતા.

રા. બા. દેશમુખ જુના ઇતિહાસના પૂર્ણ માહીતગાર હતા. તેમને ગ્રંથસંગ્રહનો પુષ્કળ શોખ હતો. તેમનાં લગભગ ૪૦ પુસ્તક પ્રગટ થયાં છે તેમની મહેનત અને ચાલાકીની આપણને યાદ કરાવે છે. ઈંગ્રેજી ને મરેઠી ઉપરાંત તેઓ ગુજરાતી, ઉર્દુ, ફારસી અને સંસ્કૃત ભાષાનું ઉત્તમ જ્ઞાન ધરાવતા હતા.

રાવબહાદુર સ્વભાવે એવા શાંત અને ગંભીર હતા કે તેઓ એક દૃષ્ટાંત રૂપ ગણાતા. એમની નીતિ ઉચ્ચ પ્રકારની અને રહેણી એટલી સાદી અને ઉત્તમ પંક્તિની હતી કે તેઓ સર્વત્ર લોકપ્રિય થઈ પડયા હતા. ધાર્યા કરતાં આ ચરિત્ર લંબાણ થયું છે છતાં સમાપ્ત કરતાં એક બાબત લખવાનું અમારૂં મન રોકી શકતા નથી, ગોપાળરાવજીના સંબંધમાં એક તેમનું મહાભાગ્ય એ હતું કે જે વિચારો તે વખતની પ્રજાના મત વિરૂદ્ધ હતા અને જે વિચારો ફેરવવાને માટે તેમણે અથાગ શ્રમ વેઠયો હતો, તે તેમની જીંદગીમાં જ કરેલા જોવાને તેઓ શક્તિમાન થયા. આ રીતનું એમના પ્રસંગમાં એક કરતાં વધારે બનવાથી, એમના વિચાર એમની વૃદ્ધાવસ્થામાં સર્વ કોઈ માન સાથે સ્વીકારતા. આ પ્રમાણે જીવન ગુજારતા આ મહાપુરૂષનો પ્રાણ તા. ૯ માર્ચ ૧૮૯૨ના પ્રાતઃકાળમાં શ્રી જગદીશ્વરને શરણ થયો.

( પુ. ૪૦ મું, માહે નવેમ્બર, ૧૮૯૩ )

# રા. બ. બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય

## બી. એ., સી. આઈ. ઈ.

## (ઇ. સ. ૧૮૩૮-૯૪)

જે વર્ષમાં બંગાળાનો પ્રખ્યાત કવિ હેમચંદ્ર બન્દોપાધ્યાય (Bonnerjea) જન્મ્યા હતા તેજ ૧૮૩૮ના વર્ષમાં, આ બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાય પણ જન્મ્યા હતા. બંકિમચંદ્રના પિતાનું નામ જાદબચન્દ્ર ચટ્ટોપાધ્યાય હતું. જાદબચન્દ્ર ઘણા વખત સુધી ડેપ્યુટી કલેકટરની જગ્યાએ રહી નિમકહલાલીથી પોતાનો ધર્મ બજાવતા હતા. બંકિમચન્દ્રનો તેમને ત્યાં જન્મ થયો તે સમયે તેઓ પેન્શન પર હતા.

આપણા બંકિમચન્દ્રને, પ્રથમ હુગલી કૅાલેજમાં અને પછીથી કલકત્તાની પ્રેસીડેન્સી કૅાલેજમાં, શિક્ષણ મળ્યું હતું. કલકત્તા યુનિવર્સિટી સ્થપાયાને બહુ સમય થયો ન હતો. આપણા ચરિત્રનાયક બંકિમચન્દ્રને, ભારતવર્ષ ખાતેની આ પહેલી યુનિવર્સિટીની ડિગ્રી પ્રથમ મેળવવાનું માન મળ્યું. ભારતવર્ષ ખાતે પહેલા ગ્રેજ્યુએટ તેઓ થયા.

તેમણે પોતાનો બાલ્યકાળ, બંગાળના વિખ્યાત કવિ–નાટયકાર દીનબંધુ મિત્ર અને સંસ્કૃત સમાજના વૃદ્ધ ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરની દેખરેખ નીચે પ્રભાકર નામના બંગાળી પત્રની સેવામાં ગાળ્યો. આજ વખતથી તેમના લખાણમાં આવતી સરળતા અને માધુર્યનો સંચય થવા લાગ્યો.

બી.એ. ની પરીક્ષા પાસ કર્યા પછી બંકિમચન્દ્રને તેમના પિતાની જ ડેપ્યુટી કલેક્ટર તરીકેની જગા મળી. આ પદ ઉપર રહી તેમણે જૂદા જૂદા જીલ્લાઓમાં નોકરી કરી. આ વખતમાં પણ તેમનો ખરો પ્રેમ અને ઉત્સાહ, એ તો સાહિત્ય માટે જ હતાં.

બંગ કવિશ્રેષ્ઠ મધુસુદન દત્તે, પદ્યમાં જેમ વિશેષતા અને નૂતનતા પ્રાપ્ત કરી, તેમ બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયે (chatterjea) ગદ્યમાં સરળતા અને માધુર્ય, કાંઈ તેવી જ વિશેષતા અને નૂતનત્વ લાવવા પ્રયત્ન આદર્યો.

બન્નેની કૃતિમાં પાશ્ચાત્ય વૃત્તિ પ્રતિબિંબિત હતી, તેનાથી જ બન્ને ઉત્તેજિત હતા. પોતાની બુદ્ધિ અને કળાના સામર્થ્યે પાશ્ચાત્ય વિચારોને–કલ્પનાને સ્વદેશીય અને લોકરૂચિ તથા સાહિત્યના વલણને અનુસરતી કરવામાં તેમણે સંપૂર્ણ રીતે વિજય પ્રાપ્ત કર્યો.

મધુસુદન દત્તે હિંદુ સમાજનું ખરૂં વીરરસિક કાવ્ય લખ્યું. આમાંની ઉત્તમતાનો પ્રભાવ હોમરની વૃત્તિથી પ્રતિબિંબિત હતો. શ્રી બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયે આર્ય સમાજના ઉપન્યાસ ( નવલકથાનાં પુસ્તકો ) લખ્યાં અને તેમાંની કલ્પના તથા વિચારો પ્રાશ્ચાત્ય નવલ-કથા શ્રેષ્ઠ સર વૉલ્ટર સ્કૅાટના અદ્દભુત લેખનની અસરથી પોષાયલાં હતાં.

૧૮૬૪ માં તેમનું પ્હેલું ઐતિહાસિક નવલકથાનું પુસ્તક 'દુર્ગેશનન્દિની' પ્રસિદ્ધ થયું. આ કથાથી આખા બંગાળાની વાચક સમાજ આશ્ચર્યિત થઈ ગઇ હતી કેમકે આ પ્રકારનું આવું ઉત્તમ પુસ્તક પ્હેલ વ્હેલું જ હતું. મધુસુદન દત્તનું 'મેઘનાદ' વીરરસ કાવ્ય પણ આ પછી ત્રણ વર્ષે બહાર પડયું હતું.

આ અપૂર્વ ગ્રન્થના ઉત્તમ પાત્રોમાં એમની ભાવનાની એકતા, કલ્પનાનું પ્રાધાન્ય, વૃત્તિનું તાદશ્ય, પાત્રોમાં ચેતનાદિ ભાવોમાંનું લેખન ચાતુર્ય, ભાષામાં સરળતા અને પ્રસાદ, લેખનપ્રાવીણ્ય, અને તેમાંનું ગૌરવ, સહૃદયતા અને અપૂર્વ આત્મજન્યતા, સંપૂર્ણ રીતે પ્રદર્શિત થાય છે.

આવી બધી વૃત્તિઓથી પોષાયેલો, બંગાળી ગદ્યમાં આ પ્રસિદ્ધ પુસ્તક થયા પ્હેલાં થયેલો–એવો એક પણ ગ્રન્થ મળી આવતો નથી. આવો સ્વતન્ત્ર કલ્પનાજન્ય વસ્તુવાળો ગ્રન્થ લખાવા કદાપિ

પ્રયત્ન થયેલો પણ જણાતો નથી. બંગાળાના કથા સાહિત્યમાં પણ ક્યાંમાં આના જેવો આબેહૂબ ચિતાર અપાયો નથી.

પૂજ્ય-વૃદ્ધ ઇશ્વરચન્દ્ર વિદ્યાસાગરે, તેમનું મ્હોટામાં મ્હોટું પુસ્તક “સીતાર બનબાસ” (સીતાનો વનવાસ) ફક્ત આથી બેજ વર્ષ પૂર્વે પ્રસિદ્ધ કીધું હતું. આ પુસ્તક તે સંસ્કૃત નાટકનો બંગાળી ગદ્યમાં અનુવાદ છે.

બેજ વર્ષમાં એક નવીન યુગનો અરૂણોદય, બંગાળી ગદ્ય દૃષ્ટિ મર્યાદામાં થયો. આ આખો યુગ તે કલ્પનામય અને સ્વતન્ત્ર–આત્મજનિત ગ્રન્થની પ્રવૃત્તિનો હતો. આવો યુગ બંગસૃષ્ટિએ આ પ્રથમ જ જોયો હતો.

દરેક નવીન પ્રયાસને પ્રથમ તો હસી કહાડવામાં આવે છે, અને અને આ નિયમ પ્રમાણે બંકિમચન્દ્ર પણ પ્રથમ તો હાંસીને પાત્ર થયા હતા. તેમના અત્યુત્તમ ગ્રંથ સંબંધી, ટીકાકારો અને નિરાશ અશક્ત લેખકો, ઉછરતા–યુવાન લેખક, સાહિત્યના ભક્ત, આપણા ચરિત્ર નાયક ઉપર પોતાનો ગુસ્સો કહાડતાં દોષના અવિચારી આક્ષેપોનો વરસાદ વર્ષાવવા લાગ્યા. તેમને પાશ્ચાત્ય પદ્ધતિનો સ્વીકાર કરનારને એક દેશાવનતિજનક લેખક તરિકે ગણી અપમાનિત કરવા લાગ્યા. પરંતુ બંકિમચન્દ્ર, આ સર્વની જરા પણ દરકાર કર્યા વિના પોતાના સાહિત્યસેવાના જ કામમાં ખંતથી શ્રદ્ધાપૂર્વક મંડ્યા રહ્યા અને અન્તે સાહિત્યોન્નતિના મહાપ્રયાસમાં વિજય પ્રાપ્ત કર્યો. બધા આક્ષેપો–નિન્દા, અપવાદ સર્વ ભૂલાઈ ગયું અને તેમનું ખરી બુદ્ધિનું કામ અન્તે ટીકાકારોના સખત આક્ષેપોની સહામે સમુદ્રના મોજાથી કૂટાતી અથડાતી ખડકની માફક સ્થિરજ રહ્યું.

આથી ત્રીસ વર્ષ પછીની બંગાળની વાચક સમાજ આ ‘દુર્ગેશનન્દિની’ને બંગ–સાહિત્યનો મ્હોટામાં મ્હોટો ગ્રન્થ ગણી માન આપે છે, અને ખરા હૃદયથી–મુક્ત કંઠથી, બંકિમચન્દ્રનું સર્વદા સ્તુતિગાન કરે છે.

બંગસાહિત્યનું પણ ૧૯ મું શતક સૌથી વિશેષ પ્રભાવશાળી છે. અને તેમાંએ વધારે તેજવન્તું દશક બતાવવા હમને કહો તો તેથી પણ જરાએ ચમક્યા વિના કહીશું કે એ દશક ૧૮૫૮ થી ૬૪ સુધીમાંનું છે.

વિખ્યાત વિદ્યાસાગરે વિધવાવિટંબનાની વાત આજ વર્ષોમાં પ્રસિદ્ધિમાં મૂકી અને તેમનું 'સીતા બનવાસ' આજ વર્ષોમાં પ્રસિદ્ધ કીધું.

બંગ નાટ્યપદ્ધતિ સંબંધેનો દીનબંધુ મિત્રે આરંભેલો ઉપક્રમ આ વર્ષોમાં જ પૂર્ણ થયો, અને તે રામનારાયણ તર્કરત્ને પણ આજ વર્ષોમાં પાછો પુનઃ આરંભ્યો. ન્યુ સ્કુલ (નવીન શાળા) ના કવિ માઇકેલ મધુસુદન દત્તે, પણ આજ વર્ષમાં પોતાનું ચિરસ્મરણીય વીરરસ કાવ્ય ( Monumental epic ) લખ્યું; અને આપણા બંકિમચન્દ્રે પણ આજ વિખ્યાત શતકમાં પોતાની નવીન શાળા સ્થાપી . ૧૮૬૪ માં પૂર્ણ થતાં દશકમાં સાહિત્યપ્રવૃત્તિ જાણે પોતાની ઉન્નતિ ઉચ્ચતમ શિખરે પહોંચી ન હોય તેમ આ વર્ષનો જરાક વિચાર કરતાં સહજ ભાન થઇ આવે છે—ભાસ થાય છે.

શ્રેષ્ઠ ગ્રન્થકારો, ઉત્તમ ગ્રન્થો, વિદ્યાસાગર, દીનબંધુ, મધુસુદન અને બંકિમચન્દ્રાદિ સર્વ આજ દશકમાં એકઠા થઈ ગયા.

પ્રથમ પ્રયત્નમાં વિજય મેળવીનેજ બંકિચન્દ્રે નિષ્પ્રયોજન સંતોષ માની લીધો ન હતો. સાહિત્યોન્નતિનો ઇચ્છાપ્રદીપ તેમના હૃદયમાં સતેજ હતો.

વિચિત્રઘટનામયી "કપાલકુંડલા" લેખકની કલ્પનાનું, તેના પ્રથમ ઉપન્યાસ 'દુર્ગેશનન્દિની'થી વિશેષ આશ્ચર્યજનક ઉદાહરણ છે. અને ત્યારપછી લખાયલું 'મૃણાલિની' આ પ્રથમના જેવું તો નહિ જ પરંતુ તેનાથી બીજે નંબરે મૂકાય તેવું તો છેજ. આમાંના કેટલાંક પાત્ર તો એવાં ભાવિક અને રસિક છે કે સહૃદય વાંચકોનેજ પોતાના સ્વરૂપમાં સમાવી લે છે. આ પાત્રો એવાં સુંદર આલેખાયાં છે કે તે એક ખરો કવિજ સમજી શકે—ધારી શકે.

'દુર્ગેશનન્દિની' પ્રસિદ્ધ થઈ ગયે આઠ વર્ષ વીતી ગયાં. પ્રારબ્ધ પ્રેરિ એક ઉત્તમ ગ્રન્થકારને સાહિત્યોન્નતિ અર્થે પ્રયાસ કરવા ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. બંકિમચન્દ્રને એ ઉત્તમ પંક્તિ પ્રાપ્ત કરે તેવું માસિક પત્ર કહાડવાની ઇચ્છા થઈ. ને ૧૮૭૨ માં ઇચ્છાનુસાર તેમણે 'બંગદર્શન' નામનું માસિક પત્ર આરંભ્યું આ પત્ર આપણા વિદ્વાન ગ્રન્થકારના તંત્રીપણાનું હોવાથી હવે તો સહેજમાં લોકપ્રિય થઇ પડયું.

બંકિમચન્દ્રની સાહિત્ય વૃત્તિની ચંચલતા અપાર હતી. તેમની પ્રિય ઐતિહાસિક કથા મૂકી, એક સાંસારિક કથા તેમના નવીન માસિક પત્રમાં આરંભી. આ વાર્તાનું નામ 'બી–સ. બૃક્ષ. ખ'* હતું. આ વાર્તા એ પણ સહજમાં લોકરૂચિ–વૃત્તિને આકર્ષી. બંકિમચન્દ્રની સાંસારિક કથામાંનું પહેલામાં પહેલું અને સારામાં સારૂં આ પુસ્તક છે. આ વાર્તા ઉપરાંત બીજા ભિન્ન ભિન્ન વિષયો પર ચર્ચા અવલોકન–વિવેચન–ટીકા જ્ઞાનથી ભરપૂર લેખો આપણા બંકિમચન્દ્રની રસપૂરી કસાયેલી કલમથી લખાયલા આવતા હતા; આ સર્વ તેમની અપૂર્વ પદ્ધતિમાં લખાયલું હોવાથી 'બંગદર્શન' ઘણુંજ લોકપ્રિય થઈ પડયું આ પત્ર આ વખતે સર્વોત્તમ હતું–સબલ લેખકની લેખનીથી સરળ ભાષામાં લખાતું સારૂં માસિક પત્ર એકલું આજ હતું.

હવે બંકિમચંદ્ર સાહિત્ય સૃષ્ટિના સંપૂર્ણ રીતે અધિપતિ થયા. ઇશ્વરચંદ્ર ગુપ્ત, શતકના પૂર્વ ભાગમાં હતા. તેમનું લાંબું રાજ્ય આશરે વીશેક વર્ષ ચાલ્યું હતું. તેમના મૃત્યુ પછી બંકિમચન્દ્રની પંક્તિમાં આવી શકે–આવવા પ્રયત્ન કરવાને કોઇ પણ શક્તિમાન ન હતું. દીનબંધુ મિત્ર અને મધુસુદન દત્ત પણ ૧૮૭૨ માં મરણ શરણ થયા.

અક્ષયકુમારે અને વિદ્યાસાગરે સાહિત્યસેવાથી નિવૃત્તિ નિવાસ સ્વીકાર્યો હતો. હેમચંદ્ર બન્દોપાધ્યાયનું છેલ્લું અને મોટામાં મોટું

પુસ્તક ક્યારનુંએ બહાર પડી ગયું હતું; તેમની વીણાનો નાદ હવે ભાગ્યેજ સંભળાતો. નવીન શાળાના યુવાન લેખકો અને કવિઓ 'દુર્ગેશ નન્દિની' અને 'વિષવૃક્ષ'ના સમર્થ ગ્રંથકારને પૂજ્યભાવથી જોતા અને સાહિત્ય સમાજમાં તેમનું આધિપત્ય સ્વીકારતા.

કેટલાએક તરૂણો તેમના બંગદર્શનમાં લખતા; તેઓ તેમના સહાય ઉપદેશથી અને ઉદાહરણથી લાભ પામતા. સઘળાઓ તેમને એક સ્વરે-મને બંગાળી સાહિત્ય-સૃષ્ટિના મુખ્ય નિયામક-અધિપતિ માનતા. તેમના ઉત્તેજનાદિ ભાવથી કેટલાં સારાં પરિણામ આવ્યાં છે એ ખાસ જોવા જેવું છે. આનાજ ઉદાહરણ માટે લખતાં સાંપ્રતની ભારત-સમાજના મુખ્ય પુરૂષ બાબુ રમેશ ચન્દ્ર દત્ત કહે છે કેઃ-

" જે વર્ષમાં બંગદર્શન શરૂ થયું તેજ વર્ષમાં એટલે ૧૮૭૨ માં બંકિમચન્દ્રે મને મારી માતૃભાષામાં લખવા સૂચવ્યું. જે પ્રસંગ માટે આપણે આ ઉદાહરણ ટાંકીએ છીએ તે પ્રસંગ વિશેષ ઉજ્વલ થવા માટે પોતાનો થોડો પ્રસંગ કહી બતાવું તો તે વાચકો ક્ષમા આપશે. મારા પિતા તથા બંકિમચન્દ્ર બંને ડેપ્યુટી કલેકટર હતા. પણ મારા પિતા તેમનાથી વીશ વર્ષ જૂના ( senior ) અનુભવી અને માન્ય હતા. તેઓ પેન્શન લેવાનો વિચાર કરતા હતા. બંકિમ ચન્દ્ર ઘણો વખત મારા પિતા જે જીલ્લામાં હતા તેજ જીલ્લામાં હતા. તેઓ મારા પિતાને ઘણીજ માનની નજરથી જોતા હતા. જ્યારે મારા પિતા મરણ પામ્યા ત્યારે તેમને માટે તે બહુ શોક કરતા, અને અમને દિલાસો આપતા હતા. આ વખતે તેઓ સામાજીક ધર્મ બજાવતા હતા (૧૮૬૧). મારા ઉપર તેઓ એક મોટા અને માન્ય સંબંધી જેટલો ભાવ રાખતા હતા, મારાથી તેઓ દશ વર્ષે મોટા હતા. બંગ સાહિત્યની સેવા કરનારાઓમાં હું પણ એક ગણાઉં તેવો મને કરવા તેઓ ખાસ પ્રયત્ન કરતા. ૧૮૭૨ માં એક

---

* વાંચો ગુજરાતી 'વિષવૃક્ષ'

વખત 'બંગદર્શન' વિષે વાત કરતાં તેમાં આવતી તેમની એક નવલકથાનાં કેટલાંક પાત્રો મેં વખાણ્યાં. 'જો તમે એવી રીતે બંગ સાહિત્યની સ્તુતિ કરો છો ને ભાવ સમજી શકો છો તો તમે પોતજ–' વૃદ્ધ નવલકથાકારે (બંકિમચંદ્રે) કહ્યું:–'કેમ તે બંગભાષાસુંદરીના પોષણને અર્થે પ્રયાસ નથી કરતા ?–માતૃભાષામાં કેમ નથી લખતા ?

'હું બંગાળીમાં લખું' મે આશ્ચર્યપૂર્વક પ્રશ્ન કર્યો–'અરે ! મેં બંગાળી કદાપિ લખ્યું નથી. હું બંગ શૈલી જાણતો નથી !'

'વાહ ! બંગશૈલી ?! તમારા જેવો શિક્ષિત માણસ જે લખે તેજ બંગશૈલી. તમારૂં શિક્ષિત હૃદય શૈલી ખોળી લેશે. તમારે શૈલીનું શું કામ છે ? તમે તમારા ઈંગ્રેજી લેખથી કદાપિ અમર રહેનાર નથી !' તેમણે આ અને બીજી વખતે કહ્યું'–આ બીજી તરફ જુઓ ! 'જુઓ તમારા કાકાઓ ગોવિન્દ ચન્દ્ર, શશી ચન્દ્ર અને મધુસુદન, તે વખતની હિંદુ કૉલેજના તેઓ ઉત્તમ શિક્ષણ પામેલા હતા. ગોવિન્દ ચન્દ્ર અને શશી ચન્દ્રના અંગ્રેજી કાવ્યો કદાપિ અમર રહેવાના નથી; પણ આ ત્રીજા કાકા મધુસૂદનનાં બંગાળી કાવ્યો તો બંગ સાહિત્યની હયાતી સુધી જીવન્ત રહેશેજ !'

આ શબ્દોએ મારા ઉપર ઉંડી અસર કરી અને આ પછી બે વર્ષે મારૂં 'બંગ બિજેતા' ૧૮૭૪ માં બહાર પડયું. આ પુસ્તક જ્યારે એક બીજા બંગાળી માસિકમાં આવતું હતું ત્યારે બંકિમચન્દ્રનું ચન્દ્રશેખર તેમના બંગ દર્શનમાં છપાતું હતું. તેમણે આ હરિફાઇના ગ્રન્થ માટે સંપૂર્ણ સદ્‌ભાવપૂર્વક મને લખ્યું હતું કે,

'I am crowding my canvas with characters–it won't do for a veteran like me to be beaten by a youngster.

આ પ્રસંગ ઉપરથી આપણા ચરિત્રનાયકની ઉત્તેજક બુદ્ધિ સંપૂર્ણ રીતે જણાઈ આવે તેમ છે. અને તેમના આ તરફના પ્રયાસનાં ફળ કેવાં સારાં આવ્યાં છે તેને માટે હાલના બંગાળી સાહિ-

ત્સની ઉચ્ચતા અને આ પ્રસંગના વિષયભૂત રમેશચન્દ્ર દત્ત જેવા લેખકોનાં ઉદાહરણજ બસ છે.

રમેશચન્દ્રને લખેલા બંકિમચન્દ્રના શબ્દો સ્પષ્ટ જણાવી આપે છે કે તેઓ કેવા ગમતીલા–આનંદી અને નિરભિમાની સ્વભાવના હતા.

બંકિમચન્દ્રની ફળદ્રુપ લેખનીમાંથી હવે ઝપાટાબંધ સાંસારિક, ધાર્મિક, ઐતિહાસિક આદિ વિષયોનાં ગ્રન્થપુષ્પો ખરવા માંડ્યાં. તેમની લેખન શૈલીમાં સદા રસ અને પ્રસાદ સર્વત્ર વ્યાપ્તજ રહેતાં. દિવસ વીતતાં વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતે તેમની લેખની પણ વિશેષ પકવ થતી ગઈ–પરિપૂર્ણતા પ્રાપ્ત કરતી ગઈ. તેમાં 'દેવી ચૌધરાણી' 'આનન્દ–મઠ' અને 'કૃષ્ણકાન્તેર ઉઈલ' અને બીજાં નવલકથાનાં પુસ્તકો સ્વભાવના ચંચલતાથી પૂર્ણ છે. તેમાં મર્યાદિત અંશે હાસ્ય પણ કવચિત્ કવચિત્ ઝળકે છે. આવા અનેક ગુણોથી તેમના ગ્રન્થ વિભૂષિત હતા. તેમના ગ્રન્થોની એક જમાનાની વાચક સમાજને ઉજાણી ચાલી. જેને તેઓ અડકતા તે તેમના બુદ્ધિતેજથી રાજતું.

બંગ સુંદરીઓ પણ પોતાના જનાનખાનામાં રહીને બંકિમચન્દ્રના મુદ્રણમાંથી બહાર પડતા દરેક પુસ્તકની રાહ જોતી. શાળા અને પાઠશાળામાં શિક્ષણ પામતા તરૂણોને છેલ્લા પુસ્તકના અંત સુધીના શબ્દો મ્હોડે હતા. આ બધા પ્રસંગો શું જણાવી આપે છે?

આ પછીના–તેમના છેલ્લા દિવશોમાં તેમને ધાર્મિક વિષયો લખવાની વૃત્તિ થઈ તેમાં પણ પૂર્ણપણે વિજય પ્રાપ્ત કર્યો. જે કામ તેઓ હાથમાં લેતા તે પૂરૂં કર્યા વિના છોડતાજ નહિ. તેમના આ ગુણો ખાસ અનુકરણ કરવા યોગ્ય છે.

તેમનું ધર્મ સંબંધનું પુસ્તક કૃષ્ણ વિષયનું છે. આનું નામ કૃષ્ણચરિત છે. આથી બંગાળની વાચક સમાજમાં ભારે ખળભળાટ થયો હતો. કૃષ્ણને એક દેવ તરિકે નહિ પણ સામાન્ય માણસ–યાદવવંશના મુખ્ય અને પોતાની સુજ્ઞ શિખામણથી સત્યના કારણને સહાયતા આપનાર

ધીરવીર તરીકે ચીતર્યો છે. શ્રીકૃષ્ણના ઉપર તેમની શૃંગાર પ્રિયતા આદિ દોષોના, તેમના અજ્ઞાન ભક્તોની અન્ધ શ્રદ્ધાથી અને પાશ્ચાત્ય વિદ્વાનોના અપૂર્ણ અભાવથી, મૂકાતા ગંભીર આક્ષેપોનો તેમણે સપ્રમાણ બચાવ કર્યો છે. આ ગ્રન્થથી અજ્ઞાન અને અન્ધ શ્રદ્ધાળુ આસ્તિક સમાજ ( orthodox party )ને, કામુક કૃષ્ણની કુંજ ક્રીડાદિના વર્ણનો, સંસ્કૃત સાહિત્યના પ્રાચીન ગ્રન્થોમાં કોઇ પણ જગોએ નથી અને તે પાછળથી થયલા કેટલાક પેટભરૂ બ્રાહ્મણોનો ઉમેરો છે એમ પ્રમાણોથી સિદ્ધ કરી સમજાવ્યું છે.

તેમણે વેદાદિનું અધ્યયન ઘણીજ સારી રીતે કર્યું હતું. તેમના આ વિષયના અભ્યાસ સંબંધી પ્રો. આર. સી દત્ત લખે છે કેઃ—

He also took up the study of the Vedas, and felt himself instinctively drawn to the Hindu revival of tne present generation–not to the noisy revivals of ceremonials and forms and hurtful rules, but to the purer, deeper, and more catholic monotheism of the Hindus which alone can unite, and strenghen the nation.

તેમના આ અભ્યાસનું તાદશ્ય કેટલેક અંશે તેમના ગ્રન્થોમાં અને મુખ્યત્વે કરી તેમના 'ધર્મતત્ત્વ' 'કૃષ્ણચરિત' 'કમલા કાન્તેર દપ્તર' માં જોવામાં આવે છે.

કેટલોક વખત બંકિમચન્દ્ર બરાસેતમાં ન્યાયાધીશની જગાએ પણ હતા. તેમના હાથ નીચેના દરેક કેસ તેમની ન્યાયબુદ્ધિની તુલના કરવામાં સહાયભૂત થઇ પડે તેમ છે. તેમની ન્યાયબુદ્ધિ અપૂર્વ હતી એ તે ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે.

બંકિમચન્દ્ર તેમના વાર્તાના પુસ્તકો માટે ' Sir Walter Scott of Bengal ' (બંગાળાનો સર વૉલ્ટ સ્કોટ) કહેવાય છે એ કોણ નથી જાણતું ?

બંકિમચન્દ્રને રાયબહાદુરનું પદ મળ્યું હતું, અને સી. આઇ. ઇ. નો ચાંદ પણ મળ્યો હતો.

૧૮૯૯ નું વર્ષ કાળમુખું નીકળ્યું ને બંગસૃષ્ટિ અધિપતિ વિનાની થઈ. બંકિમચન્દ્ર સદાને માટે કાળમુખમાં રહ્યા.+

( પુ. ૪૯ મું, માહે નવેમ્બર, ૧૯૦૨ ).

# સુપ્રસિદ્ધ ગુર્જર લેખક નારાયણ હેમચંદ્ર

સુપ્રસિદ્ધ ગુર્જર લેખક, ગુજરાતી સાહિત્યના ભાવિક ભક્ત અને સરસ્વતીદેવીના આસ્થિક પૂજારી રા. રા. નારાયણ હેમચન્દ્રના પરલોકગમનની નોંધ લેતાં અમને ઘણી દિલગીરી થાય છે. ગુજરાતી વાચક વર્ગમાં એવું કોઈ નહિ હોય કે જે રા. નારાયણને તેમના નામથી–જાણતું ન હોય. તેમણે પોતાના અનેક લેખો, અનેક ચોપાનીઆં અને અનેક નાનાં મોટાં પુસ્તકો દ્વારા પોતાનું નામ સર્વત્ર જાહેર કર્યું છે, અને તેમના લેખો જ્યાં સુધી હયાતીમાં રહેશે ત્યાં સુધી સ્મરણમાં રહેશે.

રા. નારાયણે પોતાના જીવનવૃત્તનો ઘણો ખરો ભાગ "હું પોતે" નામના પુસ્તકથી ગુર્જર વાચકો સમક્ષ રજુ કરેલ હોવાથી, આ પ્રસંગે અમે તે વિષે લંબાણ ન કરતાં ટુંકમાં જ તેની નોંધ લઇશું. તેઓ જ્ઞાતે ક્ષત્રી હતા. તેમના પિતાનું મૂળ વતન દિવ બેટ હતું; પરંતુ ધંધાને નિમિત્તે તેઓ મુંબઈમાં જઈ વસ્યા હતા. રા. નારાયણનો જન્મ મુંબઈમાં સંવત ૧૯૧૧ ના જેઠ શુદ ૧૫ ના

---

+ આ લેખ લખવામાં મુખ્ય આધાર પ્રો. આર. સી. દત્તના અંગ્રેજી લેખનો લેવામાં આવ્યો છે. આ જીવનમાંથી અનુકરણીય ગુણો તારવી નહિ કહાડતાં તે કામ હમારા વાંચકોની હંસવૃત્તિના વિશેષ ચેતન માટેજ બાકી રાખ્યું છે.—D.

રોજે થયો હતો. તેમની બાલ્યાવસ્થા–કુદરતના સામાન્ય નિયમ પ્રમાણે–સુખાવસ્થામાં ગઇ હતી; પરંતુ બાલ્યાવસ્થાની જીંદગીમાંથી યુવાવસ્થામાં પ્રવેશ કરવાની સંધિના અરસામાંજ–ઉમરના અગીઆરમે વર્ષે તેમના પાલક પિતા અને પછી બે વર્ષે માયાળુ માતાના મૃત્યુથી તેમના તે સુખની સમાપ્તિ થઇ હતી. તેમને વિદ્યાભ્યાસ સારૂ શાળામાં બેસાડ્યા હતા પરન્તુ તેમના અન્તઃકરણનું વલણ કુદરત તરફથી તથા નિરીક્ષણથી મળતા શિક્ષણ તરફ વિશેષ હોવાથી શાળાના શિક્ષણમાં જોઈએ તેવું તેમણે ધ્યાન આપ્યું હતું નહિ, અને તેથી તેમનો તે અભ્યાસ માત્ર નામનો–સાધારણ જ થયો હતો. તેમના પિતામાતાના મૃત્યુને લીધે તેમની ઉપર સાંસારિક દુઃખ આવી પડયું એટલે પછી તો તેમણે નિશાળે જવાનું છોડી દીધું, અને કોઈક ધંધામાં દાખલ થવા માટેની તજવીજ કરવા માંડી. અને કપુર બનાવવાનું, ઘડીઆળ દુરસ્ત કરવાનું, પ્રીટરનું, સુતારનું, વગેરે કામોમાં ઠીક માહિતી મેળવી લીધી. જો કે તેઓ ધંધાની ખટપટમાં પડ્યા હતા તેમ છતાં તેના જન્મ સાથે જ તેમનામાં જન્મ પામેલો સાહિત્યશોખ તેમની ઉપર વધવાની સાથે વધતો રહ્યો હતો. શરૂઆતમાં તેઓ માસિકપત્રો વાંચી પોતાના સાહિત્યશોખને ખોરાક પૂરો પાડતા હતા; પરંતુ તેટલા ખોરાકથી તેમને તૃપ્તિ નહિ થવાથી તેઓ વિશેષ ખોરાક પ્રાપ્ત કરવાના માર્ગો શોધતા જ હતા. શોધના પરિણામે બંગાળી ભાષામાં સારૂં સારૂં લખાય છે અને સાહિત્ય વધારે છે, એમ તેમના જાણવામાં આવ્યું. તે ઉપરથી તે ભાષા અને લિપિ શિખવાની તેમની ઇચ્છા થઈ, અને તે માટે તેમણે તુરત પ્રયત્ન પણ શરૂ કર્યો. જેમાં મનુષ્યને ફતેહમંદ થવાનું હોય છે તે કાર્ય કરતાં તેને સર્વ તરફથી અનુકૂળતાઓ આપોઆપ પ્રાપ્ત થાય છે. રા. નારાયણના બંગાળી અભ્યાસના સંબંધમાં પણ તે પ્રમાણે જ બન્યું. તેમણે તે શિખવા માટે આરંભ કર્યો હતો તેવામાં જ બાબુ નવીનચન્દ્રરાય નામના એક બંગાળી ગૃહસ્થ સાથે તેમને (મુંબઇમાં)

સંબંધ થયો. રા. નારાયણની વિદ્યાભિલાષા તથા સાહિત્યપ્રિયતા તેમના જાણવામાં આવતાં તેમણે તેમને આશ્રય આપ્યો, અને પોતાની સાથે લઈ ગયા. તેમની સાથે રા. નારાયણ અઢાર વીશ વર્ષ સુધી રહ્યા હતા. બાબુ નવીનચન્દ્રરાયની સાથે રહેવાથી તેમને ઘણા પ્રકારના લાભ થયા; તેમાં ત્રણ મુખ્ય હતા. એક બંગાળી તથા હિંદી ભાષાનું જ્ઞાન મેળવી શક્યા, બીજો વાંચવાનું અને તે દ્વારા પોતાનું જ્ઞાન વધારવાનું સારૂં સાધન મળ્યું, અને ત્રીજો બંગાળા, ઉત્તર હિંદુસ્તાન, પંજાબ, રજપુતાના વગેરે હિંદુસ્તાનના ઘણાખરા ભાગની મુસાફરી કરી અનુભવ મેળવી શકયા. રા. નારાયણને મુસાફરી કરવાનો તથા કુદરતની લીલાઓ નિહાળવાનો શોખ હોવાથી તેમણે બાબુ નવીનચન્દ્રરાયની સાથે રહેતાં બની શકી તેટલી હિંદુસ્તાનની મુસાફરી કરી હતી. તે ઉપરાંત કુદરતની લીલા તથા ઈશ્વરની અગાધ ચમત્કૃતિના ખજાના રૂપ હિમાલય પર્વત ઉપર પણ તેઓ ઘણી વખત જઈ આવ્યા હતા. આ બધો પ્રતાપ બાબુ નવીનચન્દ્રરાયના આશ્રયનો છે. "વાડ વિના વેલો ચડે નહિ" આ કહેવત પ્રમાણે દરેક વ્યક્તિને ઉંચે ચડવા માટે બીજાના આશ્રયની અવશ્ય જરૂર પડે છે. પ્રસ્તુત સમયે જોઇએ છીએ કે, કેટલાક લેખનશોખ ધરાવનારા ગૃહસ્થો–સરસ્વતિદેવીની ભક્તિ કરવાની લાગણી ધરાવનારા ભકતો–આશ્રયના અભાવે પોતાના તે શોખને દાબી દે છે, અથવા તો ગુપ્ત રીતે તેને મારી નાખે છે–તેનું ખુન કરે છે. આવાં ખુન થતાં અટકાવવા માટે, બાબુ નવીનચન્દ્રરાયે જે પ્રમાણે રા. નારાયણને આશ્રય આપ્યો તે પ્રમાણે શ્રીમંત ગૃહસ્થો અને દેશી નૃપતિઓએ પોતાની દ્રવ્યસંપત્તિ તથા ઉદારતાથી લેખકોને આશ્રય આપવો જોઈએ,

રા. નારાયણે સરસ્વતિદેવીની ભકિત કરવાને લાયક થવા માટે કેટલાંક વર્ષો ગાળ્યા પછી તેમણે ભકિત જાહેર રીતે કરવા માંડી. તેમનો તે ભકિતનો પ્રવાહ તેમના મરણ સુધી અસ્ખલિત ચાલુ રહ્યો હતો. તેમણે જીવનચરિત્ર, ઈતિહાસ, ધર્મ, સાહિત્ય, વિજ્ઞાન, વાર્તા

વગેરે વિષયોનાં નાનાં મોટાં લગભગ બસો જેટલાં પુસ્તકો ગુર્જર-સાહિત્યને અર્પણ કર્યાં છે. તેમનાં પુસ્તકોમાંનાં ઘણાં બંગાળીમાંથી અને કેટલાંક મરાઠી, હિન્દી, ઈંગ્રેજી વગેરે બીજી ભાષાઓમાંથી ભાષાન્તર કે અનુકરણ રૂપે હોવાથી તેમની ભાષા તરફ થોડે અંશે ના પસંદગી દર્શક ચર્ચા થતી હતી, પરંતુ જે સમયે ગુજરાતી સાહિત્યમાં ગદ્ય લખાણ નહિ જેવું જ હતું તે સમયે તેમણે તે આપીને ખોટ પૂરી પાડી છે, તેટલા માટે આપણે તેમના ખરેખરા આભારી છીએ. તેમની સાહિત્યસેવા માટે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીએ તેમને પોતાના " ઓનરરી લાઈફ મેમ્બર "નીમી માન આપ્યું હતું.

રા. નારાયણ આ પત્રના લાંબા સમયના લેખક હતા. તેમને ઉત્તેજન આપીને સોસાઈટીએ તેમનાં ચૌદ પંદર પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે. તેજ પ્રમાણે કેટલાક દેશી રાજવંશીઓ તરફથી પણ તેમને શરૂઆતમાં સારી મદદ મળતી હતી. શ્રી ભાવનગરના દરબારશ્રી ભાવસિંહજી તરફથી પણ તેમને છેલ્લાં ત્રણ ચાર વર્ષ થયાં ઠીક આશ્રય મળતો હતો. તેથી તેમણે " ભાવસિંહજી વિવિધ જ્ઞાનવર્ધક ગ્રન્થમાળા" નામથી ત્રીશેક પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં હતાં. તે ગ્રન્થમાળાના ૧૦૮ મણકા (પુસ્તકો) બનાવવાથી તેમની ધારણા હતી; પરંતુ તેમની તે ધારણા તેમના અકાળ મૃત્યુને લીધે પાર પાડી શકી નથી.

રા. નારાયણના જીવનવૃત્તમાંથી તેમની સાદાઈ, દઢતા, ધારેલું કાર્ય પૂર્ણ કરવા માટે સતત પ્રયત્ન કરવાનો ગુણ, તથા એક ગરીબ સ્થિતિનો માણસ પણ કાળજી, ખંત અને ઉત્સાહ વડે દેશને કેટલો લાભ કરી શકે છે, વગેરે ધડો લેવા જેવાં જણાય છે. તેઓ પ્રથમ ઈંગ્રેજી ભાષાનું બિલકુલ જ્ઞાન ધરાવતા નહોતા, તેમજ તેમની પાસે દ્રવ્યનું સાધન નહોતું તેમ છતાં તેમણે યુરોપના પ્રવાસે જવાનો વિચાર કર્યો અને તે પાર પડયો. તેઓ યુરોપ અમેરિકાના પ્રવાસે ત્રણ ચાર વખત જઈ આવ્યા હતા, અને લંડનમાં છ વર્ષ સુધી રહી ત્યાંના જગવિખ્યાત બ્રિટિશ મ્યુઝિયમમાં બેસીને તેમણે અનેક

લેખો લખ્યા હતા. તેમાંના કેટલાક લેખો તે વખતે આ પત્રમાં છપાયેલા છે. કોઈ પણ મનુષ્ય "આપણે શું કરી શકીએ" એવી ઉદાસીન વૃત્તિથી બેસી ન રહેતાં, પોતાનાથી બની શકે તે પ્રમાણમાં ઉદ્યોગ કરી આગળ વધવા–ઉંચે ચડવાનો પ્રયત્ન ચાલુ રાખે તો તે ધીમે ધીમે પણ આગળ વધી શકે, ઉંચે ચડી શકે. કદાચ ઉંચાઈની છેક સીમા સુધી મહોંચી ન શકે તો પણ પોતાની સ્થિતિના કરતાં તો ઉંચે જઈ શકેજ, અને તેટલા અંશે પણ તે પોતાનાં કર્મ વડે દેશને લાભ કરી શકે. ચંદ્ર જેટલો પ્રકાશ આપી ઘોર અંધારી રાત્રીને ઉજવળ બનાવી ન શકે તો નાના મોટા તારાગણ અથવા પતંગીઆની પેઠે ચળકાટ મારવાને તો શકિતમાન થાય જ. રા. નારાયણના જીવનવૃત્તમાંથી આ અનુકરણીય ઉપદેશ મળે છે, તે ઉછરતા યુવકોએ લક્ષમાં લેવા યોગ્ય છે.

રા. નારાયણ સુધારક વિચારના હોવાથી જ્ઞાતિભેદ, પરદેશગમન, વિધવાવિવાહ વગેરે સંસાર સુધારાના કેટલાક વિષયોને પુષ્ટિ આપતા હતા; પરંતુ છેલ્લી મુસાફરી કરીને આવ્યા પછી તેમણે પોતાના વિચારોનું વલણ કાંઇક બદલ્યું હોય તેમ જણાતું હતું, અને તેથી તેમના સંબંધીઓ તથા મિત્રોને તેમના વિષે કાંઇક વિચિત્રતા લાગી હતી. તેઓ બાળબ્રહ્મચારી હોઈ હંમેશાં બહુ સાદાઈથી રહેતા હતા, અને પોતાનો સઘળો વખત લખવા વાંચવામાં જ કાઢતા હતા.

મરકીના ભયંકર રોગથી તા. ૨૮ માર્ચ ૧૯૦૪ના રોજે મુંબાઈમાં તેમનું મૃત્યુ થયું હતું. ઈશ્વર તેમના આત્માને શાન્તિ આપો.

(પુ. ૫૧ મું, માહે મે, ૧૯૦૪)

# સાક્ષરવર્ય શ્રી મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી

નડિયાદ નિવાસી સમર્થ વિદ્વાન સાક્ષરબન્ધુ રા. રા. ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠીના પરલોકગમનને પૂરા પાંચ માસ થયા નથી એટલા અલ્પ સમયમાં તેમના મુરબ્બીરૂપ, ગુજરાતી સાક્ષર વર્ગમાંના માનનીય અને તન મન ધન વડે દેશી સાહિત્યની વૃદ્ધિ અને ઉન્નતિ માટે પ્રયાસ કરનાર સાક્ષરવર્ય–રાજકાર્યકુશળ રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ પોતાની જન્મભૂમિ અને વતન નડિયાદમાં તા. ૨૩ મે સન ૧૯૦૭ ને ગુરૂવારે પરલોકગમન કર્યાનો શોકજનક બનાવ બન્યો છે. ગુજરાતના સાક્ષર તારલાઓમાંથી પ્રકાશમાન બે તારાઓ આ વર્ષમાં સાથે સાથે જ ખરા પડવાથી ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં આ વર્ષ ભારે હાનિકારક ગણાશે.

રા. રા. મનઃસુખરામ જ્ઞાતે વડનગરા નાગર બ્રાહ્મણ હતા. તેમનો જન્મ સંવત ૧૮૯૬ના વૈશાખ વદી ૮ (તા. ૯, મે સન ૧૮૪૦) ના રોજ નડિયાદમાં થયો હતો. તેમની આઠ માસની ઉંમરે તેમના પિતા સૂર્યરામ શિવરામનું મૃત્યુ થવાથી માતા ઉમેદકુંવર અને માશી રાજકુંવરના લાલનપાલન નીચે તેઓ ઉછર્યા હતા. તેમના વિદ્યાભ્યાસના સમયે હાલની પેઠે ગામે ગામ સરકારી નિશાળો ન હોવાથી લખતા વાંચતા અને નામુંઠામું શીખવા ઇચ્છનારને તે શિખવા ગામઠી નિશાળમાં જવું પડતું. અને ગામડામાં તો ગામઠી નિશાળના અભ્યાસમાં જ લગભગ સઘળી કેળવણીની સમાપ્તિ થતી. રા. રા. મનઃસુખરામની ઉંમર વિદ્યાભ્યાસ યોગ્ય થતાં તેમને એવી એક નિશાળમાં બેસારવામાં આવ્યા હતા, પણ તેમની શરીર પ્રકૃતિ સારી નહિ રહેવાથી થોડો ઘણો અભ્યાસ કર્યો ન કર્યો એવામાં તેમનાં વ્હાલી માતાએ તેમને ઊઠાડી લીધા.

પંદર સોળ વર્ષની વય થતાં પોતાની નિર્ધન અને નિરાધાર સ્થિતિએ રા. રા. મનઃસુખરામને દિગંતરમાં દર્શન દેતાં નવી વિદ્યાના ઉદયનાં કિરણોએ વધુ અભ્યાસ કરવાને ઉત્તેજિત કર્યા, એટલામાં દેશાઈ વિહારીદાસ અજુભાઈના પુત્રોને અંગ્રેજી શીખવવા નડિયાદમાં જ એક શિક્ષકને બોલાવવામાં આવ્યો. વિદ્યાભ્યાસને માટે આ પ્રસંગ અનુકૂળ લાગતાં રા. રા. મઃનસુખરામે તેમની સાથે આરંભ કર્યો. અહિંથી જ એમને વિદ્વદ્વર્ય રા. રા. રણછોડભાઇ ઉદયરામનો સંબંધ થયો. દેશાઇજીના પુત્રો વિદ્યાભ્યાસ માટે અમદાવાદ આવ્યા ત્યારે તેઓ પણ તેમની સાથે આવ્યા, અને અંગ્રેજી શાળામાં દાખલ થયા. તેઓ ધોરણસર ગુજરાતી ભણેલા નહિ હોવાથી આગળના અભ્યાસમાં એમને કેટલીક મુશ્કેલી પડવા લાગી, પણ રા. રા. રણછોડભાઇ સાથે હોવાથી તેમને યોગ્ય માર્ગ દર્શાવતા, અને વ્યાકરણ વિગેરે વિષયો શિખવતા. ખેડામાં અંગ્રેજી નિશાળ ઉઘડતાં અમદાવાદથી ત્યાં ગયા, અને પછી નડિયાદમાં અંગ્રેજી નિશાળ થવાથી ખેડાથી નડિયાદ ગયા. વતનમાં શરૂઆતનું શિક્ષણ લીધા પછી વિશેષ અભ્યાસ માટે ફરી અમદાવાદ અમદાવાદ આવવું પડયું. આ પ્રમાણે જુદે જુદે સ્થળે ફરવાથી મિત્ર મંડળમાં વૃદ્ધિ થઇ એ તેમને મોટો લાભ થયો. સંવત ૧૯૧૭ (સન ૧૮૬૧) માં એટલે ૨૧ વર્ષની ઉંમરે તેઓ એલ્ફીન્સ્ટન કોલેજની પરીક્ષા થઈ તેમાં બેઠા ને પાસ થયા. મુંબઈમાં તેમના પિતરાઈ સ્વર્ગસ્થ રા. રા. ગોવર્ધનરામ માધવરામના પિતાની "શ્રીકૃષ્ણ"ને નામે પેઢી ચાલતી હોવાથી વિદ્યાભ્યાસ વધારવા માટે તેજ વર્ષમાં તેઓ મુંબઇ ગયા. ત્યાં એકાદ વર્ષ અભ્યાસ કર્યો એવામાં આંખે ગરમી જણાવાથી તે તેમણે છોડી દીધો, અને મા. માધવરાવની પેઢીમાં વેપારી લાઇનમાં દાખલ થયા. શાળાના અભ્યાસી મટી વેપારી ઉમેદવાર થયા.

રા. રા. મનઃસુખરામ અમદાવાદમાં અભ્યાસ કરતા તે સમયના એકાદ બે બનાવો તેમના લખેલા "સુરી ગોકુળજી ઝાલા અને વેદાન્ત"

માંથી મળી આવે છે. સંવત ૧૯૧૩માં રા. રા. ગોકુળજીના સન્માનનીય મિત્ર પંડયા દોલતરામે અમદાવાદમાં " ધર્મસભા " નામની એક મંડળી સ્થાપી હતી. આ મંડળીમાં રા. બ. રણછોડલાલ છોટાલાલ, સરદાર બહાદુર ભોળાનાથ સારાભાઈ વગેરે પ્રતિષ્ઠિત ગૃહસ્થો સામેલ થયા હતા. "ત્યાં શાસ્ત્રો વંચાય, ઉપદેશ થાય, ભાષણો કરાય, અને તે ઉપર પ્રશ્નોત્તર તથા ચર્ચા પણ થાય." સંવત ૧૯૧૫ માં આ "ધર્મસભા" તરફથી "ધર્મપ્રકાશ" નામે એક માસિક પત્ર કાઢવાનો નિર્ણય થયો. તેના તંત્રી શુદ્ધ સુંદર ગુજરાતી લેખક શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસ અને ઉપતંત્રી રા. રા. મનઃસુખરામ નીમાયા હતા. ભવિષ્યે સાહિત્યના ઉપાસક અને સમર્થ લેખક થનાર જુવાન વિદ્યાર્થીએ આ પ્રમાણે સાહિત્ય સેવાના કાર્યમાં ઉત્સાહ ભર્યો ભાગ લેઇ, ભવિષ્યના કર્તવ્ય રૂપી વૃક્ષને પોષતા હતા. આ સમયના રા. રા. મનઃસુખરામના મનોરથ, કેવા હતા તે તેમના પોતાના જ લેખ ઉપરથી જાણી શકાય છે." સુત ગોકુળજી ઝાલા અને વેદાન્ત"માં તેઓ લખે છે કે, "એક પ્રસંગે પણ્ડાજીએ આ લેખકને પૂછ્યું કે 'તમે ભણીને શો ઉદ્યોગ કરવા ધારો છો ?' આ લેખકના મન ઉપર તેવામાં પ્રથમ જ વિદ્યાનો પ્રકાશ પડવા માંડયો હતો. તેના સહચર-સહવાસીઓ સારું વાંચી સમજી જાણતા. તેઓ અનેક વાતો કરે તે ઉપરથી તથા કોઇ કોઈ ગ્રન્થ પણ ભાગ્યાતુટા સમજાય તે ઉપરથી તેના મનમાં આવેલું કે 'ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર અને કનિષ્ટ સેવા' કહે છે તે ખરૂં છે. એ વિના બીજા કોઈપણ કેટલાક પરકીય વિચારોથી મન અંજાઈ જઇ અનેક તરંગમાં પડી, અસ્થિર છતાં સ્થીર માની મિથ્યાભિમાની થઈ ગયેલું, સુંદર વિચારો યથાર્થ સમજાયેલા નહિ, તો પણ તે સમજાયા છે એવું મને લાગવા માંડેલું, એટલું નહિ પણ બીજાના કરતાં સારા સમજાયા છે એટલે સુધી, પોતાની અજ્ઞાનતાને લીધે પોતે ભ્રાન્તિમાં પડેલું. 'ડહાપણુ અંધારે વહેંચ્યું છે' એમ વૃદ્ધજનોનું અનુભવવાક્ય છે તે ખરૂં છે. અન્ધકારમાં પદાર્થનું યથાવત્ ભાન

થતું નથી; પોતાની પાસેના પદાર્થના પણ રંગાદિ જણાતા નથી. માત્ર સ્પર્શથી છિન્નભિન્ન ભાન થાય છે. અન્યની પાસે શું છે અને કેટલું છે, એ તો અન્ધકારમાં કયાંથી જ જણાય. તેથી મન ઉપર પણ અન્ધકાર રહી પોતાના જેવું બીજા પાસે નથી, એમ બહુ કરી માની લેવામાં આવે છે. તેથી સર્વ એમ સમજે છે કે, મારૂં ડહાપણ સર્વોપરિ છે. તેમાં પણ જેનામાં ઓછો અનુભવ, ઓછું જ્ઞાન, અને ઓછી દક્ષતા–ડહાપણ–તેને પોતામાં સર્વથી વધારે ડહાપણ છે. એમ વિપરિત ભાવના થઇ તેને મનોવિલાસ અધિક રહે છે. × × × આ લેખક પાસે તે વેળા તસુએ ભૂમિ ન હતી, કશુંએ નાણું ન હતું, અને પશુએ સેવા કરવા ન હતો. પણ સ્વચ્છન્દમાં ને સ્વચ્છન્દમાં પણ્ડાજીના પ્રશ્નનું ઉત્તર આપ્યું કે, "કર્મ જ કરવું, તેનો યોગ ન થાય તો પછી મધ્યમ કરવું, પરંતુ કનિષ્ટ કર્મ તો કરવું જ નહિ."

સન ૧૮૬૨ થી ૬૫ સુધીનો "શેર મેનિયા"ને નામે પ્રસિદ્ધ થએલો સમય મુંબઈમાં મહાન્ આર્થિક ઉથલપાથલનો હતો. શેરસટ્ટાના વેપારને લીધે વેપારીઓમાં નાણાંની રેલછેલ થઇ રહી હતી, અને દ્રવ્યલાલસામાં તેઓ એવા તો મુગ્ધ થઈ ગયા હતા કે સર્વે તે સટ્ટો કરવા મંડયા હતા. રા. રા. માધવરામની પેઢીના સંબંધને લીધે રા. રા. મનઃસુખરામને આ પ્રસંગે મુંબઇના પ્રસિદ્ધ–સાહસિક વેપારી અને મુંબઇના શેરબજારના રાજારૂપ ગણાએલા મર્હુમ શેઠ પ્રેમચંદ રાયચંદ તથા બીજા કેટલાક જાણીતા વેપારીઓના સહવાસમાં આવવાનો પ્રસંગ મળતો. તેથી આ આર્થિક ઉથલપાથલના સમયમાં રા. રા. મનઃસુખરાંમે પણ પોતાનું ભવિષ્ય અજમાવી જોયું, અને તે પ્રયોગમાં તેઓ ફતેહમંદ થયા. સન ૧૮૬૨ થી ૬૭ સુધીમાં તેમને સારી ધનપ્રાપ્તિ થઇ. દ્રવ્યોપાર્જનના પ્રયાસમાં વિદ્યોપાર્જન માટે પ્રયાસ કરવાનું તેઓ ભૂલી ગયા નહોતા. વેપાર ધંધામાંથી જે કાંઇ વખત મળતો તે તેઓ વિદ્યાભ્યાસમાં ગાળતા; અને તેથી તેઓ આર્થિક તેમજ માનસિક બન્ને પ્રકારની ઉન્નતિ સાથે સાથે સાધવા

ભાગ્યશાળી થયા હતા. સંવત ૧૯૨૩ (સન ૧૮૬૭)માં જુનાગઢના તંત્રી રા. રા. ગોકુળજી ઝાલા રાજદરબારી કાર્ય પ્રસંગે મુંબઈ ગયેલા તે વખતે રા. રા. મનઃસુખરામને તેમની સાથે પહેલવહેલી પીછાન થઈ. આ પરિચયે તેમનો કાઠીઆવાડનાં દેશી રાજ્યો સાથે સંબંધ બાંધ્યો, અને તેઓ વેપારી મટી રાજકીય કાર્ય કરતા થયા. આ મેળાપને તેઓ પોતાના જીવનનો "કલ્યાણકારી માંગલિક અદૃષ્ટયોગ" કહે છે. ( સુ. ગો. અને વે. પૃ. ૧૪૩ ) રા. રા. ગોકુળજી ઝાલાના સન્માન નિમિત્તે "બુદ્ધિવર્ધક સભા" નો એક મેળાવડો ડાકટર ભાઉ દાજીના પ્રમુખપણા નીચે કરવામાં આવ્યો. તે વખતે વાંચવા માટે એક નિબંધ તૈયાર કરવાનું તે સભાના સેક્રેટરી રા. રા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખરે રા. રા. મનઃસુખરામને સુચવ્યું. તેમણે વિચાર કરી દેશી રાજ્યના કારભારી સમક્ષ વાંચવા માટે "**દેશી રાજ્ય**" વિષેનો જ નિબંધ તૈયાર કર્યો. આ નિબંધ સભાજનોને ઘણો પસંદ પડયો. "શુભકારી વિદ્યાદ્વારા આકસ્મિક પ્રકારે થએલો સંબંધ આપણા ચરિત્ર નાયકને અત્યંત લાભકારી થયો; અને તેનાજ મિષ્ટ ફળરૂપે સંવત ૧૯૨૫માં જુનાગઢ સંસ્થાન સાથે રા. રા. મનઃસુખરામને રાજકીય સંબંધ થયો. ગોકુળજીભાઇના આ મહત્ ઉપકારનું સ્મરણ તેમના જીવનચરિત્રમાં રા. રા. મનઃસુખરામે પ્રસંગોપાત યોગ્ય રીતે કર્યું છે.

રા. રા. મનઃસુખરામને જુનાગઢ રાજ્ય સાથે સંબંધ થયા પછી કાઠીયાવાડનાં બીજાં કેટલાંક રાજયો તથા કચ્છના રાજ્ય સાથે પણ સંબંધ થયો હતો; અને તેમનાં મરણ સુધી તે સંબંધ ચાલુ રહ્યો હતો. તેઓ મુંબઈમાં રહી તે રાજ્યોનું કામ કરતા અને રાજકાર્ય વિષે પ્રસંગોપાત સલાહ આપતા. તે બદલ તેમને અમુક વર્ષાસન મળતું. વેપારની પેઠેજ રાજયપ્રકરણી કામમાં પણ વિદ્યાવૃદ્ધિ અને સાહિત્ય સેવાના કાર્યને તેઓ ભૂલતા કે પાછળ નાખતા નહી; પરંતુ તેને મુખ્ય સ્થાન આપી પુસ્તકો, નિબંધો, કાવ્યો, વગેરે દ્વારા

તે બજાવતા. તેઓ “ બુદ્ધિવર્ધક ગ્રંથ, ” “ બુદ્ધિપ્રકાશ, ” “સુદર્શન” “સમાલોચક” વગેરે માસિક પત્રોમાં વખતોવખત ઉપયોગી લેખો લખતા હતા. તે સિવાય તેમણે જુદા જુદા વિષયનાં પંદરેક પુસ્તકો લખ્યાં છે. તેમાં “ અસ્તોદય અને નળદમયંતી, ” “ સુજ્ઞ ગોકુળજી ઝાલા અને વેદાન્ત, ” “ મણિરત્ન માલા, ” “ ફાર્બસ જીવન ચરિત્ર”, “ કરશનદાસ અને તત્સંબંધે વિચાર, ” “ ઉત્તર જયકુમારી, ” “ શેઠ હરિવલ્લભદાસનું ચરિત્ર ” વગેરે મુખ્ય છે. લેખન સાથે વાચન અને અભ્યાસ પણ ચાલુ રાખતા. વેદાન્ત એ તેમનો ખાસ પસંદગીનો વિષય હોવાથી તેનું મનન અને નિદિધ્યાસન અવસાન સુધી કરતા હતા. “ રામાયણ ” નું શુદ્ધ ભાષાંતર તેમણે કરવા માંડયું હતું, અને તે માટે તેઓ ઘણો વખત કહાડતા. તેઓ કહેતા કે “ એક દિવસ રામનો અને એક દિવસ કામનો, ” તેમણે પોતાનો અભ્યાસ જીવન પર્યન્ત વધાર્યો અને તેનાં મિષ્ટ ફળ ગુજરાતને આપ્યાં છે.

રા. રા. મનઃસુખરામજીએ માત્ર લેખન વ્યવસાય કરીને કર્તવ્યપરાયણતા માની નથી, પરંતુ તે સાથે વિદ્યાવૃદ્ધિ અને સાહિત્ય સેવાનાં ચિરસ્થાયી કાર્યો પણ કર્યાં છે. નડિયાદમાં એમનાં પત્નીના નામે “ ડાહીલક્ષ્મી લાઇબ્રેરી સ્થાપી છે, અને તે વિશાળ મકાન સાથે સાર્વજનીક લાભને માટે નડિયાદની પ્રજાને અર્પણ કરી છે. આ લાઇબ્રેરી અને મકાન પાછળ લગભગ ૨૫–૩૦ હજાર રૂપીઆ તેમણે ખર્ચ્યા છે. ગુજરાતી ભાષા અને સાહિત્યની ઉન્નતિ માટે “ ફાર્બસ ગુજરાતી સભા ” સ્થાપી તે માટે જાહેર ફંડ એકઠું કરવા તેમણે સ્તુત્ય પરિશ્રમ કર્યો હતો. તેમાં દેશી રાજ્યો તથા મુંબઇ વગેરેના શ્રીમંત ગૃહસ્થોએ ઉદાર દીલથી મોટી રકમો ભરી હતી. તેઓ આ ફંડના ઑનનરી સેક્રેટરી (તેમના લખવા પ્રમાણે માન્ય મંત્રી ) હતા. આ ફંડ વિષે તેમણે “ ફાર્બસ જીવન ચરિત્ર ” માં આપેલી વિગત ઉપરથી જણાય છે કે, સન ૧૮૯૭ આખરે વ્યાજ સાથે વધીને રૂા. ૬૨૫૦૦) ની સરકારી નોટો આ ફંડની

થઈ હતી. અને ત્યાર પછી વર્ષોવર્ષ તેમાં વ્યાજનો વધારો થતો જાય છે.

મુંબઈથી અમારા એક મિત્રે તેમના વિષે એક લેખ લખી મોકલ્યો છે તેમાં વિશેષે કરીને રા. રા. મનઃસુખરામના સાક્ષરજીવનનું અવલોકન હોવાથી તે આ લેખની પુષ્ટિ રૂપ થશે એમ ધારી અત્રે આપીએ છીએ.

નડિયાદની સાક્ષરવાટિકાનાં કુસુમો ખરી પડવા લાગ્યાં છે અને ત્હેમનાં સૌન્દર્ય સૌરભથી વિકસતા પ્રજાજીવનને હાનિ થતી ચાલી છે.

સ્વાશ્રયથી આગળ વધનારા અને પોતાની પ્રજાની પ્રગતિને વેગ આપનારા જનોની કોટિમાં મનઃસુખરામભાઈનું સ્થાન છે. મ્હોટી ઉમ્મરે અભ્યાસ આરંભી સંસ્કૃત અને ઇંગ્લીશ સાહિત્યનો ગાઢ પરિચય મેળવ્યો હતો. ગો. મા. ત્રિપાઠીની સાથે એમણે ઈંગ્લીશ અભ્યાસ વધાર્યો હતો, અને પોતાના પુત્રના સંસ્કૃત અભ્યાસ સાથે સંસ્કૃતનું પાન કર્યું હતું. દર્શનો અને મુખ્યત્વે શાંકરવેદાંત ઉપર તેમને અત્યંત આસ્થા હતી. એ વિષયના ગ્રંથોનું અહર્નિશ મનન અને ચિન્તન કરતા. અવસાન લગી એમની સ્મરણશક્તિ પ્રદીપ્ત હતી, સંસ્કૃત શ્લોકો એમને જીહ્વાગ્રે હતા. વેદાંત માનુષ વિચારની પરાકોટિ છે એવાં એમનાં અનુભવ અને આસ્થા હતાં. દરેક વિચારશીલ પુરુષ એ જ વિચાર અંગીકૃત કરશે એવી અવિચલ શ્રદ્ધા તેમને હતી.

અભ્યાસ વધારવા મુંબાઇ આવ્યા ત્યાં આંખ બગડવાથી વેપારમાં પડ્યા. પ્રેમચંદ રાયચંદ સાથે પ્રસંગ પડવાથી એમની એ દિશામાં પ્રગતિ વધી. બુદ્ધિવર્ધક સભા દ્વારા જુનાગઢના પ્રધાન ગોકુળજી ઝાલા સાથે પીછાન થઈ અને કચ્છ કાઠીઆવાડના સંબંધ બંધાયા. અભ્યાસ માટે જોઈતી નિવૃત્તિ અને ઉદરનિર્વાહ માટે પ્રવૃત્તિ ઇચ્છિત પ્રમાણમાં મળ્યાં. જીવનપર્યંત અભ્યાસ વધાર્યો અને એ અભ્યાસનાં ફળ ગુજરાતને આપ્યાં. પોતાની વગથી અનેક યુવાનોને

જીવનના માર્ગ સરળ કરી આપ્યા; તેમનામાં વિચાર થવાની અભિલાષા સ્ફુરાવી અને પરિણામે ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું.

એમના ગ્રન્થોની સંસ્કૃતમય ભાષાનો પ્રચંડ વાદવિગ્રહ ઉદ્ભવ્યો. એમના અને એમના અનુયાયીઓના ગ્રંથોની ભાષા કઠિન (સંસ્કૃતમય) હશે પણ તેમાં કોઈ જ નિર્માલ્ય અને વિચારશૂન્ય હશે.

મનઃસુખરામભાઈ પોતાના ગ્રંથોનો ફેલાવ જોવા હમ્મેશ ઉત્સુક હતા. પોતાની સગવડ હોવાથી પ્રકટ કરેલા ગ્રંથો ઘણુંખરૂં લ્હાતા. અનુભવ અને વિદ્યા વધતાં જે સંસ્કારો જાગતા તેની છાપ ગ્રંથો પર પડવી જોઈએ, એવો એમનો મત હતો, અને તદનુસાર નવી નવી આવૃત્તિઓ થતી ત્યારે એમના ગ્રંથો એ જીવનવિકાસનું સંસ્કરણ પામતા.

"અસ્તોદય" અને "સુજ્ઞ ગોકુળજી ઝાલા"—એ બે ગ્રંથોથી એમની ખ્યાતિ છે. મહીપતરામ કરતાં જીવનકથા લખવાની પદ્ધતિ અને શૈલી ચઢતી છે. બુદ્ધિવર્ધક ગ્રંથમાં મનઃસુખરામ અવલોકન પણ લખતા.

સાહિત્ય પરિષદ્‌માં વાંચેલા "લોકગીત" ના નિબંધની એક નકલ મનઃસુખરામ ઉપર ફાર્બસ સભાના મંત્રી તરીકે આ લેખકે મોકલી હતી. સાથે કાગળ લખ્યો હતો કે હસ્તલેખોના સંગ્રહ જેટલો જ લોકગીત અને લોકકથાનો સંગ્રહ સાહિત્ય અને જનસ્વભાવના અભ્યાસને માટે ઉપયોગી છે. આ સંબંધી વિશેષ વાતચીત કરવા એક સ્હવારે હું ચીનાબાગ એમને મળવા ગયો. મારો એમની સાથેનો આ પહેલો પ્રસંગ.

કલાક બે સુધી મનઃસુખરામભાઈએ મ્હારી સાથે વાતચિત કરી. ફાર્બસ સભા વિષે સવિસ્તર હકીકત કહી. તેમજ પોતાના ગ્રંથો અને અભ્યાસો સંબંધી પણ શાંતતાથી, ગંભીરતાથી અને રસભરી રીતે સંલાપ ચલાવ્યો. જર્જરિત શરીર અને અદૂરદર્શી આંખો થયા

છતાં ભગવદ્ગીતા અને બીજા પોતે આરંભેલા ગ્રંથોના પ્રત્યન્તરો કરવામાં ત્હેમનાં ઉત્સાહ, કાળજી અને મહેનત જોઇ હું છક થઈ ગયો. પોતે પ્રસિદ્ધ કરેલા ગ્રંથોનો પ્રચાર થાય અને ત્હેમાં વિમર્શેલા વિચારો ફેલાય તે માટે કરેલી યોજના પણ પ્રત્યક્ષ કરી.

ગો. મા. ત્રિપાઠીના અવસાન પછી બે વખત મુંબાઈમાં અને બે વખત નડિયાદમાં હું એમને મળેલો. પોતાના કુટુંબની પૂર્વકથા મ્હને કહી હતી, ગો. મા. ત્રિપાઠીના બચપણ સંબંધે વાત કરતા કરતા ગળગળા થઇ જતા અને આંસુથી આંખ ઉભરાઇ જતી, અને કોઇક કોઈક વખત તો હૈયું પણ ભરાઈ જતું.

મુંબાઈ આવ્યા પછી નર્મદાશંકર, કરસનદાસ આદિ સાક્ષર લેખકો અને સુધારકોના સમાગમ અને મૈત્રીનું વર્ણન પણ એમણે કરેલું. કરસનદાસના "ઈંગ્લાંડમાંના પ્રવાસ"માં આવેલા સંસ્કૃત શબ્દો ઘણાખરા એમણે સૂચવ્યા હતા અને સંસ્કૃત સાહિત્ય ઉપર કરસનદાસની અભિરૂચિ જગાવેલી.

નર્મદાશંકરને ત્યાં જામતી મહેફિલમાં એક બાળક તરિકે જઈ બેસતા અને ત્યાં ચાલતા દેશોદ્ધારના પ્રસંગો ધ્યાનથી સાંભળતા.

"દષ્ટિ તેવી સૃષ્ટિ" એ મનઃસુખરામનો મહા સિદ્ધાન્ત હોય એમ વાતચીત ઉપરથી લાગ્યું. મનુષ્યમાત્રને સ્વતંત્ર વિચારનો હક્ક છે. પોતાના વિચારને અધીન બીજા મનુષ્યોને કરવાનો પ્રયત્ન કરવો એ ખોટું છે. આ દષ્ટિએ સુધારણાની પ્રવૃત્તિ એમને દૂષિત લાગી. હજારો વર્ષ થયાં જે જે અનુભવો આર્યપ્રજાએ મેળવ્યા હતા તે અવગણી આગળ ધપવું એમાં મૂર્ખાઈ અને આત્મઘાત છે એવી એમની પ્રતીતિ થઇ હતી. પશ્ચિમના વિચારોને મળતા અત્રત્ય વિચારો સંગ્રહી અત્રત્ય વિચારોની ઉત્કૃષ્ટતા દર્શાવવા પોતાના ગ્રંથોમાં અંગ્રેજી અને સંસ્કૃત ઉતારા સાથે સાથે છાપતા.

વેદાન્ત ઉપરની પોતાની દૃઢ શ્રદ્ધા એમના છેલ્લા મંદવાડમાં અનુભવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો. વેદાન્ત એ જ માનુષ વિચારનું ઉત્તુંગતમ સાનુ છે અને સાનુએ સર્વે વિચારશીલો જશે, એવી હૃદયમાં વસતી આસ્થા એમણે પ્રદર્શિત કરી હતી.

જીવન પર્યંત અભ્યાસી રહ્યા હતા. વ્યવહારમાં મચ્યા રહી માનસિક જીવન વિકસાવ્યું હતું, અને અનેક યુવાનોને જીવનના માર્ગ સરળ અને ઊર્ધ્વગામી કરી આપ્યા હતા.

કરસનદાસ અને ગો. મા. ત્રિ. ના જમાનાને સાંધનાર જીવન પંચત્વમાં વિલીન થયું છે. ત્હેમના દાયાદના અવસાનથી સાહિત્યને પડેલી ખોટ મનઃસુખરામના દેહવિલયથી તીવ્રતર થઇ છે.

એમની યુવાનો પ્રત્યેની મમતા, સંલાપ કરવાની રસભરી છટા અને દેશ માટે તીવ્ર લાગણી સમાગમના પ્રસંગે અનુભવગોચર થયાં હતાં.

–R

(પુ. ૫૪ મું, માહે જુલાઇ, ૧૯૦૭)

# ખંડ ૭ : ઈતિહાસ

## શિલાદિત્ય પ્રબંધ

સોરઠ દેશમાં વલભીપુરીમાં શિલાદિત્ય રાજા થયો, તેનું સંસ્કૃત શ્લોકબંધ ચરિત્ર છે તેમાંથી થોડોક સાર લેઈને તેનો પ્રબંધ લખ્યો છે. ગૂર્જર દેશમાં શેઢી અને વામન નદીના સંગમ આગળ ખેડા નામે એક પુરાતન નગર છે. તેમાં દેવાદિત્ય નામે બ્રાહ્મણ રહેતો હતો, તે વેદશાસ્ત્રપારગ હતો. તેને સુભગા નામે એક દીકરી હતી, તે બાળરંડ હતી. તે કોઇ ગુરૂ પાસેથી સૂર્યનો મંત્ર શીખી ન્હાઇ ધોઈને તે મંત્રનો પાઠ પરમ ભક્તિ વડે કરતી હતી. સૂર્યે જાણ્યું કે મારી ભક્ત એ સ્ત્રી ઘણી કરે છે, માટે એની કામના પૂર્ણ કરૂં. એવું વિચારીને નર રૂપ ધરીને સૂર્ય તહિં આવ્યો. સૂર્યનો સંગ થયાથી તે વિધવા સગર્ભા થઈ. તે વાત તેના પિતાના જાણવામાં આવી. પછી પિતાએ તેને કહ્યું કે તેં ઘણું જ નિંદ્ય કામ કર્યું. પછી તે બોલી કે પિતાજી મેં મારી બુદ્ધિપૂર્વક કાંઇ વ્યભિચાર કર્યો નથી. મંત્રને જોરે સૂર્યે આવીને મારી આબરૂ લીધી છે. એ વાત ખરી હશે એવું તેના પિતાના જાણવામાં આવ્યું, તથાપિ લોકલાજથી તે ડર્યો. પછી તે પુત્રીને વાપરવાને પુષ્કળ ધન આપ્યું, અને સેવાને અર્થે દાસી દાસ આપ્યાં. અને તેને વલભીપુરમાં એક ઘર વેચાતું લેઇને રાખી. તેને એક પુત્ર અને એક પુત્રી, એ બે અવતર્યાં; પુત્ર ભણાવવા જેવો થયો એટલે નીશાળે મૂક્યો. તહિં એક નીશાળીયે કહ્યું કે તું તો બાપ વગરનો છે. તે સાંભળીને તે પુત્રના મનમાં ઘણો જ ખેદ ઉપજ્યો. ઘેર આવીને પોતાની માને કહ્યું કે મારા બાપ ક્યાં છે. પછી મા બોલી કે હું તો તારા બાપને

જાણુતી નથી. મને પૂછપૂછ કરીને પીડીશ નહિ. પછી તે પુત્રને રીસ ચડી, અને વિષાદિક વડે મરવાને તત્પર થયો. એટલે સૂર્યે આવીને કહ્યું કે તું મરીશ નહિ, તારો બાપ હું છું, તને જે જે પીડાકાર થશે તેનો પ્રાણ હું લેઈશ, એમ કહીને તે પુત્રના હાથમાં એક પથ્થરનો કાંકરો આપ્યો, અને કહ્યું કે આ કાંકરો તને પીડનારને તું મારજે એટલે તે મરશે. શિલા એટલે પથ્થરનો કાંકરો, આદિત્ય એટલે સૂર્ય તેણે આપ્યો. તે ઉપરથી તે પુત્રનું નામ શિલાદિત્ય પડયું. પછી તેણે તે કાંકરો લેઈને તે નીશાળીયાને માર્યો એટલે નીશાળીયો મરી ગયો, તે વાત તેનાં માબાપોએ રાજાને કહી. રાજાએ કહ્યું કે તેં આ છોકરાને શા માટે માર્યો, પછી તે બોલ્યો કે હું એકલા બાળકોને જ નથી મારતો પણ રાજાઓને મારૂં છું, એમ કહીને તેણે તે કાંકરો રાજાને માર્યો. રાજા તરત મરી ગયો. પછી તે શિલાદિત્ય પોતે રાજ્યાસન ઉપર બેઠો. સહુ લોકો કંપી ગયાં. તેઓ તેને આધીન થયાં. પછી શિલાદિત્યે પોતાની બેહેનને ભૃગુકચ્છ એટલે ભરૂચના રાજાને પરણાવી. એક સમયે બૌદ્ધ સાધુઓનું એક ટોળું તર્કશાસ્ત્રમાં કુશળ હતું, તે તહિં આવી પોચ્યું, તેમણે શિલાદિત્ય રાજાને કહ્યું કે જૈન મતના શ્વેતાંબર જતિયો સાથે અમારે ધર્મચર્ચા કરવી છે, તેમાં અમે જો હારિયે તો તમારા દેશમાં પગલું મૂકિયે નહિ, અને તેઓ હારે તો તેમને તમારે દેશપાર કરવા. એવી પ્રતિજ્ઞા કરી, રાજાએ તેમને ભેળા કરીને વાદ કરાવ્યો. પછી વિવાદ કરતાં દૈવજોગથી શ્વેતાંબર જતિયો હાર્યા, તેમને રાજાએ દેશપાર કર્યા, અને બૌદ્ધોને દેશમાં રાખ્યા. શત્રુંજય પર્વત ઉપર શ્વેતાંબરોનું તીર્થ હતું, તે બૌદ્ધોના હાથમાં ગયું. સોરઠદેશમાં બૌદ્ધો વ્યાપ્યા.

શિલાદિત્યની બેહેન જે ભરૂચના રાજા વેરે પરણાવી હતી તે રાજા મુવા પછી તે વિધવા થઈ. તેને મલ્લ નામે એક જ પુત્ર હતો, તે ઘણો જ ચતુર હતો. એ વિધવાને જૈન ધર્મના શ્વેતાંબર

મતના સુસ્થિતાચાર્યનો સત્સંગ થયો, ત્યારે તે તેમની પાસે દીક્ષા લેઇને સાધ્વી થઈ ગઈ. તેનો દીકરો આઠ વર્ષનો હતો, તેને પણ સાધુ કરી નાખ્યો. તે દીકરો સાધુઓના સંઘાડામાં રહીને ભણ્યો. તેણે એક દિવસે પોતાની સાધ્વી માને પૂછ્યું કે, મા સોરઠમાં જૈન સાધુઓથી કેમ જવાતું નથી. પછી તે બોલી કે બેટા બૌદ્ધ સાધુઓએ શ્વેતાંબરોને જીત્યા, તેમાં એવી પ્રતિજ્ઞા હતી કે જે હારે તેને રાજાએ દેશપાર કરવા, તેથી આપણે જવાતું નથી. પછી તે મલ્લને ઘણી જ રીસ ચડી અને તેણે એવી પ્રતિજ્ઞા કરી કે બૌદ્ધને હું વાદ કરીને હઠાવું અને તેમને દેશપાર કરાવું, અને શત્રુંજય પર્વત શ્વેતાંબરોને સ્વાધીન કરૂં. પછી તેણે તહિંથી નીકળીને સોરઠના સીમાડામાં જઇને શિલાદિત્ય રાજાને કહેવરાવ્યું, હું તમારો ભાણેજ છું. મારૂં નામ મલ્લવાદી છે, મારે બૌદ્ધ સાધુઓને જીતવા છે, માટે એક સભા કરવી જોઈએ. શિલાદિત્યે તે વાત સાંભળીને બૌદ્ધ અને શ્વેતાંબર બેહુ મતના સાધુઓને એકઠા કર્યા. મલ્લવાદી બૌદ્ધાચાર્ય સામે વિવાદ કરવા લાગ્યો. નયચક્ર નામે એક જૈનોનો તર્કગ્રંથ છે. તે ગ્રંથનો શાસ્ત્રાર્થ બૌદ્ધો સામે કર્યો. બૌદ્ધોને તે ચક્રમાં સમજ પડી નહિ. તે છ મહિના વિવાદ કરીને હાર્યા. બૌદ્ધનો જે મુખ્ય મહાનત હતો તેને ઘણું જ માઠું લાગ્યું. પછી તે એક ઓરડામાં પેશીને મરી ગયો. રાજાએ મરેલો જાણ્યો એટલે સઘળા બૌદ્ધોને કહ્યું કે હવે તમે હાર્યા, તમારે હવે અમારા દેશમાં રહેવું નહિ. બૌદ્ધોને દેશપાર કરીને શત્રુંજય પર્વત પાછો જૈનોને સોંપ્યો. જૈન લોકોની જાતરા ચાલતી થઈ, એવું મલ્લવાદીએ કર્યું એટલે મલ્લવાદીને જૈન જતિયોનો મહાનત કર્યો. વલભીપુરમાં ઘણા જ ધનવંત લોક રહેતા હતા.

વલભીપુરમાં રંક નામે એક ધનવંત રહેતો; તે લોકોને છેતરીને ધનવંત થયો હતો. તેને એક પુત્રી હતી, તેની સાથે રાજાની પુત્રીએ સખ્યતા કરી હતી. એક દિવસે રાજાની દીકરીએ રંકની દીકરીના હાથમાં રત્નોએ જડેલી સોનાની કાંશકી દીઠી. રાજાની

દીકરીનું મન લલચાયું; પછી તેણે તેની પાસે તે કાંશકી માગી, પણ લોભી વાણિયાની દીકરિયે તેને આપી નહિ. પછી રાજાની દીકરીને રીસ ચઢી, અને રાજાને કહ્યું. રાજાએ બળે કરીને કાંશકી લીધી. વાણિયો ધનમદે કરીને ગર્વીષ્ટ થયેલો. તેનાથી તે સહવાયું નહિ, તે તહિંથી ચાલીને સિંધુ નદી ઉતરીને મ્લેચ્છ દેશમાં ગયો, અને તહિંના મ્લેચ્છ રાજાને કહ્યું કે સોરઠ દેશને રાજા ધનવંત છે, તમે મારી સાથે ચાલો, એ દેશ તમારે સ્વાધીન હું કરી આપું, ઈત્યાદિ લોભ ઉપજે એવાં વચન કહીને મ્લેચ્છ રાજાને લલચાવ્યો. તે તહિંથી સેના લેઇને વલભીપુરીમાં આવ્યો. વલભીપુરીને ઘેરીને શિલાદિત્યને મ્લેચ્છોએ મારી નાખ્યો. પછી બધી પુરી લુંટીને બાળી મૂકી. પુરીના લોક જીવ લેઇને જેમ નસાય તેમ નાસી ગયા. મ્લેચ્છોને લાવનારા વાણિયાનું ઘર પણ મ્લેચ્છોએ લુંટીને પાડી નાખ્યું, કેમકે તેણે એક કાંશકીની વસાત માટે રાજાને મરાવ્યો, અને નગર ભંગાવ્યું તેથી તેને બે-ઈમાનમાં તથા હેવાનમાં ગણ્યો. રંકો વાણિયો મહાદુઃખે પશ્ચાત્તાપ કરીને રીબીરીબી મુવો. વલભીપુરને ભંગ થયો તે વિષે તે મશ્મિનો એક શ્લોક છે તે નીચે લખ્યો છે.

विक्रमादित्यभूपालात् पंचर्षित्रिकवत्सरे ॥
जातोयं वल्भीभंगो ज्ञानिनः प्रथमं ययुः ॥ १ ॥

અર્થ—વિક્રમાર્ક રાજાને ત્રણસે ને પંચોતેર વર્ષ થયાં ત્યારે વલભી નગરીનો ભંગ થયો તેમાં જે સમજણા હતા, તે તો વટલાવાને ભયે પ્રથમ નાશી ગયા. શત્રુંજય પર્વત ઉપર જીન દેવની મૂર્તિયો હતી તે તો શ્રાવકોએ દેશાંતરમાં પોચાડી દીધી. મલ્લવાદી સાધુ પોતાનો સંઘાડો લેઈને પંચાસરપુરીમાં ગયા, તહિં ગૂર્જર રાજાના શરણમાં તેમને કોઈ પ્રકારનો ઉપદ્રવ થયો નહિ. પંચાસર નગર ઘણું પ્રાચીન છે.

ભરતખંડમાં ઘણા દેશોનાં નામ રાજાઓના નામ ઉપરથી પડ્યાં છે. જે નામ રાજાનું તેજ નામ દેશનું પડ્યું છે. એ નામ પડયાની

વિગત પાણિનીય વ્યાકરણમાં છે. ભારતાદિક જુનાં પુસ્તકોમાં જોતાં ગૂર્જર દેશનું ગૂર્જર એવું નામ નથી, આનર્ત્ત નામ છે. આનર્ત્ત રાજા ભારતમાં લખ્યો છે, તેનો દીકરો રૈવત થયો તેને સોરઠ આપેલું. તેના નામથી સોરઠના પર્વતનું રૈવતાચલ નામ પડયું છે. આનર્ત્તના વંશમાં ગૂર્જર નામે રાજા થયો. તેના નામથી આ દેશનું ગૂર્જર નામ પડયું છે. કોઈ ગ્રંથમાં ગૂર્જરત્રા એવું સ્ત્રીલિંગ નામ જોવામાં આવ્યું છે તેનો એવો અર્થ છે કે ગૂર્જર એટલે રાજાનું નામ અને ત્રા એટલે તેણે પાળેલો દેશ. એ નામનો અપભ્રંશ ગુજરાત શબ્દ છે.

( પુ. ૧૬ મું, માહે ડિસેમ્બર, ૧૮૬૯ )

# +સાભ્રમતીની રેલ વિશે

પાંચ હજાર વરસ ઉપર જળપ્રલય થયો હતો. તે કેવી રીતે થયો હશે તેનો અનુભવ આજ આપણને નથી, પણ ગયા મહિનામાં સાભ્રમતીની રેલથી જે જે માણસોનાં ઘરબાર નાશ પામ્યાં, અને જેઓના અમૂલ્ય જીવતરનો અંત આવ્યો તેઓને તો ખરેખરો જળપ્રલયનો અનુભવ થયો હશે. અને તેઓને પાણીમાં તણાઈ જતાં જેઓએ નજરે જોયાં હશે તેઓને પણ થોડો ઘણો અનુભવ થયો હશે.

ઘરડા લોકો વાતો કરે છે કે, સંવત ૧૮૫૨ ની સાલમાં તથા ૧૮૭૦ ની સાલમાં સાભ્રમતીમાં ભારે રેલ આવી હતી, અને ત્રણ દરવાજા આગળ એટલું પાણી ભરાયું હતું કે માંહી હોડી ફરતી હતી. તો પણ તે રેલનું પાણી હાલની રેલ જેટલું શેહેરમાં ચડયું ન હતું.

---

+ સંસ્કૃતમાં ૩૦૦૦ હજાર શ્લોકનું સાભ્રમતી માહાત્મ્ય છે. તેમાં તેના નામનો અર્થ એવો કર્યો છે કે તે સીધી નહિ પણ ભમતી આવે છે, માટે સા=તે ભ્રમતિ=ભમતી તેનું નામ સાભ્રમતી રાખ્યું છે.

સાભ્રમતી નદીમાં દરેક દસકામાં એકાદવાર ભારે પૂર આવે છે, અને નદી બંને કાંઠામાં થઈને ઉભરાઈ જાય છે, ત્યારે લોકો કહે છે કે, ઓણ નદીમાં ભારે પૂર આવ્યું છે, પણ જે લોકોના મનમાં એવી ખાત્રી થઈ હશે કે, આપણા ઘર સુધી પાણી આવ્યું નથી ને કોઈ વખત આવશે પણ નહિ, તેમનો નિશ્ચય પણ તેમનાં ઘર સાથે આ વખતની રેલમાં તણાઈ ગયો છે. તો તે ઉપરથી અનુભવ થાય છે કે અમદાવાદથી સમુદ્ર ૩૦ ગાઉ ઉપર છે. માટે કોઈ વખતે સમુદ્રની ભારે રેલ પણ અમદાવાદ સુધી આવી પહોંચે તો તેમાં નવાઈ જેવું નથી.

આ રેલની હકીકત ગુજરાતના હાલના ઇતિહાસમાં લખી રાખવા જેવી છે, અને હાલનાં બાળકો જ્યારે ઘરડાં થશે ત્યારે પણ વાતો કરશે, કે સાભ્રમતીના પૂરનું પાણી નેક નામદાર સખાવતે બહાદુર શેઠાણી હરકોરબાઈની હવેલી સુધી આવ્યું હતું. એમ કહીને આ રેલની વાતો લાંબી લાંબી કરશે અને તે વખતના લોકો સાંભળીને આશ્ચર્ય પામશે.

ઇતિહાસમાં લખવા જેવા બનાવ આ સાલમાં બે બન્યા છે. એક ગુજરાતમાં ગાયકવાડના રાજનો ફેરફાર અને બીજો સાભ્રમતીની રેલનો છે.

તા. ૨૩. બુધવાર

હાલ ચોમાસામાં જો કે અમદાવાદમાં ભારે વરસાદ થયો નથી, તોપણ ભાદરવા વદ ૮ બુધવાર એટલે તા. ૨૩ મી સપટેંબરને રોજ જેઓને અહીંથી ધોળકે જવું હતું તેઓ સવારમાં ઉઠીને જમાલપરે દરવાજે ગયા. ત્યાં એવું સાંભળ્યું કે, નદીમાં ભારે પૂર આવ્યું છે, તેથી મોજે સરોડાને પાદર હોડી ચાલતી નથી, અને ગાડીઓ પણ અટકી છે. તેથી લોકો શેહેરમાં પાછા આવ્યા.

પછી દસ વાગતાં પાણી ઘોડા પૂરે ચડવા લાગ્યું અને ટ્રેનિંગ કોલેજની પાછળ એક નાના સરખો વ્રેહેળો છે, જેમાં થઈને

શેહેરમાંનું પાણી નદીમાં જાય છે, તે વેહેળામાં થઈને નદીનું પાણી શેહેરમાં પેઠું હતું, તે જોઇને લોકોના મનને ધભરાટ ઉત્પન્ન થયો હતો અને લોકોનાં ટોળે ટોળાં મળી નદી ઉપર પૂર જોવા જતાં હતાં. નદી ઉપર રાયખડ દરવાજાનો કિલ્લો છે તે ઉપર છોકરાં, બાયડીઓ અને પુરુષોની પૂર જોવા સારૂ એટલી ઠઠ મળી હતી કે, પોલીસના લોકોને તેઓને આઘાં ખસેડતાં ઘણી મહેનત કરવી પડતી હતી.

પછી દર કલાકે પાણીનું જોર વધવા માંડયું અને સપાટાબંધ કારંજમાં આવી પહોંચ્યું. અને બારેકના સુમારમાં તે હીમાભાઈ ઇન્સ્ટીટયુટના પગથીઆથી તે ત્રણ દરવાજા સુધીમાં પાણી ફેલાઈ ગયું હતું અને કારંજ વચેનો શેઠ મંચેરજીવાળો બંગલો તો ચારે બાજુએ પાણી વીંટાઇ વળવાથી દરીઆમાં વહાણ તરતું હોય તેની માફક દેખાતો હતો. તે વખતે કારંજની દુકાનોવાળાઓ પોતે પોતાનો જાન માલ બચાવવાની ઘણી ધાસ્તીમાં પડયા હતા. અને જેટલું લેવાયું તેટલું લઇ છૈયાં છોકરાંને બીજે ઠેકાણે મુકી પાછા આવી જુએ છે તો દુકાનોમાં પાણી ભરાઈ ગએલું અને કેટલાંએક મકાનો ધબોધબ પડવા માંડેલાં. તેથી બીચારા લોકો આશા મુકી ઉતરી ગયેલે મોહોડે કાળુપુર, સારંગપર કે રાયપર વગેરે જીલ્લાઓમાં જઇને રહ્યા.

આસ્ટોડીયામાં પણ એ જ પ્રમાણે પાણી ભરાઇ જવાથી ગરીબ મુસલમાનોનાં ઘરો પાયમાલ થઈ ગયાં. તેથી એય લુગડાંભેર બીચારા મુસલમાનો મશીદ વગેરેમાં જઈને ઉભા રહ્યા. રા. બા. બેહેચરદાસ અંબાઈદાસના સકંચામાં પણ માથોડું માથોડું પાણી ભરાઈ ગએલું હતું. એ વખતે મેહેરબાન કલેકટર બારોડેલ સાહેબે એલીસબ્રીજ (માણસો, ગાડાં, વગેરેને જવાનો રાયખડે આરે બાંધેલો પુલ હતો તે) ઉપર આવી પોલીસના સીપાઈઓ પાસે પુલ ઉપર થઈને કોઈ માણસ આવજા કરે નહિ તેને માટે પુલના રસ્તા ઉપર

દોર બંધાવી પોલીસનાં માણસો ઉભાં રાખ્યાં હતાં. એક વાગ્યાને સુમારે શાહીબાગ આગળનો સાબ્રમતીનો રેલવેનો પુલ જે ઘણી જ મજબુતીથી બાંધેલો હતો, અને જે ઉપર ઉભા રહીને રેલવેખાતાના અધિકારીઓ પોતાના પુલની તથા પાણી કેટલા ફુટ ચઢયું છે તેની તપાસ કરતા હતા, તે પુલ પાણીના ધક્કાથી હાલવા લાગ્યો. તે જોઇને માણસો નાસવા લાગ્યાં એટલામાં તો પુલ મૂળમાંથી ઉખડીને ઘસડાઈ ગયો. તેને થોડીવાર થઈ એટલે આશરે એક અને બે વાગ્યાની વચમાં એલીસબ્રીજની પણ હિંમત છુટી ગઇ. અને એ પણ થરથર ધ્રુજવા લાગ્યો. એટલે તે ઉપરના પોલીસના સીપાઇઓ દોડાદોડ કરતા નાઠા. પણ બીચારા બે સીપાઇઓ તેના સપાટામાં આવી ગયા. અને તેમને લઇને એલીસબ્રીજ બન્ને તરફનો સરખો ભાગ ઉભો મુકી વચમાંથી ત્રીજે ભાગે પાણીની સાથે ચાલતો થયો. પણ સારા ભાગ્યે પેલા સીપાઇઓને તેમાંનું લાકડું હાથ લાગી ગયું, જેથી એક જણ શેહેરથી ત્રણ ગાઉ ઉપર શીવાડી આગળ જતાં સહી સલામત નીકળ્યો. એ સીપાઇઓની સઘળાએ આશા છોડી હતી પણ પરમેશ્વર જેવું રક્ષણ કરે તેને ઊની આંચ સુધાં આવે નહિ. બીજે દહાડે સાંભળ્યું કે, પેલો બીજો સીપાઇ પણ જીવતો નીકળી આવ્યો છે.

શાહપર દરવાજા આગળ જે મોટી ખાઈઓ છે તે ભરાઈ ગએલીઓ અને ત્યાંથી આગળ વધીને ગરનાળામાં થઈને ઇદરીઆ દરવાજા તરફ પાણી ગયું હતું અને ખાનપરે દરવાજેથી પાણી પેશીને શાહપુરના ચકલા સુધી ગયું હતું. અને દરવાજા બહાર પાણીની તેડ ઉપરની એક ટેકરી ઉપર સાત ખાખી બાવાઓ ઝુંપડી બાંધીને રહ્યા હતા, તેમને લોકોએ સવારમાં ગામમાં આવવા કહેલું, તે છતાં તેઓ નારસિંહજીને આશરે ત્યાંજ બેશી રહ્યા, પણ સાબ્રમતી એટલી ગુસ્સે થએલી કે, તેણે ખાખી કે નારસિંહજી કોઈની દરકાર ન રાખતાં પોતાનાં મોજાંરૂપી હાથ લંબાવતી વધવા જ લાગી, અને

ખાખી બાવાઓને ચીસ પોકરાવી નસાડયા. પણ હઠીલા ખાખીઓ શેહેરમાં કે બીજે કોઈ સારે ઠેકાણે ન જતાં એ ઠેકાણાના જુદા જુદા ઝાડ ઉપર ચડી ગયા. ત્યાં પણ સાભ્રમતી આવી પહોંચી. અને ચારે તરફથી ઘેરી લીધા. ખાખીઓ પાણી ઉતરી જવાની વાટ જોઈને ભુખ્યા તરશા ઝાડ ઉપર બેશી રહેલા હતા, પણ પાણી તો ઉતરવાને બદલે વધારે ચડવા લાગ્યું.

શેહેરથી આશરે ત્રણ મૈલને છેટે સરકારી છાવણી છે. ત્યાં પણ નદીની ભેખડયો તોડી પાણી ચડી આવ્યું. અને છાવણીના લોકોને તથા અમલદારોને ગભરાટમાં નાંખ્યા. છાવણીના માણસો બહાદુર, હીમતવાન, કવાયતી અને હઠે એવા ન હતા તોપણ સાભ્રમતીનો પ્રતાપ સહન કરી શકયા નહિ. આખરે હથીઆર ઢળકતાં મુકી પાછે પગલે નાઠા. કેટલાએક નીલકંઠના અખાડાને શરણ થયા હતા, અને કેટલાએક જ્યાં પોતાનો જીવ બચાવી શકયા ત્યાં જતા રહ્યા, તોપણ સાભ્રમતીએ તેમની કેડ મૂકી નહિ, અને તેમનાં પાછળ રહેલાં મકાન, સામાન સરજામ વગેરેને ઘસડી નાંખતી આગળ ચાલી. અને ઈદરીઆ દરવાજા બહારનાં માધવપરૂં, હડીપરૂં, પુલ્લપરૂં, ફતેપરૂં અને બારડોલપરા વગેરે પરાંઓ પાછળ આવીને ઘેરો ઘાલ્યો, એટલું જ નહિ પણ અંદર ઘુશીને વેપારી લોકો લાખો રૂપીઆનો માલ ઘરમાં ભરીને બેઠા હતા, તેમને આંતરી લીધા. એટલાકમાં શાહપુરા દરવાજા આગળનું પાણી પણ વધીને તેની સાથે વધી ગયું. તેથી શેહેર બાહારનો દેખાવ તો મધ્ય દરીઆ વચ્ચે જેમ વહાણના કાફલાઓ સ્થંભી રહ્યા હોય, તેની માફક દેખાતો હતો.

એ પરાઓના વેપારીઓ પોતાનો માલ શેહેરમાં લાવતાં હાંશલ ભરવું પડે માટે ન લાવતાં જુજ રકમને સારૂ લાખો રૂપીઆનો માલ ખોઈ બેઠા. કેટલાએક ત્રાપા બાંધીને તથા ગોળીઓ મુકીને શેહેરમાં આવ્યા, તથા કેટલાએક નજરમાં આવે ત્યાં નાશી ગયા.

એમ કરતાં સાંજ પડવા આવી ત્યારે તો ચઉટામાં પાણી કેળાંવાળાની પાટચો આગળ ઢીંચણ સામું થઇ ગયું હતું. અને વેપારીઓએ દુકાનોમાંથી માલ કાઢચો તેટલો કાઢચો અને રહ્યો તેટલો રેહેવા દઈ દુકાનોએ તાળાં મારી પોતપોતાને ઘેર નાશી ગયા. અને આખા અમદાવાદ શહેરના માણસોના જાન પડીકે બંધાઈ ગયા હતા ને કહેતા હતા કે આ તો જળપ્રલય આવ્યો, હવે આ આફતમાંથી બચીએ એમ લાગતું નથી. હવે તો પરમેશ્વર બચાવે તો બચીએ.

એ વખતે તમામ લોકોનાં મન ઇશ્વર તરફ એટલાં ગળગળાં થઈ ગયાં હતાં કે, બધા ખરા અંતઃકરણથી પરમેશ્વરની પ્રાર્થના કરતા હતા, અને કહેતા હતા કે ઓ પરમેશ્વર હવે તારે શરણ છિયે, માટે ગરીબ ઉપર દયા કરીને અમને આ આપત્તિમાંથી ઉગારી લે. એ રીતે પ્રાર્થના કરતા હતા. કેટલાએક કહેતા હતા કે, જો આજની રાત જાય તો નવે જનમ આવ્યા. વહાણું વાશે એટલે ગાડીમાં બેશીને અગર ગમે ત્યાં જતા રહીશું ને જ્યારે પૂર ઉતરી જશે ત્યારે પાછાં આવીશું. ઘરબાર માલમીલકત જશે તો બળી, જીવતા રહીશું તો બધું આવી મળશે.

એ વખતે આખા શેહેરમાં ગભરાટ ઉઠી રહ્યો હતો. સઘળાં-ઓએ જીવવાની આશા મુકી હતી. જે જે લોકોનાં ઘર પડતાં જાય તે તે ચોધારે આંસુએ રડતાં હતાં અને નિરાધાર થઈને જ્યાં આશરો મળે ત્યાં રહેતાં હતાં.

એ જ વખતે શ્રાવક લોકોએ તથા સટ્ટાના વેપારીઓએ નિરા-શ્રિત લોકોને ચવાણું, લાડવા, વગેરે ખાવાનું આપવું શરૂ કર્યું હતું. અને મહેરબાન કલેક્ટર સાહેબ બારોડેલ તથા ફોજદાર સાહેબ, તથા મ્યુનીસીપાલીટીના આસિસ્ટંટ સેક્રેટરી વગેરે કેટલાએક લોકોના જાન માલ બચાવાને સારી મહેનત કરતા નજરે આવતા હતા.

સારે ભાગ્યે થોડીવાર પાણી રતંભ્યું અને હવે ઉતરશે એવી કંઈક આશા બંધાઇ ત્યારે, લોકોના જીવ જરા હેઠે બેઠા. પછી રાતે પાણી પાછું હઠયું ને કેળાંવાળાની પાટ આગળથી ખશીને ત્રણ દરવાજાની કુંભી આગળ જઈ અટક્યું હતું. રાતની વખતે કારંજ-માંનો રસ્તો છેક બંધ પડી ગયો હતો, ને જ્યાં તે ત્યાં રહ્યાં હતાં: પણ તે વખતે શેઠ કાવસજીએ પોતાના ઘર પછવાડે ચારે તરફ પાણી ફરી વળેલું તે છતાં લોકોની બરદાસ લેવામાં પાછી પાની કાડી નથી. પોતાના બંગલાની અગાશી ઉપર દીવા અને મશાલો કરાવી ચારે તરફ તપાસ કરતા હતા. ને જે કોઈ સંકટથી ઘેરાઈ ગયો હોય તેને પીપને ત્રાપે વળગાડી પોતાના બંગલામાં લાવી આશરો આપતા હતા. એ રીતે ઘણાંખરાં પારશી કુટુંબોની સંભાળ લીધી એટલું જ નહિ પણ બીજી જાતના લોકોની એ સંભાળ લીધી હતી. તેમના બંગલાની સામે શેઠ નવરોજજીનો કાચમો બંગલો જે કારંજને ઘણી રોણક આપતો હતો તે પછવાડે પાણી ફરી વળવાથી અને તેનો પાયો કાચો હોવાથી તે તૂટી પડયો ને તે નીચે નવરોજજી શેઠનો આશરે ૧૭ વરસનો છોકરો અને ૨૦ વરસની દીકરી બંને ચગદાઈ મુવાં હતાં, તથા બીજાં કેટલાંએક ઘાયલ થયાં હતાં. બીજાં કેટલાંએક પારશી કુટુંબોને જેલરે તુરંગના મકાનમાં આશ્રય આપ્યો હતો. ને કેટલાંએક ગરીબ ગરબાં લોકોને રા. બા. ગોપાળ હરિએ સ્માલકાજ કોર્ટના બંગલામાં લાવી રાખ્યાં તથા કેટલીએક મુસલમાનની આબરૂદાર સ્ત્રીઓ જે ઓઝલની રહેનારીઓ હતી તે વિગેરેને રાવ સાહેબ મહીપતરામ રૂપરામે ટ્રેનિંગ સ્કૂલના મકાનમાં ઉતારો આપી તેમની સારી રીતે બરદાશ લીધી હતી. પાદરી સાહેબના નવા બંગલાનો પણ લોકોએ આશ્રય લીધો હતો.

તા. ૨૪ મી ગુરૂવાર

ગુરૂવારની સવારે લોકોના મનમાં આજ આપણે ફરી જન્મ પામ્યા એમ આવ્યું અને તેને માટે તેઓ પરમેશ્વરનો પાડ માનવા લાગ્યા, તથા જે લોકોનાં ઘરબાર પડી ગયાં હતાં તેમને ખાવા

પીધાની સોઇ આપવા તરફ વળ્યા. એટલામાં વળી દસ વાગ્યાના સુમારે એવી બુમ ઉડી, કે પાછું સાબ્રમતીમાં પાણી ચઢવા માંડયું છે ને તે ગઇ કાલના કરતાં વધારે જોરમાં છે. તે ઉપરથી મે. બારોડેલ સાહેબે ભદ્રના કિલ્લા ઉપર ચડીને દુરબિન માંડી જોયું તો પાણીનું જોર પહેલા દિવસ કરતાં જાદે દીઠું તેથી તેમણે લોકોને રજા આપી કે હવે તમારાથી જેમ બચાય તેમ બચો. જેને જવું હોય તે ગમે ત્યાં જાઓ અને રેહેવું હોય તે જ્યાં રહી શકાય ત્યાં રહો. તે સાંભળી લોકોની હિંમત છુટી ગઈ. કેટલાએક તો બગલમાં પોટલાં મારી નાસાનાસ કરવા લાગ્યા. કોઈ સરસપુરમાં, કોઇ ગોમતીપુરમાં અને કોઇ આચારજી વગેરે ઠેકાણે જઇને રહ્યા. અહીંના ગોસાંઈજી મહારાજ પણ ઠાકોરજીને લઇને આચારજીની બેઠકમાં જઈ રહ્યા.

નદીમાં પાણી દર કલાકે વધારે ને વધારે ચઢવા લાગ્યું તે છેલી વારે ૪૦ ફુટ ઉપરાંત ચડયું હતું ને શહેરના મજબુત કીલ્લાને મૂળમાંથી ખોદવા લાગ્યું. એમ કરતાં બપોર થતાં પાણી શેહેરમાં પેઠું અને પહેલે દિવસે જે જે ઠેકાણે ફરી ગયું હતું ત્યાં પાછું ભરાઇ ગયું. ગાયકવાડની હવેલી આગળ કોટમાં ભાઠાં પાડી અંદર પેઠું ને જમાલપરમાં ધણાખરા ભાગમાં ફરી વળ્યું. તથા ઈદરીએ દરવાજે કમાડ તોડી અંદર પેઠું તે રા. બા. બેચરદાસ અંબાઇદાસના ઘરમાં તથા તેમના મોલ્લામાં પાણી ફરી વળ્યું હતું. ઈદરીએ થઇને દરિઆપુર, કાળુપુર તથા નવે દરવાજે થઇને સારંગપરા દરવાજામાં પાણી પેઠું અને ગોલવાડમાં થઈને ખાડીઆની નજદીક આવ્યું હતું. બીજી તરફ પંચભાયાની પોળે ફરી વળ્યું હતું, ને ત્રણ દરવાજેથી પાણી વધ્યું તે કંદોઈ ઓળમાં થઇને નેક નામદાર સખાવતે બહાદુર શેઠાણી હરકોઇ બાઈની હવેલી આગળ ઢીંચણ સમાણું પાણી થયું હતું. માણેકચોકમાં કેડ સમાણું પાણી હતું. હીમાભાઇ ઈન્સ્ટીટયૂટના મકાનમાં સોળ ફુટ પાણી ચઢયું હતું. તથા ટ્રેનિંગ સ્કુલના મકાનમાં પણ એટલું જ ચડયું હતું. ભદ્રકાળીના ઓટલા ઉપર પાણીની છાલકો વાગતી હતી.

જમાલપુર દરવાજે થઇને કોટાકોટ પાણી આસ્ટોડિયા દરવાજેથી કુંભીએ આવી અટક્યું હતું. ને તે માંહેલી તરફ દરવાજેથી થોડેજ છેટે પાણી આવી અટક્યું હતું. શેહેર બહાર માધવપરૂં, હઠીપરૂં, ફુલપરૂં, બારડોલપરૂં વિગેરે તો પાણીમાં ડુબાડુબ થઈ ગયાં હતાં. અને વેપારીયોનો હજારો રૂપૈઆનો માલ ખરાબ ખસ્ત થઇ ગયો હતો. તથા ઈડરિયા દરવાજા બહારનો રા. બા. બહેચરદાસ અંબાઇદાસનો બંગલો જે પીળા રંગથી સુશોભિત કર્યો હતો, અને જે ઘણો નકશીદાર હતો તે તમામ નાશ પામ્યો છે. તથા શહાપર દરવાજે જે સાત ખાખી બાવાઓ ઝાડ ઉપર બેઠા બેઠા ચીપિયા ઉગામીને નદીને હઠબે લંડી હઠબે લંડી કહેતા હતા, તેમાંના પાંચ તો ઝાડ સુધાં તણાઇ ગયા, અને બે બાવાઓ તેમની આવરદાથી કાંઠે ઘસડાઇને નીકળ્યા. તે બાવાઓને બચાવાને સારૂ મહેરબાન કલેકટર સાહેબે ઘણી મહેનત કરી હતી.

એવા આપત્કાળમાં શ્રાવકોએ ભુખ્યા લોકોને ચવેણું, રોટલા, ખીચડી વગેરે પહોચાડયાં હતાં. અને માંહેમાંહી ટીપ કરી હતી. તેમાં શેઠ ભગુભાઈ પ્રેમચંદે સારી રકમ ભરી હતી. તેમજ સ્વામી નારાયણની ગાદીના આચાર્ય કેશવપ્રસાદજીએ સંવત ૧૯૨૪ ની રેલની વખતે લોકોને જેવો આશ્રય આપ્યો હતો, તેવીજ રીતે આ વખતે પણ પોતાના વંડા તથા હવેલીમાં શ્રાવક, વૈષ્ણવ, શિવધરમી, મુસલમાન અને ઢેડીઆ વગેરેને આશ્રય આપીને તેઓની ત્રણ દિવસ સુધી ખાવા પીવાની બરદાશ રાખી હતી. બીજા શ્રીમંતોએ તથા પરોપકારી પુરૂષોએ પણ દુખિયા લોકોની સંભાળ લીધી હતી.

## નુકશાન

આ શહેરમાં એ પાણીના જુલમથી ૪૦૦૦ ઘર પડી ગયાં છે, ને આશરે દશ માણસોના જીવ ગયા છે, તથા વીશ માણસો ઘાયલ થયાં છે. શેહેર બહારનું માધવપરૂં જેમાં મોટા મોટા વેપારિ-

ઓની કાપડ વિગેરેની દુકાનો હતી, તે તમામ નાશ પામ્યું છે. તે એકલા એજ પરાનું દશ લાખનું નુકશાન ગણવામાં આવ્યું છે. અને તે સિવાયનાં બીજાં કુલપરૂં, હડીપરૂં, ફતેપરૂં, બારડોલીપરૂં, વગેરે પરાંઓનું દશલાખનું નુકશાન અને રેલ્વેનો પુલ તથા એલિસ-બ્રિજનું મળીને દશલાખનું નુકશાન તથા ચાર હજાર ઘરોનું વીશ લાખ મળીને પચાસ લાખ શહેરનું, અને બહારનાં ધોળકા વગેરે ગામડાંઓનું ૫૦ લાખનું મળી એકંદર રૂ. ૧૦૦૦૦૦૦૦ એક કરોડનું નુકશાન થયું છે.

અમદાવાદ શેહેર ઈ. સ. ૧૪૧૨માં વસ્યું ત્યારથી તે આજ-સુધી કોઈ વખતે આ શાલના જેવી રેલ આવી નહોતી એવું કહેવાય છે. આ વરસમાં ઘણે ઠેકાણે રેલો આવી હતી.

( પુ. ૨૨મું, માહે નવેમ્બર, ૧૮૭૫ )

# શ્રી જયસિંહદેવનો દોહદનો લેખ

( મૂલ સસ્કૃત પ્રત )

(१) उँ नामा भगवात वासुद्वाय ॥ श्रीजयसिंहदेवोस्ति भूापा गूर्ज्जरमंडाल। (२) ायन काराग्राह क्षितौ सुराष्ट्रामालावश्वरौ ॥१॥ अन्येप्युत्सादिता ायन (३) सिन्धुराजादाया नृपाः । आज्ञां शिरसि ाशाषव वाहिता उत्तरे नृपाः ॥२॥ (४) अणहिलपाटकनगरं सुरमंदिर-रुद्धतरणिहयमार्गं ॥ यस्यास्ति राजधानी (५) राज्ञायााघ्यव रामस्य ॥३॥ एतस्यां पृथिवीनाथात् ाकशावा वाहिनी (६) पतिः सेनापतिक्र (?) मं प्रापि (Sic) दधिपद्राद्रिमंडाल॥४॥ आनन (७) दधिप्राद्र-

स्मिन्नियुक्ता मंत्रिदीक्षितः। ागागनारायणं चाक्र जनन्याः (८) ाश्रयास कृती ॥५॥ श्रीनृपविक्रमसंवत् ११९६ श्रीागागनारायण-ादवः (९) प्रतिष्ठितः अस्य ादवस्य पूजार्थं सं. १२०२ ागादहााक्रत्र महामंडालश्वर (१०) श्रीवामनादवप्रसादादवाासप्रम्चा. राण. सांकर-सीहन ऊमालाडपथ (११) थकमाध्य आश्वियााकाडाग्राम हलत्र-यस्य भूमिः प्रदत्ता अस्याघाटाः (१२) पूर्वस्यां दिशि दधिमती नाम नदी उत्तरस्यां दिशि क्षारवहः ॥

## ભાષાન્તર

ઓં, ઓં, ભગવાન્ વાસુદેવને નમસ્કાર હો ! ગૂર્જરમંડળમાં શ્રી જયસિંહદેવ નામે રાજા છે- જેણે સુરાષ્ટ્રા (સોરઠ) અને માલવ (માળવા) ના રાજા (રાખેંગાર અને યશોવર્મા )ને બંધીખાને નાંખ્યા ૧. વળી, જેણે સિન્ધુરાજા વિગેરે બીજા રાજાનો પણ નાશ કર્યો; (તથા) ઉત્તરના અથવા બીજા રાજાઓ પાસે જેણે પોતાની આજ્ઞાને માથે શેષ-દેવપ્રસાદીમાં મળેલા નાળિયેરની શેષ-ની માફક ધરાવરાવી ( અર્થાત્ દેવની પ્રસાદીની શેષ જેમ ભક્ત મહા-માનપુરઃસર માથે ચડાવે છે તેમ જેના મંડળેશ્વર ખંડિયા રાજા તે સિદ્ધરાજ જયસિંહદેવ મહારાજાની આજ્ઞાને માથે ચડાવી તની આણમાં વર્ત્તતા). ૨. જે રાજાની રાજધાનીનું શહેર અણહિલપાટક (અણહિ-લવાડ) નામે નગર છે-જેમ રામનું અયોધ્યા તેમ,-તે નગર પોતાનાં -સુરમંદિર એટલે દેવાલયથી સૂર્યના ઘોડાના રસ્તામાં રોકાણ કરે છે. (અર્થાત્ ત્યાંનાં દેવળ એટલાં બધાં ઊંચાં છે કે તેમનાં શિખર સૂર્યના માર્ગમાં વચ્ચે આવે છે. આ કલ્પનાથી અણહિલવાડના વૈભવ અને ભક્તિભાવનું દર્શન થાય છે ) ૩. આ નગરમાં મહારાજ પાસેથી કેશવ નામે વાહિનીપતિએ (એટલે એક સેનાના સરદારે) સેનાપતિ ક્રમ (પદ, પદવી) દધિપદ્ર એટલે દેંવદ-દોહદ વિગેરે મંડળ

(મહાલમાં) મેળવ્યો. ૪. આ કેશવે નીમેલા મંત્રીઓમાં ઉત્તમ કૃતી –કૃતાર્થ મંત્રીએ પોતાની જનની (મા) ના કલ્યાણને માટે ગોગ નારાયણ સ્થાપન કર્યા. ૫. શ્રી નૃપ વિક્રમાદિત્યના સંવત્ ૧૧૯૬ માં શ્રી ગોગ નારાયણદેવની સ્થાપના થઈ. આ દેવની પૂજા માટે સંવત્ ૧૨૦૨માં ગોદ્રહક (ગોધરા) માંના મહામંડળેશ્વર શ્રી વામનદેવની મેરબાનીથી જેણે મ્હોટાઇ–મ્હોટી પદવી–મેળવી છે તે રાણા સાંકરસિંહે, ઉભલોડ (હાલ અભલોડ) ના પથકમાં (પરગણામાં) આશ્વિન્નિયાકોડા (હાલ ગડોઈ છે તે ?) ગામમાં ત્રણ હળવાર જમીન આપી. તેના ખૂંટઃ પૂર્વદિશામાં દધિપતી ( દેંમઈ) નામે નદી (છે), ઉત્તરમાં ક્ષારવહ (ખારવો) છે.

## વિશેષ હકીકત

અમુક પ્રજાનો ઇતિહાસ તે તેના ભૂતકાળનું ચરિત્રનિરૂપણ છે. તે પ્રજા–તે વર્ણ–તે વર્ગના બાલ્યભાવ–કિશોરદશા–મુગ્ધ અવસ્થા, તેના જન્મ–તેના ઉદય–તેની વૃદ્ધિ–તેની સંપત્તિ–તેના યૌવન–તેની પાકી ઉમ્મર, તેના ઘડપણ–તેના અવસ્થાંતરનાં ચિત્ર તાદૃશ આપી વર્તમાનકાળમાં મનોરમણીય વિલક્ષણ સાહિત્યથી આપણને તે બધાનું ભવ્ય દર્શન કરાવે છે. ઈતિહાસ લખવાની યોગ્યતા પામતા પેહેલાં કેટલીએ ગ્રંથ રચનાદિ સામગ્રીની આવશ્યકતા અને ઉપયોગિતા છે– કે જેની ઈતર પુસ્તકમાં યોગ્યતાએ ના હોય. સત્યતા અને યથાન્યાય વાસ્તવિક નિરૂપણ અને વિચાર તે ઇતિહાસરૂપી સાહિત્યમંડપના સબળ સ્તંભ છે. અપૂર્વ ઇતિહાસકાર તેમને પોતાની કલ્પનાના વર્ણનથી અથવા સાહિત્યથી તે મહામંડળના સ્તંભ વિગેરેને તોરણથી ચિત્રવિચિત્ર તર્કથી ભલે અલંકારો–પણ તેની મૂળ દૃઢતા, સ્થિરતા, સબળતા તે મૂળ લક્ષમાં રાખવાં ઘટિત છે. અને આવાં લખાણ અમુક પ્રજામાં અને ભાષામાં થતાં પેહેલાં તે ઉભયે અમુક સ્થિતિએ, પ્હોચવું જોઈએ. કંઇ મનુષ્યના મનોકુંરના પ્રથમ સ્ફુરવા સાથેજ ઇતિહાસાદિનો દૃઢ સમારંભ થયો હોય છે એમ કાંઇ નથી જ.

અલબત કવિતાના રસની નદીના તરંગમાં માણુસનું મન ક્યારનુંએ ઝીલી રહ્યું છે, તત્ત્વજ્ઞાનના દિવ્ય ઊંચ અપૂર્વ વિચારરૂપી પવનની લહેર પર સ્વાર થઇ વિમાન ગગનમાં તે આનંદી રહ્યું હોય છે.—બીજા સાહિત્યના ગ્રંથના ઊંચા ગિરિશિખર ઉપર ગંભીર ગુહાતગ, અથવા શાંત છાયાવાળી ખીણુમાં શોધ કરી રહ્યું હોય છે, બહુ પ્રાચીન કાળથી-પણુ ઇતિહાસ વિષે તો તેમ નથી જ, ઇતિહાસ ગ્રંથનો જન્મ તો છેક જ સાંપ્રત કાળમાં થયો ગણાય તે તો બીજાં લખાણુ બીજી ઇમા-રતનો એક નહાનો ભાઈ જ લેખાય. તથાપિ તે ઇતિહાસની, પણુ કલ્પના તરંગમાં નિમગ્ન, તત્ત્વવિજ્ઞાનના તર્કપ્રવાહમાં ઘસડાતા આપણા આર્યની માનસી સૃષ્ટિમાં વિરલતા—અછત જ છે. વારંવાર કહેવામાં આવે છે કે ભરતખંડમાં કાશ્મીર-કદાચ ગૂજરાત પણુ! વિના કોઈ પણુ મંડળમાં ઇતિહાસની નોંધ થઈ જણાતી નથી, કવિઓએ આપણી આર્ય પ્રજાનાં અવસ્થાન્તરનાં જે કાવ્યેતિહાસ પુરાણુમાં દર્શન આપ્યાં છે તે બહુ રસભરિત તો છે, પણુ ક્યાં ક્યાં અતિશયોક્તિ દૂષિત વિશેષ છે. આથી આપણા કહેવાતા ઇતિહાસના ગ્રંથો ઉપરથી સાંપ્રત કાળના આર્ય અને ઇતર વિદ્વાનોનો ઇતબાર ઉડી ગયો છે. અને દેશનો વાસ્તવિક ઇતિહાસ સિદ્ધ કરવાને કાવ્ય પુરાણુથી ઇતર સાધન બહુધા શોધવાં પડે છે. તેમાં મુખ્યમાં મુખ્ય ગ્રંથાદિમાં આપેલી સમય વિગેરેના નિર્ણયથી વ્યવસ્થા, રાજા અથવા સાધારણુ માણુસે પર્વ ઉપર કે તીર્થમાં કરેલાં દાનની નોંધ રાખતાં તામ્રપટ, શિલાદિલેખ, તેમજ દેવાલય વિગેરેમાં કોતરેલાં તેવાં જ જયપત્ર વિગેરે જ છે. આ સિવાય ભાટ ચારણુની વહી અને દંત-કથા પણુ કંઇક સાધન થાય—પણુ તે સબળ ન ગણાય. જે હિંદુસ્તાનના ઘણા ખરા ભાગના સંબંધમાં તેજ આપણા ગૂજરાતના સંબંધમાં કહિયે તો ખોટું નહિ. આપણા ઇતિહાસનો પ્રાતઃકાળ કલ્પનાના ચિત્ર વિચિત્ર વાદળના આડંબરથી રમણીય તો છે, પણ તેથી આસ-પાસના પ્રદેશનું પૂર્ણ દર્શન થતું નથી. તે ઉજેશથી કંઇક જાણુવાને

કંઇ કંઇ ચળકાટ હાલના શોધથી હાથ લાગતો જ જાય છે. આજ શોધ અને આવાંજ સાધનને આધારે આપણા ગૂર્જર પ્રિય રસિક યૂરોપિય વિદ્વાન ફારબસે સુંદર, દઢ रासमाळा ગુંથી, પોતાનાં નામ અને કામ અમર કર્યાં. તેની સમોવડના ગ્રંથ સાંપ્રત કાળના લખાએલા ઇતિહાસ ગ્રંથમાં વિરલ જ છે. પણ તેનો મુખ્ય આધાર ભાટ ચારણના ગ્રંથો ઉપર વિશેષ હતો; અને તેની તો કેટલી અલિષ્ઠતા છે તે તો આપણે ઉપર જોઇ ગયા જ છિયે. તે રાસમાળાના કંઈ કંઈ કામ ગણનાદિ તંતુના સંસ્કારને અર્થે નિપુણ પ્રયત્ન થયા છે અને થાય છે જ. હજૂ આ ભગીરથ પ્રયત્નમાં આપણા સંસ્કૃત વિદ્યા-વિશારદ બૂલર ભટ અંગ્રેજ છે. તેમણે વલભીનગરના રાજ્ય અને ચાપોત્કટ-ચાલુક્ય સમય સંબંધી ઇતિહાસ ઉપર પોતાની પરમ ઉપ-યોગી લેખની શોધથી કેટલોએ પ્રકાશ નાંખ્યો છે તે તે લક્ષમાં લેતાં સહજ ભાસી આવે છે. એ બધા લેખને આધારે એ વિદ્વાને ચાલુક્ય મહારાજેના ક્રમનો અને સમયનો સ્વચ્છ નિર્ણય કર્યો છે-તે રાસ-માળાની બીજી આવૃત્તિ છપાવતાં તેની નોંધ લેવાથી જ કેટલો જરૂરનો છે તે તેના સંબંધીઓએ દર્શાવી આપ્યું છે.

અત્યાર સુધીમાં આપણા ચાલુક્યકુળશિરોમણિ, દિગ્વિજયી, પરમ પરાક્રમી મહારાજ શ્રી જયસિંહદેવનો લેખ તત્કાલીન સાધ્ય થયો ન હતો—તેથી તે મહારાજાના સમય પરાક્રમની ઘણી અનિશ્ચિતતા હતી. પણ હાલ અમે અમારા મિત્રોની સહાયતાથી મળેલા ઉપર નોંધેલા લેખથી તે ખોટ પૂરી પાડવા સમર્થ થયા છિયે. તે લેખ એકથી વધારે રીતે ઉપયોગી છે. પ્રથમ તો તે શ્રી જયસિંહદેવનો છે તેથી-બીજું તે તે મહારાજનો રાજ્યવિસ્તાર મહિમા દર્શાવે છે માટે-ત્રીજું તેમાંના તે રાજ્ય સમયની નોંધ અર્થે-ચોથું તેના અક્ષર-ના મરોડ સારૂ, ઇત્યાદિ છે, એજ બીજા લેખ સાથે સરખાવતાં તેની શૈલી સહજ જૂદી માલુમ પડશે. એમાં શ્રી જયસિંહદેવ ગૂર્જર મંડળમાં

છે, એજ માત્ર લખ્યું છે–બીજું તેનાં બિરદ, ખરાં ખોટાંનાં ભૂગળ-ભટિયાંથી લાંબી ભાટાઈનું ટાયલું નથી.

આ લેખ લક્ષમાં લેતાં એવું માલુમ પડયું છે કે સં. ૧૧૯૬–૧૨૦૨ સુધીમાં શ્રી જયસિંહદેવના રાજ્યનો વિસ્તાર બહુજ બ્હોળો હતો. સોરઠ અને માળવાના મહારાજ તો કયારનાએ કારાગૃહમાં હતા. સિન્ધુરાજ અથવા સિન્ધુ દેશ–સિંધ–વિગેરેના રાજાનો તો સમૂળો નાશ થયો હતો. અને ઉત્તરના રાજા મહારાજાની આણુમાં વર્તતા હતા. અણહિલવાડથી મહારાજે નીમેલો એક સુબેદાર કેશવ દાહોદ વગેરે મહાલમાં સેનાપતિ–સર સુબાનો હોદ્દો ભોગવતો હતો. તેણે વળી એક મંત્રી નીમ્યો હતો. ત્યાં પાછા મહામંડળેશ્વર વામનદેવના પ્રસાદથી ગોધરામાં રાણા સાંકરસિંહ વિગેરે ખંડિયા રાજા વશવર્તી રહ્યા હતા. ગોધરા દેંવદના મહાલ સર્વ સ્વાધીન હતા, સલાહ શાંતિ હતી. દેવમંદિરની પ્રતિષ્ઠા થતી હતી; અને રાજ્યથી સંતુષ્ટ રાણા તેને સારૂ ભૂમિદાન કરતા હતા. આમ ગૂર્જર મહારાજ્યનો મધ્યાહ્નકાળ વર્ત્તી રહ્યો હતો. શ્રી જયસિંહ સરસ્વતીને તટે નિર્ભ્રાંત શત્રુ સંહાર કરી સિદ્ધરાજ સ્વસ્થ હતો–સર્વ સ્થળ શાંતિ શાંતિ પ્રકાશી રહી હતી. અહો ઈશ્વર, તેવા દિવસ નિરંતર હોત તો કેવું ઉત્કૃષ્ટ ! ! !

અહિં સં. ૧૧૯૬–સં. ૧૨૦૨ માં લખે છે કે " શ્રી જયસિંહ દેવ ગૂર્જર મંડળમાં ભૂપતિ છે ત્યારે સં. ૧૧૯૯ માં શ્રી જયસિંહ દેવલોક સિધાવ્યા, અને કુમારપાળે રાજ્યારંભ કર્યો તે દંતકથા અથવા ભાટ લોકોની વાર્ત્તા સંશયભૂત થાય ! ! ! આ લેખને વળી બીજાથી પણ પુષ્ટિ મળે છે. વડનગરમાંથી અમને મળેલી સં. ૧૨૦૮ ની પ્રશસ્તિ વિષે વિશેષ આગળ ઉપર કહીશું તેમાં–મૂળરાજથી સિદ્ધરાજ સુધી રાજાનાં નામાદિનિવેદનપૂર્વક તેમના પરાક્રમની પ્રશંસા છે. તે સમયે જો કુમારપાળ હોત તો ગુર્જરેશ્વર તરીકે તેમનું નામ પણ

તેમાં આવત. પણ તે તો નથી. બીજું પ્રશસ્તિકાર પોતાને વિષે જુઓ આમ લખે છે.

एकाहनि न्यस्तमहाप्रबन्धः
श्रीसिद्धराजप्रतिपन्नबन्धुः ।
श्रीपालनामा कविचक्रवर्ती
प्रशस्तिमेतामकरोद्यशस्तां ॥ ३० ॥

"એક દિવસમાં જેણે મહાપ્રબંધ કર્યો અને જે શ્રી સિદ્ધરાજનો બંધુ (મિત્ર) સ્થાને થયો તે શ્રીપાળ નામે કવિયોના ચક્રવર્તીએ આ યશોમયી પ્રશસ્તિ કરી." આ તેના ગાઢા સંબંધથી પણ તેના લખાણ ઉપર વિશેષ વજન રહે.

તથાપિ સં. ૧૨૦૮ માં શ્રી સિદ્ધરાજદેવ હશે કે નહિ તે અમને આ પ્રશસ્તિની બરાબર ખરી નકલ મળી નથી, ત્યાંસુધી કંઈ નિશ્ચય પૂર્વક ના કહી શકાય. તોપણ એટલું તો ખરૂં કે સં. ૧૨૦૨ સુધીમાં શ્રી જયસિંહ સિદ્ધરાજદેવ ગૂર્જરેશ્વર હતા. અને તદનુસાર શ્રી જયસિંહદેવના રાજ્યસમયની નિર્ણયસીમામાં આપણા ઇતિહાસ ગ્રંથમાં યોગ્ય ફેરફાર કરવો જરૂર છે.

આ લેખ દોહદના છાબુઆ તળાવ ઉપરથી અમને મળ્યો છે. તે તળાવ જસમા જેને ત્યાં જસાં ઓડણ કહે છે તે-ના ઓડે બાંધ્યું કહેવાય છે. અને આ સંબંધી ત્યાંના લોકોમાં એક રાસડો પણ છે. તે વિષે વળી કોઈ વખતે કહીશું. આમાનું ઉભલોડ તે હાલ અભલોડ નામે મોજૂદ છે, કોડા આશ્વિલિયા તે કદાચ ગડોઈ નીમ નાળીયા તો નહિ હોય? આમાં આરંભે ૐ આવું ચિહ્ન છે તે ૐ છે. ઘણા ચાલુક્યાદિ લેખમાં તે માલુમ પડે છે. આમાંના અક્ષરમાંના કેટલાક જેવા કે અ, ણ, ભ અને એકમાં ૧, ૨, ૫, ૬ સર શુદ્ધ અને ૯ (કંઇક ફેરથી) જાણે ગુજરાતી લિપિનાજ

છે. શેષેવ જ્યાં અમે વાંચ્યું છે ત્યાં વ્યાકરણ નિયમ પ્રમાણે શેષામિવ જોઈયે અને प्रापि ત્યાં प्रापत्. આ સંબંધી વિશેષ વિચાર આગળ ઉપર ઇંડિયન એણ્ટીકવસમાં આવશે. હ. હ. ધ્રુવ

( પુ. ૨૭ મું, માહે ઑગસ્ટ, ૧૮૮૦ )

# ગુજરાતના વલ્લભી રાજાઓ

ઈસવીસનના ૭૮ માં બૌદ્ધધર્માવલંબી શક રાજા નહપાન આવિર્ભૂત થયા. મહાપરાક્રમી આંધ્રભૃત્ય રાજાઓનો ઉચ્છેદ કરીને તેણે ઈ. સ. ૭૮ માં દક્ષિણ તરફ પોતાની હકુમત સ્થાપી. પોતાના રાજ્યાભિષેકના વખતથી આ ક્ષત્રપ વંશના શક રાજા નહપાને જે શક ચલાવ્યો, તે શકાબ્દ નામથી પ્રસિદ્ધ પામ્યો છે. શકાબ્દ ૨૪૧માં ગુપ્તવંશની પ્રતિષ્ઠા શ્રી ગુપ્ત મગધમાં આવિર્ભૂત થઈને પાટલીપુત્ર નગરમાં તેણે પોતાની રાજધાની સ્થાપી. શ્રી ગુપ્ત રાજ્યાભિષેકના કાલ ૨૪૧ શતાબ્દ ( ૩૧૯ ઇ. સ. ) થી ગુપ્તાબ્દના કાલની ગણત્રીનો આરંભ થયો.x ગુજરાતના વલ્લભીવંશના તથા નેપાલના

x પ્રખ્યાત આબુરિહાન આલવિરૂણી ઈ. સ. ૯૭૧ માં આરિજમ પ્રદેશમાંના વિરૂણ શહેરમાં જન્મ્યો હતો. તે ગજનીના અધિપતિ સુલતાન મહમુદ તથા મસાયુદની સભામાં બિરાજતો હતો. સુલતાન મહમુદના ગુજરાતના હુમલાની વેળાએ તે તેની જોડે હિંદુસ્થાનમાં આવ્યો હતો. હિંદુસ્થાનના સંબંધમાં નાના પ્રકારનાં વર્ણન ઘણી મહેનતથી એકઠાં કરીને તેણે હિંદુસ્થાનનો એક મોટો ઈતિહાસ લખ્યો છે. તેનું ખરૂં નામ આબુરિહાન મહમદ બિન આમેદ છે. પરંતુ તે આલવિરૂણી નામથીજ બધે પ્રસિદ્ધ છે. આલવિરૂણીએ લખેલા ઇતિહાસમાં લખ્યું છે કે શકાબ્દ ૨૪૧ વર્ષ ગુપ્તાબ્દ તથા વલ્લભી શકના કાલની ગણત્રીનો આરંભ થયો. ગુપ્તરાજના આધિપત્ય-

લિચ્છવીવંશના રાજાઓએ ગુપ્ત રાજાના પડવા પછી પોત પોતાના રાજ્યમાં એ ગુપ્તાબ્દને ચાલાવ્યો. કર્નલ ટૉડે ઇ. સ. ૩૧૯ માં વલ્લભી સંવતની શરૂઆત તરીકે સર્વથી પહેલા જણાવ્યું. ગુજરાતના ક્ષત્રપ રાજાઓ બરાબર શકાબ્દ વાપરતા હતા. ૩૦૪ શકાબ્દ પછીના કોઇપણ નાણામાં અથવા શાસનલિપિમાં ક્ષત્રપવંશનો ઉલ્લેખ જોવામાં આવતો નથી. ગુપ્તરાજા પહેલા ચંદ્રગુપ્તે ઈ. સ. ૩૮૨ (૩૦૪ શકાબ્દ) માં ક્ષત્રપવંશના છેલ્લા રાજાને હરાવીને ગુજરાતમાં ગુપ્તવંશનું આધિપત્ય સ્થાપવાની જોડે ગુપ્તાબ્દ પ્રચલિત કર્યો ત્યારથી ગુજરાતમાં ગુપ્તાબ્દ ચાલ્યો છે.

ભટારક સેનાપતિ કનકસેન ગુપ્તરાજા બાલાદિત્ય નરસિંહ-ગુપ્તના (ઇ. સ. ૪૮૫–૫૩૦) તાબે ગુજરાતના ગવરનરમાં મુકરર થયો હતો. ઇસવી સનની પાંચમી સદીના આખરના ભાગમાં પ્રદેશી હુનજાતિનું આધિપત્ય માલવામાં કાયમ થયું. આશરે ઇ. સ. ૪૯૪ માં પૂર્વ માલવા હુનરાજ તોડામન શાહના તાબે થયું અને ગુપ્ત રાજાના તાબાનો સામંતરાજા બુધગુપ્ત લઢાઈમાં માર્યો ગયો. સંભવતું છે કે એ વખતે જ તેણે ગુપ્ત વંશના રાજા નરસિંહ ગુપ્તને લઢાઈમાં હરાવીને 'મહારાજાધિરાજ' ઉપાધિ લીધી. માલવા, ગુજરાત, પંજાબ અને કાશ્મીર સુધી મહારાજ તોડામન શાહની તાબેદારી ફેલાઈ. ઈ. સ. ૪૯૪–૫૧૦ સુધી બૌદ્ધધર્માવલંબી તોડામન શાહ ગુપ્ત રાજ્યના દક્ષિણ પશ્ચિમાંશમાં રાજ્ય ચલાવતા હતા. બળવાન હુનરાજ તોડામન શાહના હુમલાથી આવી રીતે ગુપ્ત રાજ્ય

---

લોપની વખતથી જ ગુપ્તાબ્દ બેઠો. આલવિરૂણીની બીજી ઉક્તિ ભૂલ ભરેલી છે. તેણે અગિયારમી સદીમાં ચાલતી જનવાયકા સાંભળીને આવી ભૂલમાં પડીને ડાક્ટર રાજેન્દ્રલાલ મિત્ર તથા કનિંગહામ વગેરેને ભૂલાવામાં નાંખ્યા છે. રાજગાદી બેસવાની વખતે શકનો આરંભ થાય છે, રાજગાદી પરથી ઉઠયા પછી શક ચાલતો નથી.

એ ભાગમાં જૂદું થયું અને ગુપ્ત વંશનો અપ્રતિહત પ્રતાપ નાશ કર્યો. અનુમાન થાય છે કે ઈ. સ. ૫૧૦ માં પહેલા જણાવેલા ભટારક સેનાપતિ કનકસેને હુનરાજ તોડામન શાહને× સંપૂર્ણ રીતે લઢાઇમાં હરાવીને ગુપ્તવંશનું એકાધિપત્ય આર્યાવર્તમાં ફરી સ્થાપ્યું. ત્યારથી મિહિર કુલ જાત હુનવંશના તોડામનને હરાવી કનકસેન 'મૈત્રકદમન' નામથી ઓળખાયો. આ કનકસેનના દ્વારા ગુજરાતમાં વલ્લભીવંશનું આધિપત્ય પ્રતિષ્ઠિત થયું. અનુમાન થાય છે કે ઈ. સ. ૪૯૫–૫૧૫ સુધી કનકસેન ગુજરાતના ઉપર હકુમત કરતો હતો. તે પાટલીપુત્રના ગુપ્ત રાજા નરસિંહ ગુપ્તના તાબામાં પ્રાદેશિક ગવરનરના પદમાં અધિષ્ઠિત હતો. તે સેનાપતિના નામથી ઓળખાઇને સ્વતંત્ર રીતે ગુજરાતનું રાજ્ય કરતો હતો.

સેનાપતિ કનકસેનના મૃત્યુ પછી તેનો મોટો પુત્ર ધીરસેન પિતાના પદમાં પ્રતિષ્ઠિત થયો. હુનરાજ તોડામનને હરાવ્યાથી ઘણોજ ખુશ થઇને રાજા નરસિંહગુપ્તે સેનાપતિ કનકસેનના ઉપર જેવી જોઇયે તેવી કૃતજ્ઞતા પ્રકટ કરવાનો, અવસર મેળવ્યો નહોતો. કનકસેન તથા તેનો મોટો પુત્ર ધીરસેન 'સેનાપતિ'ના નામથી ઓળખાતા હતા. સેનાપતિ કનકસેનના બીજા છોકરા દ્રોણુસિંહને ઈ. સ. ૫૨૦ માં રાજા નરસિહ ગુપ્તે પોતાને હાથ રાજટીકા આપીને મહારાજપદમાં

---

× તોડામન શાહના રાજ્યત્વકાલ સંબંધમાં શોધકમાં મતભેદ છે, પ્રો. વિલ્સન ઇ. સ. ૮૭–૮૮, મેજર ટ્રયાર ૮૮–૮૯, ડાકટર હલ ૧૧૦–૨૨૦, ડાકટર રાજેન્દ્રલાલ મિત્ર પાંચમી શદીના વચલા ભાગ અને ડાકટર ભાઉદાજી સાતમી સદીમાં તોડામન હતો એવું બતાવે છે. જનરલ કનિંગહામ ૧૯૦ ગુપ્તાબ્દમાં હુનરાજ તોડામન હતો એમ જણાવે છે. ઇ. સ. ૩૧૯ માં ગુપ્ત રાજ્યનો અંત આવ્યો, એ ભૂલવાળો તથા પાયા વીનાનો મત ખરો માનીને તેણે ૧૯૦ ગુપ્તાબ્દને ૩૫૬ ઈ. સ. તરીકે નિર્ણય કર્યો છે, રાજતરંગિણીમાં તોડામનનો ઉલ્લેખ છે. એરન, ગોવાલીયર તથા પંજાબના લવલ શૈલપર તેના નામની શાસન લિપિ મળી છે. ફ્લીટ અને હારનલિ ૪૯૦ ઇ. સ. તોડામનનો કાળ બતાવે છે.

અભિષિક્ત કરીને મરી ગયલા કનકસેનના તરફ યોગ્ય કૃતજ્ઞતા પ્રકટ કરી. આ દ્રોણુસિંહજ વલ્લભીવંશનો પહેલો મહારાજા હતો.

ઈ. સ. ૫૩૦ માં ગુપ્તરાજા નરસિંહ ગુપ્તના મૃત્યુ પછી ગુપ્ત રાજ્ય ભાંગી ગયું અને જૂદા જૂદા પ્રદેશના શાસન કર્તા સામંત રાજાઓએ સ્વતંત્રતા મેળવીને પોતામાં ગુપ્ત રાજ્ય વહેંચી લીધું. માલવાના સામંતરાજ યશોધર્માએ 'મહારાજાધિરાજ' ઉપાધિ લઈને વિષ્ણુવર્દ્ધન નામથી કાન્યકુબ્જમાં પોતાની રાજધાની પ્રતિષ્ઠિત કરી. ગુજરાતમાં વલ્લભીવંશે તે વખતે સ્વતંત્રતા અવલંબન કરી. ઇસવીસનની છઠ્ઠી શદીના પહેલા ભાગથી આઠમી શદીની આખર સુધી ગુજરાત તથા તેની આસપાસના પ્રદેશમાં એઓનું આધિપત્ય કાયમ રહ્યું હતું.

મહારાજ દ્રોણુસિંહના પછી તેનો નાનો ભાઈ ધ્રુવસેન ૨૦૭ વલ્લભી શકમાં (૫૨૬ ઈસ્વીસનમાં) વલ્લભીપુરની રાજગાદી ઉપર બેઠો. ધ્રુવસેનના નામની ૨૦૭ શબ્દની લખેલી શાસન લિપિના કરતાં જૂની વલ્લભી વંશની કોઈપણ લિપિ આજસુધી મળી નથી. ત્યાર પછી ધ્રુવસેનના નાનાભાઇ ધીરપટના પુત્ર ગુહસેને રાજ્ય ચલાવ્યું. ૨૪૬, ૨૪૭ અને ૨૪૮ વલ્લભી શકમાં લખેલી ગુહસેનના નામની શાસનલિપિ મળી છે.* વલ્લભીપુર હાલમાં વળાથી ઓળખાય છે, વળાનો ઠાકુર કાઠિયાવાડની અંગ્રેજ એજન્સીના તાબામાં ત્રીજા વર્ગનો રાજા છે. એ વળામાં ગુહસેનના નામનો ૨૪૭ વલ્લભી શકનો લખેલો એક મોટો માટીના ઘડાનો ભાગેલો ભાગ ઇ. સ. ૧૮૮૫ માં ડાકટર હુલ્સને મળ્યો હતો. ડાકટર હુલસે ૨૮૬ વલ્લભી સંવતના લખેલા પહેલા શિલાદિત્યના નામના એક તાંબાના લેખનું વર્ણન એ વર્ષમાં

* Indian Antiquary ( IV, 174 ), ( V, 206 ), (VII, 66) and ( XIV. 75 )

પ્રકટ કર્યું છે. તેમાં ભટ્ટાર્ક (ભટારક કનકસેન) મૈત્રકદલન નામથી જણાવ્યું છે, અને શિલાદિત્યના પિતા ધીરસેન તથા પિતામહ ગુહસેનનાં નામ ૨૫૮ આપેલાં છે.* આ શિલાદિત્યના નામનું બીજું એક તાંબાનું પત્રું મળ્યું છે તે વલ્લભી સંવત ૨૯૦ નું છે.x વલ્લભી સંવત ૨૫૨ માં લખેલું શિલાદિત્યના પિતા બીજા ધીરસેનનું નામ શાસન લિપિમાં મળ્યું છે.

પહેલા શિલાદિત્યની ઉપાધિ ધર્માદિત્ય છે. શિલાદિત્યના મરણ પછી તેના ભાઇના દીકરા ત્રીજો ધીરસેન તથા બીજો ધ્રુવસેન એકના પછી વલ્લભીપુરની રાજગાદીએ બેઠા. આ બીજો ધ્રુવસેન કાન્યકુબ્જના મહારાજા વિષ્ણુવર્દ્ધનનો ભાણેજ થતો હતો. મહરાજ વિષ્ણુવર્દ્ધન ૫૩૦–૮૦ સુધી કાન્યકુબ્જમાં રાજ કરતો હતો, તેનું પહેલાનુ નામ યશોધર્માના નામથી પહેલા જણાવ્યું છે. તે પ્રતાપશીલ શિલાદિત્ય નામથી ચીનના યાત્રી હુ-એન-સાંગના ભ્રમણવૃત્તાંતમાં જણાવ્યું છે. મન્દસરમાંથી યશોધર્માના નામની જે બે શાસનલિપિ ફ્લીટે મેળવી છે, તેમાંની એકમાં ૫૩૩–૩૪ ઇસવીસનમાં ગોવિન્દથી ખોદાયલી છે.

બીજા ધ્રુવસેનના મૃત્યુ પછી તેનો ચોથો પુત્ર ધીરસેન વલ્લભી નગરમાં રાજ્ય ચલાવતો હતો. ત્યાર પછી તેના ભત્રીજા ત્રીજા ધ્રુવસેને રાજ્ય મેળવ્યું. આ ધ્રુવસેને આપેલા એક ત્રાંબાના પટ્ટાનું

---

* India Antiquary (XIV, 327) and Journal of Bombay Branch of Royal Asiatic Society (XI, 359). આ શાસન પત્રનો આરંભ આવો છે. ઓં સ્વસ્તિ બલભિતઃ પ્રસભપ્રણતામિત્રાનાં મૈત્રકાણામતુલબલસંપન્નમંડલાભોગસંસક્તપ્રહારશત–લબ્ધ–પ્રતાપાત્ પ્રતાપોતન-દાનમાનાર્જવોપાર્જિતાનુરાગાદ્ અનુરક્તમૌલભૃતશ્રેણીબલાવ્યાપી રાજ્યશ્રીયઃ પરમ-માહેશ્વર શ્રી ભટાર્કાદ.....................આ ભટાર્ક જ વલ્લભીવંશનો પ્રતિષ્ઠાતા ભટારક કનકસેન છે તેમાં શક નથી.

x Indian Antiqury (IX, 237).

વર્ણન ઈ. સ. ૧૮૩૮ માં પ્રકટ થયું છે. એ શાસન પત્ર ખેડામાં ડાકટર બર્ન્સને મળ્યું. એ પત્રામાં વલ્લભી સંવત ૩૬૫ના વૈશાખ મહીનાની શુકલ પ્રતિપદામાં લખ્યું છે.* ઇ. સ. ૧૮૮૮ ની આખરના ભાગમાં ડાકટર હુલસે એ ત્રીજા ધ્રુવસેને આપેલા એક ત્રાંબાના ખતનું વર્ણન પ્રકટ કર્યું. ઈ. સ. ૧૮૭૮ માં ડાકટર બુલરે ૪૪૭ વલ્લભી સંવતમાં લખેલી શાસન લિપિનું વર્ણન પ્રકટ કર્યું. છે. આ શાસન પત્રમાં વલ્લભીરાજ સાતમા શિલાદિત્યના હુકમથી ખોદવામાં આવી છે. તેની આગમજ તેણે છઠ્ઠા શિલાદિત્યના નામના લખેલા શાસન પત્રનું વર્ણન પ્રકટ કર્યું હતું.+

ઈ. સ. ૧૮૨૯ માં કરનલ ટૅાડના લખેલા રાજસ્થાનના ઈતિહાસમાં સૂર્યવંશના વલ્લભીવંશના સ્થાપનાર ભટારક કનકસેનનું નામ સર્વથી પહેલા જણાવ્યું હતું. તેણે સોમનાથની પાસે મળેલા એક ત્રાંબાના પત્ર પરથી શકાબ્દ ૨૪૧ માં ( ઈ. સ. ૩૧૯ ) વલ્લભી સંવતનો આરંભ થયો છે એવું સર્વથી પહેલાં બતાવ્યું. વલ્લભી સંવતનું અસ્તિત્વ તથા આરંભકાળની શોધનું માન હિંદુસ્તાનના ઇતિહાસમાં કરનલ ટૅાડને ઘટે છે. ઈ. સ. ૧૮૩૫ માં વોથેને વલ્લભી વંશના ૧૬ રાજાઓના નામની સાથે બે ત્રાંબાના પત્રોનું વર્ણન પ્રકટ કર્યું. એમાં તેણે કર્નલ ટૅાડના લખેલા ઇ. સ. ૩૧૯ થી વલ્લભી સંવતનો આરંભ કાલ ગણ્યો છે.† અને એ વંશના પહેલા બે રાજા સેનાપતિના નામથી ઓળખાતા હતા. પછી ઈ. સ. ૧૮૩૮ માં વલ્લભી સંવતના આરંભ કાલના સંબંધમાં તેનો મત ફેરવાયો. વિક્રમાદિત્ય સંવતના આરંભ ઇ. સ. ૫૬ ની પહેલાથી વલ્લભી સંવતના આરંભ તરીકે તેણે પોતાના અભિપ્રાય પ્રકટ કર્યો. પ્રિન્સેપ

* Jounral of A, S, of Bengal ( VII, 966 ).

\+ Indin Antiquary ( VI. 167 ). ( IV, 17 ), and(VII, 80)

† Journal of A. S. of Bengal (IV, 477).

આ મત ઉપર વધારે આસ્થાવાન થયા. ઈ. સ. ૧૮૪૮ માં ટૉમ્સને શકાબ્દમાં વલ્લભી સંવત મુકરર તરીકે અનુમાન કર્યું. ઈ. સ. ૧૮૬૮ માં ડાકટર હારનલિ ગુપ્તાબ્દના આરંભથી વલ્લભી સંવતનો આરંભ થાય છે, એવું કહેવા છતાં પણ વલ્લભી વંશનો રાજત્વ કાલ ઈસવી સનની બીજી શદીની આખરથી સાતમી શદીના વચલા ભાગ સુધી અનુમાન કરે છે. ઈ. સ. ૧૮૮૦માં કનિંગહામ ગુપ્ત સંવતનો આરંભ, પહેલા ચંદ્રગુપ્તના રાજ્યાભિષેકનો કાલ ઈ. સ. ૧૬૬ થી ગણે છે.+

ઈ. સ. ૧૮૮૪ માં ડાકટર ભંડારકરે ૨૪૧ શકાબ્દથી ગુપ્ત સંવત તથા વલ્લભી સંવતના આરંભ તરીકે સર્વથી પહેલા બતાવ્યું.× વલ્લભીરાજાઓના નામની શાસન લિપિમાં સર્વથી પહેલાં ધ્રુવસેનનું શાસન પત્ર સર્વ કરતાં જૂનું છે. એ શાસન પત્રમાં ૨૦૭ વર્ષના આંકડા સ્પષ્ટાક્ષરે રહેલા છે. ધ્રુવસેન વલ્લભી-વંશના પ્રતિષ્ઠાતા ભટાર્ક કનકસેનનો બીજો પુત્ર છે. વલ્લભીવંશના સ્થાપનારથી વલ્લભી સંવત ચાલ્યો. ભટારક કનકસેનથી તેનો બીજો છોકરો કોઈ રીતે ૨૦૭ વર્ષ પછી જન્મી શકતો નથી. એટલા માટે ગુપ્ત રાજાના પડી ભાગવા પછી વલ્લભી વંશના રાજાઓ શાસન પત્રાદિમાં પોતાના પહેલાના પ્રભુ ગુપ્ત રાજાઓએ ચલાવેલો સંવત જ વાપરતા હતા, તેમાં કંઈ શક નથી, નીચે વલ્લભી રાજાઓની વંશાવળી આપવામાં આવી છે. તેમાં જૂદા જૂદા રાજાઓનો રાજત્વ-કાલ ઉપર લખેલા શાસનપત્રાદિ પરથી અનુમાનબળથી બતાવવામાં આવ્યો છે. એમાં પાંચ પેઢીમાં એક સો વર્ષ ગણવામાં આવ્યાં છે.

---

+ General A. Cunningham's Archacological Surveys Report (X, Appendix).

× Dr. R. G. Bhandarkar's Early History of Deccan 1884, Appendix A, P. 98.

# ગુજરાતના વલ્લભીવંશના રાજાઓ



ધ્રુવસેન (૩) (૬૫૦–૫૫) | ખરગ્રહ (૨) ૬૫૦–૬૦ | શિલાદિત્ય (૨) ૬૬૦–૭૦

શિલાદિત્ય (૩) (૬૭૦–૯૦)

શિલાદિત્ય (૪) (૬૯૦–૭૧૦)

શિલાદિત્ય (૫) (૭૧૦–૩૦)

શિલાદિત્ય (૬) (૭૩૦–૬૦)

શિલાદિત્ય (૭) (૭૬૦–૮૦)

નારાયણ હેમચંદ્ર

૫૦ મું, માહે જાન્યુઆરી, ૧૯૦૩)

# કાઠીઆવાડનો પ્રાચીન ઇતિહાસ

પ્રથમ આ દેશનું નામ **સૌરાષ્ટ્ર** હતું. પુરાણોમાં તેમજ મુસલમાન તવારીખોમાં પણ આ નામ જોવામાં આવે છે. પુરાણોમાં સૌરાષ્ટ્ર (સુરાષ્ટ્ર), કુશાવર્ત, **આનર્ત**, દ્વારિકા એવાં નામો પણ જોવામાં આવે છે; પરંતુ એ નામો આખા દેશને બદલે તેના ભાગો પરત્વે વપરાયાં હોય એમ લાગે છે. સૌરાષ્ટ્રના અગાઉ નવ ભાગ હતા એમ મુસલમાન તવારીખો તથા ભાટ લોકોના ઇતિહાસ ઉપરથી જણાય છે. રા' **નવઘણ**ને નવ સૌરાષ્ટ્રનો અધિપતિ લખ્યો છે. **અબુલફઝલે** પણ સૌરાષ્ટ્રના નવ ભાગ કહેલા છે.

આ **સૌરાષ્ટ્ર** હાલ દ્વીપકલ્પ તરીકે છે પણ અગાઉ દ્વીપ હતો; અને **ભાલ** એ સમુદ્રનું તળીઉં હતું. પુરાણો પરથી જણાય છે કે યાદવો **મથુરાથી** આ તરફ આવ્યા ત્યારે આ દેશ કેવળ અરણ્ય હતો. દૈત્ય લોકો તેમાં રહેતા હતા. એ દૈત્ય લોકો તે આ દેશના મૂળ રહેવાસીઓ ભીલ, કોળી અને કાબા.

ઉપર જે **આનર્ત** નામનો ભાગ ગણવામાં આવ્યો તે ગુજરાત હોય એમ જણાય છે. પ્રથમ ગુજરાત અને કાઠીઆવાડ એકઠાં ગણવામાં આવી સૌરાષ્ટ્રમાં બંનેનો સમાવેશ થતો. **ગ્રીક** લોકોએ ઇસવીસનની બીજી સદીમાં **સૌરાષ્ટ્ર**ની હદ **ખંભાત**ના અખાતથી તે સિંધુ નદી સુધી વર્ણવી છે. ઇસવીસનની સાતમી સદી પૂર્વેના કોઈ પણ ગ્રંથમાં ગુજરાત એવું નામ મળી આવતું નથી. કેટલાક ગ્રંથમાં **સૌરાષ્ટ્ર**ની સીમા મહી નદી સુધી ગણાવેલી છે. વળી **સરોટર** (હાલના ચરોતર) ને **સૌરાષ્ટ્ર**ના એક ભાગ તરીકે ગણવામાં આવ્યું છે. સાતમી સદીમાં ગુર્જર લોકો જ્યારથી આ ભૂમિમાં આવીને વસ્યા ત્યારથી ગુર્જરત્રા (ગુજરાત) એવું નામ પડ્યું.

જ્યારે શ્રીકૃષ્ણ સૌરાષ્ટ્રમાં આવ્યા ત્યારે ત્યાં રૈવત રાજા રાજ્ય કરતો હતો. તેની દીકરી રેવતી સાથે શ્રીકૃષ્ણના ભાઈ બળદેવજીનાં લગ્ન થયાં હતાં. જાદવાસ્થળી થઈ તે વખત પછીથી તે ઇસવીસન પહેલાંની ચોથી સદી સુધીનો આ દેશનો ઇતિહાસ જાણવાનું કાંઈ પણ સાધન નથી.

ઈ. સ. પૂર્વે ચોથી સદીની આખરે આ દેશ પાટલીપુત્રના મોર્ય રાજાના તાબામાં હતો. મૌર્યરાજા અને ગ્રીક લોકો વચ્ચે બહુ મિત્રાચારી હતી. મૌર્ય વંશના અશોક રાજા તરફથી સૌરાષ્ટ્રમાં એક ગ્રીક અગર યવન અધિકારી રહેતો હતો. અશોક રાજાનો એક અગત્યનો શિલાલેખ ગિરનારના ડુંગરમાં છે. જૂનાગઢના રૂદ્રદામાના લેખમાં લખ્યું છે કે સૌરાષ્ટ્રમાં અશોક રાજા તરફથી તુશસ્ય નામનો યવન અગર ગ્રીક અમલદાર હતો. ત્યાર પછીના બસેં વર્ષના ઇતિહાસની ઘણી થોડી હકીકત માલમ પડે છે. મૌર્યવંશ પછી શક યવન લોકોનું સૌરાષ્ટ્રમાં રાજ્ય થયું હતું એમ ઘણા અર્વાચીન વિદ્વાનોનું માનવું છે. તે શક લોકો ઉત્તરમાંથી સૌરાષ્ટ્રમાં ઈ. સ. ની પહેલી સદીમાં ફેલાયા જણાય છે. ડો. ભાઉ દાજીએ કરેલી શોધો ઉપરથી જણાય છે કે આ શક લોકોનું રાજ્ય સુમારે ત્રણસો વર્ષ ચાલ્યું. શક લોકોના રાજા રૂદ્રદામાનો લેખ ગિરનારમાં છે તે પરથી તેનો પુરાવો મળે છે.

ત્યાર પછીના વખતનો ઇતિહાસ કંઈક ક્રમપૂર્વક મળે છે· આ ક્રમમાં ચાર પ્રજાઓ સ્વાભાવિક રીતે નીકળી આવે છે. (૧) રજપૂતો (૨) મુસલમાનો (૩) મરાઠાઓ અને (૪) અંગ્રેજો. આપણે ક્રમે ક્રમે હવે તે તપાસીએ.

રજપૂત રાજ્યમાં પ્રથમ વલ્લભીનગરનું રાજ્ય માલુમ પડે છે. તેનો છેલ્લો રાજા શિલાદિત્ય સંવત ૪૭૭ અથવા ઈ. સ. ૪૨૦ માં થયો હોય એમ જૈન પુસ્તકો પરથી જણાય છે. શિલાદિત્ય રાજાઓ ભટ્ટાર્ક સેનાપતિના વંશના છે. એ ભટ્ટાર્ક સેનાપતિ તે ગુપ્ત રાજા

જેઓનું રાજ્ય જમના અને ગંગાને તીરે હતું તેના વતી સૌરાષ્ટ્રના સેનાપતિ હતા.

**ચીના** સાધુઓના લખેલા પ્રવાસવર્ણન પરથી જણાય છે કે ઈ. સ. ની સાતમી સદી સુધી વલ્લભી નગરનું રાજ્ય આબાદ હતું. ત્યાર પછી થોડા વખતમાં તે નાશ પામ્યું જણાય છે. વલ્લભી-પુરનો તે વખતનો વિસ્તાર કરણઘેલામાં આપેલો છે. તેનો નાશ કરનાર કોણ તે નક્કીપણે જાણવામાં આવ્યું નથી. કલ્યાણી નગરના ચાલુક્યોએ એનો નાશ કર્યો હોય એમ સંભવે છે. કેમકે આ વખતમાં તેમનાં લશ્કર કાઠીઆવાડ અને ગુજરાતમાં ફરતાં હતાં. એલ્ફિન્સ્ટન સાહેબનો મત એવો છે કે એનો નાશ પારસી લોકોએ કર્યો. કર્નલ ટૉડ સાહેબ જણાવે છે કે શક લોકોએ નાશ કર્યો. **ડા. ભાઉ દાજી** લખે છે કે ચૌરા અગર ગુર્જર લોકોએ નાશ કર્યો.

આ સાતમી સદી સુધીમાં આ દેશમાં ચૌરા, જેઠવા, આહેર, રબારી, મેર, બાબરીઆ, ભીલ અને કોળીની વસ્તી હતી. પણ તે પૈકી કોઈનો આ દેશમાં રાજ્ય કરનાર મૌર્ય, શક કે યવન સાથે આ વખત સુધી સંબંધ ન હતો; તેમ કોઈએ પ્રધાનપદ ભોગવ્યું હોય તેવો પણ પુરાવો મળી આવતો નથી.

જેઠવા રજપૂતોને ડા. વિલ્કિન્સન શક લોકોથી ઉતરી આવેલા માને છે. શક અગર જીત; તે ઉપરથી જીતવા. આ જેઠવા બરડામાં રાજ્ય કરતા હતા. જીત અગર સિથિયન લોકોની માફક જેઠવામાં પણ સૂર્યનો મહિમા ઘણો હતો. શક લોકોના સિક્કામાં જે કુમાર શબ્દવિશેષ જોવામાં આવે છે, તેમ જેઠવા રાજાઓ ધુમલીની સ્થાપના પછી ઘણા વખત સુધી કુમારાત નામે ઓળખાતા હતા.

**વાળા** તે વલ્લભીનગરના રાજાઓની જાતના અને તેના વંશનો હોય એમ લાગે છે. કર્નલ ટૉડ જણાવે છે કે મેવાડના ગેલોટી રજપૂતો અને વળાના વાળાઓ વલ્લભી રાજાઓની ઓલાદના છે.

**ચૌરા** પ્રથમ ઓખામાં વસતા હતા. ત્યાર બાદ પ્રભાસક્ષેત્રમાં આવ્યા હતા.

આહેર લોકો મૂળ સિંધના વતની હોય અને સાતમી સદી પછી ત્યાં મુસલમાનોના આગમનથી આ તરફ આવ્યા હોય એમ લાગે છે.

બાબરીઆ તે બાબરાભૂત ઉપરથી કહેવાય છે. તે જંગલી જાત હતી. બાંધકામ માટે તેમને રોકવામાં આવતા હતા અને બરડામાં રહેતા હતા.

મેર લોકો પોરબંદરના જેઠવાની સાથે આ દેશમાં આવ્યા હતા. આ ઉપરાંત ભીલ કોળી વગેરે જાતિઓ આ દેશમાં રહેતી હતી.

વલ્લભી રાજ્યની આખર પછી આ દેશમાં સર્વોપરિ અમલ ચૌરા લોકોનો થયો જણાય છે. પણ તેઓએ જળ માર્ગે જનારાં વહાણો વગેરેને બહુ અડચણ કરવાથી પોતાના નામને ધિક્કારને પાત્ર કર્યું. છેવટે પરદેશી (ઘણું કરીને આરબો) ને હાથે તેના રાજ્ય દેવપાટણનો અંત આવ્યો, એટલે તેઓ પંચાસર ગયા અને ત્યાં એક બળવાન રાજ્યની સ્થાપના કરી. (ઈ. સ. ની ૭ મી સદી) જયશિખર ભુવડને હાથે મરાયો ત્યાર બાદ વનરાજે ફરી પંચાસર લીધું અને અણહિલવાડ પાટણને રાજ્યધાની બનાવી. ઈ. સ. ૯૩૫ માં સામંતસિંહ નિર્વંશ ગુજરી જવાથી ચૌરા લોકોનો અંત આવ્યો અને ગુજરાત તથા કાઠિયાવાડમાં સોલંકીની સર્વોપરિ સત્તા થઈ.

આજ વખતના અરસામાં ગિરનારની પડોશમાં ચુડાસમા જાતિના રાજાઓનું એક જોરાવર રાજ્ય હતું. ચુડાસમા એ યાદવોની શાખા હોય એમ લાગે છે. એ વિષે ઘણી દંતકથાઓ ચાલે છે. કર્નલ ટૅાડ વગેરેનું કહેવું છે કે જ્યારે યાદવોનો નાશ થયો ત્યારે તેમાંના કેટલાક સિંધમાં જઈ રહ્યા. ત્યાંથી તેમાંના કેટલાકોએ કાબુલમાં અમલ ચલાવ્યો, અને ગિઝનીનો કિલ્લો બાંધ્યો ત્યાંથી મુસલમાનોને હાથે હાર ખાઈ પંજાબમાં આવ્યા; ત્યાંથી પણ પાછા વિખરાયા. કેટલાક સિંધમાં આવ્યા, અને કેટલાક રજપુતાનામાં વસ્યા. સિંધમાંથી પણ મુસલમાનોના દબાણને લીધે તેઓ પૈકી કેટલાક સૌરાષ્ટ્ર આવ્યા. જે લોકો સૌરાષ્ટ્રમાં આવ્યા તે ચુડાસમા કહેવાયા.

કર્નલ વૉટસન આ વિષે એક બીજી દંતકથા આપે છે. જ્યારે યાદવોનો નાશ થયો ત્યારે તે પૈકી ચાર જણ ત્યાંથી નાઠા; અને સિંધમાં હિંગલાજ માતાને આશ્રયે જઈ રહ્યા. માતાએ તેમનું રક્ષણ કર્યું, તેમાંના એકને માતાએ મોંમાં રાખી રક્ષ્યો. એટલે તેના વંશજો જાડેજા (જાડું=મ્હોં) કહેવાયા. બીજાને ચુડામાં રાખેલો તેના વંશજો ચુડાસમા કહેવાયા. ત્રીજાને ચાકળામાં રાખ્યો તેના વંશજો ચગદા કહેવાયા અને ચોથાને ભઠ્ઠીમાં રાખ્યો જેના વંશજો ભટ્ટી કહેવાયા.

ચુડાસમા લોકો આવ્યા ત્યારે ચૌરા લોકો ગુજરાતમાં જઈ ત્યાં એક મજબુત રાજ્યની સ્થાપના કરતા હતા. તેથી ચુડાસમા લોકોને કાઠીઆવાડમાં પોતાની સત્તા સ્થાપવાને ક્ષેત્ર મળ્યું. તેઓએ વંથળીમાં એક મજબુત રાજ્ય સ્થાપ્યું. ઇ. સ. ૯૭૯ માં મૂળરાજ સોલંકીએ ચુડાસમા રાજા (ગ્રહરિપુ)ને હરાવ્યો અને કાઠીઆવાડમાં સોલંકીની સત્તા બેસાડી. ચૌરા લોકોના રાજ્યના છેવટના વખતે અને સોલંકીની શરૂઆતમાં આ લોકો સિંધમાંથી કાઠીઆવાડમાં આવ્યા હતા. પ્રભાસક્ષેત્રની નજીક આ વખતે ઘણા ચૌર લોક રહેતા હતા. તે સર્વથી પોતાને નીડર રાખવાને સોલંકી રાજાએ આ નવીન આવેલા લોકોમાંના એકને વંથળીની ગાદીએ બેસાડ્યો હોય એમ સંભવિત લાગે છે. પણ આ ગ્રહરિપુ તે રા' નોંઘણનો બાપ થાય. ગ્રહરિપુના પરાજય પછી કેટલાક વર્ષે ગિરનારના તખ્ત ઉપર નોંઘણ નામનો રાજા થયો.

નોંઘણ ઈ. સ. ૯૯૨ માં તખ્તનશિન થયો કહેવાય છે. આહેરોએ નોઘણને વંથળીની ગાદીએ બેસાડ્યો. નોંઘણ પછી મંડલિક નામનો રાજા થયો. તેના વખતમાં મહમ્મદ ગિઝનવીએ સોમનાથ ઉપર સ્વારી કરી. મંડલિક પછી આલગસિંહ, ધનેશ અને નોંઘણ નામે રાજાઓ થયા. આ રાજાઓને ભાટ લોકો નવ સોરઠના ધણી તરીકે વર્ણવે છે. પણ તેમના વખતમાં જેઠવા અને વાળા એ જોરા-

વર રાજ્યો હતાં. તેમજ દેવપાટણની આસપાસ તથા પંચાળમાં અણહિલવાડ પાટણની રાજ્યસત્તા હતી.

વળી ઈ. સ. ૧૦૭૨ થી ૧૦૯૪ દરમિયાન ઝાલા રજપૂતોનું પણ પાટડીમાં રાજ્ય થયું હોય એમ જણાય છે. કરણઘેલામાં હરપાળ નામના રજપૂતે કરણરાજાની રાણીનું ભૂત કહાડયું અને તેના બદલામાં તેને એક રાતમાં જેટલાં ગામોની પ્રદક્ષિણા કરી શકાય તેટલાં ગામો રાજાએ ભેટ કર્યાની હકીકત આવેલી છે. આ હરપાળને બાબરાભૂતની અને બીજી શક્તિની મદદ હતી એમ જાણવામાં આવ્યું છે, અને તેથી તેણે ૧૮૦૦ ગામો રાજાની સરત પ્રમાણે ભેટ મેળવ્યાં. આ હરપાળ રજપૂતે પાટડીમાં રાજ્ય સ્થાપ્યું.

ગિરનારની ગાદીએ જ્યારે નોંઘણ બીજો રાજ્ય કરતો હતો, ત્યારે સોલંકી વંશમાં સિદ્ધરાજ જયસિંહ અણહિલવાડમાં રાજ્ય કરતો હતો. આ નોંઘણને તથા સિદ્ધરાજને વિરોધ હતો, તે ઉપરથી તેના પાટણનો દરવાજો તોડવા તેણે પ્રતિજ્ઞા લીધી હતી. બીજી પણ કેટલીક તેની પ્રતિજ્ઞાઓ હતીઃ (૧) પાટણનો દરવાજો તોડવો (૨) ત્યાંના એક ભાટના ગાલ ચીરવા (૩) જસદણ નજીકના ભોંયરા ગામના રાજાને મારવો અને (૪) મહીકાંઠાના હંસરાજ મહીકાને મારવો; આ ચાર પ્રતિજ્ઞાઓ લીધી હતી, પણ તે પાર પાડતા પહેલાં તેના મૃત્યુનો સમય આવી પહોંચ્યો. તેથી તેના મરણ વખતે તેના કુંવર રા'ખેંગારે તે પ્રતિજ્ઞાઓ પાર પાડવા પિતાને વચન આપ્યું. રા'ખેંગારે તે પ્રતિજ્ઞાઓ પાર પાડી, પણ તેમાંથી સિદ્ધરાજ સાથે ભારે વેર થયું. રાણિકદેવીનું હરણ કરવાથી પછી એ વેર વધ્યું અને છેવટે સિદ્ધરાજે રા'ખેંગારને હરાવી સોરઠ પોતાના કબજામાં લીધું. પણ કુમારપાળના વખતમાં એક વાર ફરીથી ચુડાસમાઓના રાજ્યની વંથળી (વામનસ્થળીમાં) સ્થાપના થઈ.

વાઘેલા વંશના વિશળદેવ રાજાના વખતમાં સિંધમાંથી પરમાર શાખાના કેટલાક રજપૂતો સૌરાષ્ટ્રમાં આવ્યા અને વાઘેલા લોકો

પાસેથી ગિરાસ મેળવી પોતાનું એક જૂદું સંસ્થાન સ્થાપ્યું. સિંધમાંથી દુષ્કાળને લીધે તેઓ સૌરાષ્ટ્રમાં આવ્યા, અને મુળી પાસે સ્થાન કરી રહ્યા. સાબરમતીના કિનારા ઉપર રહેનારા ભીલ લોકો વાઘેલાની રૈયતને હેરાન કરતા હતા. તેને તાબે કરવાથી વાઘેલા રાજાઓએ તેમને મુળી ચોવીશી વગેરે ત્રણ ચોવિશી ઇનામમાં આપી.

ત્યાર પછી ગોહેલો સૌરાષ્ટ્રમાં આવ્યા જણાય છે. પ્રથમ તેઓ પંચાળમાં વસ્યા. તેમનો આગેવાન સેજકજી કરીને હતો. શરૂઆતમાં તેને ચુડાસમા રાજાનો આશ્રય હતો. તેણે શાહપુર નામનું પરગણું સેજકજીને બક્ષિસ આપ્યું. સેજકજી પછી તેનો દીકરો રાણોજી થયો. તેણે બહાદુરીથી ઘણો મુલક મેળવ્યો. એભલવાળા પાસેથી તેણે વળા જીત્યું. અને ત્યાં પોતાની રાજધાની કરી. રાણોજીના દીકરા મોખરાજીએ ઓંગરાડ, ઉમરાળા વગેરે તાલુકાઓ મેળવ્યા. તેણે પીરમના ટાપુમાં પોતાની ગાદી સ્થાપી હતી. પીરમ અને ઘોઘા આ લોકોએ કોળી લોકો પાસેથી જીતી લીધાં હતાં. મુસલમાનોએ એક વાર તે પાછાં લીધાં હતાં, પણ ફરી ગોહેલોએ જીતી લીધાં હતાં.

ફીરોજશાહ તઘલખના વખતથી સૌરાષ્ટ્રમાં મુસલમાની રાજ્યનો મજબુત અમલ થયો. ત્યાર પહેલાં જૂદે જૂદે ઠેકાણે મુસલમાનોનાં થાણાં રહેતાં હતાં.

કાઠી લોકો પણ આ વખતે સૌરાષ્ટ્રમાં જણાવા લાગ્યા. તેમની ઉત્પત્તિને માટે એક એવી દંતકથા ચાલે છે કે, દુર્યોધન જ્યારે વિરાટમાં પાંડવોનો પત્તો મેળવવા આવ્યો ત્યારે ગાયોને હાંકી જવા માટે માણસ જોઈતાં હતાં. તેથી જમીનમાં તેણે લાકડી મારી તો એક નવીન જાતના લોકો જમીનમાંથી નીકળી આવ્યા. આ લોકો તે કાઠી (કાઠી=લાકડી) કહેવાયા. તેઓ સૂર્યને પૂજે છે, તથા દસ્તાવેજોમાં સૂર્યની સાખ કરે છે. આ નવીન કાઠી લોકો પછી તે ભાગમાં દુષ્કાળ પડવાથી સૌરાષ્ટ્રમાં ઢાંક પાસે આવીને વસ્યા. ઢાંકનો રાજા તેમની કન્યા વેરે પરણ્યો અને કાઠી થયો. આવી રીતે થયેલા કાઠી તે સખાયત કહેવાય છે. બીજા મૂળ કાઠી ઔરનીયા કહેવાય છે.

ગુજરાતના અહમદશાહ બાદશાહે કાઠીઆવાડના તમામ રાજાઓ પાસેથી ખંડણી લીધેલી જણાય છે. મૂલક પણ તેણે ઘણો ખાલસા કરેલો છે. સોમનાથનું દહેરૂં પણ તે વખતમાં તૂટયું. જૂનાગઢના રા' પાસેથી પણ ખંડણી લીધી. પાટડીના ઝાલાઓને તેણે હાંકી કહાડયા. વાઘેલાઓ પાસેથી વિરમગામની આસપાસનું પરગણું લઇ લીધું અને ગોહેલો પાસેથી પણ તેણે ખંડણી લીધી.

તે પછી મહમદશાહ થયો. તેણે રા' મંડલિકને તાબે કરી મુસલમાન કર્યો; અને ચુડાસમા વંશનો અંત આણ્યો. ઈ. સ. ૧૫૪૩માં જામ રાવળે જામનગર ( નવાનગર ) બાંધ્યું. તે કચ્છમાંથી આવેલો હતો. તેણે એક બળવાન રાજ્ય સ્થાપ્યું. ઘણો મુલક તેણે જેઠવાઓ પાસેથી જીતી લીધો. કેટલોક ચાવડા અને બીજા ગિરાસીઆઓ પાસેથી મેળવ્યો. ખંભાળીઆ તેણે વાઘેલા રજપૂતો પાસેથી મેળવ્યું હતું.

ઇ. સ. ૧૫૮૦ સુધી કાઠી લોકો ઢોરો ચારવાનો અને લુટવાનો ધંધો કરતા હતા. કાયમ રાજ્ય સ્થાપી તાલુકદારની પેઠે વર્તવા હજી સુધી તેમનું વલણ થયું ન હતું.

અકબર બાદશાહે ગુજરાત મુજફ્ફરશાહ પાસેથી જીતી લીધું અને ત્યાં પોતાના તરફથી સુબો રાખ્યો. તેના વખતમાં ટોડરમલે જમીન સંબંધી નિયમો કરી ગિરાસીઆ તથા જમીનદારોને સંતોષ આપ્યો.

## ઉપસંહાર

વલ્લભી રાજ્ય વગરના બાકીના બધા વખતમાં આ દેશ બહારના જોરાવર રાજ્યના એક ભાગ તરીકે ગણાતો આવ્યો છે. એ બહારના મોટા રાજાઓ તરફથી આ દેશમાં એક અમલદાર રાખવામાં આવતો હતો. અશોક રાજાના વખતમાં આ દેશનો ગવર્નર તુશસ્ય કરીને યવન જાતિનો હતો. રૂદ્રદામાના વખતમાં સુવિશાક પહલ્વ અને સ્કંદગુપ્ત રાજાના વખતમાં પરણુદત્ત હતો. વલ્લભીપુરના રાજાઓએ માત્ર સ્વતંત્ર અમલ સોરઠ, સિંધ અને ગુજરાતમાં બેસાડયો

હતો. ગુજરાત તે વખતે સોરઠના તાબામાં ગણાતું હતું. ત્યાર પછીના દરેક રાજ્યમાં સોરઠને એક તાબાના રાજ્ય તરીકે રહેવું પડયું છે. ઇ. સ. ની સાતમી સદીમાં વલ્લભી રાજાની જ્યારે આખર આવી ત્યારે સોરઠ નીચેનાં નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયું.

૧. ઉત્તર સોરઠમાં જેઠવા લોકોએ ધુમલીનો નવો કિલ્લો બાંધી ત્યાં રાજ્ય સ્થાપ્યું.

૨. દક્ષિણ સોરઠમાં ચૌર લોકોએ દેવપાટણ (પ્રભાસપાટણ) અને તેની આસપાસમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. પછીથી એ લોકોએ પંચાસરમાં પોતાના રાજ્યની સ્થાપના કરી અને તેમની જગોએ,

૩. ચુડાસમા રજપૂતોએ સિંધમાંથી આવી વંથળીમાં રાજ્ય સ્થાપ્યું.

૪. વલ્લભી ઓલાદના વાળા રજપૂતોએ વળા વસાવી ત્યાં રાજ્ય સ્થાપ્યું.

૫. ઘોઘા બંદર, પંચાળ અને ભાલમાં મૂળવતની કોળી અને ભીલ લોકો પોતાની સત્તા ચલાવતા હતા.

આવી રીતે છુટાં છુટાં રાજ્યો થયાં પછી કાઠીઆવાડ કોઇ પણ વખતે સ્વતંત્ર થયો નથી. અંદર અંદર નજીવાં કારણો (સ્ત્રી વગેરે)ને લીધે લડાઇઓ કરેલી છે, પણ બધાએ એકત્ર થઈને કોઈ પરદેશી મોટા રાજ્યને હંફાવવા પ્રયત્ન કર્યો નથી. જો કે આ દેશમાં ઘણી લડાયક પ્રજાઓ મૂળથી જ જણાઈ આવે છે; પરંતુ જ્યારે જ્યારે પરદેશી રાજ્યની સ્વારી આવેલી છે, ત્યારે ત્યારે તે તે પ્રજાઓએ ખંડણી આપવાનું કબુલ કરીને પરદેશી રાજાઓનું સંરક્ષણ શોધ્યું છે.

## પરચુરણ

જૂનાગઢમાં બાબી વંશની સ્થાપના બહાદુરખાનજીના વખતમાં થઇ. શાહજહાં બાદશાહના વખતમાં જ્યારે પ્રિન્સ મુરાદબક્ષ ગુજરાતનો વાઇસરોય હતો, ત્યારે (ઈ. સ. ૧૬૫૪) બાબીઓનો જૂનાગઢમાં સારી રીતે અમલ જામ્યો. તે પહેલાં તેઓ ઘોઘામાં

હતા. શેરખાન કરીને બાબી ધોધામાં ડેપ્યુટી હતો. ત્યાંથી તેની બદલી વિરમગામમાં ફોજદારની જગાએ થઈ. વિરમગામ મરાઠાના હાથમાં ગયું ત્યારે તેને જૂનાગઢનો ફોજદાર નીમવામાં આવ્યો. આ શેરખાન ઘણો હોશિયાર માણસ હતો. તે મરાઠા સાથે પણ મિત્રભાવથી વર્ત્યો. આથી તે જૂનાગઢમાં પોતાની સત્તા જમાવી શકયો, અને નવાબ બહાદુરખાનનો ખેતાબ તેણે ધારણ કર્યો. ત્યાર બાદ માંગરોલના રહીશ અમરજી કરીને ત્યાંના દિવાન થયા. તેણે જૂનાગઢનું રાજ્ય સારી રીતે વધાર્યું.

રાજકોટ સંસ્થાનનો સ્થાપનાર કુંવર વીભોજી તે જામ સત્તાજીના મોટા કુંવર અજાજીનો નાનો દીકરો થાય. આ વીભાજીને માથા ગિરાસમાં કાળાવડ પરગણું મળ્યું હતું. સરધારના વાઘેલાની દીકરી સાથે તેનાં લગ્ન થયાં હતાં. પ્રિન્સ શાહજહાન જ્યારે અમદાવાદમાં વાઈસરોય હતો, ત્યારે વીભોજી મુસલમાનોને સરધારમાં તેડી લાવ્યો. મુસલમાનોએ તે પછી તે જીતી લીધું. વીભાજીના દીકરા મેરામણજીએ પછી કેટલાંક ગામો મેળવ્યાં. મુસલમાનો પાસેથી પણ કેટલાંક ગામો લઇ લીધાં, અને છેવટે ઔરંગઝેબ બાદશાહના મરણ પછી મેરામણજી બીજાએ રાજકોટ જીતી લીધું. ત્યાર પછી મરેઠાઓને તેમણે ખંડણી આપી, પણ રાજકોટ પરગણું હાલ તેના વંશજો પાસે છે.

વઢવાણ પ્રથમ જૂદી જૂદી જાતના ઘણા રજપૂતોના હાથમાં આવ્યું હતું. ત્યારબાદ અણહિલવાડના તાબામાં હતું. તે પછી મુસલમાનોના તાબામાં આવ્યું, અને પછી હળવદના ઝાલાઓના હાથમાં આવ્યું. હાલ તેઓના કબજામાં છે.

જામનગરના જાડેજા પ્રથમ કચ્છમાં અમલ ચલાવતા હતા. જામરાવળે હાલારનો કેટલોક ભાગ હાલના નવાનગરની પાસેનો જેઠવાઓ પાસેથી મેળવ્યો.

ત્યાર પછી મરેઠાઓનાં પગલાં આ દેશમાં થયેલાં જણાય છે. ખંડેરાવ દાભાડે પેશ્વા સરકાર તરફથી ગુજરાત તથા કાઠીઆવાડમાં ખંડણી ઉઘરાવવા આવતા. દામાજીરાવ ગાયકવાડ તે ખંડેરાવ દાભાડેના હાથ નીચે ડેપ્યુટી હતા. તેઓ ગુજરાતમાં ચોથ ઉઘરાવવા લાગ્યા. ત્યાર બાદ ( ઈ. સ. ૧૭૨૨ માં ) કુંતાજી કદમ અને દામાજીનો ભત્રિજો પીલાજી ચોથ ઉઘરાવવા લાગ્યા. તેમણે મુસલમાનો પાસેથી પણ ચોથ લીધી. પીલાજીએ વડોદરામાં રાજ્યની સ્થાપના કરી. પણ દામાજીરાવ બીજાના વખત ( સ. સ. ૧૭૩૨ )થી ગાયકવાડનો મજબુત અમલ બેઠો. આનંદરાવ ગાયકવાડના વખતમાં બાલાજી આપાજીએ ગુજરાત અને કાઠીઆવાડની મુલકગિરી કરી. તેના પહેલાં શિવરામ ગારદીની મુલકગિરી હતી.

ઈ. સ. ૧૮૦૭ થી ૧૮૨૦ સુધીમાં ગાયકવાડ સરકારની કાઠીઆવાડમાં સર્વોપરિ સત્તા હતી. ઈ. સ. ૧૭૫૨ થી ૧૮૦૦ સુધી પેશ્વા અને ગાયકવાડ મળીને ચોથ ઉઘરાવતા. ઈ. સ. ૧૭૯૯ થી ૧૮૧૪ સુધી ગાયકવાડે પેશ્વા પાસેથી કાઠીઆવાડની મુલકગિરીનો ઈજારો લીધો. ઈ. સ. ૧૮૦૬ માં કર્નલ વોકર તથા વીઠલરાવ દેવાજીનું કાઠીઆવાડમાં આવવું થયું. આ વીઠલરાવ દેવાજીએ ૧૮૨૦ સુધી કાઠીઆવાડમાં ગાયકવાડની સર્વોપરિ સત્તા રાખી. ઈ. સ. ૧૮૨૦ પછી બ્રિટિશની સર્વોપરિ સત્તા થઈ. પેશ્વાનું રાજ્ય તે વખતે તેઓએ જીતી લીધું હતું; તેથી મુલકગિરીના પેશ્વાના ભાગનો વારસો બ્રિટિશોને મળ્યો હતો.

ગાયકવાડ સરકારને ધારી મહાલ સરશિયાના કાઠી લોકો પાસેથી મળ્યો હતો. દામનગર મહાલ લાઠીના રાજ્ય પાસેથી મળ્યો હતો, અને કોડીનાર મહાલ જૂનાગઢના રાજ્યના એક ફુટાયાને મદદ કરવાથી મળ્યો હતો.

કુસુમ

( પુ. ૫૨ મું, માહે એપ્રિલ, ૧૯૦૫ )

# ખંડ ૮ : વિજ્ઞાન

## ખગોળ સબંધી જ્યોષિના યંત્રો

ભરતખંડની જ્યારે ચડતી દશા હતી ત્યારે અનેક વિદ્યાઓના નવા શોધ થતા હતા; શોધ કરનારાઓનું વિદ્વાન અને ગુણજાણ રાજાઓ સન્માન કરતા હતા. જે રાજાનું જે વિદ્યા વિષે અથવા જે કળા વિષે પ્રાવીણ્ય હતું, તે રાજા તે વિદ્યાનો તથા તે કળાનો શોધ અને વધારો કરવાની સહાયતા આપતો હતો. ભરતખંડમાં ભોજરાજા લગી તો ઘણા રાજા એવા પંડિત થયા છે. ભોજ પછી કોઈ કોઈ પંડિત થયા છે. હવણાં થોડાં વર્ષથી તો ભરતખંડમાં વિદ્યાનો શોધ કરવો એ વિચાર ઉપર કોઈ જ રાજા તથા પ્રજા ધ્યાન આપતાં નથી, તેથી પ્રાચીનકાળના અનેક સંસ્કૃત ગ્રંથો ક્રમશઃ નષ્ટ થયા જાય છે. હવણાં કોઈ કોઈ ત્રુટક ગ્રંથો મળી આવે છે, તો તે ગ્રથોનો ભણાવનાર ભરતખંડમાં કોઈ વિરલો મળી આવે છે.

મનુના વારાથી આરંભીને જોઈએ તો ઘણા રાજાઓ તથા ઘણા બ્રાહ્મણો ગ્રંથકારો થયા છે. તેમણે જ્યોતિષ વિદ્યાના મોટા સિદ્ધાંત ગ્રંથો બનાવેલા છે. ખગોળ સંબંધી ઘણું જ ગણિત ઉત્પન્ન કરેલું છે. તેમજ ખગોળના સંબંધમાં યંત્રો બનાવવાના પણ ગ્રંથો રચ્યા છે. તેમાં કેટલાએક યંત્રોના ગ્રંથો જોવામાં આવ્યા છે, તેનાં નામ, प्रतोदयंत्र અને કોઈ ચાબુક યંત્ર કહે છે—पलमायंत्र ઈંગ્રેજીમાં આ યંત્રને સંડાયલ કહે છે—ध्रुवभ्रमयंत्र, भित्तियंत्र, शृंगाटकयंत्र,

फलक्यंत्र, कपालयंत्र, शंकुयंत्र, वलययंत्र, तुरीययंत्र, वृत्तषष्ठांशयंत्र, चापयंत्र, गोलयंत्र, नाडीयंत्र, चक्रयंत्र, साम्राटयंत्र, जयप्रकाशयंत्र, जरकादियंत्र, यंत्रराजयंत्र, એટલા યંત્રના ગ્રંથો તો વડોદરાની જ્યોતિષ પાઠશાળાના ગુરૂ જોશી ઉત્તમરામ દુર્લભરામની પાસે છે. અને—गोलयंत्र, पलभायंत्र, प्रतोदयंत्र, भित्तियंत्र, तुरीययंत्र, शृंगाटकयंत्र, शंकुयंत्र, ध्रुवभ्रमयंत्र, यंत्रराजयंत्र; એટલા યંત્રો તો ધાતુના બનાવેલા એ જોશીની પાસે તયાર છે. અને એ શાળાના વિદ્યાર્થીઓને એ યંત્ર–ગ્રંથો ભણાવે છે અને ધાતુના રચેલા યંત્રો લઈ ખગોળની ઈશ્વરકૃત રચના દેખાડે છે.

એ યંત્રોથી ખગોળનું જ્ઞાન સુગમ પ્રકારે થાય છે. એ યંત્રોમાં યંત્રરાજ નામે યંત્ર છે. તેની ચમત્કૃતિ એ છે કે, જ્યોતિષશાસ્ત્રમાં ગ્રહલાઘવ નામનો ખગોળ વિદ્યાના ગણિત વિષે જે ગ્રંથ છે, એ ગ્રંથથી જેટલું જ્ઞાન છે એટલું જ્ઞાન એકલા યંત્રરાજ યંત્રથી થાય છે. ગ્રહણ થવામાં તો ગણિત કરવાનો શ્રમ પડે છે. અને યંત્રરાજમાં તો મુદ્દલ શ્રમ નથી. એક બાબત વિષે ગ્રહલાઘવ ગ્રંથમાંથી ગણિત કરવું હોય તો તેને કરતાં ત્રણ દિવસ લાગે છે, ત્યારે તે બાબતનું જ્ઞાન થાય છે. પણ યંત્રરાજ ગ્રંથ ઉપરથી તો ત્રણ મિન્યુટમાં તેટલું જ જ્ઞાન થાય છે, એ ચમત્કારિક વાત છે. એ યંત્ર વડે દિવસે સૂર્ય ઉપરથી અને રાત્રિયે તારા ઉપરથી ગ્રહનક્ષત્રાદિક સંબંધી સઘળું જ્ઞાન થાય છે. વળી યત્રંરાજ કરતાં વધારે જ્ઞાન જરાકાલીયયંત્ર ઉપરથી થાય છે. પણ એ યંત્ર આ દેશમાં પ્રસિદ્ધ નથી. કહે છે કે એ યંત્ર જયપુરના રાજાને ત્યાં આઠ ફુટ વ્યાસનો છે. આ યંત્ર બનાવતા યંત્રરાજ કરતાં ઓછો શ્રમ પડે છે અને યંત્રરાજ કરતાં જ્ઞાન તો વધારે થાય છે.

કહે છે કે આજથી આશરે ચારસો વર્ષ ઉપર જયપુરમાં રાજા શ્રીમાનસિંહજી થયા. તે વિદ્વાન અને વિદ્યાગુણજાણ થયા. તેમને ખગોળ વિદ્યાનું સારૂં જ્ઞાન હતું. અને એ વિદ્યા વધારવાને

પોતે બહુ જ ઉદ્યોગ કરતા હતા, તેમણે ભરતખંડમાંના ઉત્તમોત્તમ જોષિયોને બોલાવીને મોટું સન્માન આપ્યું હતું. તેણે ખગોળ સંબંધી યંત્રના શોધમાં દશ ક્રોડ રૂપૈયાનું ખર્ચ કર્યું હતું. એમણે જયપુરમાં મોટું એક યંત્રાલય બંધાવ્યું છે તે હાલ ત્રુટયું છે તેનો જીર્ણોદ્ધાર કરાવવાને રાજાએ ત્રણ લાખ રૂપૈયા નિમ્યા છે. પંજાબ-દેશના એક વૈશ્યને બસેં રૂપૈયાનો પગાર કરીને એ કામ સોંપ્યું છે.

વળી રાજા શ્રીમાનસિંહજીએ કાશીમાં પોતાના નામથી એક માનમંદિર એ નામનું યંત્રાલય બંધાવેલું છે. તે હાલ છે, પણ તેનો થોડો ભાગ ત્રુટી ગયો છે. ત્યાં યુરોપના મોટા મોટા ખગોળવેત્તા પંડિતો જોવા આવે છે. એ યંત્રાલય એ રાજાની વિદ્વત્તા અને કીર્તિ અદ્યાપિ સપ્રસિદ્ધ કરે છે.

( પુ. ૨૯ મું, માહે એપ્રિલ, ૧૮૭૯ )

## કાગળ બનાવવાના કારખાના વિષે

માણસને ઉપયોગી ને સુખમાં વૃદ્ધિ કરનારા હુન્નરોમાં લખવા અને છાપવાના કાગળ બનાવવાનું કામ બહુ જ અગત્યનું છે. પૂર્વ-કાળમાં પત્થર, ઈંટો તથા ધાતુનાં પતરાં ઉપર લખીને લોકો પોતાનું કામ ચલાવતા. ત્યાર પછી ઝાડનાં પાંદડાં કે ઘેટાં બકરાંનાં ચામડાં વગેરે વળી શકે એવી વસ્તુઓ લખવાના ઉપયોગમાં આવી. ભરત-ખંડમાં તાડપત્ર ઉપર લખેલાં પ્રાચીન પુસ્તક હજી પણ ઘણાં મળે છે ને એવાં પુસ્તકનો યૂરોપની પુસ્તકશાળામાં સંગ્રહ કરી રાખ્યો છે.

કાગળ બનાવવાના શોધથી મનુષ્ય જાતિને ઘણો ફાયદો થયો છે; એથી મહેનતનો અને વખતનો ઘણો બચાવ થયો છે; કાગળ

વિના બીજી બધી જાતના શોધ દુનિયાને નકામા થઈ પડત, કેમકે કાગળ નહોત તો વિદ્વાનોને થયેલા જ્ઞાનનો પ્રસાર મનુષ્યોમાં થઈ શકત નહિ. મનુષ્ય જાતિના સુધારાનો મૂળ આધાર જ્ઞાન છે; અને તે જ્ઞાન જેમ વધારે ફેલાય તેમ જગતના લોકને વધારે લાભ થાય છે; પણ કાગળ ન હોત તો આજ સુધી મનુષ્યને થયેલું જ્ઞાન બધું મિથ્યા થઇ જાત.

કાગળ બનાવવાનું કામ પ્રથમ ચીનમાં થયું. યૂરોપમાં એ કામ થવા માંડયું ત્યાર પહેલાં સેંકડો વર્ષ પહેલાં વનસ્પતિને ઢીલી કરીને તેના કાગળ બનાવવાની રીત ચીનમાં જાણીતી હતી ને તે કામ સારૂં થવા લાગ્યું પણ હતું. વનસ્પતિને ગાળીને પ્રવાહી બનાવી દેવી ને પછી તેને ઠરાવીને સુંવાળી પાતળી પત્તી જેવી કરવાની કળા ચીનના લોકો જ જાણતા હતા. આ યુક્તિમાન લોક રૂ, ભીંડી, ડાંગરનું પરાળ, એક જાતનાં શેતુરનાં પાંદડાં, તથા વાંસની છાલના કાગળ બનાવે છે, કાચા નાના વાંસ કાપીને એક કચરાવાળા ખાબોચિયામાં પંદરેક દિવસ સુધી પલાળી રાખે છે તેથી વાંસ નરમ થઇ જાય છે; પછી તેને કાઢી લેઈને કાપીને સુકાઈને ઉજળા થવા માટે તડકામાં મૂકે છે. ત્યારબાદ એને દેઘોમાં ઉકાળે છે ને પછી પાસે કુંડીઓ હોય છે તેમાં કચરીને એનું ખીરૂં બનાવે છે. એમાં કાંઈક ચીકણો પદાર્થ નાંખીને પાણી છાંટતા જાય છે ને કૂટે છે. જોઈએ તેવો જાડો માવો થાય ત્યાંસુધી કૂટીને પછી તેને મોટા પીપમાં મૂકે છે. એ પીપમાં એક માણસ એક ગલણી મૂકે છે ને પછી પીપને ઊંચું કરીને હલાવે છે એટલે ગળણીનાં કાણાંમાં થઈને પાણી નીકળી જાય છે, ને પેલો માવો ઉપર આવે છે; એ કાગળનું કામ અર્ધું થયું. પછી એક ભઠ્ઠી પાસે લીસી જમીન ઉપર એ કાગળને ચોડીને દબાવી દે છે એટલે ભીનો કાગળ ચોટી જાય છે. ને તાપથી તેમાંનું પાણી ઊડી જાય છે. તે બરાબર કોરો પડે એટલામાં એના ઉપર ચોખાની ખેળ લગાવીને સાફ કરે છે તેથી સુકાઈ પણ જલદી જાય છે. પછી

તેને ઉખેડી લે છે, એટલે કાગળ તૈયાર બને છે. આવી કેટલીક રીતે હજી ચીનમાં ને ભરતખંડમાં કાગળ બને છે.

યુરોપમાં એ કામ છેક ચૌદમા સૈકામાં થવા માંડયું. ઇંગ્લાંડમાં એક જરમને ઈ. સ. ૧૫૮૮ માં એ કામનો આરંભ કર્યો હતો. ઇલિઝાબેથ રાણીએ એને એટલા માટે નાઈટનો કિતાબ આપ્યો; ને ચીંથરાં વગેરેના ડૂચા એકલો એજ દશ વર્ષ સુધી એકઠા કરે એવો પરવાનો પણ એણે આપ્યો. ઇ. સ. ૧૭૬૫ સૂધી કાગળ બનાવવાના કામમાં કંઈ સુધારો થયો નહિ. યુરોપમાં તે સમયમાં કાગળ બનતા તેનું વર્ણન સંક્ષેપમાં નીચે પ્રમાણે છે

વેનિસનો કાગળ સાફ, સ્વચ્છ, કડકડતો ને રાજ દરબારી કામનો; ફ્રાન્સનો કાગળ હલકો ફૂલ જેવો ને નાજુક; ડચનો જાડો, ભારે, કકરો ને શાહી પી જાય એવો. અઢારમા સૈકાની આખર સૂધી યુરોપમાં કાગળ હાથથી બનાવતા. લાંબા ને લાંબા સળંગ કાગળ બને એવી કારીગરીનો સાંચો એક ફ્રેન્ચે શોધી કહાડયો તેને માટે એને બહુ માન મળ્યું. ઇ. સ. ૧૮૦૩ માં ઇંગ્લાંડમાં યંત્રથી કાગળ બનાવવા માંડયા. કલોરીન ગ્યાસ કામમાં લીધાથી મેલામાં મેલાં ચીંથરાનો મેલ જતો રહી ધોળાં સફેત થઇ જવા માંડયાં ને પછી તે ચીંથરાં કાગળ બનાવવાના કામમાં આવ્યાં. મોગરીયો ને ખાંડણિયાને બદલે એન્જીન ને સાંચા કામમાં આવવા લાગ્યા. ઈ. સ. ૧૮૪૦ માં કાગળના ખમીરમાંથી કાંકરી ને બીજી રજ કહાડી લેવાને રેતી કહાડવાની ચાળણીયો કામમાં લીધી, ને વાળાના પતરા ઉપર કાગળ થાય છે તેમાંથી પાણી ચૂસી લેવાના પમ્પ થયા. લાંબામાં લાંબો કાગળ બનાવવાનો યંત્ર સારામાં સારો થાય તેને માટે તે કામમાં એક પેઢીયે ૭ વરસ સુધી મહેનત કરીને તેમાં ૬૦૦૦૦ રૂપિયા ખર્ચ કર્યા. એટલાં બધાં નાણાં ખરચવાથી એ પેઢીને આખરે દેવાળું કહાડવું પડયું, કેમકે તેને આપેલો પરવાનો કાયદાની કેટલીક બારીકીના કારણથી નામંજુર થયો. પણ એ પેઢીની મદદથી કાગળ કરવાના

કામમાં એટઘો બધો સુધારો થયો કે એક હંદરવેટ કાગળ કરતાં સોળ શીલીંગ (આઠ રૂપિયા) લાગતા તેના ત્રણુ શીલીંગ ને નવ પેન્સ ( રૂ. ૧–૧૪–૦ ) પડવા માંડયા. ઈ. સ. ૧૮૪૯ માં વળી યંત્રમાં વધારે સુધારો થયો ને કાગળનું કામ વધતું ચાલ્યું. ખમીર કરવાના કામમાં અનુભવથી સારી સારી યુક્તિઓ ખોળી કહાડી. ઈ. સ. ૧૮૫૨ થી ૧૮૫૭ સૂધીમાં ઈંગ્લાંડમાં ૧૪૭ પરવાના લેવાયા; પણુ એ બધા પરવાના ખમીરમાં નવા નવા ભેગ કરવા બાબતના હતા. સાંચાથી કાગળ કરવાના કામમાં મુખ્ય સુધારો તો એ કર્યો કે વાળાની જાળી ઉપર કાગળનું ખમીર બનુંસથી પથરાતું જાય; એથી કામ એટલું જલદી થાય છે કે કાગળ કરવાના સાંચાને એક છેડે નરમ ખમીર વાળાની જાળી ઉપર આવતું જાય છે ને બે કે ત્રણુ મિનિટમાં બીજે છેડે કાગળ તૈયાર થઇને નીકળે છે.

હાથથી લાંબામાં લાંબો કાગળ બનાવ્યો તે ૫૩ ઈંચ લાંબો ને ૩૧ ઇંચ પહોળો થઇ શકયો. એટલો કાગળ બનાવવાને ખમીરનો ભાર એટલો બધો જોઈએ છીએ કે એટલા કામને વાસ્તે નવ કરતાં ઓછાં માણુસો હોય તો કામ થાય નહિ. પણુ સાંચાથી એટલો લાંબો તો શું પણુ જેવડો જોઈએ તેવડો લાંબો ને આઠ ફીટ પહોળો કાગળ નીકળે છે ને પછી તેને ફાળકીયો ઉપર વીંટે છે. એમાં વળી વધારે એ છે કે આગળ જે કામને ત્રણુ અઠવાડીયાં થતાં તે કામ હવે તેટલી જ મિનિટમાં થાય છે. આ સાંચાથી કાગળનું પોત એક ઈંચના હજારમા ભાગ કરતાં પણુ ઝીણું થઈ શકે છે, ને એટલો ઝીણો છતાં તેના ઉપર રંગ પણુ થઈ શકે છે ને ઘુંટો પણુ કરી શકાય છે.

કાગળ બનાવવામાં ચીંથરાં ઘણાં કામ આવે છે. એ ચીંથરાં જો આ કામમાં ના આવ્યાં હોત તો પછી બીજા શા કામમાં આવવાનાં હતાં ? રૂ ને શણુના કાપડનાં ચીંથરાં કાગળના કામમાં

ઘણાં જ સારાં છે. ભોંડી વગેરેના કાપડના ડૂચા પણ મેળવણીના કામમાં આવે છે. રૂ ને શણના ડૂચાનો કાગળ ઘણી સહેલાઈથી બની શકે છે, ને એનો કાગળ ધોળો થાય છે. જૂનાં દોરડાં, રૂની ગાંસડી બાંધવાનું જૂનું કાપડ ને રૂના કારખાનાનો કચરો પણ ઘણો ઉપયોગી થઈ પડયો છે ને તેમાંથી પડીકાં બાંધવાના કાગળ થાય છે. સ્પેનનું ઘાસ ને પરાળ પણ એમાં ભેગ કરવાના કામમાં આવે છે. ખમીરમાં ભળી શકે એવી પ્રત્યેક વનસ્પતિના તંતુનો કાગળ બની શકે એમ સિદ્ધ થયું છે. પ્રથમથી વિચાર કરવાનું માત્ર એટલુંજ છે કે કઈ વસ્તુના કાગળ બનાવવાથી ખરચમાં નુકશાન નહિ પહોંચે. ઇંગ્લાંડમાં ૧૨૦૦૦૦ ટન લૂગડાંનાં ચીંથરાં દર વર્ષે કાગળ બનાવવાના કામમાં જોઇએ છીએ. ત્યાં ઘણાંખરાં ચીંથરાં બીજે દેશથી પણ આવે છે.

ઘોડાની લાદના બનાવેલા કાગળ ઉપર કેટલાંક વર્ષથી સ્વીડનમાં એક વર્તમાન પત્ર છપાય છે. એ લાદ સાથે મળેલી કેટલીક વસ્તુ કાગળ બનાવવાના કામમાં નથી આવતી. તે જૂદી કહાડીને ખાતરના કામમાં લે છે.

અમેરિકામાં ઉત્તર અને દક્ષિણ વચ્ચે જે વખતે મોટું યુદ્ધ ચાલતું હતું, તે વખતે ત્યાં સુતરના કાપડનાં ચીંથરાં પૂરેપૂરાં મળી શકયાં નહિ તેથી કાગળ બનાવવાને બીજી વસ્તુ ખોળી કહાડવા તરફ કેટલાકનું મન દોડયું, ને રાજ્ય તરફથી પરવાના મેળવીને લાકડાના કાગળ બનાવવા માંડ્યા. લાકડામાંથી કાગળ બનાવનારી એક કંપની ત્યાં નીકળી તેના કારખાનામાં દશ એકર જમીન રોકાઈ. તેનું ઈમારતી તથા સાંચા વગેરેનું કામ ઈ. સ. ૧૮૬૬ માં પૂરૂં થયું ને તેમાં તે કંપનીને ૧૦૦૦૦૦૦ ડાલર ખરચ થયા.

લાકડાનું ખમીર કરીને કાગળ બનાવવાનાં કારખાનાંમાં એ મોટામાં મોટું છે. તેમાં હંમેશાં ૩૪૦૦ પાઊંડ ખમીર થાય છે. પહેલાં તો સાંચાથી લાકડાનાં ઝીણાં છોડીયાં કરે છે ને પછી બધ

કરેલાં બાયલરોમાં રસાયનની મેળવણીવાળા પાણીમાં ઉકાળે છે તેથી તે નરમ થઈ જાય છે. ખમીરમાં મેળવેલું રસાયનની મેળવણીવાળું પાણી કહાડી નાંખીને નળીયો વડે ભઠ્ઠીયોમાં લઇ જાય છે; ત્યાં એક એવી યુક્તિ કરેલી છે કે તેમાંથી ૮૫ ભાગની મેળવણી પાણીમાંથી પાછી કહાડી શકાય છે ને ફરીથી તેને ઉકાળવાના કામમાં લે છે. એમ કહેવાય છે આ કે મેળવણીઓ પાછી કહાડી લેવાનો રસ્તો ન જડ્યો હોત તો લાકડાના કાગળના વેપારમાં પરવડત નહિ. લાકડાંના ખમીરમાં વરાળનું ખમીર પણ આવે છે. આવી રીતે બનેલા કાગળ લખવાના ને વર્તમાનપત્ર છાપવાના કામમાં પણ આવે છે.

અમેરિકામાં ઓછામાં ઓછાં સાડી ચારસો કાગળનાં કારખાનાં છે. એમાં એક કારખાનામાં ચીંથરાંના એક દિવસમાં ચાળીસ માઈલ લાંબા અને પાંચ ફીટ પહોળા કાગળ થાય છે, એ ઉપરથી એ કારખાનાં કેવડાં હશે તેનો વિચાર આવશે. અમેરિકામાં કાગળનો વેપાર ભારે ચાલે છે ને ઘણા માણસોને એથી કામ મળે છે.

કાગળ કાંઈ એકલા અમેરિકામાં નથી થતા; એ પ્રમાણે દર વર્ષે હજારો ટન કાગળ ફ્રાન્સ, આસ્ટ્રિયા, ડેન્માર્ક, ને સ્પેન, યુરોપના બીજા ઘણા દેશમાં થાય છે.

ભરતખંડમાં ને ચીનમાં કાગળ થાય છે, પણ તે હાથથી. આખા એશિયાખંડમાં અત્યારે પૂરાં ત્રીસ પણ કાગળ બનાવવાના સાંચાના કારખાનાં નહિ હોય. વસ્તી પુષ્કળ છે; કાપડ ઘણું થાય છે; કાપડ પહેરાય છે પણ પાર વિનાનું, ને તેનાં ચીંથરાં પણ ઘણાં થાય છે, પણ એનો ઉપયોગ કરીને સારા સાંચાથી યુરોપના લોકની પેઠે સારા ને સસ્તા કાગળ બનાવવા રહ્યા છે. એ પ્રમાણે સાંચાથી કાગળ બનાવવાનાં કારખાનાં થાય તો એથી ખરચ, મહેનત, વખત ને વળી ચીંથરાં કામમાં આવશે.

(પુ. ૩૫ મું, માહે જાન્યુઆરી, ૧૮૮૮)

# ગયા શૈકામાં થએલી નવીન શોધો

ખ્રિસ્તિ શકની ઓગણીશમી સદી હમણાં જ સમાપ્ત થઈ ગઇ છે ત્યારે એ સદીમાં થએલી નવીન શાસ્ત્રીય શોધો તથા નવીન યુક્તિ-ઓનું સિંહાવલોકન કરવું એ વિશેષ ઉપયુક્ત ગણાશે, તેમજ વાચકોને પણ કેટલુંક નવીન જણાઈ આવશે.

ગઈ સદીમાંની વિશેષ મહત્વની બાબત કહીએ તો લોકોમાં અરસપરસ ચલણવલણના વ્યવહારની વૃદ્ધિ એ છે. દેશમાં ને દેશમાં અને પરદેશ સાથેનો ચલણવલણનો વ્યવહાર ઓગણીશમી સદીમાં જેટલો સુલભ થયો છે અને વૃદ્ધિ પામ્યો છે તેવો પૂર્વે કોઈ પણ સમયે થયો નહોતો. આ વ્યવહાર વૃદ્ધિને આગગાડી, આગબોટ, ટેલીફોન અને તારયંત્ર (ટેલીગ્રાફ) એ વગેરે સાધનો કારણભૂત છે. આગગાડીને લીધે આ સમયે દર કલાકે સાઠ સાઠ શીતેર શીતેર મૈલ પ્રવાસ કરી શકાય છે. આગબોટને લીધે હરકોઈ રૂતુમાં પરદેશગમન કરી શકાય છે, અને તારયંત્રને લીધે એક ક્ષણમાં હજારો મૈલ પર સંદેશાઓ મોકલી શકાય છે; ટેલીફોનના યોગે પૂર્વે કેટલાક મૈલ પર માત્ર વાતચીત કરી શકાતી હતી તે હવે હજારો મૈલ સુધી થઈ શકે તેવી શોધો ચાલી રહી છે. અને વળી આ દરેકમાં દિવસાનુદિવસ સુધારણાઓ હજુ થયેજ જાય છે.

ગઇ સદીની બીજી મહત્વની બાબત ફોટોગ્રાફની છે. એક પળ-વારમાં સેંકડો ફોટોગ્રાફો લેવાની અને તેજ પ્રમાણે માણસના શરીરનાં હાડકાંનો પણ ફોટોગ્રાફ લેવાની યુક્તિ શોધી કહાડવામાં આવી છે. ફોટોગ્રાફની કળાનો ઉપયોગ જ્યોતિષશાસ્ત્રના સંબંધમાં પણ ઘણો થયો છે, કેમકે તેને લીધે આપણી આંખથી ન દેખાતા એવા અનેક તારાઓનું જ્ઞાન મેળવી શકાયું છે. પૂર્વે ફોટોગ્રાફમાં રંગો ઉતરી

શકતા નહોતા પણ રંગીન ફોટોગ્રાફો લેવાની યુક્તિ હમણાં જ શોધી કહાડવામાં આવી છે.

કોઇપણ પદાર્થના બાહ્ય સ્વરૂપની પ્રતિમા ઉતારી લેવા સારૂ જેમ ફોટોગ્રાફની કળા નીકળી છે તેમજ ધ્વનિ સંગ્રહી રાખવા સારૂ 'ફોનોગ્રાફ' નામનું યંત્ર નીકળ્યું છે. ફોટોગ્રાફથી જેમ ગમે તેટલા દૂરના માણસના સ્વરૂપનું દર્શન ગમે ત્યારે કરી શકાય છે તેમ જ ફોનોગ્રાફ યંત્ર વડે ગમે તે માણસનું ભાષણ કે ગાયન સંગ્રહીતે ગમે ત્યારે ;સાંભળી શકાય છે. એટલે દર્શન અને શ્રવણ એના સંબંધમાં કાળ અને સ્થળનું દૂરત્વ આ યંત્રો વડે ઘણે ભાગે નહિ જેવું જ થઇ પડયું છે.

ગઈ સદીમાં વીજળી સંબંધની શોધોમાં વિશેષ વૃદ્ધિ થએલી જેવામાં આવે છે. આમાંની તારયંત્રની શોધ વિષે અમે ઉપર જણાવી ગયા છીએ. વીજળીની શોધને લગતી બીજી યુક્તિ વીજળીના દીવાની છે. આ દીવાઓ અતિ તેજઃપુંજ હોઈ ને હાલની યુક્તિ વડે તે બહુ મોંઘા પણ પડતા નથી. વીજળીના દીવાની શોધ થતાં ગ્યાસના દીવા ઉપયોગમાંથી તદ્દન જતા રહેશે એવી શરૂઆતમાં ધારતી રહેતી હતી; પરંતુ તેના સંબંધમાં પણ એક નવીન યુક્તિ નીકળવાથી તે ધારતી રહેવા પામી નથી. આ યુક્તિ એવી શોધી કહાડવામાં આવી છે કે, ગ્યાસના દીવા પર એક નવીન પ્રકારની ટોપી રાખવામાં આવે છે, દીવો સળગાવતાં આ ટોપી તપે છે અને તેમાંથી તેજઃપુંજ અને તદ્દન સ્થિર એવો પ્રકાશ પડે છે. આ યુક્તિથી ગ્યાસ પણ પ્રથમના કરતાં લગભગ ચોથા ભાગનો બળે છે.

વીજળીના સંબંધની બીજી એક યુક્તિ એ શોધી કહાડવામાં આવી છે કે તેથી સાંધાઓ જોડી શકાય. અને યંત્રો ચલાવવાથી મોટામાં મોટો એક લાભ એ થાય છે કે વીજળીની શક્તિ લંબાવીને તારથી ગમે ત્યાં લઇ શકાતી હોવાથી કારખાનાની જગોએ

ધૂમાડો બીલકુલ થતો નથી, અને વળી આ શક્તિ નાનાં ઘરોમાં પણુ લઈ તેનો ઉપયોગ કરી શકાય છે. અમેરિકાના સુપ્રદ્ધિ નાયગરાના ધોધમાં પાણીની મોટી મોટી ચક્રીઓ ચાલુ કરીને તેના યોગે વીજળીનો પ્રચંડ પ્રવાહ ઉત્પન્ન કરેલો છે, તેની શક્તિ ઉપર મોટાં મોટાં કારખાનાંઓ ચાલુ થયાં છે. આપણા હિંદુસ્તાનમાં પણ મૈસુરની સરકારે કાવેરી નદીના પાણીનો આવાજ પ્રકારનો ઉપયોગ કરવાનું ઠરાવ્યું છે.

શીવવાનો તથા લખવાનો સંચો (ટાઈપરાઈટર) એ પણ ગઈ સદીમાંની જ શોધ છે. આ સંચાઓથી અનેક પ્રકારના ફાયદાઓ થયા છે. છાપખાનાઓમાં પણ આ સદીમાં એટલો મોટો સુધારો થયો છે કે એક કલાકમાં એક જ પ્રેસ પર પચીસ હજાર સુધી કાગળો છાપી શકાય છે, અને ટાઈપ ગોઠવવાનું કામ પણ હાથને બદલે સંચાથી થવા લાગ્યું છે. તેવી જ બીજી યુક્તિ ખેતર લણવાના (કાપણી કાપવાના) સંચાની છે. આ સંચાનો ઉપયોગ અમેરિકામાં બહુ જ થાય છે, આથી ગંજાવર ખેતરોની કાપણી થોડા વખતમાં થોડા પ્રયાસથી કરી શકાય છે.

દીવાસળીને લગતી શોધ પણ ગઈ સદીમાંની જ છે. દીવાસળી પહેલ વહેલી ઇંગ્લાંડમાં સન ૧૮૨૭ ની સાલના અરસામાં નીકળી હતી, પરંતુ તે વખતે તેમાં ફોસફરસ નહોતો. ફોસફરસની દીવાસળીઓ સને ૧૮૩૪ ના અરસામાં નીકળી હતી. લેમ્પો અને તેની ચીમનીઓ વગેરે પણ ગઈ સદીની શરૂઆતની શોધો છે.

શાસ્ત્રીય યુક્તિઓની શોધોમાં એક મહત્વની યુક્તિની શોધ થઈ છે કે, પ્રકાશનું નિરીક્ષણ કરીને તે ઉપરથી તે પ્રકાશ જે પદાર્થથી નીકળતો હોય તેના ઘટકાવયવ ઓળખી કહાડવા. આ યંત્રથી કરોડો મૈલ પરના તારાનું ઘટકાવયવ નિશ્ચિત કરી શકાય છે. તેજ પ્રમાણે જેનાથી પ્રકાશ નીકળતો હોય એવો કરોડો મૈલ પરનો કોઈ પણ પદાર્થ એક ઠેકાણેથી બીજે ઠેકાણે જતો હોય તો તેનો

વેગ પણ આ યંત્ર વડે કહાડી શકાતો હોવાથી જ્યોતિષશાસ્ત્રના સંબંધમાં આ યંત્રનો ઉપયોગ ઘણો થાય છે. દાખલા તરીકે અલ્ગોળ નામનો એક તારો છે તેનો પ્રકાશ વચ્ચે વચ્ચે કમી થતો હોવાના કારણે તેને રૂપવિકારી તારો કહેતા, પણ તેના આ વિકારનું કારણ કોઈથી સમજી શકાતું નહોતું; પરંતુ આ યંત્ર વડે તેના પ્રકાશનું નિરીક્ષણ કરવાથી એવું દેખાઈ આવ્યું છે કે, આ તારાની આસપાસ ફરનારો એક ગ્રહ છે અને તે દર ૬૯ કલાકે આડે આવતો હોવાથી એ તારાના રૂપમાં આવો ફેર પડતો જણાય છે. આજ પ્રમાણે બીજા અનેક તારાઓનું પણ થયું છે.

રસાયનશાસ્ત્રમાં જૂદા જૂદા પદાર્થના પરમાણુઓ નિયમિત પ્રમાણથી એક એક સાથે કેમ સંયોગ પામે છે તે વિષેની કલ્પના પણ ગઇ સદીમાંની જ શોધ છે. ડામરમાંથી કે લાકડાના વેરમાંથી બનાવેલી ખાંડ અને જૂદા જૂદા પ્રકારના રંગ એ પણ રસાયન-શાસ્ત્રમાં થએલી સુધારણાથી સ્પષ્ટ કરે છે.

જ્યોતિષશાસ્ત્રમાં નેપચ્યુન નામના નવીન ગ્રહની શોધ છે. આ શોધ જ્યોતિષના સંબંધમાં જેટલી મહત્વની છે તેટલી જ પદાર્થ વિજ્ઞાનના સંબંધમાં પણ છે, કારણ કે તેથી ગુરૂત્વાકર્ષણના નિયમે સર્વજગત કેવી રીતે વ્યાપ્ત થએલું છે તે સ્પષ્ટ થયું છે.

જ્યાં જ્યાં હવામાં ઉડનારી ધૂળ કે જે આજ સુધી સર્વ પ્રકારે તાપ અને કંટાળો આપનારી આપણને લાગતી હતી, તેનો ખરો ઉપયોગ કેવો છે તે ગઇ સદીમાંની શોધ ઉપરથી સ્પષ્ટ થયું છે. હમણાં એવું સિદ્ધ થયું છે કે જો હવામાં ધૂળ ઉડતી નહોત તો ઘરમાં અજવાળું વગેરે બિલકુલ આવત જ નહિ, અને વરસાદ પડવાની પણ મુશ્કેલી થઈ પડત.

લડાઈમાં તો શસ્ત્રાસ્ત્રની સુધારણામાં તો ગઈ સદીને અગ્રગણ્ય ગણીએ તોપણ હરકત નથી. એક ક્ષણમાં સેંકડો ગોળીઓ છોડનારી બંદુકો, અત્યંત ઘાતક એવા પ્રચંડ ગોળા દસ દસ વીસ વીસ મૈલ

જેટલે અંતરે છોડનારી તોપો, અને વગર ધુમાડાની દારૂ વગેરે લડાયક શસ્ત્રના સંબંધમાં શોધ થતાં તરવાર, ભાલા વગેરે નકામાં જેવાં થઈ પડયાં છે.

વૈદકશાસ્ત્રના સંબંધમાં થએલી એક શોધ મનુષ્ય જાતને વિશેષ ઉપયોગી છે. તે એ કે, કલોરોફોર્મ વગેરે પદાર્થને લીધે માણસને મૂર્છા આણી શસ્ત્રક્રિયા કરવી. તેજ પ્રમાણે શસ્ત્રક્રિયા કરેલા ભાગને કાર્બોલિક એસિડ વગેરે દ્રવ્યો લગાડીને ક્ષત ન પડવા દેવાની શોધ પણ આ સદીની જ છે. પૂર્વે તદ્દન અશકય લાગતી એવી શસ્ત્રક્રિયા આ શોધને લીધે કરી શકાય છે: અને તેથી મનુષ્ય જાતનાં ઘણાં પ્રકારનાં દરદો મટાડી શકાય છે.

આ ઓગણીસમી સદીમાં જેટલી નવીન યુક્તિઓ નીકળી છે અથવા શોધો થઇ છે તેટલી પૂર્વે કોઈ પણ સદીમાં નીકળી કે થઇ નહોતી. આ બધી યુકિત કે શોધના વર્ણનનો ગ્રંથ કોઇ લખવા બેસે તો 'મહાભારત' જેવડો મોટો થઈ જાય. એટલા માટે તેમાંની અત્યંત ઉપયોગી અને જાણીતી એવી કેટલીકનાં નામો આ નીચે બતાવીએ છીએ:—

૧ તારયંત્ર
૨ ટેલિફોન
૩ દીવાસળી
૪ ગ્યાસના દીવા
૫ વીજળીના દીવા
૬ ફોટોગ્રાફી
૭ ફોનોગ્રાફી
૮ એકસ કિરણ
૯ પ્રકાશઉપરથીપદાર્થજ્ઞાન
૧૦ અચેતન શસ્ત્રક્રિયા
૧૧ શિવવાનો સંચો
૧૨ લખવાનો સંચો ( ટાઈપરાઈટર )
૧૩ ટાઈપ ગોઠવવાનો સંચો
૧૪ રોગોત્પાદક કીટક
૧૫ શકિતનું અવિનાશિત્વ
૧૬ ડાર્વીનનો ઉત્ક્રાંતિમત
૧૭ તારનાં દોરડાં વિના તાર મોકલવાની કળા
૧૮ ડામર અને લાકડાના વેરમાંથી ખાંડ બનાવવાની કળા
૧૯ પક્ષીની માફક માણસ હવામાં ઉડે તેવો સંચો.

ઇત્યાદિ અનેક ઉપયુક્ત યુક્તિયો અને શોધો આ સદીમાં થવાથી માણુસ જાતનાં સુખ તથા સગવડતામાં વધારો થયો છે. આમાંની કેટલીક શોધોના સંબંધમાં મોટા મોટા ગ્રન્થો પણ લખાયા છે, જે "જ્ઞાનભંડાર" સરખા છે.

પ્રદર્શનો ભરવાની શરૂઆત સન ૧૮૫૧ સાલથી થએલી છે તે એવા સ્તુત્ય હેતુથી કે શાંતતા વિના કળા કૌશલ્યની વૃદ્ધિ થતી નથી, અને તેટલા માટે લડાઈના પ્રસંગો ઓછા થાય તથા દેશ દેશના રાજા અને પ્રજા કળાકૌશલ્યની વૃદ્ધિ પાછળ પ્રયત્નો કરે. પણ આ હેતુ એક બાજુએ પડયો રહ્યો અને પ્રદર્શનોથી તો મત્સર ઉત્પન્ન થઇને એક બીજાની આગળ વધવા સારૂ રાજ્યોમાં લશ્કરો વધારવાં અને લડાઈઓ કરવી એ વધી પડયું છે. ક્રિમિયાની લડાઈ સને ૧૮૫૪-૫૫ માં થઈ, આસ્ટ્રિયા અને પ્રુશિયાની લડાઇ ૧૮૬૬ માં થઈ, અને ફ્રાન્સ તથા જર્મનીની લડાઈ ૧૮૭૦-૭૧ માં થઈ. આ તથા બીજી કેટલીક લડાઈઓ પાછળ હજારો બલકે લાખો માણુસોનો સંહાર થઈ ગયો અને કરોડો રૂપીઆ ખર્ચાયા. આ ઉપરાંત હવે લશ્કરો વધારવાના ખર્ચ માટે કરોડો રૂપીઆ ખર્ચાય છે. યુરોપનાં ફક્ત છ મુખ્ય રાજ્યોનું કુલ લશ્કર ત્રીસ લાખ માણુસનું થાય છે. આ ત્રીસ લાખમાંના ફક્ત દસ લાખ જુવાન માણુસો જ જો કળાકૌશલ્યના કામ પાછળ પડયા હોત તો તે કેટલો બધો ફાયદો દેશને કરી શકત ? પણ તેમ થવાને બદલે એક ખુણામાં પડી રહીને કરોડો રૂપીઆ નકામા ઉડાવે છે. આ બધું દ્રવ્ય-રાજ્ય-લોભની વધતી જતી અતિ લાલસાને લીધે થાય છે. મહુંમ મિ. ગ્લાડસ્ટન સાહેબ કહેતા હતા કે, " આ સદીમાં સુધારણાઓ વધતી જાય છે તે સારૂં છે; પરંતુ માણુસોનો દ્રવ્યલોભ વધતો જાય છે એ એક મોટું અરિષ્ટ છે. " એ તદ્દન બરાબર છે.

( પુ. ૪૮ મું, માહે જૂન, ૧૯૦૧ )

# જડમાં જીવ

## (મળેલું)

દેશના ગૌરવ રૂપ પ્રોફેસર[1] જગદીશ ચન્દ્ર વસુ (ડૉ. બોસે) વીજળીક શાસ્ત્રની મદદથી ધાતુ જેવી જડ વસ્તુઓમાં પણ ચેતના-શકિત છે એમ સિદ્ધ કરી આપ્યું છે. આ શકિત[2] માત્ર પ્રાણીમાંજ છે અને વનસ્પતિ કે ધાતુમાં નથી એ વાત તદ્દન ખોટી અને બીન-પાયાદાર તેમણે બતાવી આપી છે: એમ માનનાર પોતાનું અજ્ઞાન છૂપાવવા કેવળ શબ્દાડંબર જ કરે છે. ખરૂં જોતાં પ્રાણી, વનસ્પતિ કે ધાતુમાં ખાસ કાંઈ ફેર નથી. જીવ તો તે સહુમાં રહેલો છે.

વીજળીક પ્રવાહ[3]નો પ્રયોગ અજમાવેથી જે બધાં લક્ષણો જોવામાં આવે છે તે બધાં તેમના પ્રમાણમાં વનસ્પતિ તેમજ ધાતુમાં જણાય છે. આ સિદ્ધાન્ત તે બીજી રીતે આપણા જૂના વેદવાકચ एकं सत् विप्रा बहुधा वदन्ति। ને વિજ્ઞાનની મદદથી ખરૂં પાડે છે; તેનું માન વિજ્ઞાનાચાર્ય વસુને છે.

ડો. લોએબ[4] નામના એક જર્મન વિજ્ઞાની અમેરિકા ચિકાગો યુનિવર્સિટી (વિદ્યાનિકષ સમાજ!) માં પ્રોફેસર છે. ગયા ૧૯૦૨ વર્ષમાં થયેલી શારીર વિજ્ઞાનીની મહાસભામાં તેમણે તથા તેમની સાથેના એક બીજા પ્રોફેસર મેથ્યુએ બે વિજ્ઞાન વિષયના નિબંધો વાંચી આખી વિજ્ઞાન સૃષ્ટિને ચકિત કીધી હતી.

આપણા પ્રો. વસુની શોધ સાથે આ પંડિતોની શોધના ઘણાં ખરાં તત્ત્વો મળતાં આવે છે. જીવ અને જડ જગતમાં એકજ ચેતન-

---

1. પાઠશાળાના અધ્યાપક (Professor). 2. Vital fone.
3. Electric current. 4. Dr. Sacques Loeb.

શક્તિ પ્રવર્તેલી છે એમ ડો. વસુએ સિદ્ધ કરી આપ્યું છે, અને જડમાં જીવ મૂકી શકાય છે એમ ડો. લોએબે પોતાના પ્રબંધમાં જણાવ્યું છે. પ્રો. મેથ્યુએ,[1] ડો. લૉએબના વીજળીક સિદ્ધાન્તને, સ્નાયુઓના બંધારણ કરવામાં કામે લગાડીને એક નવો જ સિદ્ધાન્ત તારવી કહાડયો છે.

આ બધી વાતો ખરી મનાતાં શારીર વિજ્ઞાન[2] પ્રાણી વિજ્ઞાન[3] ધર્મ વિજ્ઞાન[4]ની ઘણી, ખરી ગણાતી વાતો ખોટી પડશે. એ બે પંડિતોના પ્રબંધો પ્રસિદ્ધ થયા પછી કોઈ પણ વિજ્ઞાની તરફથી કાંઇ વિરુદ્ધ વાંધો લેવામાં આવતો નથી. તેમાં બતાવેલા પ્રયોગ કરતાં શોધની સાચાઇ તેમને પણ જણાઇ આવી છે. આ બે શોધનો મર્મ હમારા વાચકોને સમજાવવા પ્રયત્ન કરીશું.

પતંગિયું દીવો દેખતાં તેમાં પડવા ધસે છે, ફુલને દીવા આગળ ધરતાં તેની પાંખડીઓ સંકોચ પામે છે ને કરમાય છે. નૈસર્ગિક બુદ્ધિના પ્રભાવે પતંગિયું ધસીને અંદર પડવા જાય છે; ને ફુલ દીવા પાસે ધરતાં જ સંકોચાય છે. આ બન્ને વસ્તુમાં આવા ફેરફાર થવાનું કારણ એકજ છે, અને તે દીવો જ છે એ આપણે પ્રત્યક્ષ જોઇ શકિયે છૈયે; ત્યારે એ દીવામાં કાંઈ એવી શક્તિ રહેલી હોવી જોઇએ કે જેથી આ બન્ને પ્રાણી અને વનસ્પતિમાં આવો ફેરફાર થાય છે. દીવાની આ શક્તિને આપણે આકર્ષણ શક્તિ એ નામથી ઓળખીશું.

આ આકર્ષણ શક્તિનું ભાન પતંગિયાને કે ફુલને બેમાંથી કોઇનેય નથી. છતાં પતંગિયું આંધળું બની અંદર ઝંપલાવે છે અને ફુલ કરમાઇ જાય છે.

ડૉ. લોએબે સિદ્ધ કર્યું છે કે તેજ, તાપ, સ્પર્શ વગેરે રસાયણી કારણો પાણી, વનસ્પતિ કે હરકોઈ વસ્તુ ઉપર જૂદા જૂદા

1 Prof Albert P. Mathews, 2 Phygsiology. 3 Biology. 4 Theology.

પ્રમાણુમાં અસર કરે છે; અને તેજ કારણથી તેની અસરના પ્રમાણુમાં જૂદી જૂદી વસ્તુઓના કાર્યધર્મ આપણને જૂદા જૂદા જણાય છે: તેથી આપણે ઉંચ નીચ પ્રાણીમાં, વનસ્પતિ કે ધાતુમાં ચેતન-શકિત સંબંધી જે ભેદ માનિયે છૈયે એ તદ્દન ખોટો ભ્રમ ભરેલો છે. એ બધી વસ્તુમાં કુદરતી શકિત સરખી રીતે જ પ્રવર્તી છે.[1]

ડૉ. લોએબેને પ્રાણીમાં સહુથી હલકામાં હલકા જીવની એક માછલી[2] લેઈને તેની ઉપરનો ભાગ કાપી જોતાં જણાયું હતું કે આપણું હૈયું ધડકતાં સંગીતના તાલ શું નિયમિત રીતે થતું સ્પન્દન[3] માછલીમાં બંધ પડી ગયું હતું; પછી મીઠાના આર (Solution)ને એ માથા વિનાના શરીર ઉપર લગાડતાં એજ તરેહનું સ્પંદન અને સંકોચન ચાલુ થયું હતું. એક ટીપું પોટેસિયમ્ કે કેલસિયમ આ આરમાં ભેળવીને ચોપડતાં વળી પાછું તે બંધ પડી જાય છે.

પ્રાણીમાત્રના હૈયામાં આવી રીતનું સ્પંદન અને સંકોચ અહોનિશ થયાં જ કરે છે. આ આરને વધારે પ્રમાણુમાં લગાડતાં મરી ગયેલ હત્-પિંડને સચેત કરી શકાય છે. વળી તે આરની રસાયણી મેળવણી (Proportion) માં વધતો ઘટતો ફેરફાર કરીને લગાડતાં આપણી મરજી પ્રમાણે ધીરો જાસ્તી વેગ એ સ્પંદનને આપી શકાય છે; ધારિયે તો અટકાવી પણ શકાય છે ને પાછો ચાલુ પણ કરી શકાય છે. આપણી સ્નાયુમંડળી–માંસપેશી (Musles) માં આ તરેહનો ફેરફાર કરવો પણ દુર્ઘટ નથી.

આ ઉપરથી ડો. લોએબ એમ સિદ્ધાંત લાવે છે કે હરકોઈ

---

1. ........the working of laws that know no change, acting equally and only throughout the organic and inorganic worlds:-

Dr. Jogodish Chandra Bose.

2. Jelly fish 3. Rythmatical Pulsation or contraction.

જાતની જૈવિક ક્રિયાના મૂળમાં વીજળીક શક્તિ રહેલી છે. શારીર વિજ્ઞાનીઓ પહેલાં કહેતા કે હૃત્-પિંડનું સ્પંદન, સ્નાયુઓનાં કાર્ય અજાણ્યા પ્રભાવથી થાય છે. ડૉ. લોએબ જણાવે છે કે આ ઘણા સૂક્ષ્મ પ્રમાણમાં હોય કે સમૂળગુંજ ન હોય તો આવું સ્પંદન થાય છે. હરકોઈ અભ્યાસી જાણે છે કે પાણીમાં મીઠું (salt) મેળવેલું હોય તો તેમાં વીજળી સારી રીતે ચાલી શકે છે. તાંબાના તારના બે છેડા તેમાં મૂકતાં જ વીજળીક પ્રવાહ શરૂ થાય છે.

રસાયણીઓ (chemists) આનું કારણ ઘણો વખત થયા શોધી શકયા નહોતા. હમણાંજ જણાયું છે કે રસાયણી મીઠા અકલ[1] ને તેમાં મેળવી દેતાં પરમાણુઓ ઘણાજ વેગથી જુદા પડે છે.

અને એ વેગના પ્રભાવથી દરેક પરમાણુમાં પ્રબળ વીજળી શક્તિ ઉપજે છે. આ જૂદાં થયેલાં પરમાણુઓનો એક ભાગ યોગાત્મક[2] અને બીજો વિયોગાત્મક[3] વીજળીક શક્તિવાળો હોય છે. સાદા મીઠા[4] (common salt)ના sodium (સોડિયમ) ના પરમાણુઓમાં યોગાત્મક વીજળી અને chlorine (કલોરીન) ના પરમાણુમાં વિયોગાત્મક વીજળી સમાય છે. આવી રીતની વીજળીવાળા પરમાણુને વિદ્વાન રસાયણી પંડિત Faraday (ફેરાડે)એ 'આઇયોન'[5] નામ આવ્યું છે.

---

1. A Chemical salt and acid.

2. Positive. 3. Negative.

૪. રસાયણી નિયમો પ્રમાણે મીઠું સોડિયમ અને કલોરાઈડ નામના પરમાણુઓનું બનેલું છે, એને રસાયણી પરિભાષામાં સોડિયમ કલોરાઈડ Nacl કહે છે.

5. Ion=એક વીજળીક પરમાણું. 'Ion is one of the elements of an electrolyte or compound body undergoing electrolysation.'

ડૉ. લોએબે જણાવ્યું છે કે વીજળીના અણુઓથી હ્રત્પિંડ અને માંસપેશીમાં એકજ તરેહનું સ્પંદન થાય છે. ચાલુ થાય છે તે વિયોગાત્મક પરમાણુથી અને બંધ પડી જાય છે યોગાત્મક પરમાણુથી. આથી ચેતનશકિતના મૂળમાં વીજળીક શકિત છે એ સહજ સમજાય છે.

ડૉ. લોએબ તો વળી કહે છે કે જમવા ખાવાનો ઉદ્દેશ સારા ખોરાકથી શરીર પુષ્ટ કરવાનો નથી. પરંતુ અંદરના યંત્રો-અંગોમાં વીજળીક શકિત ઉપજાવવાનો છે.

રસાયણી દ્રવણ (chemical solution) ના તત્ત્વનો નીવેડો અત્યાર સુધી રસાયણીઓને જેમ કઠણ કોયડા જેવો લાગતો હતો તેમ ગર્ભાશયમાં જીવની ઉત્પત્તિ માટે જીવતત્ત્વવેત્તાઓ ગભરાતા.

એ લોકો એમ માનતા કે ડિમ્બાધારમાંના ડિમ્બ સાથે પુંબીજમાંથી નીકળતા બીજનો યોગ થતાં જ સૂક્ષ્મ કોષ બંધાય છે; જે પુંબીજ સાથે એ સ્ત્રીડિમ્બ નહિ મળતાં કોષ બંધાતો જ નથી. આ કોષ તે જીવનું ઘર થાય છે. અને જીવ તેમાં અવતરે છે.

ડૉ. લોએબનો નવો સિદ્ધાન્ત આથી જૂદો છે. તે સમજાવે છે કે પુંબીજ સાથે સ્ત્રીડિમ્બના સંયોગ વિના પણ એ જીવકોષ અને જીવ ઉપજાવી શકાય છે. અને જીવની શક્તિનો વિકાસ સાધી શકાય છે.

અહિંયા કહેવું જોઈએ કે આ સિદ્ધાન્ત સાચો ઠરતાં વંશાનુક્રમિતાનું ખંડન થશે. 'બાપ તેવા બેટા' ની કથની સાધારણ રીતે સાચી નહિ મનાય; કેમકે સંયોગ વિના જીવની ઉત્પત્તિ માનતાં અત્યાર સૂધી જેમ મનાતું તેમ બાપના ગુણ દિકરામાં આવવા જોઈએ એ હંમેશાં નહિ બને[1] !

---

[1] જ્ઞાન ચન્દ્ર બેનરજી ( સોળમોધ્યાય=પંદરમોધ્યાય ) એમ. એ.

પ્રાણીતત્ત્વવેત્તાઓ, દરિઆઈ જંતુ (Sea Urchins) નું બારીકાઇથી અવલોકન કરતાં કેટલાક તત્વ પામી શકયા છે. આ જન્તુ ડિમ્બને પુંબીજ સાથે સંયોગ થવાનો વખત આવે તે પહેલાં જ ડિમ્બાધાર (womb) માંથી તેને બહાર કહાડીને દરિયાના પાણીમાં રાખ્યાં હતાં.

ચેતનાગતિ (Rythmatical Pulsation or contraction=સમાનતા સ્પંદન અને સંકોચન) નું અવલોકન કરતાં ડૅા. લોએબને જણાયું હતું કે આરમાં ડુબેલા જીવકોષ (Protoplasm પ્રોટોપ્લેઝમ્ ) તેની આસપાસ આવેલા જૂદા જૂદા વીજળીક અણુની અસરથી તેનાં હલન ચલનમાં ફેરફાર થતો. આ ઉપરથી જણાય છે કે યોગાત્મક અને વિયોગાત્મક વીજળીક અણુના પ્રમાણમાં ફેરફાર કરી, જીવકોષની સાધારણ પ્રકૃતિ બદલી, તેમાં કોઈ અસાધારણ ગુણ મૂકવો એ કાંઇ નહિ બનવા જેવું નથી.

પાણીમાં નાંખેલાં ડિમ્બમાં ડૅા. લોએબે જૂદી જૂદી જાતના રસાયણી પદાર્થ મેળવીને છેવટ Magnasium chloride (મેગ્નેસિયમ્ કલોરાઇડ) તેમાં ભેળવ્યું; આથી તે સહુ વિકાસ પામવા લાગ્યાં અને આખરે જીવ શરીરમાં આવ્યા. આવીજ રીતે જૂદી જૂદી જાતના રસાયણી ક્ષારથી જૂદા જૂદા પ્રાણીના અણુવિકસ્યા ડિમ્બમાં જીવ ઉપજાવવા ડૅા. લોએબ સફળ થયા છે.

પહેલ વહેલાં તો આ શોધને હસી કહાડવામાં આવી હતી; પણ હવે બીજા કેટલાક વિજ્ઞાની તેનો પ્રયોગ કરી જોતાં એ શોધની સચ્ચાઇ પામી શકયા છે. અને હવે તેની સત્યતા બધા કબુલ રાખે છે. આવી રીતે કૃત્રિમ ઉપાયથી ડિમ્બમાં પ્રાણ ઉપજાવવાની રીતને ડૅા. લોએબ Artificial parthenogenesis (આર્ટીફીશ્યલ પાર્થેનોજેનેસિસ્) કહે છે.

પુંબીજથી સીંચાયા વિનાના સ્ત્રીડિમ્બને સજીવ પદાર્થ ગણવામાં

આવતો નથી; કેમકે સચેત પદાર્થનું મુખ્ય ચિહ્ન વિકાસવૃત્તિ તે તેમાં જણાતી નથી.

બાર્થેલોટ (Barthelot) ક્લોડ બર્નાર્ડ (Claude Bernard) વગેરે મોટા રસાયણીઓ કૃત્રિમ રીતે જીવ ઉત્પન્ન કરવાનું જે શમણું જોઈ ગયા હતા તે હવે આટલે બધે દિવસે ખરૂં પડયું છે.

શારીરવિજ્ઞાન ( Physiology ) ના ઇતિહાસમાં પણ આ એક મ્હોટામાં મ્હોટી શોધ છે.

રસાયણ શાસ્ત્રનો એક સિદ્ધાન્ત છે કે જ્યારે એક જાતના પરમાણુ બીજી જાતના પરમાણુ સાથે મેળવવામાં આવે ત્યારે તે જૂદા જૂદા પરમાણુઓ એક, બે કે તેથી વધારે અંશમાં પણ હોઇ શકે. દાખલા તરીકે હાઈડ્રોજન ( Hydrogen=અમ્લજાન ) ઓક્સીજન ( oxygen=અલજાન ) સાથે મળીને પાણી થાય છે ત્યારે તેમાં બે અંશમાં હાઇડ્રોજન પરમાણુ સાથે એક અંશ ઓકસીજન પરમાણુ મળેલ હોય છે. રસાયણીઓ આ સિદ્ધાન્તને એટોમીસીટી (atomicity=પરમાણુધર્મ) કહે છે.

ડૉ. કેરોડે એ બતાવ્યું છે કે દરેક પરમાણુમાં[1] વીજળીક શક્તિ તેના અંશ[2]ના પ્રમાણમાં હોય છે. આથી વીજળીના અણુ બધી વસ્તુઓમાં સરખી શક્તિવાળા હોતા નથી. કોઇમાં એ શક્તિ એક ભાગમાં તો કોઇમાં બે ભાગમાં, એમ જૂદા જૂદા, પરમાણુના, અંશના પ્રમાણમાં હોય છે.

ડૉ. લોએબ કહે છે કે પાણીમાં એકલું મીઠું મેળવેલું હોય તો માછલીના હૃત્પિંડમાં સ્પંદન જણાશે નહિ; તેમાં થોડું Calcium (કેલસિયમ્) ભેળવવું પડશે. વધારે પ્રમાણમાં જો કેલસિયમ્ પડી જાય તો તે ઝેરની અસર કરે છે; અને તેથી એ સ્પંદન સમૂળગું જ બંધ થઈ જાય છે. આવી રીતે કેટલાક વીજળીક અણુઓ ઝેરની અસર કરે છે તો કેટલાંક અમૃતસંજીવનીની અસર કરે છે.

---

1. Element. 2. Volume.

પ્રો. વસુએ પણ બતાવી આપ્યું છે કે સજીવ શરીર ઉપર ઝેરની જેવી અસર થાય છે તેવી જ અસર વનસ્પતિ ઉપર પણ થાય છે. ઝેર ઉતારી નાંખવાને જે પ્રયોગ પ્રાણીને માટે કરવામાં આવે છે તેવા જ પ્રયોગથી વનસ્પતિને પણ ઝેર ઉતરી જાય છે.[1]

વિજ્ઞાનશોધકોએ આયુષ્ય વધારવા માટે ઘણા ઘણા પ્રયાસ કર્યા છે. ડૉ. લોએબ પણ તે બધાની માફક કરવા ચૂકતા નથી. દીર્ઘાયુષ્યની ઈચ્છા કોને ન થાય? અને જે માણસ કૃત્રિમ રીતે જીવ ઉત્પન્ન કરવાના પ્રયોગમાં ફત્તેહ મેળવે તેવાને તો આ વૃત્તિ સૂઝે એમાં જરાપણ નવાઈ કે અચંબા જેવું નથી.

પુંબીજના સિંચન વિના કે આ નવી રસાયણી ક્રિયાના પ્રયોગ વિના અણવિકસ્યું સ્ત્રીડિમ્બ મરી જાય અને ઉપર જોયેલ રીત પ્રમાણે વિકાસ આપતાં તે બચે છે તો આપણે કહી શકિયે કે જીવન અને મૃત્યુ એ એકથી વિરુદ્ધ છતાં આપણે તેમને રોકી કે આણી શકિયે છિયે.

થોડાક Potassium Cyanide (પોટોસિયમ્ સ્યાનાઈડ)ના આર ( Solution ) માં મળીને થયેલા જડ સ્ત્રીડિમ્બને રાખી મૂકિયે તો આઠ દિવસ સુધી તેને બચાવી શકિયે છિયે. ત્યાર પછી સ્યાનાઈડને સેવાળરૂપે ઉરાડી દેતાં ડિમ્બ એની મેળે જ વિકસવા માંડે છે.

આવી રીતે રસાયણી પ્રયોગથી મરણ એક અઠવાડીઆ સુધી રોકી શકયા છે તો વિજ્ઞાનીઓ ભવિષ્યમાં આ મુદતનો વધારો કરતા જશે એ બનવા જોગ છે.

આ શોધથી જરા બારીકાઈથી વિચાર કરીશું તો આપણી મૃતસંજીવની—કે અમૃતથી અમર થયાનાં વરદાનો વગેરેની પૌરાણિક કથા પાછી યાદ નહિ આવે?

અમરત્વને દૂર મૂકી આપણે આ શોધને ચિરંજીવી થવાની કે દીર્ઘાયુની સાધના કહીશું તો નહિ ચાલે?

---

1. See 'Response of life and non-life' by Dr. J. C. Bore.

પ્રો. મેથ્યુ, ડૉ. લોએબના વીજળીક સિદ્ધાંતોને શારીર વિજ્ઞાન સંબંધી ઉપયોગમાં લઈ જે નવીન તત્ત્વ પામી શકયા છે તે હાલ તો અહિં ટુંકામાં કહીશું. આથી એ છે કે હમારા વાંચકોને તે કંટાળો તો નહિં જ આપે.

અત્યાર સુધી શરીરવિજ્ઞાનીઓ સ્નાયુના બંધારણ[1]ને બહુ જ રહસ્યવાળું માનતા. પ્રો. મેથ્યુ કહે છે કે જીવકોષ (pretoplasm)-માં બે સાધારણ ગુણો માન્યા પછી જ આપણી વિજ્ઞાનની શોધમાં આગળ ચાલી શકીશું. આ બે ગુણોમાંનો એક એ કે સ્નાયુઓ મગજને ઉત્તેજી શકે છે. અને બીજું એ કે તે ઉત્તેજનથી થતી ક્રિયાની વિરુદ્ધ ક્રિયા પણ કરી શકે છે.

સ્નાયુમાં ૧૦૦ એ ૮૦ થી ૮૫ ભાગ પાણી અને બાકીનો ભાગ જેલી[2] હોય છે. આ જેલીના દરેક અણુમાં યોગાત્મક વીજળી હોય છે તેથી તે વિયોગાત્મક વીજળીના અણુથી આકર્ષાય છે.

Chloroform ( કલોરોફોર્મ ) ના પ્રયોગથી માણસ બેભાન થઈ જાય છે એ હરકોઇને જાણીતું જ છે. ડૉ. મેથ્યુ એમ થવાનું કારણ એવું બતાવે છે કે કલોરોફોર્મના યોગાત્મક વીજળીના અણુઓ સ્નાયુના યોગાત્મક વીજળીક અણુને એક એકથી જૂદો કરી નાંખે છે. તેથી તે સ્નાયુ, વીજળીક પ્રવાહ ચાલુ રાખી શકતા નથી.

સ્નાયુના વીજળીક અણુઓ કોઈ વિયોગાત્મક અણુના સંયોગમાં આવતાં તે એક એકમાં સમાઈ પાસે પાસે આવી ઘણા જ કઠણ થઇ જેલી જેવા થઈ જાય છે; અને મગજમાં વીજળીક પ્રવાહ ચાલુ રાખી શકે છે.

આ નવો સિદ્ધાન્ત પણ વિજ્ઞાનીઓને પ્રયોગ કરી જોતાં ખરો લાગ્યો છે. વીજળીક યંત્ર (Electric battery) ના વિયોગાત્મક ધ્રુવ (Negative Pole) ના વીજળીક પ્રવાહથી સ્નાયુમાં ચેતના ગતિ વેગે આવે છે.

---

1. Nerve cells. ૨ ચિકણુ પ્રવાહી પદાર્થ.

માણુસ જીવ ઉપજાવી શકે કે નહિ તે સંબંધી વિલાયતના cosmopolitan ( કોસ્મોપોલિટન ) નામના ચોપાનીયામાં સ્ટ્રોંગ સાહેબે એક વાર્તા લખી છે અને એ શોધ કરનારાઓની હાંસી કીધી છે.

એ વાર્તામાં એણે જીવને એવો ચીતર્યો છે કે સાક્ષાત્ રાક્ષસનો અવતાર જ કદાચ કહી શકિયે. બધી જાતના નીચ ગુણો તેમાં લેખકે ઉતાર્યા છે. એ જીવનાં રાક્ષસી સંતાનો આખી દુનિયાને રંજાડવાને નાશ કરવાને તૈયાર થાય છે. જીવ ઉત્પન્ન કરનાર વિજ્ઞાની જાણે તેનાથી બીએ છે અને વિજ્ઞાનની મદદથી પાછો તેને મારી નાંખે છે; અને દુનિયા દટાતી બચાવે છે.

Review of Reviews ( રિવ્યુ ઓફ રિવ્યુઝ ) નામના ચોપાનીયામાં તંત્રી મી. W. T. Stead (સ્ટેડ સાહેબ) એ વાતને ઉદ્દેશીને કહે છે કે હવે કોઈ વિજ્ઞાની જીવની ઉત્પત્તિ માટે કોશીષ નહિ કરે. પણ સત્યની શોધ માટે વિજ્ઞાનીઓ એથી પણ મ્હોટાં વિઘ્નો નિવારી શકયા છે.

આવી માત્ર કાલ્પનિક વાર્તા વાંચીને કોઈ વિજ્ઞાની પોતાની શોધના પ્રયત્નો મૂકી દે એ અનુમાન કહાડવું નકામું છે.[1]

ડો. વસુની શોધ ઉપરથી થયેલી નવી શોધો ટુંકામાં તમારા વાંચકોને જણાવી છે. આવી વિજ્ઞાનની શોધોમાં વાંચકોને રસ પડશે તો આના કરતાં પણ વધારે ઉપયોગી અને રસભરી, આપણા દેશીઓના ફળભૂષણ વિજ્ઞાનાચાર્ય વસુની શોધ, વિસ્તારથી ભવિષ્યમાં વર્ણવીશું. હાલ તો છે તેને જ બરોબર સમજી લઇએ.

અભિનવ

(પુ. ૫૧ મું, માહે જાન્યુઆરી–ફેબ્રુઆરી, ૧૯૦૪)

---

1. Writes Mr. J. C. Bonerjee, M. A.

આસ્ટ્રિયા તથા ઈટલીની વચ્ચે લડાઈ થઈ તેમાં ઈટલીના પક્ષકાર ફ્રેંચ લોકોમાંથી એક જણ બલૂનમાં બેસીને આસ્ટ્રિયાના લશ્કરની ચરચા જોઈ પોતાનાં માણસોને માહિત કરતો તે કયાંથી બન્યું હોત !

આ લખવા ઊપરથી નવા શોધ કરવાના વિચારમાં ગુંથાવાને હાલમાં તમને અમે ભલામણ કરીએ છીએ એમ નહિ સમજવું; આ તો અમે ચાર લીટીઓ લખીને વિવક્ષાનો લાભ લીધો. આવા બારિક શોધના વિચાર કરવાનું કામ, શોધક પુરૂષોને સોંપીને આપણે આપણી કડાકુટ કરીએ.

અમે નીચે, નાગરોને થોડી સૂચના આપીએ છીએ તે ઊપર જો તેઓ ધ્યાન પોંહોંચાડશે તો તેમાં મોટા મોટા બારિક વિચાર કરવાને તેમના મગજને તસ્દી પડે એવું નથી.

ભાઈઓ તમારી સ્ત્રીઓ બીજી કેટલી એક જાતિની સ્ત્રીઓ કરતાં વધારે કોમળ, સમજુ અને થોડીઘણી ભણેલી હોય છે તેથી તમે કાંઈ તેમના ફાયદાને વાસ્તે ફેરફાર કરો તો તેથી તેઓનો મિજાજ ખશી જાય, ને તમારા ઊપર ગુસ્સે થાય એવું નથી. ત્યારે તમે અઘેણીની ક્રિયા કરવાને દાહાડે ખરેખર તેમને શું કરવાને કાયર કરો છો ? તમે સારી પેઠે જાણો છો કે અબળા જાત ઘણી નાજુક હોય છે તેથી તેમનાથી કાંઇ અડચણ વેઠાતી નથી તેમાં વિશેષે કરીને ઊપર લખવા પ્રમાણે તમારી સ્ત્રીઓ તો વધારે કાયર થાય એમાં નવાઇ જેવું નથી. જેને મહિના રેહે છે તેને ચેન પડતું નથી, કશા ઊપર ભાવ રેહેતો નથી, આજ આ વસ્તુના ઊપર અભાવ થાય છે, ને કાલે બીજી ઊપર, અને જો ટુંકામાં કહીએ તો જેમ જેમ મહિના થતા જાય છે તેમ તેમ, બેચેની અને કાયરપણામાં વધારો થાય છે. અવતરવાની પાસેના દિવસોમાં તો તેઓ છેક બેહાલ થઈ જાય છે; અને તે વખતે તમારે તેમની ઘણી બરદાશ્ત લેવી જોઈએ તેને બદલે કેટલું બધું દુઃખ આપો છો ! તમે જ્યારે અઘેણી-